આશા રાખીએ કે ગુજરાતી બોલનાર સૌ કોઈ આ વિરલ પ્રકાશનને વધાવી લેશે.

શ્રી. ઉમાશંકરભાઈએ જે સુંદર આમુખ લખી આપેલ છે તે માટે તેમનો હાર્દિક આભાર માનું છું. આ સંગ્રહ ઝડપથી પ્રકટ કરવામાં ખૂબ સહાયભૂત બનવા બદલ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંચાલકો અને શ્રી જયભિખ્ખુભાઈની ને શ્રી. શિવશંકર શુક્લની આભારી છું.

જન્માષ્ટમી સં ૨૦૨૦<br>૯૯ પરિમલ સોસાયટી<br>અમદાવાદ ૬

રત્ના પ્રભુદાસ પટવારી

# દર્પણમાંની દુનિયા

૧

ગુજરાતના જીવનમાં પૂ. શારદાબહેન મહેતા અને ડૉ. સુમન્ત મહેતા—એ વયોવૃદ્ધ દંપતીનું સ્થાન એક સંસ્કાર-તીર્થ જેવું છે.

શારદાબહેન ગુજરાતમાં પ્રથમ ગ્રેજ્યુએટ થનાર બહેનોમાંનાં એક. ગુજરાતની તેમ જ દેશભરની સ્ત્રીજાગૃતિ, સ્ત્રીકેળવણી અને સમાજ-સેવાની પ્રવૃત્તિ સાથે નિકટતાથી જોડાયેલાં. ડૉ. સુમન્તનું ઘડતર જુદા ફલક ઉપર ચાલ્યું. અભ્યાસ માટે અને પછી સયાજીરાવ ગાયકવાડના ડૉક્ટર તરીકે પરદેશ ખેડવાના અને અનેક વિચક્ષણ માણસોના પરિચયમાં આવવાના પ્રસંગો એમને આવ્યા. ૧૯૧૫માં ભર યુવાવસ્થામાં બંનેએ ગોખલેના અવસાન પછી જીવન દેશને અર્પણ કરવાનો નિરધાર કરી સામાજિક પ્રવૃત્તિમાં ભાગ લેવાનું શરૂ કર્યું. સર્જન તરીકેની ઉચ્ચ ખ્યાતિ પામ્યા પછી ડૉક્ટર સાહેબે ૪૪ વરસની વયે ૧૯૨૧માં અમલદારી છોડી અને પોતાનો સમય આજીવિકા પાછળ ગાળવાનું બંધ કર્યું. ગાંધીજી આવતાં પહેલાંનો આપણા દેશમાંનો ઉગ્ર મંથનયુગ, સ્વાતંત્ર્યની લડતોનો તેજસ્વી પુરુષાર્થયુગ અને સ્વાતંત્ર્યોત્તર કસોટીયુગ—એ ત્રણે સાથે આ દંપતીનો સંબંધ જીવંત અને આત્મીયતાભર્યો છે. એમના હૃદયના તારેતાર એ બધા સમયપટની મુખ્યમુખ્ય ઘટનાઓ સાથે જોડાયેલા છે. આવી મહાનુભાવ વ્યક્તિઓ સાથે વાતચીત કરતા હોઈએ છીએ ત્યારે ઇતિહાસની રુદ્રવીણાના સ્વરો જાણે આપણા કાનમાં, હૃદયમાં, આખી ચેતનામાં ઊભરાતા હોય એવો અનુભવ થાય છે.

છેલ્લા વરસેકથી અતિવૃદ્ધાવસ્થાને લીધે અમદાવાદનો પોતાનો નિવાસ સંકેલી લઈ બંને હવે પોતાના દીકરાઓ સાથે કાં તો નાગ-પુર કાં તો મુંબઈ રહે છે. અમદાવાદમાં હતાં ત્યારે સાંજના ગુજરાત

કૉલેજ પાછળના રસ્તાઓ ઉપર અચૂક એમનાં દર્શન થાય. એ ભાગમાં એક નાનો બગીચો થયો ત્યાર પછી ઘણુંખરું રોજ સાંજે બાગના અમુક વર્તુલમાં કે ઘાસ પર તેઓની બેઠક હોય. જાતજાતના, ભાતભાતના, મિત્રો ત્યાં હોય—વિદ્યાર્થી, અધ્યાપક, વકીલ, સંન્યાસી, બાળક. એમણે તો સંસારમાંથી પગ ઉઠાવી લીધેલા, તેમ છતાં બધાંને એમની હૂંફ એવી મળે કે શું મોટેરાંને, શું નાના બાળકને, દરેકને એમ લાગે કે પોતે એમના ધ્યાનનુ કેન્દ્રબિંદુ છે.

શારદાબહેને ‘ જીવનસંભારણાં ’માં પોતાના અનુભવો આલેખ્યા છે. ડૉક્ટર સાહેબે આત્મકથાનો કેટલોક ભાગ લખ્યો છે એમ સાંભળ્યું છે. ડાયરીઓ પણ એમણે લખેલી છે. બીજી પણ કાગળો વગેરે સામગ્રી એમની પાસે સારી એવી એકઠી થઈ હોય એ સ્વાભાવિક છે. અમદાવાદ છોડતી વખતે કેટલીક વ્યક્તિઓ વિશેની અંગત વિગતોવાળી સામગ્રી એમણે કાળના ઉદરમા વિલીન કરી. પોતાની પાસે રહેલી સામગ્રીને પુસ્તકનો આકાર આપી શકે એવી હવે તેમની અવસ્થા ન કહેવાય. આ સંજોગોમાં એમના સેંકડો લેખો અને નોંધોમાંથી પસંદ કરીને આ ‘ સમાજ દર્પણ ’ આપવામાં આવ્યું છે એ અત્યંત આવકારપાત્ર છે.

૨

‘ સમાજ દર્પણ ’માં છેલ્લી ત્રણ ચાર પેઢીનાં ચિત્રો પ્રતિબિંબિત થતાં જોવા મળે છે. લેખક કોઈ વ્યક્તિ વિશે લખે છે ત્યારે પણ ચિત્રઘણું ખરું પેલી એક વ્યક્તિનું નહિ પણ એની આખી પેઢીનું ઊભી આવતું હોય છે.

આરંભમાં મળે છે યુરોપીયતાથી રંગાયેલાં, પણ મુખ્ય યુરોપીય મૂલ્યસ્વતંત્રતાનો આપણા દેશમાં સદંતર અભાવ જોઈ અકળાઈ ઊઠેલાં જાગ્રત નવભારતનાં નરનારીઓ. નવજાગૃતિના એક મુખ્ય પ્રતિનિધિ રમેશચંદ્ર દત્તની વાત લેખક કરે છે તો અઘોરનાથ ચટ્ટોપાધ્યાયનો અને એમનાં વિચક્ષણ પુત્રપુત્રીઓનો નજીકથી પરિચય કરાવે છે.

યુરોપમા હિંદ માટે ઝૂઝના વીરેન્દ્ર 'ચત્તો' અને મુબઈના પછાત લત્તામા કામ કરતી તેમની 'ચ ડિકાસ્વરૂપ' બહેન સુનલિનીના ચિત્ર સ્મૃતિમા અ કાઈ જાય એવા છે

હિંદની મુક્તિ માટે મરી મટનાર વીર નારી માદામ કામાનુ રેખાચિત્ર એક સામાજિક પત ગિયામાથી એકાએક ઝામીની રાણી જેવી વીરાગનામા પનટાઈ જનાર અને શક્તિનુ બુદ્બુદ મુક્તિસગ્રામમા આપનાર સન્નારીની યશોગાથારૂપ છે યુવક ડૉક્ટર પોતાના એમની સાથેના સપર્કની મ દથી એ ચિત્ર ઉપસાવે છે એટલે એ ચિત્રમા આત્મીયતાની આછી ઝાય પણ વરતાય છે

એક ચુસ્ત આર્યસમાજી 'પડિત' તરીકે કારકિર્દી શરૂ કરનાર પણ પછીથી ૧૯૦૫મા લડનમા 'ઇન્ડિયા હાઉસ' સ્થાપનાર અને યુરોપમા હિદ માટે અવિરત પ્રવૃત્તિઓ ચનાવી ૧૯૩૦મા જીનીવામા અવસાન પામનાર શ્યામજી કૃષ્ણવર્માનુ ચિત્ર, એ વિલક્ષણ પુરુષની શક્તિના વિવિધ પાસાનો કાઈક પરિચય મળી રહે એ રીતે, વધુ વીગતે પણ તટસ્થપણે આલેખવામા આવ્યુ છે, 'એ જીવનમા અનેક અતિ ઉજ્જવળ પાસા હતા, પણ તેની સાથે નીચતા પણ હતી' – એમ લેખક સ્પષ્ટપણે નોધે છે

દેશમા નાના મોગ કામ કરનાર કેટનીક બહેનોના રેખાકન 'સમાજ દર્પણ'માં જોવા મળે છે તેમા શ્રી ઇન્દિરા ભાગવત સહેજે આગળ તરી આવે છે દીકરીને વધુ ભણવા દેવા એની માતાને સમજાવવામા ડૉક્ટર સાહેબ યુરોપ જતા સ્ટીમર પર શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીની મદદથી સફળ થાય છે " છેવટે શીનાબાઈએ ઇન્દિરાને ઑક્સફર્ડ મોકલવાનુ મજૂર કર્યું મે ઇન્દિરાને કહ્યુ કે હવે તારે મને દક્ષિણા આપવી પડશે તુ ભણીને સ્વદેશ આવે ત્યારે બે વર્ષ સુધી તારે શિક્ષકનુ કામ કરવુ પડશે એણે તે સ્વીકાર્યું ' અને ખરે જ ઑક્સફર્ડની ઉપાધિ લઈને પાછા ફર્યા પછી શ્રી ઇન્દિરાએ ગુજરાતમાં મહિલા અધ્યાપાના આચાર્ય તરીકે અનેક વર્ષ સેવા આપી

૫. સુખલાલજી સાથેના વાર્તાલાપમાં બીજા અનેક વિષયો ચર્ચાય છે તેમાં ડૉક્ટર સાહેબના બંનેના મિત્ર સદ્‌ગત રામનારાયણ વિ પાઠક અંગેના ઉદ્‌ગાર "મારા લાંબા અનુભવની અંદર મને એમના જેવો કોન્વરસેશનલિસ્ટ એટલે વાતચર્ચા કરવામાં નિપુણ માણસ મળ્યો નથી"—મા શ્રી પાઠકના વિશેષ સબંધમાં આવેલા સૌ કોઈ ટાપશી પૂરશે શ્રી કે ટી શાહ અને બ ક ઠા ના ચિત્રો પણ સુરેખ ઊઠયા છે (૧૯૪૮મા ઉત્તર અને પૂર્વ હિંદના પ્રવાસમાથી પાછા વળતા વર્ધામા શ્રી કિશોરલાલભાઈ ને હું મળ્યો ત્યારે એમણે કહેલુ: 'સસ્કૃતિ'એ મને એક નવી ઓળખાણ કરી આપી છે 'સસ્કૃતિ'મા છપાયેલા બ ક ઠા ઉપરના આ લેખમાં પોતાનો ઉલ્લેખ હતો તે ઉપરથી પ્રો બ ક ઠાકોર અને એમની વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો હતો એમ જાણવા મળ્યુ)

'ભુલાય એ શે કદી?' મથાળાથી ત્રણ લેખો છે એ ત્રણે જેને Unknown Soldier—અજ્ઞાત સૈનિક—કહે છે તેવી વ્યક્તિઓ વિશે છે એક તંત્રી તરીકે ડૉક્ટર સાહેબને મે અનેકવાર વિનતી કરી છે કે પ્રજાઘડતરમાં આવા 'નાના મોટાઓ'નો ફાળો ઘણો બધો હોય છે, આપ એવા ઘણાને આત્મીયતાથી ઓળખતા હશો, તેમનાં ચરિત્રો આપો ડૉક્ટરસાહેબ વાતચીતમા હમેશાં આવા માનવરત્નો વિશે ઉમળકાથી બોલતા હોય છે અને કેટલાકની, અજ્ઞાત સૈનિકો ઉપરાંત આ સગ્રહમા બે સુલોચનાબહેનોની છે તેવી, ચરિત્ર-રેખા એમણે આલેખી પણ છે દેશના મહાન વક્તાઓની વાત કરતા ડૉક્ટર સાહેબ ભાઈલાલભાઈ જેરાભાઈ પટેલને ન સભારત તો એ સજ્જન વિશે આપણને શી રીતે કશુ પ જાણવા મળત? સરદાર વલ્લભભાઈ, સી વી રામન અને રાધાકૃષ્ણન સાથે એકશ્વાસે ભાઈ લાલભાઈ જેરાભાઈનું નામ તો ડૉક્ટર સાહેબની રીતે દુનિયાને જોવાની દૃષ્ટિ હોય તે જ લઈ શકે.

'સમાજ દર્પણ'માં પરદેશની એક ગાંડાઓની હૉસ્પિતાલનો પરિચય મળે છે તો અમેરિકન નીગ્રો અને હિંદુ અસ્પૃશ્યોની હાલત નિરૂપાઈ છે, બદલાતા પહેરવેશની, સાધુઓની અને આપણા પારસી-ભાઈઓની ઝાંખી કરાવવામા આવી છે તો સળગતા જ્વાળામુખીઓ, અંગારા પર ચાલવાના પ્રસંગો,* અગડના ખેલ, વાઘના શિકાર અને અલબેલી મુંબઈનાં ચિત્રો પણ રજૂ થયા છે આ બધી વિવિધ અને કૌતુકપ્રેરક સૃષ્ટિને સમભાવથી—અને સાથે સાથે તટસ્થતાથી—જોનાર ડૉક્ટર સાહેબની છબી પણ સુરેખ ઊપસી આવ્યા વિના રહેતી નથી.

ડૉક્ટર સાહેબના પોતાને વિશેના થોડાક લખાણો પણ આ પુસ્તકમા સંગ્રહાયા છે બાળપણ વિશેના લેખથી એમનો કોઈથી પણ ન અંજાવા-નો સ્વભાવ, એકાન્તપ્રિયતા અને બુદ્ધિબળને માનવના 'સર્વોત્તમ સાધન' તરીકે જોવાની વૃત્તિ—એ એમના ચારિત્ર્યની વિશેષતાઓ પર પ્રકાશ પડે છે. 'અમારા દંપતીજીવનની અર્ધશતાબ્દી' એ આકાશવાણી પરના વાર્તાલાપમા અનુભવસમૃદ્ધ દંપતીના બહુમૂલ્ય વિચારો જાણવા મળે છે. 'જો ફરી જીવવાનુ હોય તો'-મા ડૉક્ટર સાહેબ 'દિવ્ય અસંતોષ'ની વૃત્તિવાળા સદા વિકાસવાચ્છુ માનવી તરીકે પોતાની સિનઆવડતોનુ સ્મરણ કરે છે

કોઈ પણ જાતની સંકુચિતતા વિનાના આચાર તરફ ડૉક્ટર સાહેબનો પક્ષપાત છે 'ગાધીજીની માનસિક ઉદારતા'માં અને 'સયાજી-રાવ અને માલવીયજી'મા એની પ્રતીતિ થાય છે

ડૉક્ટર સુમન્ત મહેતા મને ઘણીવાર ગુજરાતના કે આપણા હિંદ દેશના સમાજમા જરી જુદી જાતના માણસ લાગ્યા છે એમના અભિ-ગમો (approaches) મુખ્યત્વે બૌદ્ધિક (rational) હોય છે. પરંપરા, સંપ્રદાય, રૂઢિ—એને વશ થઈ ને એ જોતા હોય એવુ કયાય

* સાબરકાઠા જિલ્લામા ખેડબ્રહ્મા પાસે આગિયા કરીને ગામ છે ત્યા હોળાના અંગારા પર આખા ગામના લોકો ચાલે છે

ન દેખાય. એટલે એમનાં તારણોમાં એક જાતની સ્વતંત્રતા, વિપ્લવવાદિતા અને તાજગીનો અનુભવ થયા વગર રહે નહિ. આપણા લોકોમાં, હજી આજેય તે વિરલ જોવા મળતું વૈજ્ઞાનિક વલણ એમનામાં યુવાવસ્થાથી બંધાયેલું જોઈ શકાય છે.

આની સાથે સાથે યુવાવસ્થાથી જ પરશાસિત હિંદને સ્વતંત્ર જોવા માટેની એમની અદમ્ય લગની પણ છૂપી રહેતી નથી. કોઈ સાંપ્રદાયિક ધર્મ, ધર્મવેડા—એવા બંધાથી એ દૂર રહે છે, ધર્મતત્ત્વની ચર્ચા પણ જવલ્લે જ કરતા જણાય છે, તેમ છતાં જીવન પ્રત્યેનો એમનો બૌદ્ધિક, વૈજ્ઞાનિક અભિગમ, પોતે ખુલ્લા મગજ (open mind) વાળા માનવી રહે એની આડે આવતો નથી, એ 'જગત શ્રદ્ધા પર જીવે છે,' જેવા લેખથી સમજાય છે બૌદ્ધિક–વૈજ્ઞાનિક વલણ અને સુધારકનો ઉત્સાહ એના સંમિશ્રણથી એમનું વ્યક્તિત્વ એવું ઘડાયું છે કે ક્યારેય ભલે ધર્મની સીધી વાત ન કરનારા, તેમ છતાં જેના હૃદય પર ભગવા રંગની છાંટ લાગેલી છે એવા, પુરુષ તરીકે એ પ્રતીત થાય છે

૩

ડૉક્ટર સુમન્ત મહેતાએ ૧૯૨૦ પછીના સમયના આપણા ઉત્તમ માસિક 'યુગધર્મ'ના સંચાલનનું કાર્ય કરેલું છે, અને લગભગ અર્ધી સદી જેટલો સમય એમનું પ્રકીર્ણ લેખનકાર્ય ચાલ્યું છે, તેમ છતાં એક સાધન તરીકે જ એમણે લેખનનો આશ્રય લીધો છે એક સુધારક તરીકે, સમાજચિંતક તરીકે, એમણે લેખો લખ્યા છે. એમની શૈલી મુખ્યત્વે પત્રકારની રહી છે. કોઈ વાર લખાણ ટાંચણો જેવું પણ થઈ જતું હોય છે અને એવે પ્રસંગે શૈલીનો અભાવ વરતાય છે. પણ કેટલીકવાર સુગ્રથિત રચના મળે છે ત્યારે એમની આગવી શૈલી ઊઘડે છે ; 'બ. ક. ઠા.' એનો એક ઉત્તમ નમૂનો છે.

એ લેખમા આછી વિનોદની સેર છે, તેનાં દર્શન કવચિત્ બીજે પણ થાય છે—

'જ્યારે અવાજ ન કરવાનો હોય ત્યારે જ ખાસી ખાવાની જબરી હાજત થઈ આવે છે (પૃ ૨૯૩)

'હવે તો (વાઘ નજીક આવતા) અમારા ગરીરને રૂંવાડે રૂવાડે આખો આવી ગઈ' (પૃ ૨૯૪)

'પણ આ વખતે એ (હિંદના જ્વાળામુખી) સ્ટ્રોમ્બોલીની સાથેની સહાનુભૂતિને કારણે ચિડવાયો હતો' (પૃ ૨૪૮)

'સવારે ફરવા નીકળ્યો ત્યારે જ ગલી (અરે ખુદા! જે પાજરામા નથી તેને માટે મારાથી 'જ ગલી' શબ્દ વપરાઈ ગયો છે તેનો અર્થ તો એ થયો કે જે પાળેલા પક્ષી પાજરામા છે તે સુધરેલા કહેવાય) તેતર જોયાં અને સાભળ્યા' (પૃ ૪૪૫)

છેલ્લા દૃષ્ટાન્તમા આછો કટાક્ષ પણ છે કોકવાર, કોક વાર જ, તીખો કટાક્ષ પણ એમના લખાણમા પ્રગટ થાય છે:

'મારા દેશના આ બધુઓ (બાકડા ઉપર પગ મૂકીને એની પીઠ ઉપર બેઠેલા) ન ઊડ્યા તે ન જ ઊડ્યા' (પૃ ૩૩૩)

'ઘેર જુલમથી આશાવાદી રહેવાનો પ્રયાસ કરી રહ્યો છુ' (પૃ. ૩૩૫)

'મુખ્ય પ્રશ્ન તો એ છે કે આપણી આખોના ગોખલા(સોકેટ)મા 'ઈશ્વરે' આખો મૂકી છે કે વાલના લીલવા?' (પૃ ૩૦૦)

'મારુ બચપણ' એ લેખકના વ્યક્તિત્વનો, અને શૈલીનો પણ સારો ખ્યાલ આપે છે.

'હવામા જ્યારે પુષ્કળ ભેજ (લુમ્મસ) રહેતો ત્યારે કમળના પાદડા પર ભેજના બિદુઓ મોતીના દાણા જેવા બાઝતા ધીમેધીમે તે મોટા થતા અને પછી પાદડાથી તેનો ભાર ઝિલાતો નહી એટલે તે નમી પડતા અને ટીપા તળાવમા સરી પડતા

"એક વ્યક્તિ અથવા આત્મા સમષ્ટિ અથવા પરમાત્મામા ભળી જાય છે એવું જ્યારે મેં મોટપણમા વાચ્યુ (The Dew-drop slips into the shining Sea) ત્યારે આ ઉપમા સમજાવી મને સહજ લાગી" પૃ (૧૮૨)

પ્રસંગનું નિરૂપણ સચોટ રીતે થયું હોય તેનું 'પ્રેરણાત્મક અનુભવો'ના આરંભનાં પૃષ્ઠ એ ઉદાહરણ છે. નિરૂપણ ટૂંકી વાર્તાની કલાની કક્ષાએ પહોંચતું જોવું હોય તો 'આઝાદીનો રંગ'માં તે મળશે. શ્રીયુત નાખવાના જીવનમાં એનો ચિરંજીવી કેવી અકળ રીતે, છતાં સહજ રીતે, મહાન પરિવર્તન લાવે છે તેની રોમાંચક કથા કથાત્મક રીતે રજૂ થઈ છે.

આ 'સમાજ દર્પણ' બહાર આવતાં ચિત્રો રહી ગયાં હોય તે બીજા સંગ્રહમાં ભેગાં થાય અને ડૉક્ટર સાહેબનાં આત્મકથાત્મક લખાણો પણ, તૈયાર હોય તે, પ્રગટ થાય એ આશા સાથે આ પુસ્તકનું હૃદયપૂર્વક સ્વાગત કરીએ.

અમદાવાદ: ૧૫-૮-૧૯૬૪ — ઉમાશંકર જોશી

## ખંડ રજો

## ખંડ ૪થો





# એક વિચક્ષણ કુટુંબની ઝાંખી

૧૯૨૧માં મને એક અજબ અને વિચિત્ર અનુભવ થયો હતો. ચિત્તભ્રમથી પીડાતા એક દરદીને લઈને મારે જર્મનીના પાટનગર બર્લિનના એક દવાખાનામાં આઠ મહિના રહેવું પડેલું. વિશાળ બાગના એક ખૂણામાં અમારું 'સેનેટોરિયમ' હતું. આસપાસ સુંદર બાગબગીચા હતા. ઉત્તમ સરસામાન, સારો સાદો ખોરાક, મોટું વાચનાલય, થોડાં બ્રિટિશ છાપાઓ પણ ખરાં અને એક સારું બિલિયર્ડ ટેબલ. જો કે હું ચોથી વાર યુરોપ ગયો હતો તે છતાં બર્લિનમાં હું કોઈને ઓળખતો નહોતો. અને આ વર્ષે વિચારપૂર્વક હું ઓળખાણ કરવા ઇચ્છતો નહોતો. દવાખાનામાં જે જર્મન ડાક્તરો હતા તેમની સાથે હું અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષામાં મારું ગાડું ગબડાવતો.

એક દિવસ મારા પર ટેલિફોન આવ્યો. તેમાં મને પૂછવામાં આવ્યું કે તમે ડૉ. મહેતા છો? તેનો જવાબ મેં હકારમાં વાળ્યો. એમણે કહ્યું કે તમારા કેટલાક મિત્રો તમને મળવા ઇચ્છે છે. અમે બધા એક મિત્રને ઘેર એકઠા થયા છીએ. તમારા દવાખાનાની પાસે અમુક રેસ્ટોરાં છે ત્યાં તમે અમુક વખતે જશો તો અમારા એક મિત્ર દેસાઈ તમને મળશે. આ વાત ચાલતી હતી તે દરમ્યાન એણે કોઈ પાસે ઊભેલા હિંદી જોડે વાત કરેલી તે મેં સાંભળી હતી. ફોન કરનાર કોણ છે તે એને હું પૂછું ત્યાર પહેલાં એણે ફોન મૂકી દીધો.

આવા મોખમ આમંત્રણથી માફે જવું કે નહીં એ વિકટ પ્રશ્ન ઊભો થયો હું કોઈ ફેસાઈને ઓળખતો નહોતો કોઈની સલાહ લઈ શકું એવું કોઈ મારી સાથે હતું નહીં થોડી વારે મે નક્કી કર્યું કે રેસ્ટોરાં મોટા રસ્તા પર હતી તેથી ત્યાં સુધી તો જવું પછી આગળ જવું કે કેમ તેનો નિર્ણય રેસ્ટોરાંમાં કરી શકાશે

હું રેસ્ટોરાંમાં ગયો કે તરત એક હિંદી ઊઠયો, હાથ-મિલન થયું અને તરત જ એણે કહ્યુ કે તમારા કેટલાક વિપ્લવવાદી મિત્રો જે તમને અનેક વાર મળ્યા છે તે એકઠા થયા છે પોલીસ તેમને ઓળખી કાઢે તેથી તેમનાથી દિવસે બહાર નીકળાય તેમ નથી હું પોતે તો બર્લિનમાં રહીને વેપાર કરુ છુ

હું જબરી વિમાસણમા પડી ગયો હવે કરવુ શુ ? મને ફસાવીને લૂટી લેવાની તરકીબ હોય તો ? મે એમને પૂછ્યુ કે તમે કોઈ જાણીતાનુ નામ ન આપો તો હું શી રીતે આવુ ? એણે કહ્યુ કે જુઓ ભાઈ, આ હિંદી મિત્રો યુરોપના અનેક દેશોમાંથી આવ્યા છે એ લોકો જીવને જોખમે ફરે છે તમને નામ કહુ અને તમે સાથે આવવાને બદલે પોલીસમા ખબર કરી દો તો તેમનુ શુ થાય ?

હવે મારે આવા હિંદીઓ સાથે ઓળખાણ તો હતી મારા હિંદી ભાઈઓનુ આમંત્રણ તરછોડી કાઢવાનુ મને ગમ્યુ નહીં અને ખૂબ ઝડપી વિચાર કરીને મે કહ્યુ કે, 'ચાલો, હું તૈયાર છુ'.

અમે ૧૫-૨૦ મિનિટ ચાલ્યા એક મોટા મકાનના બીજા માળે પહોંચ્યા અને એક ઓરડા પાસેની ઘંટડી વગાડી બારણામા બહાર કોણ આવ્યું છે તે જોવા માટે બાકોરુ હોય છે તે ખોલીને કોઈએ અમને જોયા અને બારણું એક મધ્યમ કદના ઘઉંવર્ણા, હસમુખા હિંદીએ ઉઘાડ્યુ મને જોઈને એ જરા ખચકાયો મને લાગ્યુ કે એનો તાત્કાલિક નિર્ણય બહાર નીકળીને વાત કરવાનો હશે પણ છેવટે અમને દાખલ કરીને મારી સાથે હાથ મિલાવ્યો અમે ખુરસીઓ પર બેઠા અને

એણે તરત જ મને કહ્યુ કે આવો ડૉકટર મહેતા ! આજે કાંઈ વિચિત્ર ભૂલ થઈ ગઈ છે. અમે જેમને મળવા ઇચ્છતા હતા તે તમે નથી.

એ મારા તરફ તાકીને જોયા કરતો હતો. એના મનમાં કાંઈ અજબ મથામણ ચતી હશે. થોડી વારે મને એમણે પૂછ્યું કે તમે કોઈ રીતે વિનાયક મહેતાને ઓળખો છો ? મેં જરા મોં મલકાવ્યું અને કહ્યું કે એ મારાથી ઠીક નાના છે તે છતાં મારા મામા થાય. એના મોં પર આનંદ ઊભરાઈ ગયો. એણે પાછો હાથ લંબાવીને મારા હાથમાં મૂકયો અને કહ્યુ કે વિનાયક મારા મિત્ર હતા અમે લંડનમાં સાથે અભ્યાસ કરતા હતા. મને તમારો ચહેરો વિનાયકના જેવો લાગ્યો. અમે બીજા દા. મહેતાને ઓળખીએ છીએ. મહારાજા ગાયકવાડની સાથે તે હશે, એવું માની લીધેલું. મારું નામ વીરેન્દ્ર ચત્તોપાધ્યાય છે.

મે મારું આખું નામ આપ્યું અને કહ્યું કે : ' હું અને મારા પત્ની, સરોજિની નાયડુ, તમારાં માતાપિતા અને બીજાં કુટુંબીઓને ઓળખીએ છીએ ' પછીથી અમે જૂના ખૂબ પરિચિત મિત્રોની જેમ વાતે વળગ્યા. થોડી વારે એમણે મને કહ્યું કે, ' મને એક મિનિટ માફ કરો. હું હમણાં જ પાછો આવું છું.'

એક મિનિટમાં એ બહાર આવ્યા અને મને કહે કે, ' મારી સાથે અંદર ચાલો. મારા મિત્રો તમને મળવા માટે આતુર છે.' સાત જન્મનું ઓળખાણ હોય એવી શ્રદ્ધાથી હું મોટા ઓરડામાં પેઠો અને મળ્યો લાલા હરદયાલ, નંબિયાર અને આખા યુરોપમાં ફેલાઈ જઈ ને છૂપી રીતે હિંદ દેશને સહન કરવા પડતા ઘોર અન્યાય, દુઃખ, ગરીબી, બેકારી વગેરે સામે બળવો કરવાની હિમાયતનો પ્રચાર કરતા હિંદી નવજુવાનો–હિંદુ તેમજ મુસ્લિમ–એ બધાને.

ભારત માતાના આ સપૂતો નાણાંની ભયંકર તંગી ભોગવતા હતા, પણ તેમની મગદૂર નહોતી કે હિંદ દેશમા પાછા જાય. જો જાય તો તેમના સાથી મિત્ર વિનાયક સાવરકરની જેમ તેમને હિંદી

(બ્રિટિશ) સરકાર દેશનિકાલની સજા ફટકારી મદે સૌ કોઈ જાણતુ હતુ કે લડનના 'ઇન્ડિયા હાઉસ'માં રહેના આ વિપ્લવવાદીઓ ખરેખરા તેજસ્વી હીરા જેવા જુવાનો હના, ઘણા તો અચૂક હિંદી સનદી નોકરી (આઈ સી એસ)મા પાસ થાય તેવા હતા કોઈ દાક્તર તો કોઈ બારિસ્ટર. કોઈ પણ મદ બુદ્ધિના માણસ પુરુષો નહીં આ નવા મિત્રોની સાથે ખાણું ખાતાં ખાતાં બે કલાક વાતોમા ગાળીને હુ સાંજેમાંજે મારી હૉસ્પિટલમા પહોચી ગયો

વીરેન્દ્ર ચત્તોપાધ્યાય તેમનો સરદાર હતો સૌ કોઈ એને 'ચત્તો'ના લાડીલા નામથી ઓળખતુ હતુ બ્રિટિશ સરકાર એને પાછો મેળવી લેવાના સતત પ્રયત્ન કરતી હતી જ્યારે ફ્રેન્ચ સરકારે એને ફ્રાંસથી નાસી જવાની સલાહ આપી ત્યારે એ બર્લિન ગયો જ્યારે જર્મન સરકાર પર સખત દબાણ આવે ત્યારે એ સ્વીડન નાસે આ જુવાનો રાજકીય લેખો છાપાઓમા લખીને જીવનનિર્વાહ કરતા હતા

થોડા સમય પછી મને ચત્તોએ પોતાના ઘરમા જમવા બોલાવ્યો તે દિવસોમાં એ એગ્નીસ સ્મેડલી સાથે રહેતો હતો એ વિદુષી અમેરિકન બાઈ જર્મન છાપાઓમા પત્રલેખક તરીકે કામ કરતી હતી પછીથી તો ચીનમા બેત્રણ વર્ષ સુધી રહી અને તેણે ચીન વિશે પુસ્તકો પ્રગટ કર્યાં

આ રખડતા ભમતાં રામ-સીતાને લગ્ન તો કરવાનાં હોય જ નહીં એ બન્ને પતિપત્ની તરીકે રહેતા બન્નેને યુરોપીય સગીતનુ ઉત્તમ જ્ઞાન હતું સ્મેડલીનુ ખાસ વાજિંત્ર પિયાનો હતુ અને ચત્તોનુ વાયોલિન એ બન્નેએ મારી રૂબરૂ રજૂ કર્યું અને મે દેખકની સજાવટ કરી મને બહુ પ્રેમપૂર્વક જમાડ્યો વાત-ચર્ચા બધી ઉચ્ચ કક્ષાની હતી આથી એ બન્નેને હોટેલ કે રેસ્ટોરામાં તો બોલાવી શકાય નહીં, કારણ કે તેઓ છુપાતા રહેતા હતા પણ હુ કેટલીક સારી વાનગીઓ મારી સાથે લઈ જતો

વર્ષો પહેના ચત્તો કેમ્બ્રિજમા ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો એના વર્ગમા એ ઉત્તમોત્તમ ગણાતો ઘણા ગણિતશાસ્ત્રીઓને સગીતનો શોખ હોય છે તેનુ જ ચત્તોનુ હતુ લડનમા રહેતી એક ખાનદાન આર્ઇરિશ કુટુબની યુવતી સાથે એ પરણ્યો એને પણ શાસ્ત્રીય સગીતનો ઘણો શોખ હતો એ બન્નેએ ત્રણેક વર્ષ અત્યત સુખમાં ગાળ્યા, પણ જ્યારે ચત્તોને દેશમુક્તિનો નાદ લાગ્યો ત્યારે એ બન્ને રાજીખુશીથી છૂટા પડર્યા

મને યુરોપમા જે જે હિંદીઓ મળ્યા હતા તે સૌ ચત્તોની બુદ્ધિમત્તા, કાર્યકુશળતા, નીડરતા અને એના મિનનસાર સ્વભાવના વખાણ કરતા હતા દેશસ્વાતત્ર્યની લડતમાં ભારતે એક હીરા જેવો વિચક્ષણ પુરુષ ખોયો—એ કદી સ્વદેશ આવી શકનો નહીં અમારુ સારુ ઓળખાણ થયુ અને મૈત્રી વધી ત્યાર મે જાણ્યુ કે જે ડૉ મહેતાને આ વિપ્લવ વાદીઓ મળવા ઇચ્છતા હતા તે ડૉ જીવરાજ મહેતા હતા

મે આઠ જ મહિના યુરોપમા રહેવાનુ સ્વીકાર્યુ હતુ તે પૂરા થતાં મે ડૉ જીવરાજને ચાર્જ સોપી દીધો અને હુ સ્વદેશ પાછો ફર્યો

*

પાછાં અનેક વર્ષો વીતી ગયા મારા જુવાન મિત્ર યુસફ મહેર અલી, જે નાની વયે મુબઈના મેયર થયેના અને જેમણે હિંદમા કોંગ્રેસ સમાજવાદી પક્ષ સ્થાપવામા ખૂબ જહેમત ઉપાડી હતી તેમણે મને પૂછ્યુ કે મુબઈના એક અતિ ગદા કગાલ મહોલ્લા કમાઠીપરામાં સુનલિની કામ કરે છે તે મે જોયુ છે? મે ના પાડી એ મને ત્યાં લઈ ગયો

મોટા રસ્તા પર ગાડી ઊભી રાખીને અમે પગપાળા ગલી ઓમાં પેઠા જાહેર જાજરૂઓનો ગદવાડ મને બતા યો, રસ્તામા વેચાતાં સડેલા શાકભાજી અને વધારે પાકી ગયેલા કેળા—સીતાફળ જેવાં ફળો બનાવ્યાં મનુષ્યને રહેવા માટે અયોગ્ય (યુ એચ એચ)

એવાં, અને તદ્દન પડી ગયેલાં ઘરોનો ગ દવાડ બતાવ્યો એક ચાલીનો દાદર અમે ચડવા માંડયો ત્યારે અમને અનેક ફિક્કી અને પાતળી સ્ત્રીઓ અને માંદલાં છોકરાંઓ સામેથી મળ્યા ઉપર એક સાંકડી ચાલી અથવા કઠેડાવાળો ઝરૂખો હતો તેમાં ઠેરઠેર છોકરાંઓનો મળ પડયો હતો ચાલીમાં પ દરેક ઓરડીઓનાં બારણાં લાઈનબધ દેખાતાં હતાં

ચાલીની છેલ્લી ઓરડીના બારણાને અમે ટકોર માર્યા એટલે એક પડોશણ બાઈએ બારણું ખોલ્યુ અને અમને કહ્યું કે બાઈ ને સખત તાવ આવ્યો છે આ ઓરડી છેવટની હોઈ ને તેમાં હવા-અજવાળાની સગવડ સારી હતી તે ઓરડીના એક ખૂણામા સુનલિની જમીન પર સૂતી હતી અમે બન્ને પાથરણા વિનાની જમીન પર ગોઠવાઈ ગયા અને અમે અંગ્રેજી ભાષામાં વાતો શરૂ કરી મહેરઅલીએ અમારુ ઓળખાણ કરાવ્યુ.

એ બહેનનુ નામ હતુ સુનલિની નબિયાર વર્ષો સુધી યુરોપમાં ભણેલી અને યુરોપમાં રહેતા હિ દી વિપ્લવવાદીઓમાંના એક નબિયાર સાથે એ પરણી હતી એ હતી સરોજિની નાયડુની એક નાની બહેન ઉચ્ચ કેળવણી લીધેલી આ ઘણી બુદ્ધિશાળી બહેન કમાઠીપરાની ગરીબ પ્રજામા સેવાકાર્ય કરી રહ્યાં હતાં મે એમની દવા માટે ગોઠવણ કરી, પણ આ બાઈનુ કામ જોઈ શકયો નહીં

મહેરઅલીએ મને કહ્યુ કે આ બાઈના અથાક પરિશ્રમના પરિણામે એણે કંગાલ કુટુબોને પુષ્કળ રાહત આપી હતી

પાછાં થોડાં વર્ષો વીતી ગયા એક દિવસ ચોપાટીની રેતીમાં કોઈ મોટી સભા મળી હતી વખતે લોકમાન્ય ટિળકને માટે હશે સભા બહુ મોટી હતી કોગ્રેસીઓ અને બીજા આમ જિતોએ આગળની બધી ખુરશીઓ રોકી લીધી હતી

ઊંચી કાઠીએ કોગ્રેસી ધ્વજ ફરકતો હતો સભાને હજી વાર હતી અને મજૂરો છેક પરેલથી સરઘસ આકારે પગપાળા આવતા

હતા થોડી વાર પછી હજારો લોકો સૂત્રો પોકારતા પાસે આવતા સંભળાયા સરઘસને મોખરે લાલ ઝંડો ઝાલીને સુનલિની ધમી આવતી હતી બધા સ્ત્રીપુરુષો રસ્તાની ધૂળથી નાહી ગયા હતા જે સુનલિની મે જોઈ હતી તે આ નહીં વીખરાયલા વાળ લાલચોળ આખમાથી તણખા વેરાતા હતા એ પ્રમુખસ્થાન—ટેબલ તરફ ધસી ગઈ એક ક્ષણના છઠ્ઠા ભાગમા બધુ બની ગયુ પ્રેક્ષકો સ્તબ્ધ થઈ ગયા હતા

આ ચંડિકાસ્વરૂપ બાઈએ કોંગ્રેસી ધ્વજ નીચે ઉતાર્યો, સાથે લાલ ઝંડો બાધી દીધો અને પાછા બન્નેને સાથે ઊંચે ચડાવ્યા. સુનલિનીની સાથે આવેલા મજૂરોએ ખુરશીઓ હટાવી દીધી ઘણા પ્રતિષ્ઠિતો નાઠા અને ત્યા મજૂર આગેવાનો ગોઠવાઈ ગયા તેમને પાછળ બેસાડવાનુ કાવતરુ નિષ્ફળ ગયુ

સુનલિની લાલ ઝડાની પાસે ઊભી રહી એની પાછળ હજારો મજૂરોનુ બળ હતુ હુ અહિંસામા માનુ છુ અને હિંસાને સિદ્ધાત તરીકે માનતો નથી પણ આપણે લક્ષમાં રાખવાનુ છે કે માતાનાં સ્વરૂપ અનેક છે . પાર્વતી છે, સરસ્વતી છે અને લક્ષ્મી છે એનુ સ્વરૂપ સૌમ્ય હોય કે રૌદ્ર પણ હોય, કલ્યાણ કારી હોય કે રાક્ષસનો સંહાર કરનાર કાલિકા હોય કે ચડિકા હોય, મારી આખની સામે આજે તરી આવે છે એક સચોટ ચિત્ર, અઘોરનાથ અને વરદાદેવીની દીકરી અને યુરોપના વિપ્લવવાદી 'ચત્તો'ની શૂરવીર બહેન, મુંબઈના મજૂરોની રક્ષક સુનલિની નંબિયારનુ

૧૯૧૨મા જ્યારે અમે ડૉ અઘોરનાથ ચત્તોપાધ્યાયના ઘરથી અમારા મુકામ પર ગયા ત્યારે અમને રસ્તો બતાવવા માટે હરિકેન ફાનસ લઈ ને આ વિચક્ષણ કુટુબનો સૌથી નાનો છોકરો હરીન્દ્ર આવ્યો હતો મોટા થયા પછી એણે ગરીબ, દુ:ખી, પીડિત, શરીરકશ અને કચડાયલા વર્ગ માટે સુદર કાવ્યો લખ્યા હતા બાપના જેવુ કદાવર શરીર હતુ અને તેવો જ મસ્ત અને લહેરી કાવ્યો પછી એણે નાટકો

શખ્યાં, અને નાટકો ભજવવામાં એ કુશળ થઈ ગયો. એક મનગારી જુવાન ખૂબસૂરત વિધવા કમળાદેવી સાથે એણે લગ્ન કર્યાં. એ પણ બુદ્ધિશાળી અને કલાપ્રિય હતી. એ પણ નાટક ભજવવામાં સામેલ થઈ અને એ બન્ને શિષ્ટ કાવ્યોનું વાચન (રેસિટેશન) પણ કરતાં. પીડિતો અને દુખિયારા કંગાળોનાં દુઃખ અને ધનવાનોની જાહોજલાલી જોઈને એનો આત્મા કકળી ઊઠ્યો. એણે સામાજિક ગજવો કરવાનો પોકાર કાવ્યોમાં ઉતાર્યો.

આ લગ્ન થોડાં વર્ષો સુધી ખૂબ સુખી રહ્યું, પણ પછીથી એ બન્નેને છૂટા પડવું પડ્યું. એ કમળાદેવી ચટ્ટોપાધ્યાય આજે હરીન્દ્ર કરતાં વધારે જાણીતી થઈ છે.

*

સરોજિનીદેવીની દીકરી લીનામણિ ઘણી બુદ્ધિશાળી હતી અને દિલ્હીના મુખ્ય સચિવાલયમાં ઉચ્ચ નોકરી ભોગવતી હતી. અંગ્રેજી ભાષા પર એનું પ્રભુત્વ એટલું સારું હતું કે ઠરાવો અને લખાણના મુસદ્દાઓ ઘડવામાં એ ઘણી કુશળ ગણાતી. એનું અકાળે મૃત્યુ થયું હતું. બીજી દીકરી પદ્મજા હાલ બંગાળાની ગવર્નર છે તે જાણીતી વાત છે. સરોજિનીનો દીકરો ડૉ. જયસૂર્ય પણ મામૂલી વ્યક્તિ નથી. એને ગામડાઓના વૈદકીય પ્રશ્નનો સારો અભ્યાસ છે અને તેની વ્યવસ્થામાં મશગૂલ રહે છે.

હમણાં થોડા જ સમય પહેલાં ટાગોર શતાબ્દીને અંગે હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયે એક જૂની હકીકત પ્રગટ કરી છે તે નોંધવા જેવી છે. સૌમ્યમૂર્તિ રવીન્દ્રનાથને બળવાખોર અઘોરનાથ માટે પુષ્કળ માન હતું. બન્નેના સ્વભાવ જુદા, પણ એક સામાજિક અને રાજકીય બળવાખોર અને બીજો સાહિત્ય, કળા અને અન્ય પ્રવૃત્તિઓમાં બળવાખોર.

અઘોરનાથ પૂર્વ બંગાળના એક નાના ગામડાના ગરીબ બ્રાહ્મણ કુટુંબનો છોકરો હતો. બુદ્ધિશાળી ઘણો પણ શાળામાં ભણવાનું ગમે

નહીં આખો દિવસ હોડીમા રખડયા ભમ્યા કરે સૃષ્ટિસૌન્દર્ય માણે, માછલા પકડીને ઘેર લાવે નાની નદીઓ પર વસેલા નાનાં ગામડાંઓમા એક રખડેલ ભટકતા નાપાક જુવાન તરીકે એની ખ્યાતિ કુળ સારુ હતુ પણ આવા અબ્રાહ્મણને દીકરી કોણ આપે ? ૧૨ વર્ષની વયે એણે પોતાની જનોઈ ને ગગા નદીમા પધરાવી દીધેલી ( આ વાત હશે છેક ૧૮૬૦ પહેલાની )

આ નદીઓ પર એક ડાકુઓની ટોળી હતી તે ગામડાઓને લૂટે આઝાદ અઘોરનાથે તેમની સાથે દોસ્તી કરેલી એક દિવસ અઘોરનાથે એક નાના ગામડામાં અતિ રૂપાળી બ્રાહ્મણની દીકરી જોઈ એણે આ છોકરીને પરણવાનુ આમત્રણ આપ્યુ, પણ તેના માબાપ આવા વ ઠેલ છોકરાની સાથે લગ્ન શા માટે કર ? છેવટે અઘોરનાથે ડાકુઓના મદદથી આ વરદાદેવીને ઉપાડીને તેની સાથે લગ્ન કરી નાખ્યાં

આ બળવાખોર અઘોરનાથે બર્લિન યુનિવર્સિટીની ઉચ્ચ પદવી ( પીએચ ડી ) મેળવી અને હૈદ્રાબાદમા પ્રોફેસર થયા પછીથી એ મોગ રાજકીય વિપ્લવવાદી બની ગયા એમના લગભગ બધા જ સતાનોમાં વિશિષ્ટ પ્રકારની વિચક્ષણતા (જીનિયસ) – દૈવી અંશ ચમકતો હતો

એમણે અમને પોતાના બાતીગ જના ઘેર બોલાવ્યાં અને પ્રેમ તથા હર્ષપૂર્વક અમારો સત્કાર કર્યો એમણે અમારી જોડે ઉત્સાહથી બગાળીમાં વાતો કરવા માંડી અમે હસીને એમને કહ્યુ કે અમે બંગાળી ભાષા જાણતાં નથી પણ અમે અમારુ સરોજિની સાથેનુ ઓળખાણ વટાવી ખાવા માટે એની વાત ઉપાડી સરોજિની એમનુ સૌથી પહેલુ સંતાન અને બહુ જ લાડકી અમે જોયુ કે ડૉ અઘોરનાથની નજર અંતરના ઊંડાણમા ઊતરી ગઈ એમના મુખ પર થોડુ દુઃખ પણ જણાયુ થોડીવાર ચૂપ રહીને એમણે કહ્યુ કે 'સરોજિની તો પકાઈ ગઈ છે, પણ મારા વીરેન્દ્રની સરખામણીમા એ માત્ર ટપકા જેવી છે'

આ વિચક્ષણ કુટુંબમાં બળવાખોરીનું જોમ હતું એ વાત સાચી, પણ સરોજિનીદેવીએ તો જગતને સુંદર કાવ્યો આપ્યાં છે. એમની વક્તૃત્વશક્તિથી હિંદી અને બ્રિટિશ પ્રજા અંજાઈ જતી, સ્ત્રીઓના ઉન્નતિ માટે એમણે મહિલામંડળોમાં પુષ્કળ કામ કરેલું. બ્રિટિશ મહિલાઓને મતાધિકાર જોઈતો હતો ત્યારે લંડનમાં સરઘસ આકારે નીકળેલી હજારો સ્ત્રીઓના આગેવાનોમાં સરોજિનીને પણ જોયાં હતાં. હિંદી રાજકીય લડતમાં એમણે સત્યાગ્રહોમાં ભાગ લઈને અનેક વાર જેલ ભોગવી હતી ગાંધીજીના એક માનીતા સલાહકાર અને રક્ષક હતાં

સરોજિની વડોદરાના મહારાણીના રાજમહેમાન તરીકે વડોદરે આવેલા, ત્યારે હું રાજકુટુંબનો ડાક્તર હતો. એમણે એક સભામાં પોતાના કાવ્યો લાગણી સાથે વાંચી સંભળાવેલા અને જમણોમા-મિજલસોમાં અમે અનેક વાર મળ્યાં જુવાન માણસોને દોસ્તી કરતાં કેટલી વાર લાગે ? અખિલ હિંદ મહિલા પરિષદના કામમાં ચારદાબહેન સાથેનો પરિચય ખૂબ વધ્યો અમદાવાદ મહિલા પાઠશાળાના વાર્ષિક સમારંભ માટે મે તેમને અમદાવાદ બોલાવેલાં છેક અમારા રસોડા સુધી પેસી જઈને પાટલા પર ગોઠવાઈ જઈને વાતો કરતાં અમારાં બધાં છોકરા સાથે એ રમતાં ખૂબ ટીખળી અને રમૂજી હતાં આ કૌતુકિક ઠી સરોજિની એમનાં ભાષણોથી શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી નાખતા દાંડી ગામે ગાંધીજીએ કાયદાભંગ કરેલો ત્યારે પણ બીજાઓ સાથે હુ અને સરોજિની ત્યાં હાજર હતા

૧૯૧૦માં સરોજિની ટૂંકી અને પાતળી હતી હા, પાતળી પછીથી એ જાડી બની ગઈ, રંગે ઠીક શ્યામ, અને છેક નાનપણમાં હૈદરાબાદના ડૉ નાયડુ સાથે પરણી હતી એમની પછીની કારકિર્દી તો જાણીતી છે

અઘોરનાથ અત્યંત વિદ્વાન હતા, જોકે નાનપણમાં રખડેલ હતા એક શાણા પ્રોફેસર પણ થયા અને નિવૃત્ત થઈને બૉમ્બગોળા બનાવવા-

ફેંકવાનો પ્રચાર પણ કર્યો. વીરેન્દ્ર અને હરીન્દ્ર એ બન્નેએ દેશના ઉત્થાનમાં સારો એવો ભાગ ભજવ્યો છે. સુનલિની જો ચંડિકા થઈ હતી તો એ દયામૂર્તિ, સેવાભાવી કલ્યાણકારી નારી પણ હતી.

ભારત દેશમાં આવાં કુટુંબો અસ્તિત્વમાં છે; તેથી જ આપણા દેશની ઇજ્જત દેશમાં તેમ જ પરદેશમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે.

ઑક્ટોબર, ૬૧

# વિશિષ્ટ કુટુંબની ઝાંખી

૬૦ વર્ષ પહેલાં કલકત્તા આપણા હિંદ દેશનું પાટનગર હતું અને દેશભરના પ્રાન્તોમાં બંગાળા બીજા બધા પ્રાન્તોના કરતાં વધારે બુદ્ધિશાળી, પ્રગતિશીલ અને જાગ્રત ગણાતું હતું. સેંકડો વર્ષો સુધી ભારતમાં રાજ્યસત્તા પરદેશી મુસ્લિમોના હાથમાં હતી અને પછી તે સત્તા ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અને તે પછીથી બ્રિટિશ સરકારના હાથમાં ચાલી ગઇ.

પરતંત્રતાને લીધે આપણી પ્રજા ગરીબ, ડરકુ, શિથિલ, નિષ્ક્રિય અને અસહાય બન્યા કરતી હતી. ધર્મપાલન તથા સંસારસંચાલનમાં પણ જડતા અને રૂઢિચુસ્તતા આવી ગયાં હતાં. સાર્વત્રિક ગ્લાનિના આવા ભયંકર વાતાવરણમાં રાજા રામમોહન રૉય, દેવેન્દ્રનાથ ટાગોર અને પછીથી કેશવચંદ્ર સેનના જેવા ધર્મ તથા સમાજના સુધારકો બંગાળામાં પાકયા, અને જરા મોડેથી બીજા પ્રાન્તોમાં પણ કોઈ ને કોઈ નેતાઓએ પ્રજાને જાગ્રત કરીને પ્રગતિને માર્ગે દોરી હતી.

યુરોપમાં સમાજબંધારણ, ચારિત્ર્યઘડતર તથા રાજ્યસંચાલનની વ્યવસ્થાઓ ખીલ્યાં હતાં તે શીખી લેવાની જરૂરી આવશ્યકતા હિંદી આગેવાનોને સમજાઈ ગઈ હતી, પણ તે આપણા ધર્મના સિદ્ધાન્તો તથા સંસ્કારોને સાચવીને. પણ હિંદુ સમાજનું બંધારણ જડ થઈ

ગયું હતું અને તેથી કોઈ પણ હિંદુ પરદેશ જઈને નવું જ્ઞાન કે વિજ્ઞાન કે નવા રીતરિવાજો લઈ આવે તે અનિષ્ટ અટકાવવા માટે પરદેશગમન એટલે સમુદ્રને ઓળંગવા પર સખત પ્રતિબંધ મુકાયો હતો.

આજથી ૧૦૦–૧૨૦ વર્ષ પહેલાં આપણા હિંદી નવલોહિયા જુવાનો, પોતાનાં સગાંસંબંધીઓને જાણ ન થાય તેવી રીતે યુરોપ નાસી જવા લાગ્યા અને તેમણે યુરોપમાં અભ્યાસ કરવા માંડ્યો, મોટે ભાગે ઇંગ્લાંડમાં. કારણ કે તેમને અંગ્રેજી ભાષાનું થોડુંઘણું જ્ઞાન હતું. આવા જુવાનોમાં ઘણા બંગાળી હતા, અને એ જુવાનો ભવિષ્યના દાક્તરો, ઇજનેરો, બારિસ્ટરો, વકીલો, શિક્ષકો અને પ્રોફેસરો થયા. થોડાક તો અમલદારી સનદી નોકરીની (ઇન્ડિયન સિવિલ સર્વિસની) પરીક્ષાઓ પસાર કરીને રાજ્યવહીવટી તંત્રમાં દાખલ થઈને મોટા હોદ્દેદારો બની ગયા.

બ્રહ્મસમાજમાં સ્ત્રીઓનો પણ સારો વિકાસ થાય અને સારું શિક્ષણ મેળવી શકે એવું ધ્યેય હતું. બંગાળામાં સ્ત્રીઓ ખુલ્લે મોંએ ફરી શકતી નહીં બહુ જ થોડી સ્ત્રીઓ આ વીસમી સદીના પહેલા દાયકા સુધીમા સમાજમાં ભળી શકતી એ અપવાદરૂપ સ્ત્રીઓ બ્રહ્મ-સમાજી હતી.

૧૯૧૨માં મારાં પત્ની અને હું ઉત્તર, પશ્ચિમ અને પૂર્વ હિંદની મુસાફરીએ નીકળેલાં. દરેક શહેરમાં સુખી, પ્રતિષ્ઠિત, સંસ્કારી કુટુંબોને ઘેર જ રહેવાની અમને સગવડ મળી હતી, અને તેથી અમે ત્યાંનાં સારાં કુટુંબોનાં ઓળખાણ–પરિચય કરી શક્યા હતાં.

કલકત્તામાં પહેલી જ વાર અમારા લક્ષમાં આવ્યું કે એ પ્રાંતમાં એવાં કુટુંબો છે કે જેમા અનેક શક્તિશાળી સ્ત્રીપુરુષો પાકે છે. સૌથી પહેલું આંખે ચઢે એવું દૃષ્ટાંત તો ટાગોર કુટુંબનું હતું.

રવીન્દ્રનાથ ટાગોરના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ પ્રખર તત્ત્વજ્ઞાની, ધર્મસુધારક અને સંસારસુધારક હતા. રવીન્દ્રનાથ ટાગોર તો જગ

વિખ્યાત મહાપુરુષ થઈ ગયા. એમના મોટા ભાઈ સત્યેન્દ્રનાથ સિવિલ સર્વિસમાં મોટા અમલદાર હોવા ઉપરાંત તેમણે એકેશ્વરવાદી બ્રહ્મસમાજ (અને પ્રાર્થનાસમાજ)નો પ્રચાર કર્યો હતો. અંગ્રેજી સરકારે સ્થાપેલી આર્ટ સ્કૂલો એટલે કલામંદિરોનો રાહ અવનીન્દ્રનાથ ટાગોરે બદલીને તેને હિંદી સંસ્કૃતિને અનુરૂપ બનાવી હતી. ગગનેન્દ્રનાથમાં પોતાની આગવી ચિત્રકળા હતી તેથી તેમનાં ચિત્રો પણ ખૂબ વખણાયાં હતાં.

કોઈ ટાગોર સંગીતશાસ્ત્રમાં પ્રવીણ હતા, કોઈ ને ગણિતશાસ્ત્રનું સારું જ્ઞાન હતું અને અમારા જુવાન મિત્ર સૌમ્યેન્દ્રનાથ ટાગોરને સમાજશાસ્ત્ર અને રાજકારણનો શોખ હતો એટલું જ નહીં પણ એ મધુર કંઠે સારું ગાતા હતા. યુરોપના અનેક દેશો ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જર્મની, રશિયા વગેરેમાં ફરી શીખીને એ સામ્યવાદી બન્યા છે. સ્વર્ગસ્થ શ્રીમતી સરલાદેવી ચૌધરાણી, વિદુષી દેશભક્ત સન્નારી, જન્મથી ટાગોર કુટુંબનાં હતાં.

સ્વ. રોમેશચંદ્રદત્તના કુટુંબની હકીકત પણ જાણવા જેવી હતી. આજથી સોએક વર્ષ પહેલાં જે હિંદી નવજુવાનો છાનામાના સ્ટીમર પર ચઢીને લંડન નાસી જતા હતા તેમાંના એ એક હતા, અને જે હિંદીઓ સિવિલ સર્વિસમાં સૌથી પ્રથમ દાખલ થયા તેમાંના એ એક હતા. એ અર્થશાસ્ત્રના નિષ્ણાત હતા, ઇતિહાસના પ્રખર અભ્યાસી હતા. રામાયણ અને મહાભારતનાં સારાં અંગ્રેજી રૂપાંતરો પણ એમણે કર્યાં હતાં, નવલકથાઓ લખી હતી.

ઇન્ડિયન સિવિલ સર્વિસમાં ઊંચામાં ઊંચી પદવીઓ મેળવ્યા પછી માત્ર હિંદી હોવાના કારણે એમને ગવર્નર ન બનાવ્યા માટે રાજીનામું આપીને એ છૂટા થયા. તરત જ હિંદી પ્રજાએ તેમને રાષ્ટ્રીય મહાસભા (કોંગ્રેસ)નું પ્રમુખપદ આપ્યું અને પછી એ વડોદરાના દીવાન થયા. વડોદરામાં અમારે એમના કુટુંબ સાથે ગાઢ પરિચય

થયો, અને એમનાં એક દોહિત્રીને ઘેર રહીને જ કલકત્તાનાં પ્રતિષ્ઠિત કુટુંબોના મીઠા પરિચયમાં અમે આવી શક્યાં.

દત્ત સાહેબની સારું ભણેલી ચાર દીકરીઓ. સારું ભણેલા ઉચ્ચ હોદ્દા ધરાવતા, પ્રગતિશીલ સજ્જનો સાથે પરણી હતી અને તેમનાં છોકરાંઓ પણ તેજસ્વી હતાં, અને સંગીતમાં કુશળ.

અમે ઘણી વાર અમારા ગુજરાતી મિત્રો સાથે વિચારચર્ચા કરેલી કે ગુજરાતમાં આવાં કુશળ કુટુંબો છે ખરાં? હશે તો ખરાં, પણ અમે બહુ થોડાં નામ ગણાવી શકેલાં.

# ગાંધીજીની માનસિક ઉદારતા

ગયા એપ્રિલ મહિનાની છઠ્ઠી તારીખે ( ૬-૪-૧૯૬૧ ) ભારત દેશના મુખ્ય પ્રધાન જવાહરલાલ નેહરુએ નવસારીથી બારેક માઈલ દૂર આવેલા દાંડી નામના ગામડામાં 'ગાંધી સ્મારક'નું એક મકાન ખુલ્લું મૂક્યું હતું આ પ્રસંગને અંગે જે છબીઓ છાપાંઓમાં પ્રગટ થઈ હતી તેમાં આ સ્મારકની પાસે જે વડનો ઊભો છે તે જોઈને મારા મનમાં ગાંધીજી વિશે કંઈ કંઈ વિચારો ઊભરાઈ આવ્યા ૩૧ વર્ષ પહેલાં આ વડલાની નીચે જાહેર સભાઓ ભરાતી હતી ત્યાં એક દિવસ બનેલા એક પ્રસંગના સ્મરણથી મને ગાંધીજીના મનની ઉદારતા વિશે લખવાનું મન થઈ આવ્યું

મનુષ્યમાત્રમાં માનસિક સંકીર્ણતા અથવા સંકુચિતતા દર્શન દે છે જ્યારે કોઈ પ્રજાની અવનતિ અથવા અધોગતિ થતી હોય છે ત્યારે આ સંકુચિતતા વધતી જાય છે જ્યારે તે પ્રજા પ્રગતિને માર્ગે ચઢી જાય છે ત્યારે તેનામાં ઉદારતા આવે છે હિંદી પ્રજા મધ્યમાનીન સમયમાં સદીઓ સુધી રાજકીય પરતંત્રતા ભોગવતી હતી ત્યારે, એ પ્રજાનું મન ઘણું જ સાંકડું બની ગયું હતું અને તેમાંથી જ જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ અને નાના નાના ન્યાતોના વાડાઓ અસ્તિત્વમાં આવ્યાં હતાં આજે આવી સંકુચિતતાની સામે આપણી પ્રજાએ સતત સામનો કરવાનો છે—આખી હિંદી પ્રજાએ અને ખાસ કરીને ગુજરાતી પ્રજાએ

મીઠાના કરના અન્યાયીપણાની સામે અને સમુદ્રકાંઠા પર રહેતી પ્રજાને મીઠું પકવીને વાપરવાનો તથા પાસેનાં ગામડાંઓની પ્રજામાં તે મીઠું વેચવાનો હક્ક અંગ્રેજ સરકાર છીનવી લેવા માગતી હતી, તેની સામે સત્યાગ્રહ કરવો જોઈએ એવી સલાહ ગાંધીજીએ રાષ્ટ્રીય મહાસભાને ૧૯૨૯–૩૦ માં આપી હતી, અને મહાસભાએ તે સલાહ સ્વીકારી લીધી હતી. આ સત્યાગ્રહની શરૂઆત ગાંધીજીએ પોતે અમદાવાદના 'સત્યાગ્રહ આશ્રમ'થી કરી, અને ૧૨મી માર્ચ ૧૯૩૦ની વહેલી સવારે ગાંધીજી બીજા ૭૯ સાથીઓની સાથે પગપાળા દાંડી જવા માટે ઊપડયા હતા. આ 'દાંડી કૂચ' તો ઘણી જ પ્રખ્યાત બની ગઈ છે અને ગાંધીજીએ દરેક મુકામે જે ભાષણો કર્યાં હતાં તેનાથી માત્ર ગુજરાતમાં જ નહિ પણ સમસ્ત હિંદ દેશનાં સ્ત્રીપુરુષોમાં ખૂબ જ ચેતન આવ્યું હતું.

પાંચમી એપ્રિલે એમણે મુંબઈ–ગુજરાતની સ્ત્રી–કાર્યકરોની એક સભા નવસારી પાસેના એક આંબાવાડિયામાં ભરી હતી. ત્યાં ગાંધીજીને વિચાર સૂઝ્યો કે આ સત્યાગ્રહ ઉપરાંત માત્ર સ્ત્રીઓએ (૧) પરદેશી કાપડની દુકાનો પર અને (૨) ગામડાંઓની દારૂતાડીની દુકાનો પર 'પિકેટિંગ' કરવું. આખા ભારત દેશની સ્ત્રીઓએ આ અહિંસાત્મક 'પિકેટિંગ'નું કામ ઉપાડી લીધું અને ૧૯૩૦ સુધી રાષ્ટ્રની લડતમાં સ્ત્રીઓએ ભાગ લીધો હતો તેના કરતાં સેંકડોગણું કામ ૧૯૩૦થી થવા માંડયું. ઉત્તર હિંદુસ્તાનમાં હજારો સ્ત્રીઓએ જિંદગીમાં પહેલી જ વાર પડદો ફગાવી દઈને સત્યાગ્રહમાં ભાગ લીધો.

આ બધી ઇતિહાસની હકીકત છે.

ના. ૬ઠ્ઠી એપ્રિલે ગાંધીજી એકમાત્ર લંગોટ પહેરીને લોટા સાથે સમુદ્રમાં ઊતર્યા. ત્યાં સ્નાન કર્યું અને પોતાની સાથે લોટો ભરીને સમુદ્રનું પાણી લેતા આવ્યા. એમના બંગલાના કમ્પાઉન્ડમાં જ એમણે પાણી ઉકાળ્યું અને સૌના દેખતાં મીઠું પકવ્યું અને તે કેટલા ગ્રેન-

થયું છે તે જોખી લીધું. સ્નાનની ક્રિયા બધા આશ્રમવાસીઓએ અને થોડા ગ્રામમિત્રોએ તથા થોડા પોલીસ અમલદારોએ જોઈ. પોલીસે તેમને જરાય રોકયા નહીં. અબ્બાસ તૈયબજી, સરોજિની નાયડુ અને હું સમુદ્રના પાણીની પાસે રેતીમાં હલકી ખુરશીઓ નાખીને બેઠાં હતાં. ગાંધીજીના આપ્તમંડળનો મુકામ સુરતમાં રહેતા દાઉદી વોરાઓના વડા મુલ્લાજીના નાના બંગલા 'સૈફી વિલા'મા હતો તે મકાનની દક્ષિણે એક નાનો વડ હતો, અને દર સાંજે ગાધીજી પ્રવચન કરતાં

તે વડની છાયામા ગાધીજીને બેસવા માટે એક બાજઠ રાખ્યું હતુ. અમે બેત્રણ જણ એમની આજુબાજુમા બેસતા સાંજે પાચેક વાગે ગાધીજી પ્રવચનો કરતા શા માટે સત્યાગ્રહ કરવો પડયો છે તે, આપણે શુદ્ધ જીવન ગાળવા માટે દારૂતાડીનું વ્યસન છોડવા માટે શું શું કરવુ જોઈએ તે, અને ખાદી ઉત્પન્ન કરીને ખાદી જ વાપરવી જોઈએ તથા શહેરમા પરદેશી કાપડ વેચાતુ હોય તો લોકોને સમજાવીને તેવા કાપડનુ વેચાણ બંધ કરાવવુ જોઈએ એ બધુ સમજાવતા

આ ભાષણો સાંભળવા (અને ગાંધીજીના દર્શન કરવા માટે) સેંકડો લોકો આસપાસગામથી આવતા પણ ગાધીજીએ જોયું કે બહુ થોડા સ્ત્રીપુરુષો ખાદી પહેરતાં હતા તેથી તેમણે જાહેર કર્યું કે 'હવેની સભાઓમાં માત્ર જે લોકોએ ખાદી પહેરી હોય તે જ સભામાં બેસે' અને ખાદી ન પહેરી હોય તેવા લોકોને દૂર ઊભા રહેવાનું હતું દાંડીમાં 'લાઉડ સ્પીકરો' હતા નહીં તેથી દૂર ઊભા રહેનારાઓથી કાંઈ બરાબર સંભળાતું નહીં. ધીમે ધીમે ખાદીધારીઓની સંખ્યા વધવા લાગી

હવે આશ્રમવાસીઓ પોતાને સોપાયેલુ કામ કરવા માટે ચાલ્યા ગયા હતા ત્રીજી સવારે ગાંધીજીએ મને અને મીઠુબહેન પીટિટને કહ્યુ કે 'તમે બપોરે ત્રણેક વાગે મને મળજો' અમે એમની પાસે ગયાં કે તરત જ એમણે કહ્યુ કે 'આપણે એક બંઓના ફોજ ઊભી કરવી

પડશે તેમાં બનતાં સુધી ગામડાંઓની જ સ્ત્રીઓને લેજો. સ્ત્રીઓની પસંદગી, તેમને રહેવા માટે સ્થાન વગેરે બધું મીઠુબહેને નક્કી કરવાનું છે પણ બીજી બધી વ્યવસ્થા દાક્તરે (મારે) કરવી. અનેક ગામડાંઓમાં છાવણી નાખવી પડશે હિસાબ દાક્તરે રાખવાનો છે.'

## પ્રસંગ પહેલો

હું અનેક ખુલાસાઓ પૂછ્યા કરતો હતો, પણ હંમેશનાં ઉત્સાહી મીઠુબહેનનું મોં પડી ગયું હતું તે ચતુર ગાંધીજીએ જોઈ લીધું અને એમણે મીઠુબહેનને પૂછ્યું કે 'કેમ નરમ પડી ગયા છો?' અડધા રડતા અવાજે મીઠુબહેને કહ્યું : 'બાપુ! મને બપોરે ચા પીવાની ટેવ છે અને તે મને કોઈ કરી આપતું નથી' વાત્સલ્યભાવથી ગાંધીજી ખડખડાટ હસી પડયા. અમારી યોજનાના કાગળો એક બાજુએ મૂકી દીધા અને પોતે જ ચા બનાવવા બેસી ગયા! આશ્રમમાં ચા ન પીવાનો રિવાજ એક બાજુએ રહ્યો ધનાઢ્ય પીટિટ કુટુંબની મીઠુબહેન પોતાની જ ઉત્તમોત્તમ ચીની ચા પીતાં. જેવી ગાંધીજીએ ઉકળતા પાણીમા ચા નાખી કે તેમાથી એવી મોહક સુગંધ આવી કે મે કહ્યું કે 'હું પણ ભાગ પડાવીશ' આવી રીતે પોતાના જ નિયમનો ભંગ કરીને ગાંધીજીએ અમને ચા પીવડાવી મોટા ઉદાર મનના માણસો નજીવી બાબતોમાં નિયમના ગુલામ બનતા નથી

## પ્રસંગ બીજો

એક સાંજે ગાંધીજીની સભા શાંતિથી ચાલતી હતી સ્વયંસેવકોએ ખાદીધારી શ્રોતાઓને બેસાડયા હતા ખાદી ન પહેરનારાઓને દૂર કાઢ્યા હતા. એટલામાં વડલાની પેલી પાર ઊભેલા થોડા પ્રેક્ષકો તથા સ્વયંસેવકો વચ્ચે ચાલતી ગરમાગરમ ચર્ચાથી ગાંધીજી કાંઈક અકળાયા. ધીરેથી હું ત્યાં જઈ પહોંચ્યો અને ત્યાં જાણ્યું કે સારા કપડામા સજ્જ થયેલા ત્રણેક પારસીઓ મુંબઈથી વહેલી સવારની ટ્રેઈનમાં નીકળેલા.

નવસારી સ્ટેશને ચાપાણી કે ખાધાપીધા વિના સીધા સભામાં ગાંધીજીને 'સમજવા' (સાંભળવા) આવ્યા હતા. મુંબઈના કોઈ પેપરોમાં છપાયું નહોતું કે માત્ર ખાદીધારીઓ જ ગાંધીજીની સભામાં બેસી કે પાસે ઊભા રહી શકશે. સ્વયંસેવકોના કેપ્ટન કહે કે 'મને જે હુકમ મળ્યો છે તે પાળું નહીં તો હું નાલાયક ગણાઉં.' મેં કહ્યું કે 'તમારે હુકમનું પાલન કરવું જ જોઈએ. હું પણ શિસ્તપાલનમાં ખૂબ માનનારો છું પણ જુઓ!

આ ભાઈઓ પુષ્કળ ખર્ચ અને જહેમત ઉઠાવીને અહીં આવ્યા છે. એ ભાઈઓ કહે છે કે એ પાછા આવતી કાલે આવશે ત્યારે ખાદીનાં કપડાંમાં જ આવશે. એ લોકો કાંઈ મામૂલી તમાશગીરો નથી. માટે તમે એમને બેસવા દો. આપણે થોડી વિવેક-બુદ્ધિ વાપરીને અપવાદ કરવાનું પણ શિખવાનું છે. એ અપવાદ તમે કેપ્ટન જ કરી શકો, સ્વયંસેવકો નહીં.' પણ કેપ્ટને મને ઘસીને ના પાડી.

પેલા પારસીભાઈઓને હું દરિયાની દિશામાં લઈ ગયો અને ત્યાંથી ગાંધીજીના મંચ પર જવાનો માર્ગ હતો ત્યાં થઈ ને મેં તેમને મંચ પર જ બેસાડી દીધા. એ લોકોએ ભાષણ સાંભળ્યું. ભાષણ પૂરું થયું અને ભજનો ચાલતાં હતાં ત્યારે મેં ગાંધીજીની સાથે એ પારસીઓનો પરિચય કરાવ્યો. ભજનો પૂરાં થયાં પછી ગાંધીજી વિશેષ સૂચનાઓ કરતા હતા તે વખતે તેમણે આ કિસ્સાનો ઉલ્લેખ કર્યો અને સ્વયંસેવકોને શાબાશી આપીને કહ્યું કે 'જે લોકો આજે આપણી જોડે નથી તેમની જ આપણે ખાસ સહાનુભૂતિ મેળવીને તેમને આપણા સંઘમાં લેવાના છે. માટે જે કામ કરો તે ઉદારવૃત્તિથી કરજો. આપણે પ્રજાજનોનાં હૃદય જીતી લેવાનાં છે. સંકુચિત મન રાખવાથી પ્રજા આપણાથી અળગી થઈ જશે.'

આવી રીતે આ પ્રકરણ પૂરું થયું છે એમ અમે સમજેલા. પણ બીજે દિવસે સાંજે ફરીથી ગાડી ભાડે કરીને આ પારસીઓ

સફેદ ખાદીના સલવાર અને કમીજ (ખમીસ) પહેરીને સભાને મોખરે ગોઠવાઈ ગયા. (એક દરજીઓ રોકાને રાત અને સવારમાં કપડા તૈયાર કરાવ્યા હતા), સભાનુ કામ પૂરું થયુ ત્યારે એ ભાઈઓ ઊઠયા, ગાધીજીને નમસ્કાર કર્યા, ફૂલહાર પહેરાવ્યાં અને સારી એવી રકમની થેલી અર્પણ કરી અને કહ્યુ કે 'આપના આ નેક કામને ખુદા ફતેહ આપે'

## પ્રસંગ ત્રીજો

ગાધીજીના મનની મહાન ઉદારતાનુ ત્રીજું દષ્ટાત હું 'મહાદેવભાઈ દેસાઈની ડાયરી, ભાગ પહેલા'માંથી આપુ છુ ટૂકામા તેની હકીકત નીચે પ્રમાણે છે :

ગાંધીજીના એક અનુયાયી અને સગા મથુરાદાસ ત્રિકમજીએ 'બાપુ'ને જણાવ્યુ હતુ કે એ બન્નેની એક સગી–સબંધી સ્ત્રીને ઉપરાછાપરી સુવાવડો આવ્યા કરતી હતી અને દાક્તરોએ એ સ્ત્રીના ધણી તથા સબધીઓને સ્પષ્ટમા સ્પષ્ટ શબ્દોમા ગભીર ચેતવણી આપી હતી કે 'જો એને હવે ગર્ભ રહેશે તો સુવાવડમા એ બાઈ મરી જશે' એ તદ્દન ફિક્કી લોહી વગરની અને પથારીવશ થઈ ગઈ હતી, પાચનશક્તિ ખોઈ બેઠી હતી અને મરણતોલ હાલતમા હતી. એ સ્ત્રીનો પતિ પ્રેમાળ હતો સ્વભાવ નરમ હતો, પણ એનાથી પત્નીગમન કર્યા વિના રહેવાતુ નહીં તેથી મથુરાદાસે ગાધીજીને પુછાવ્યુ કે 'આ લોકો સતતિનિયમનના સાધનો વાપરે તો કેમ? અથવા ઓપરેશન કરાવે તો કેમ?'

ગાધીજીના અભિપ્રાય તો જગજાહેર હતા સતતિનિયમન વિશે એમણે અનેક લેખો લખ્યા હતા અને તે લેખોનો સગ્રહ 'વિનાશને માર્ગે' છપાઈ ગયો હતો

ગાંધીજીએ ફરીથી સયમ રાખવાની જ સલાહ આપી પણ ઉમેર્યું

કે 'જો એ પતિ લાચાર થઈને અનુકૂળ ન થઈ શકે તો એ બિચારી અસહાય પીડાતી સ્ત્રીનો પ્રાણ બચાવવા માટે કૃત્રિમ માર્ગોનો આશરો લેવો.'

ગાંધીજીના મનુષ્યપ્રેમનું, એમની કરુણાવૃત્તિનું અને એમના ઉદાર દિલનું આ સૌથી મોટું અને ભવ્ય દૃષ્ટાંત છે. કારણ કે જે વિચારો અને કૃત્ય એમના આદર્શોની વિરુદ્ધ જતા હતા, જેને વિશે એમણે તીવ્ર વિરોધ બતાવ્યો હતો તેવું કૃત્ય કરવાની સૂચના એક સ્ત્રીના જીવને બચાવવા ખાતર એમણે આપી હતી.

આજે ગુજરાતમાં સંકુચિત માનસનું પ્રદર્શન થઈ રહ્યું છે ત્યારે આ દાંડી ગામડાના વડલાની છબી જોઈને ગાંધીજીની માનસિક ઉદારતા મને સાંભરી આવી, જેણે આ લેખ લખવા મને પ્રેર્યો.

# એક શહીદ સન્નારી

મારા જીવનના ઘડતરમાં ચાર સ્ત્રીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. એક સ્ત્રીની સાથે હું પચાસથી વધારે વર્ષ રહ્યો છું, બીજાએ મને લોહીને હાડકાં તો આપ્યાં, પણ તે ઉપરાંત તેમના અમુક ઉમદા સદ્ગુણો પણ આપ્યાં અને મારા નાનપણમાં મારા ચારિત્ર્યનું ઘડતર કર્યું, તેમની સાથે તો મેં પૂરાં વીસ વર્ષ પણ ગાળ્યાં નહોતાં. ત્રીજાં સ્ત્રી વડોદરાના મહારાણી છે, રાજકુટુંબના દાક્તર તરીકે તો મેં માત્ર અઢી વર્ષ તેમની સાથે ગાળ્યાં હતાં, પણ તે ઉપરાંત મારે તેમની સાથે સારો નિકટનો પરિચય હતો. જે ચોથાં બેન વિશે હું આ લેખ લખું છું તેમને હું ચાર વખત મળ્યો હોઈશ.

દરેક મુલાકાત અડધા કલાકથી વધારે લાંબી ચાલી નહીં હોય. અમે અકેકને વિશે બહુ જ ઓછું જાણતાં હતાં, તે છતાં તેમણે મને નવી દૃષ્ટિ આપી, મારી વિચારસરણીને ધક્કો મારીને નવું દર્શન કરાવ્યું. પહેલાં બે સન્નારીઓ સાથેનો મારો સંબંધ એટલો બધો અંગત અને ઘનિષ્ઠ છે કે તેમને માટે લખવું એ મારે માટે મુશ્કેલ છે તે છતાં હવે હું એવી અવસ્થાએ પહોંચ્યો છું કે તેમને માટે તટસ્થ પ્રમાણે લખી શકું ખરો.

ચોથાં બાઈ સાથેનું ઓળખાણ આવી રીતે થયું. ૧૯૧૦ નું વર્ષ હશે કે ૧૯૧૧નું, કારણ કે આ બન્ને વર્ષે મારે યુરોપ જવાનું

થયુ હતુ ફ્રાન્સના મધ્યભાગમાં વિશિ નામનુ એક ગામડુ છે એ ગામડામાં ગરમ પાણીના અનેક ઝરા છે, કોઈ ઝરામા ઓછાવત્તા પ્રમાણમાં ક્ષારો હોય છે, જુદા જુદા ઝરામાં જુદા જુદા ક્ષારો હોય છે, અને બધા ઝરાના પાણીની કુદરતી ગરમીમાં ફેરફાર હોય છે. તેથી આ ઝરાઓનાં પાણી કોઈ પેટ અને આતરડાંના રોગોમાં ઉપયોગી થાય છે કોઈ મેદને ઓછુ કર છે, કોઇ પેશાબના રોગો માટે વપરાય છે અમે વિશિમાં રહેતા હતાં

એક દિવસ વડોદરાના મહારાણી ફરતાં ફરતા નાના ઘૂટડે ઘૂટડે પાણી પીતા હતા હુ લામે સુધી ફરવાને ચાલ્યો ગયો હતો પાછો આ યો ત્યારે મે એક બાઈને મહારાણી સાથે વાતો કરતા જોયા, શરીર હતુ જરા ભારે અને સ્થૂલ, વખતે જરા ટૂંક પણ હશે એમણે બૂખરા રગનો સ્કર્ટ એને ઘાઘરો પહેર્યો હતો અને તેનુ જ બ્લાઉઝ અને તેના પર પાતળો ઓવરકોટ હતો આપણી નજરે ગોર પણ સાધારણ યુરોપીય લોકો કરતા ઓછી ઉજળી ચામડી હતી સ્પેનિશ કે ઇટાલિયનના જેવો રગ હતો ગરીબ હશે એવુ લાગ્યુ, પણ એ જરા જુસ્સાથી વાત કરતી ત્યારે અમીરની આ ખો એ આંજી નાખે એવી એની મુખમુદ્રા પલટાઈ જતી

મારા લાંબા જીવનની અંદર મે બે વ્યક્તિઓને જોઈ છે કે જેમના આખના ચમકારાથી જગત અ જાઈ જાય-એક હતા લોકમાન્ય ટિળક અને બીજા હતાં સરોજિની નાયડુ બન્ને જુદી જુદી રીતે મહાન વ્યક્તિઓ શુ ઊડો બન્નેનો ઉચ્ચ આદર્શ અને શુ વિશાળ તેમનો દેશપ્રેમ !

મહારાણીએ મને પૂછ્યુ 'દાક્તર ' તમે આમને ઓળખો છો કે ?' મે માથા પરથી ટોપી ઉતારી અને નીચુ નમન કરીને કહ્યું 'મને ઓળખાણનુ સદ્ભાગ્ય મળ્યુ નથી' મે તો આ બાઈ ને કોઈ યહુદી સ્પેનિશ ધારી હતી મહારાણીએ મને કહ્યુ એ માદામ કામા મે

ફરીથી નમન કર્યું. હું જાણતો હતો કે એ હિંદી વિપ્લવવાદી હતાં.

મેં સાંભળ્યું હતું કે લંડનનું ઇન્ડિયા હાઉસ નામનું વસતિગૃહ ચલાવતા હતા હું જાણતો હતો કે એ દેશભક્ત સાવરકરના મિત્ર હતાં, પણ તે સિવાય મને ખાસ માહિતી નહોતી અમે વાતોએ ચઢ્યાં, પણ જ્યારે બ્રિટિશ સરકારની વાતો થતી કે દેશભક્તિની વાત આવતી ત્યારે એમની આંખમાં આશ્ચર્યજનક તેજ ફૂટી નીકળતું અમે છૂટાં પડ્યાં મને સહેજે ખ્યાલ નહોતો કે હું ફરીથી એમને કદી મળીશ

માદામ કામા પારિસમાં રહેતાં હતાં લંડનનું ઇન્ડિયા હાઉસ બ્રિટિશ સરકારે જપ્ત કર્યું હતું એ વિદ્યાર્થીગૃહમાં રહેતા ગયા જુવાનો ઇંગ્લૅન્ડ છોડીને યુરોપના અનેક દેશોમાં વિખરાઈ ગયા હતા મોતીને વિશે એક માન્યતા છે કે અમુક પ્રસંગે ઑઇસ્ટર નામની માછલી પોતાની છીપનું ઘર ખોલીને સમુદ્રની સપાટી પર તરે છે તે છીપમાં જ વરસાદના અગર ઝાકળના ટીપાં ટીપાં પડે છે તે મોતી થઈ જાય છે આ વાત તો કાલ્પનિક છે, પણ જેવું મોતીનું બને છે તેવું જ અમુક સંજોગોમાં અમુક દેશનું બને

સં ૧૯૦૫-૦૬થી થોડાં વર્ષો સુધી હિંદ દેશમાં જે નરરત્નો પાક્યાં હતાં તેવાં રત્નો ક્વચિત જ બીજા પાક્યાં હશે તીવ્ર બુદ્ધિવાળા, ચમત્કારિક શક્તિ અને કાર્યદક્ષતાવાળા આ નરરત્નો પાકેલાં, આપણા દેશમાં જન્મતા, પણ તેમનું કાર્યક્ષેત્ર સ્વદેશમાં હતું કે પરદેશમાં પરદેશમાં જઈને જે જુવાનોએ પોતાનું આખું જીવન દેશમુક્તિને માટે અર્પણ કરી દીધેલું જેમણે વર્ષો સુધી અસહ્ય હાડમારીઓ અને ગરીબી ભોગવ્યાં, તેમાંના એકે લાંબા કાળ સુધી આંદામાનના નર્કમાં વસવાટ કર્યો, આવાં દુઃખો સહન કરતાં કરતાં તેમણે પોતાની ઘણી શક્તિ હિંદી જુવાનોને જાગૃત કરવામાં ગાળી, દેશને લડવાનાં સાધનો મોકલી આપ્યાં, આવા આપણા જુવાનોમાંના સાવરકર, વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય, હરદયાળ, અને ધીંગરા

આ અને બીજા અનેક જુવાનો ઇન્ડિયા હાઉસમાં રહેતા હતા અને આવા જબરા જુવાનોને માદામ કામા કુશળતાથી તાલીમ આપી રહ્યા હતા.

શ્રીમતી કામા એક જુવાન બાઈ હતી. તે રૂસ્તમ કે. આર. કામા મોલિસિટરની સાથે પરણ્યાં હતાં કે. આર કામા એ આપણા દેશના એક પ્રખ્યાત ધર્મશાસ્ત્રી (ઇન્ડોલૉજિસ્ટ) હતા. એમણે ઝંદ, પઝંદ, પહેલવી, અને આધુનિક ઇરાની ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. પારસી ધર્મશાસ્ત્રોના જગતમાં એ પ્રખર વિદ્વાન ગણાતા હતા.

આજે મુંબઈની કામા ઇન્સ્ટિટ્યુટ ધાર્મિક શોધખોળનું કામ કરે છે. તે એમના સ્મરણાર્થે સ્થાપવામાં આવ્યું છે શ્રીમતી કામા જુવાન હતાં, તેમની પાસે ઠીક ઠીક પૈસા હતા, દર વર્ષે યુરોપની સહેલગાહે જતાં હતાં. ખર્ચાળ હોટેલોમાં રહેવું, ખાવું, પીવું, નાચવું, મિજલસોમાં અને મહેફીલોમાં પરમાનંદ માનવો એવું પતંગિયા જેવું તેમનું જીવન હતું.

એક દિવસ એ શ્યામજી કૃષ્ણવર્માને મળ્યાં. ચમત્કારી પરિવર્તન થયું. આ પતંગિયું ખસ્લાઈને ઝાંસીની રાણી અને સુભાષચંદ્ર બોઝ જેવી મહાન વ્યક્તિઓની હરોળમાં ઊભી શકે એવું જીવન એમણે ગાળવા માંડ્યું. ઇન્ડિયા હાઉસના જુવાનોને દોરવણી આપે, તેમને કાબુમાં પણ રાખે, સભાઓમાં આગ વેરે, વિદ્વાન માણસોના હૃદયમાં પણ દેશપ્રેમની ચિનગારીઓ નાંખે એવી શક્તિ આ બાઈ એ કેળવી.

જ્યારે ઇન્ડિયા હાઉસના જુવાનોને તથા તેમના પ્રેરકોને ઇંગ્લૅંડ છોડવું પડ્યું ત્યારથી માદામ કામાએ પારિસમાં વસવાટ કર્યો. હિંદથી વિદ્યાર્થીઓ આવે તેમને મળે. સગી માના જેવો એમનો પ્રેમ હતો, પ્રેમથી સૌને નવડાવી દે. તેમનામાં દેશપ્રેમની ધગશ પ્રેરે, તેમને જે કોઈ જાતની મુશ્કેલીઓ પડતી હોય

તે ટાળે, આ કામ એમનું રોજનું થઈ ગયું. બીજી તરફથી જે જે લોકોએ દેશની સેવા કરવામાં પોતાનું સંસાર જીવન ચૂથી નાખવા દીધું હતું તેમને અથવા તેમનાં સગાંઓને એમણે આર્થિક મદદ મોકલવા માંડી. હિંદના અનેક માણસોને ફાંસી દેવાઈ હતી અને અનેકને દેશનિકાલ કરવામાં આવેલા. તેમની પત્નીઓ અને છોકરાંઓને યુરોપથી એ મદદ મોકલતાં. અને ત્રીજું મોટું કામ એ હતું કે હિંદમાં બળવો કરવાની પ્રેરણા આપે એવું સાહિત્ય, પુસ્તિકાઓ અને માસિકોનો વરસાદ વરસાવતાં.

વર્ષોના અનુભવથી એ છૂપી રીતે આવી આર્થિક મદદ, સાહિત્ય કે રિવોલ્વરો શી રીતે મોકલવા અને ક્યાં મોકલવાં તે જાણી ગયાં હતાં. પેટીઓમાં છૂપા ખાનામાં સાહિત્ય મોકલાતું, વાજિંત્રોની અંદર સંતાડવામાં આવતું, થોડું થોડું પકડાયું પણ હતું છતાં ઘણું હિંદી જુવાનોને મળી જતું. જેવી રીતે અજ્ઞાત બંદરોપર આજે દાણચોરી થાય છે, સ્ટીમરમાથી હોડીઓમા માલ ઉતારીને અજ્ઞાત બંદરોએ ઊતરે છે તેવી રીતે બંદૂકો, દારૂગોળા, બોંબ હિંદમાં પહોચી જતાં. આપણે આજે સમજ્યા છીએ કે આ માર્ગે દેશ–મુક્તિ મેળવવી મુશ્કેલ છે. પણ વીસમી સદીના પહેલા દસકામાં બળવાખોરોના વિચારો જુદા હતા. આવી અનેક પ્રવૃત્તિઓમાં માદામ કામા તનતોડ મહેનત કરી રહ્યાં હતાં.

સાવરકરને પકડવા માટે હિંદી વોરંટ હતું, તે આ બળવાખોરો જાણતા હતા, તે છતાં સાવરકર પારિસથી ઈંગ્લેંડ ગયા. બંદરપર ઊતર્યા કે તરત જ એમને પરહેજ કર્યા. હિંદ જતી સ્ટીમર અંગ્રેજ પોલીસોની ટુકડી સાથે એમને બેસાડી દીધા, સ્ટીમર માર્સેલ્સમાં લાંગરી ત્યારે સાવરકર જાજરૂની બારીમાંથી સમુદ્રમાં કૂદી પડીને કિનારે પહોચી ગયા ગોદીના પોલીસે એમને પકડયા, અને અંગ્રેજોને સોંપી દીધા.

સાવરકરને ફ્રેન્ચ ભાષા આવડતી હોત તો એ ફ્રાન્સના

આશ્રયનો આગ્રહ કરી શકત, જ્યારે માદામ કામાએ આ હકીકત સાંભળી ત્યારે એમણે રાજકીય નેતાઓને શરણાગતિ મળવાનો પ્રશ્ન ઉઠાવ્યો.

આખા યુરોપનાં એલચી ખાતાઓમાં અને છાપાઓમાં ઘૂમરાણ થઈ ગયું કે બ્રિટિશોએ સાવરકરને પાછો ફ્રાન્સને સોંપી દેવો જોઈએ આંતરરાષ્ટ્રીય કાયદામાં તો એવા આશ્રયની જોગવાઈ છે. મશહૂર કાયદાશાસ્ત્રીઓએ કેસમાં સાથ આપ્યો, પણ ફ્રાન્સ સરમાર બ્રિટનને રાજી રાખવા ઇચ્છતી હતી એટલે 'હેગ'ની કોર્ટે બ્રિટિશના લાભમાં ચુકાદો આપ્યો

માદામ કામાએ મોકલેલી પિસ્તોલોથી હિંદમાં અંગ્રેજ અમલદારોના ખૂન થવા લાગ્યા, મુંબઈમાં પકડાયેલી પિસ્તોલ અને બિહારમાં પકડાયેલી પિસ્તોલ એક જ ફ્રેન્ચ કારખાનામાં બની હતી પિસ્તોલનું આખું પાર્સલ પકડાયું, તે પણ તે જ કંપનીનું હતું.

પારીસમાં રહેના કૃષ્ણવર્મા અને જામનગરની ગાદીનો દાવો કરતા સરદારસિંહ રાણાએ આ પિસ્તોલો મોકલી છે એવા ખુલ્લા આક્ષેપો છાપાંઓમાં આવ્યા માદામ કામા સિંહના જેવી નિડર હતી એ બ્રિટિશ કૉન્સલની ઑફિસમાં (પારિસમાં) ગઈ અને ત્યાં વિધિસર જાહેરાત કરી કે આ બધી પિસ્તોલો એમણે પોતે મોકલેલી છે! એ માનતી હતી કે બ્રિટિશ સરકારે હિંદનું લોહી પીધું છે

હિંદ અત્યંત ગરીબ અને નિસહાય બની ગયું છે એ દેશમાં લગભગ ચાલુ દુષ્કાળની સ્થિતિ છે, અને તે ઉપરાંત આજે અંગ્રેજો હિંદીઓને ફાંસી દે છે, દેશનિકાલ કરે છે, અનેક પ્રકારના જુલમો ગુજારે છે અને તેથી અંગ્રેજોને મારી નાખીને તથા તેમના હૃદયમાં બીકના ધ્રુજારી રહે તેટલા માટે એ અવશ્ય હિંસક શસ્ત્રો મોકલ્યા કરવાનાં છે આવી હિંમતવાન આ બાઈ હતી સાવરકર ભાઈઓનાં

કુટુંબીઓને આર્થિક સહાય આપવા માટે હુ બે વાર તેમને પારિસમા મળ્યો હોઈશ

ફરીથી થોડાં વર્ષો વીતી જાય છે હુ ફરી એકવાર પારિસ જઈ પહોચ્યો મે સાભળ્યું કે માદામ કામા વૃદ્ધ થઈ ગયા હતા અને અત્યત ગરીબીમા રહેતા હતા જાસુસોના ચોકી ચૂકાવીને હુ એમને ઘેર જઈ પહોચ્યો મને છેક ભેટયા તો નહીં, પણ મારો ખભો પકડયો, વાસો થાબડયો અને ભારત દેશની સ્થિતિ વિશે પૂછપરછ કરી તે એક ઓરડામાં રહેતા હતાં. તેમાં ભરચક જૂનો સામાન ખડકયો હતો, ફાટેલોતૂટેલો, ચોખ્ખી કગાલિયતના દર્શન થતા હતા.

એમનુ પેટ બગડયુ હતુ, હૃદય નબળુ પડ્યુ હતુ, પણ એમનો જુસ્સો અને આખનો ચળકાટ કમી થયા નહોતા મારી પાસે જે કઈ હતુ તે બધુ આ શહીદના પગ પાસે ઠાલવી દીધુ, કારણ કે મને બીક હતી કે જો હું એમના હાથમા મૂકવા જાત તો તે લઈને મારા માથા પર ફેકત મારે માટે આ તેમના છેલ્લાં દર્શન હતા મે વિદાય લીધી ત્યારે મને પ્રેમપૂર્વક કહ્યુ, ' ડાક્તર તમે જુવાન છો, હું મરતા સુધી દેશનો ઝડો છોડવાનો નથી તેથી બીજો ઝડો મેળવીને તમે નવજુવાનો–ભારતને મુક્તિ અપાવજો '

ભીખાઈજી કામાનો માર્ગ એક હતો, મારો જુદો હતો પણ એમની દેશભક્તિ, એમની સતત ખત, એમની કાર્યદક્ષતા, તેમણે સ્વાર્થનુ આપેલુ બલિદાન તથા તેમની શહીદીએ મને જબરી પ્રેરણા આપી

# "મેં એમને સાંભળ્યાં છે"

છેલ્લાં સાઠ પાંસઠ વર્ષની અંદર મેં ઘણા ઘણા સારા વક્તાઓને સાંભળ્યા છે, અને તેમાંની કેટલીક વ્યક્તિઓ તો જગવિખ્યાત છે સિત્તેર એંશી વર્ષો પહેલાં આપણા અંગ્રેજી ભણેલા હિંદીઓ બ્રિટિશરો પાસેથી નવું જ્ઞાન તથા નવી કળાઓ શીખતા હતા. તેમાં વક્તૃત્વની કળા પણ એક હતી. તે જમાનામાં ગ્રેટ બ્રિટનમાં બે પ્રભાવશાળી મુખ્ય પ્રધાનો—લિબરલ પક્ષના ગ્લૅડસ્ટન અને કૉન્ઝર્વેટિવ પક્ષના ડિઝરાયલી — એ બન્ને વિદ્વાન, બહુશ્રુત, કાર્યદક્ષ અને રાજનીતિમાં નિપુણ—પોતાનાં વક્તૃત્વથી લાખો મતદારોના મત જીતી લેતા અને સામા પક્ષની સરકારને ઉથલાવી પાડતા

એ જમાનામાં લાઉડસ્પીકરો નહોતાં અને તેથી હજારો શ્રોતાજનો સાંભળી શકે એટલા જોરથી અને એવા સ્પષ્ટ ઉચ્ચારથી બોલવું પડતું. બોલનારના હૃદયમાં જે જે લાગણીઓ ઉદ્ભવતી હોય તે પ્રદર્શિત કરવા માટે પ્રસંગાનુકૂળ નીચા કે ઊંચા, ઘેરા ગંભીર કે ધીરા ધીમા અવાજથી બોલવાની કળા ખીલવવી પડતી હતી સામા પક્ષની દલીલોને તોડી પાડવા માટે હાસ્યમય કિસ્સાઓ કહેવામાં આવતા; પણ સામા પક્ષે દેશની સ્થિતિ કેટલી બધી બગાડી છે અને તે સુધારવા માટે અમે શું શું કરીશું તે કહેવાના પ્રસંગે દલીલોનો જે પ્રવાહ વહેવડાવતા—ઊંચા નીચા, ચઢતા ઊતરતા સ્વરથી, જેને અંગ્રેજી ભાષામાં periods

કહે છે તેવા ઉદ્ગારોથી સાંભળનારનાં હૃદયોને હચમચાવી મૂકતા એ યુગમાં ભાષણ કરવાની એક જબરી કળા હતી

આપણા રાજકીય નેતાઓએ જ્યારે Indian National Congress એટલે રાષ્ટ્રીય મહાસભામાં બોલવા માડ્યુ ત્યારે આ જાતનુ વક્તૃત્વ કોંગ્રેસોના મંડપોમા સભળાવા માડ્યુ ૧૮૯૫મા પૂનાની કોંગ્રેસમા હુ ગયો હતો આ કોંગ્રેસમા મે સાંભળ્યા સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોઝશા મહેતા, અને બાળ ગગાધર ટિળક એ કોંગ્રેસના પ્રમુખ સુરેન્દ્રનાથ તો આબેહૂબ ગ્લેડસ્ટનની જેમ બોલતા અને સાંભળનારને મત્રમુગ્ધ કરી મૂકતા

ફિરોઝશા મહેતાનો ચહેરો ખરેખરો સિંહના જેવો હતો. મોટુ માથુ, મૂછ અને થોભિયા, હુ જગતનો માલિક છુ—The Master of all I survey એવી શ્રેષ્ઠતાગ્રથિ superiority complex થી અને બારિસ્ટરની છટાથી પોતાની દલીલો સાભળનારના મનમા ઠસાવવાની કળા એ સર્વથી લોકો અજાઈ જતા.

લોકમાન્ય ટિળકના ભાષણોમાં અમાપ દેશભક્તિ, બ્રિટિશરોના રાજ્યનો અત આણવાનો દૃઢ સકલ્પ તથા અડગ નિડરતા નિતરતા હતા સુવાળા અને વિનિત ગણાતા મોળા વિચારોની ઝાટકણી કડવામાં કડવા શબ્દોથી એ કાઢતા તે અમને ખૂબ જ ગમતું, પણ સામાજિક સુધારા તરફ એ આંખમિંચામણા કરતા તેની સાથે અમે જુવાનો સમત થઈ શકીએ તેમ નહોતુ આ કોંગ્રેસમા અમને દેશભરના આગેવાનોને—બગાળા, મદ્રાસ મુબઈ પજાબ વગેરેના દેશ નેતાઓને સાંભળવાનો અમૂલ્ય લહાવો મળેલો

સાત વર્ષ પછી ૧૯૦૨ના ડિસેમ્બરમા હુ ઇગ્લેડમાં અભ્યાસ પૂરો કરીને સ્વદેશ આવ્યો ત્યારે અમદાવાદમા કોંગ્રેસનુ અધિવેશન ભરાયું હતું આ કોંગ્રેસમા પણ બાબુ સુરેન્દ્રનાથ બેનરજી પ્રમુખ હતા આ અધિવેશનમાં સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી અંબાલાલ સાકર-

લાલ દેસાઈ હતા. એ ન્યાયાધીશ બન્યા ત્યાર પહેલાં હાઈસ્કૂલના હેડમાસ્તર હતા. ઘણા વિદ્વાન હતા અને અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત તથા ગણિતશાસ્ત્ર, એ બધામાં પ્રવીણ ગણાતા.

એ શિક્ષક હોઈ ને વિદ્યાર્થીઓને અમુક વાત સમજાવ્યા પછી તેઓ પૂરું સમજ્યા છે કે નહીં તે જાણવા માટે વારવાર હું—ઉં—ઉનો મોટો અવાજ કાઢીને તેમને પૂછવાની આદત તેમને પડી ગયેલી. વડોદરાના સર ન્યાયાધીશપદેથી નિવૃત્ત થઈ ને એ અમદાવાદના પ્રજાકીય જીવનમાં પેઠા ત્યાર પછી પણ પેલી હું — ઉ — ઉ કરીને પૂછવાની ટેવ ચાલુ રહી એમનો એ પ્રશ્ન-ઉદ્‌ગાર એટલા જોરથી કરતા કે બધા શ્રોતાજનો હસી પડતા. આ હકીકત જાણવા છતાં એ તેને રોકી શકતા નહીં કારણ કે ઘણાં વર્ષોની જૂની ટેવ પડી હતી

સ્વાગતાધ્યક્ષનુ ભાષણ છપાયું હતું એ પુસ્તિકા હાથમાં રાખ્યા વિના આખું એક કલાકનુ ભાષણ શબ્દેશબ્દ બોલી જઈને એમણે શ્રોતાજનોને આશ્ચર્યચકિત કરી નાખેલા! વિશેષ અજાયબીની વાત તો એ હતી કે આખા ભાષણમાં એમણે હું—ઉ—ઉનો ઉદ્‌ગાર કર્યો નહીં, માત્ર છેક અંતના ભાગમાં જ્યારે એમને આત્મસતોષ થયો હશે ત્યારે એ હુ કાર એમના મોંમાથી છટકી પડ્યો! એ અ તિમ હુકાર પરથી અમને સમજ પડી કે આખા એક કલાક સુધી એમણે પોતાના પર કેટલો કપરો કાબુ નાખવી રાખ્યો હશે, અને કેવી વિસ્મયજનક તેમની યાદશક્તિ હોવી જોઈએ

જ્યારે હુ લ ડનની યુનિવર્સિટી કોલેજમા પ્રજાકીય આરોગ્યનો પોસ્ટ ગ્રેજ્યુએટ અભ્યાસ કરતો હતો ત્યારે લ ડન શહેરના કેક્સ્ટન હોલમાં મે પ્રથમ વાર મિસિસ એની બીસેટને સાંભળ્યા વર્ષ ૧૯૦૧ કે ૧૯૦૨ હશે ભાષણનો વિષય થિયોસોફીનો નહીં પણ સ્ત્રી-સ્વાતંત્ર્ય, સ્ત્રીમતાધિકાર તથા કૌટુંબિક નિયોજનનો હતો એવુ મને સાંભરે છે

મિસિસ બીસેંટ જરા ટૂંકાં અને બેઠા ઘાટનાં હતાં. ઘાટ ઉપરથી ઝાઝી છાપ શ્રોતા વર્ગ પર એકદમ ન પડે પણ જ્યારે એમણે એમની અસ્ખલિત વાણીધારા છોડી ત્યારે કહેવત છે તે પ્રમાણે એક ટાંકણી પડે તો તે પણ સંભળાય એવી શાંતિ આખા હોલમા પથરાઈ ગઈ. એમના ચહેરા પર કોઈ પણ પ્રકારનો આવેશ કે ગુસ્સો કે વિરોધની લાગણીઓ બતાવ્યા વિના તથા માથાને કે હાથોને હલાવ્યા વિના એમણે હકીકતો, દલીલો અને કટાક્ષોનો વરસાદ વરસાવ્યો.

અંગ્રેજો ફ્રેન્ચના જેવા લાગણીવશ થતા નથી પણ આ ભાષણથી પ્રેક્ષકો હર્ષઘેલા બની ગયા.

મારી પાડોશમાં એક વૃદ્ધ આયરિશનમેન બેઠો હતો તેણે મને કહ્યુ કે આ ભાષણ દરમ્યાન જ્યારે મેં આંખો બંધ કરી દીધી હતી ત્યારે મને એમજ લાગ્યુ કે પ્રખ્યાત આયરિશ નેતા ચાર્લ્સ બ્રેડલો બોલી રહ્યો છે. એની જ ભાષા, એની જ શૈલી, એની જ છટા અને એટલો જ જુસ્સો.

બ્રેડલોનું વાક્ચાતુર્ય એવુ અજબ હતુ કે બ્રિટિશ પાર્લામેંટ જેવી લાગણીશૂન્ય અને આત્મસંયમી સભાને પણ એ આંજી નાખતો. મિસિસ બીસેંટ બ્રેડલોની શિષ્યા હતી

અમારે **શ્રીમતી સરોજિની નાયડુ** સાથેનું ઓળખાણ ઠીક જૂનું હતું. ૧૯૦૮માં વડોદરામાં અમે પ્રથમ વાર મળેલાં. અમારે એકમેકનો સારો પરિચય થયો.

'જ્યારે હુ અમદાવાદ કેળવણી મંડળનો મંત્રી હતો તે સંસ્થાને અંગે ચાલતી મહિલા પાઠશાળા' (Indian Women's Universityની કોલેજ)ના વાર્ષિક સમારંભ માટે મેં એમને ખાસ બોલાવ્યાં. સ્વાભાવિક રીતે હું એમને અમારી સંસ્થા બતાવવા માટે તેમ જ કોલેજની કન્યાઓને તેમનો પરિચય થાય તે માટે ઘણો આતુર હતો. પણ સરોજિની દેવી તો કવિ હતા અને તેમને વાતો, ચર્ચાઓ,

ઠઠ્ઠામશ્કરીઓ કરવાનો ભારે શોખ હતો. અનેક મિત્રોને મળવા જાય અને ખબર અંતર પૂછવા ઉપરાંત હાસ્યની રેલમછેલ ઉડાડે. છેવટે એ મારા આગ્રહને વશ થઈને દસેક મિનિટ કોલેજમાં આવ્યાં. સૌની સાથે હસ્યાં, સૌને હસાવ્યાં.

મારાથી કોલેજ વિષે કાંઈ જ માહિતી અપાઈ નહીં. ત્યાંથી અમે સીધાં પ્રેમાભાઈ હોલમાં ગયાં અને ત્યાં એમણે ગુજરાતી કન્યાઓના રૂપ અને રંગ, તેમનાં આભૂષણોના વિવિધ રંગો અને સમાજમાં સ્ત્રીઓનું મહત્ત્વનું સ્થાન—ઘરસંસારની રાણી, સુખદુઃખની સાથી, કૌટુંબિક જીવનને ઉજાળનાર, કોમળ અંગના, ખરી પણ ઝાંસીની રાણીના જેવી દૃઢ નિશ્ચયી, અહલ્યાબાઈ હોલ્કરના જેવી કાર્યનિપુણ એવી એવી વાતો એમની મનોરમ શૈલીમાં અને સુમધુર અવાજે કહી સંભળાવી.

આખો શ્રોતા વર્ગ mesmerise—મંત્રમુગ્ધ બનીને હર્ષઘેલો થયો અને પાંચસાત મિનિટ સુધી તાળીઓનો ગડગડાટ ચાલ્યો. બધાં સ્ત્રીપુરુષોના મોં પર આનંદ અને ઉલ્લાસ ઉભરાતાં હતાં. એમણે અમારી સંસ્થા સંબંધી એક શબ્દ કહ્યો નહિ, ન કહ્યો અમારા નવા શિક્ષણને માટે, ન કરી કોઈ રચનાત્મક સૂચનાઓ, ન કર્યાં અમારી સંસ્થાનાં વખાણ, ન બતાવી અમારી ઊણપો. ભાષણથી પ્રભાવિત થઈ ગયેલા એક મિત્રને મેં પૂછ્યું કે ભાઈ! મિસિસ નાયડુએ ભાષણમાં ખાસ કહ્યું શું? ત્યારે એ વિચારમાં પડી ગયા અને પછી મને કહે કે 'એમણે ખાસ કાંઈ કહ્યું તો નહીં પણ ભાષણ બહુ જ સુંદર હતું!

આવું જબરું આકર્ષણ હતું આ બુલબુલે હિંદમાં. જેમનામાં પ્રેમભાવ દર્શાવવા માટે કાવ્યમય શબ્દો હોય, બુલબુલના જેવો મીઠો સ્વર હોય અને બોલવાની છટા તથા જીવનનો ઉલ્લાસ હોય તે લોકોને આંજી નાખે તેમાં શી નવાઈ?

ઈ.સ. ૧૯૦૨ તથા ૧૯૦૬માં જે કોંગ્રેસો અમદાવાદ તથા કલકત્તામાં

ભરાઈ હતી તેની સાથે ઔદ્યોગિક પ્રદર્શનો ભરાયા હતાં અને તે બન્નેને ખુલ્લાં મૂકવાની ક્રિયા સયાજીરાવ મહારાજાએ કરી હતી

રાજાઓ અને નવાબો કોંગ્રેસની સાથે સંકળાયેલી દરેક પ્રવૃત્તિથી અલગ રહેતા તેમ ન કરવાને બદલે સયાજીરાવ મહારાજાએ આપણા ઉદ્યોગોની અધોગતિ કેવી રીતે થઈ હતી તે બાબતમાં બ્રિટિશ સરકારની નીતિને ખુલ્લો પડકાર ફર્યો હતો એમની મુખમુદ્રા શાંત, ગંભીર અને સ્વસ્થ હતી એમનાં ભાષણો અભ્યાસપૂર્ણ હતાં એમના વિચારો ઊંડા ચિંતનમાંથી નિપજેલા હતા

ગુજરાતી, મરાઠી, હિંદી તેમજ અંગ્રેજી એ ચારે ભાષાઓમાં એ extempore પૂર્વતૈયારી વિના, બોલી શકતા—લાંબા કાળ સુધી પોતાના રાજ્યને આખા દેશભરમા પ્રગતિશીલ બનાવવા માટે એમણે જે ભગીરથ પ્રયત્નો કર્યા હતા તેનાથી એમની વાણી પ્રેરણારૂપ બની જતી

મિસિસ બીસેંટની હોમરૂલ લીગની ચળવળ ગુજરાતમાં શરૂ થઈ ત્યારે શ્રી જમનાદાસ દ્વારકાદાસ, શ્રી ચંદ્રશંકર પંડ્યા, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી વિભાકર, શ્રી મનસુખલાલ માસ્તર વગેરે નવજુવાનોએ આખા ગુજરાતમાં ઘણાંઘણાં ગામોમા જઈને પ્રજામત કેળવવા માંડ્યો આ બધા જુવાનો સુસંસ્કારી હતા, બધા છટાદાર ભાષામાં બોલી શક્તા અને સારુ લખી શકતા આ દરેકની ભાષણશૈલી જુદી જુદી હતી

જમનાદાસ પોતે લાગણીવશ થતાં અને સાંભળનારાઓની લાગણીઓ ઉશ્કેરતા મુનશી સચોટ દલીલો કરીને વિગતવાર સમજૂતીઓ આપતા ચંદ્રશંકર શ્રોતાજનોના માનીતા હતા એ વિદ્વાન હતા અને લોકોને હસાવી પણ શકતા વિભાકરનો વાણીપ્રવાહ અજબ હતો અને સરકારની સામે શ્રોતાજનોની લાગણીઓ ઉશ્કેરતા

૧૯૧૮ની સાલ સુધી આપણા ગુજરાતી તેમજ બીજા દેશનેતાઓ માત્ર મુંબઈ, અમદાવાદ, વડોદરા અને સુરત જેવાં મોટાં શહેરો સુધી

જ પહોંચ્યા હતા; હોમરૂલના ગુજરાતી પ્રચારકો વલસાડ, નવસારી, ભરૂચ, નડીઆદ જેવા કસ્બાઓમાં પહોંચીને ગુજરાતી પ્રજાને મોટી સંખ્યામાં જાગૃત કરી શક્યા એ વાતની કદર આપણે કરવી જોઈએ. તે સમય સુધી રાજકારણમાં કાંઈક ઉદાસીન રહી ગયેલી ગુજરાતી પ્રજાએ ત્યારથી કોંગ્રેસમાં વધારે મારો ફાળો આપવાની શરૂઆત કરી.

અમારે કવિવર શ્રી રવીન્દ્રનાથ ટાગોર સાથે ૧૯૧૨માં કલકત્તામાં ઓળખાણ થયેલું. એમનું વિચારમગ્ન ગંભીર મોં, લાંબા વાળને લાંબી દાઢી ને મૂછ, ઊંચી અને મોટી ટોપી, પગની ઘુંટીને અડકે એટલો લાંબો ઝભ્ભો અથવા લાંબો કોટ—અને ધીરે ધીરે શબ્દો તોળી તોળીને બોલવાની રીતથી સૌ કોઈ પ્રભાવિત થઈ જતું.

કવિ ટાગોર સાહિત્યકાર હતા, નાટકો ઘણાં લખ્યાં હતાં, અને એમનું ગદ્ય પણ કાવ્યમય હતું. ઘણા ઓછા લોકો જાણતા હશે કે એમણે હિંદી તેમજ યુરોપિયન સંગીતનો અભ્યાસ કરેલો, એટલું જ નહીં પણ એમણે ઇટાલીઅન સંગીતના રાગોથી પ્રેરાઈને બંગાળી ગીતો જુદી જ રીતે ગાવા માંડયાં. તેની અસર આજ સુધી બંગાળી સંગીતમાં ચાલે છે.

એ પ્રસંગે કલકત્તામાં અમે એમને 'વાલ્મિકી પ્રતિભા' ના નાટકમાં વાલ્મિકીનો ભાગ ભજવતા જોયા હતા બાગની અંદર નાનો સરખો તખ્તો મૂકેલો હતો. બેત્રણ સાદા પડદા હતા, નહીં કપડાંના કે સીનસીનેરીના ચમકદાર ભભકા, પણ દરેક વ્યક્તિએ પોતપોતાના ભાગ એટલી ઉત્તમ રીતે ભજવ્યા હતા કે અમે બધાં છક થઈ ગયાં.

૧૯૨૦ માં શ્રી ટાગોર વડોદરા અને અમદાવાદમાં આવેલા ત્યારે એમને ભાષણો કરતાં સાંભળ્યા, ઘરમાં વાતો કરતાં પણ સાંભળ્યા અને અનેક વાર એમનાં પોતાનાં કાવ્યો વાંચતાં સાંભળ્યા. એમના અવાજમાં મીઠાશ હતી, તેમના વક્તૃત્વમાં કાવ્ય હતું અને સંગીત હતું. આ બધાંની પાછળ એમની તપશ્ચર્યાનું તેજ હતું.

સમાજને કેવી કેળવણી આપવી, જ્ઞાનની ભૂખ ઉત્તેજિત કરવી, લાગણીઓમાં મીઠાશ આણવી, અને તેમનામાં દેશપ્રેમ, સ્વાતંત્ર્યની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન કરવી એ એમની તપશ્ચર્યાનો વિષય હતો. બહારના દેખાવે એ કોઈ પયગંબર જેવા દેખાતા હતા. તેમનો ઉપદેશ પણ પયગંબરના જેવો જ હતો. એ સૌન્દર્યના પૂજારી હતા અને સાદાઈની સાથે સૌન્દર્ય લાવવાની કળા એમણે કેળવી હતી.

બંગભંગની લડતના સમયમાં બાળ ગંગાધર ટિળક ઉપરાંત લાલા લજપતરાય અને બિપિનચંદ્ર પાલ રાજકીય ચળવળમાં તેમજ રાષ્ટ્રીય મહાસભામાં પ્રખ્યાત થઈ ગયા હતા તેમનાં ભાષણોથી લાખો માણસોનાં હૃદયમાં નવી પ્રેરણા જાગેલી.

એ ત્રિપુટી **લાલ, બાલ અને પાલ** નામે ઓળખાતી. ત્રણે પહેલી પંક્તિના દેશનેતાઓ, ત્રણેએ સ્વાર્થને ફગાવી દીધેલો, ત્રણેએ સરકારની જેલો ભોગવેલી અને ત્રણે ઉત્તમ કોટિના વક્તાઓ હતા. અંગ્રેજી ભાષા પર ત્રણેનો કાબુ સારો, પણ મુખ્ય મહત્ત્વની બાબત તો એ હતી કે તેમની દેશભક્તિના કારણે એમને જે સ્વાર્થનો ત્યાગ કરવો પડેલો તેની છાપ તેમના શબ્દોમા આવતી અને લોકો તેમની પાછળ ગાંડા બની જતા.

આ ત્રણે વ્યક્તિને સ્વદેશ છોડીને પરદેશમાં લાંબા સમય માટે રહેવું પડયું હતું. એકને સરકારે દેશપાર કરેલા અને બીજા બે પરદેશ ન ગયા હોત તો દેશપાર થાત એવા સંજોગો હતા

૧૯૦૭ની સુરતની કોંગ્રેસ મળી તેની પહેલા ત્રણ વ્યક્તિઓએ દેશભરમાં ફરીને આપણી રાષ્ટ્રીય મહાસભામા નવું ચેતન આણ્યું હતું અને તેના પ્રતાપે સુરતની વિનિત કોંગ્રેસ તૂટી પડી એ જાણીતી હકીકત છે.

કોંગ્રેસ સુરતમાં હતી તેથી ગુજરાતી પ્રજાજનોને આ ત્રણે મહારથીઓને સાંભળવાનો અમૂલ્ય લાભ વારંવાર મળ્યો હતો **અરવિંદ ઘોષ,**

ટિળક મહારાજ અને ખાપરડે એ ત્રિપુટીએ દેશભરમાં નવું વાતાવરણ જન્માવ્યું. પ્રોફેસર અરવિંદ ઘોષની સરળ સુંદર પ્રવાહી કાવ્યમય વાણી, ટિળકનાં કડવાં તીખાં વાગ્બાણ અને ખાપરડેના કટાક્ષ તથા મશ્કરીઓથી સાંભળનાર મુગ્ધ થઈ જતા.

૧૯૧૮ અને ત્યાર પછીનાં ત્રીસ વર્ષો સુધી ગાંધીજીએ ગુજરાતમાં તેમજ સમસ્ત હિંદ દેશમાં અનોખું સ્થાન મેળવ્યું હતું. એમની બોલવાની શૈલી હૃદયવેધક હતી. એમના ઉપદેશની સચોટતા અજબ હતી.

એ હમેશાં હળવા અવાજે, ધીરે ધીરે, ટૂંકાં વાક્યોમાં પોતાનું હૃદય ઠાલવતા. જે વખોડવા જેવું હોય તે વિવેકથી વખોડતા. એમને લાગણીઓ ઉશ્કેરવાની ટેવ નહોતી. એમણે આમપ્રજાની નાડ પારખી હતી અને દરિદ્રનારાયણની સતત સેવા કરવાની તમન્નાને લીધે એમણે લાખો માણસોનાં હૃદય જીતી લીધાં હતાં. જેવો એમનો ખોરાક સાદો અને મશાલા વિનાનો હતો તેવીજ રીતે તેમના લેખન તથા કથનમાં મશાલાની જરૂર રહેતી નહીં.

શ્રી વલ્લભભાઈ પટેલને ગાંધીજીએ ૧૯૨૮ના બારડોલી સત્યાગ્રહ વખતે 'સરદાર' બનાવ્યા. એ સત્યાગ્રહ હતો આખા તાલુકાની પ્રજાનો, પણ મુખ્ય પ્રશ્ન તો જમીન મહેસૂલના વધારાનો હતો. વલ્લભભાઈ ખેડૂતોનું હૃદય સમજે. પોતાની કુનેહથી તથા ગાંધીજીની સતત દોરવણીથી એ સત્યાગ્રહનો વિજય થયો.

શ્રી. વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈને મશ્કરીઓ કરવાની જબરી ટેવ હતી. એક દૃષ્ટાંત આપું છું. સરકારી પોલીસો ખેડૂતોની ભેંસો જપ્ત ન કરી શકે તેટલા માટે બે ત્રણ મહિના સુધી ભેંસોને ઘરમાં પૂરવામાં આવેલી. લાંબા સમય સુધી ભેંસોને ખુલ્લી હવા તથા તડકામાં ફરવાનું ન થયું તેથી તેમનો રંગ જરા ફરી ગયો, કાંઈક ધોળાશ પડતો થયો. વલ્લભભાઈએ પોતાનાં ભાષણોમાં કહ્યું કે જુઓ, આપણી ભેંસો મડમડી બની ગઈ છે!

આપણે સૌ જાણીએ છીએ કે **સર સી. વી. રામન** સમસ્ત જગતના પ્રથમ કોટિના વૈજ્ઞાનિક છે. ગ્રેટબ્રિટનની રૉયલ સોસાયટીમાં ઘણા થોડા જગવિખ્યાત વૈજ્ઞાનિકોને જ ફેલો નીમવામાં આવે છે, એ માન રામનને મળ્યું છે. વિજ્ઞાનનો વિષય શુષ્ક ગણાય છે પણ સર રામન સામાન્ય માણસોને પણ સમજ પડે એવી રીતે અને અનેક રમુજી ટુચકાથી ભરપૂર ભાષણો આપે છે તે ગુજરાતીઓ જાણે છે.

**સર્વપલ્લી રાધાકૃષ્ણને** અંગ્રેજી તેમજ સંસ્કૃત પુસ્તકોનું ઘણું વાચન તથા પરિશીલન કરેલું હોવાને લીધે એમનાં ભાષણો મનન કરવા લાયક હોય છે. પૂર્વતૈયારી વિના બોલવાની એમને અજબ છૂટ છે. એમનો અંગ્રેજી ભાષા પરનો કાબુ જબરો છે. અને અંગ્રેજોના જેવા ઉચ્ચાર, accent અથવા ભાર તથા શૈલીથી એ બોલે છે.

આવી અનેક મહાન અને જાણીતી વ્યક્તિઓને મેં સાંભળી છે પણ છેવટે મારે એક મામૂલી ગામડીઆ, બહાદૂર અને નિડર તથા પ્રેમાળ સ્વભાવના ભાષણકાર વિશે કહેવાનું બાકી રહ્યું છે. વડોદરા શહેરની પાસેના એક ગામડાના એ વતની હતા. પોતે ખેતી કરતા અને કરાવતા હતા. સ્વમાની સ્વભાવ હોવાને લીધે એમને અમલદારોના ઘણા કડવા અનુભવો થયા હતા.

ખેડૂતોને થતા અન્યાયો, વેઠના ત્રાસ, પટેલ તલાટી તથા પોલીસો તરફથી પડતી મુસીબતોની વાતો એ ભાષણોમાં કહેતા ત્યારે કલાક દોઢ કલાક સુધી હજારો માણસો તેમના શબ્દેશબ્દ પર આફરીન થતા. એમનામાં ભારે રમુજવૃત્તિ અને ટીખળ હતાં. પોતે ઘણા હસમુખા હતા. હાથના અને મોઢાના ચાળાઓ કરીને પોતાની લાગણીઓ બતાવતા. વાક્યે વાક્યે એ લોકોને હસાવતા. આ બધી ખરેખરી બોલવાની કળા છે. એમનું નામ હતું, **ભાઈલાલભાઈ દ્વારાભાઈ અમીન.** વડોદરા પ્રજામંડળ તથા કોંગ્રેસ બન્ને માટે એમણે વર્ષો સુધી પ્રચારકામ કર્યું.

# સ્વ. શ્યામજી કૃષ્ણવર્મા

વર્ષો પહેલાં ઉત્તર સૌરાષ્ટ્રમાં મોરબી ગામની પાસે આવેલ ટંકારા નામના પછાત ગામડામાં એક ગરીબ બ્રાહ્મણના ઘરમાં છોકરો જન્મ્યો. કિશોર અવસ્થામાં હતો ત્યારે જ્ઞાનપિપાસાથી દોરવાઈને એણે પોતાનું ઘર અને ગામડું તથા સૌરાષ્ટ્ર પ્રાંત છોડયાં. વર્ષો પછી એ છોકરો સ્વામી દયાનંદ સરસ્વતી તરીકે હિંદુ શાસ્ત્રોનો, અને ખાસ કરીને ચાર વેદોનો, પ્રખર અભ્યાસી તથા પ્રચારક બની ગયો. અને સારા ભારત દેશમાં તેણે એક નિડર ધર્મપ્રચારક તથા પ્રગતિશીલ સમાજસુધારક તરીકે જબરી ખ્યાતિ મેળવી.

જુદા જ ક્ષેત્રમાં, જુદા જ વાતાવરણમાં, જુદી જ રીતે કચ્છ પ્રદેશના એક નાના પછાત ગામડામાં જન્મેલા શ્યામજી કૃષ્ણવર્મા, જેમને ભણવાની સગવડો નહોતી તે ભવિષ્યમાં સંસ્કૃત અને અંગ્રેજી ભાષા પર અજબ પ્રભુત્વ મેળવશે, ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં M. A. ની ઉપાધી મેળવનાર સૌથી પ્રથમ હિંદી વિદ્યાર્થી બનશે, લંડનમાં બૅરિસ્ટર થશે અને હિંદ દેશના અનેક દેશી રાજ્યોમાં મુખ્ય પ્રધાન (દીવાન) થશે અને પછી ભારત દેશની સ્વાતંત્ર્ય લડતમાં નીડરતાથી વિપ્લવવાદનો જબરો પ્રચાર કરતાં કરતાં હીરા જેવા હિંદી જુવાનોને તાલીમ આપીને બ્રિટિશ સરકારને મૂંઝવી નાખશે—એવું કોણ કલ્પી શક્યું હોય?

છેક નાનપણથી જ શ્યામજી ઘણો બુદ્ધિશાળી અને તેજસ્વી નીકળ્યો. તેથી એની મા એને માંડવી લઈ ગઈ અને ત્યાંની શાળામા દાખલ કર્યો. ત્યા એણે ઝડપથી પ્રગતિ કરી. એનો ગરીબ બાપ મુબઈમા રહેતો હતો.

૧૮૬૭મા જ્યારે શ્યામજી ૧૦ વર્ષનો થયો ત્યારે એની મા અચાનક ગુજરી ગઈ અને શ્યામજીના પગ નીચેથી પૃથ્વી સરી ગઈ। અભ્યાસ બધ થયો પણ એની માની માએ હિ મત કરીને શ્યામજીને ભૂજની હાઈસ્કૂલમાં દાખલ કર્યો પોતાની તીવ્ર બુદ્ધિ અને તેજસ્વી વર્તનથી એણે પોતાના શિક્ષકો પર તેમજ વડીલો પર એવી સારી છાપ પાડી કે મુબઈના એક કચ્છી ભાટિયાને કાને એની હોશિયારીની વાતો પહોચી ગઈ અને તેણે શ્યામજીના બાપ તથા આજીને મુબઈમા રહેવા માટે એક ધર્મશાળામા ઓરડીઓની સગવડ મફત કરી આપી તથા છોકરાને વિત્સન હાઈસ્કૂલમા દાખલ કરાવી આપીને ફી આપવાની ગોઠવણ કરી

જમવાના ખર્ચને પહોચી વળવા માટે શ્યામજીને એક ટયૂશન લેવુ પડ્યુ પહેલા વર્ષને અ તે મુબઈ તથા દક્ષિણના હોશિયાર છોકરાઓની હરીફાઈમા પણ આ ગામડીઓ છોકરો પહેલા નબરે પાસ થયો, તેથી શેઠ ઘણા ખુશ થઈ ગયા શેઠને વિચાર આવ્યો કે ધારો કે શ્યામજી મેટ્રિક અને પછી બી એ ની પરીક્ષાઓ આપશે તો ભવિષ્યમા શિક્ષક કે કારકુનમાત્ર બનશે તેથી એક પ્રખ્યાત શાસ્ત્રીને ખૂબ ભલામણ કરીને એમણે શ્યામજીને એ શાસ્ત્રીની પાઠશાળામા દાખલ કરાવ્યો

અતિ મહત્ત્વાકાક્ષી હોઈને શ્યામજીએ એ કામ પણ ઉપાડી લીધુ

મુબઈની હાઈસ્કૂલમાં પણ એનો નબર પહેલો આવતો હતો તેથી બીજા એક શેઠ છબીલદાસ લલ્લુભાઈએ શ્યામજીને પોતાને ઘેર બોલાવવા માડયો તેમા એનો સ્વાર્થ એ હતો કે પોતાના છોકરા

રામદાસને સારા બાહોશ છોકરાનો સંગાથ થાય. છેવટે ૧૮૭૫માં શેઠ છબીલદાસે પોતાની છોકરીનાં લગ્ન શ્યામજી જોડે કરી નાખ્યાં. છોકરી જો કે માત્ર ૧૩ વર્ષની જ હતી, તે છતાં તેણે શ્યામજી સાથે પરણવાની ઇચ્છા દર્શાવી હતી. શેઠ છબીલદાસ ધનવાન હતો તે છતાં શ્યામજીને ઘરજમાઈ થઈ ને સસરાને ઘેર રહેવાની જરાય ઇચ્છા નહોતી.

૧૮૭૪માં પ્રખ્યાત સ્વામી દયાનંદ સરસ્વતી મુંબઈમાં આવ્યા હતા, અને ભાટિયા શેઠ મથુરાદાસે સ્વામીજીને શ્યામજીનું ઓળખાણ કરાવ્યુ

શ્યામજીને સ્વામીજીના સામાજિક તથા ધાર્મિક સુધારા ખૂબ ગમી ગયા. શ્યામજીએ સંસ્કૃતનો અભ્યાસ વધારી દીધો. બીજે વર્ષે ઑક્સફર્ડ યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર સર મૉનિયર વિલિયમ્સ જ્યારે મુંબઈ આવ્યા ત્યારે શ્યામજીને શેઠ મથુરાદાસ તેમની પાસે લઈ ગયા અને વિલિયમ્સે આ ૧૮ વર્ષના છોકરાને પોતાના મદદનીશ તરીકે ઑક્સફર્ડ લઈ જવાની ઇચ્છા દર્શાવી.

૧૮૭૫મા શ્યામજીએ મેટ્રિકની પરીક્ષા માટે તૈયારી કરવા માંડી. પણ માનસિક અતિ શ્રમને લીધે એ માંદો પડી ગયો અને હમેશાં પહેલે નંબરે પાસ થતો આ છોકરો એ પરીક્ષામાં નાપાસ થયો.

નાપાસ થવાને કારણે નિરાશ ન થતાં શ્યામજીએ સ્વામીજીને મદદ કરવાનુ નક્કી કર્યું અને એ માની ન શકાય એવી હકીકત છે કે આ માત્ર ૧૮ વર્ષના છોકરાએ નાસિક, પૂના, અમદાવાદ, રાજકોટ, મુંબઈ, લાહોર અને છેક બનારસમા વિદ્વદ્ મંડળીઓ સમક્ષ સંસ્કૃત ભાષામાં ભાષણો કરીને ધાર્મિક તથા સામાજિક સુધારાની તરફેણમાં જબરો પ્રચાર કર્યો

શ્રોતાજનો છક થઈ ગયા! અનેક વિદ્વાનોએ સામનો પણ કર્યો પણ દરેક શહેરમાથી એ ઉત્તમ પ્રમાણપત્રો એકઠા કરવા લાગ્યો આમ શ્યામજીએ ૧૮૭૬ અને ૭૭નાં વર્ષો આર્યસમાજની સેવામાં ગાળ્યાં.

બાળલગ્ન, વિધવાવિવાહ, મૂર્તિપૂજા, જ્ઞાતિખંડન, અસ્પૃશ્યતા-નિવારણ અને વેદસમર્થન જેવા વિકટ પ્રશ્નોની જબરી ચર્ચા જગાવી દીધી

સ્વામીજી તો ઉત્તર હિંદભરમાં વીજળીના જેવો ચમત્કાર બતાવી રહ્યા હતા અને હજારો માણસો 'આર્યસમાજ'મા જોડાઈ જતા હતા. નવાઈ જેવી વાત તો એ છે કે શંકરાચાર્ય (શારદાપીઠ) જેવા રૂઢિચુસ્ત મહાશયે પણ શ્યામજીની વિદ્વતા વિશે સારુ સર્ટિફિકેટ લખી આપ્યું—આ બે વર્ષ દરમિયાન શ્યામજીએ વ્યાકરણનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો હતો

૧૮૭૯મા પ્રોફે વિલિયમ્સની સંમતિ મેળવ્યા વિના શ્યામજી ઓક્સફર્ડ પહોચી ગયો એની પત્નીએ પોતાના ઘરેણા વેચીને ઇગ્લેન્ડ જવાનાં નાણાં આપ્યા હતા પ્રો. વિલિયમ્સે શ્યામજીને નોકરીમાં રાખવાનું વચન આપ્યુ હતુ તે મુદ્દત વીતી ગઈ હતી, તેથી એમણે એને નોકરી આપવાની ના પાડી

હવે આ અજાણ્યા પરદેશમા આવી પડેલા આ નિર્ધન નિરાધાર જુવાને કરવુ શું ? શ્યામજી હિમત હાર્યો નહીં અને છેવટે ડૉ વિલિયમ્સે એને જૂજ પગારની નોકરીમા રાખ્યો પ્રોફેસર સાહેબ વેદોને વિશે ટીકા લખતા હતા તેમા સસ્કૃત પરિભાષા સમજાવવાનુ કામ શ્યામજીને સોપાયું હતુ તે કરવા ઉપરાંત એણે બે અગ્રેજ વિદ્યાર્થીઓને સંસ્કૃત શિખવવાનું કામ ઉપાડ્યુ—તે એવી શરતે કે એ અગ્રેજ જુવાનો એને ગ્રીક અને લૅટિન શિખવે અને તે ઉપરાન્ત દરેક ૪૦-૫૦ પાઉન્ડ આપે આવી રીતે શ્યામજી ઓક્સફર્ડમા સ્થપાઈ ગયો

પ્રોફેસર વિલિયમ્સને સંતોષકારક મદદ કરવા ઉપરાન્ત એ બેલી યલની ઉત્તમ કૉલેજમા દાખલ થયો અને પોતાનો અભ્યાસ શરૂ કરી દીધો થોડા સમય પછી એણે લડન જઈને 'સસ્કૃત ભાષા જીવત ભાષા છે,' એવુ એક ભાષણ કર્યું તેનાથી રાજી થઈને મુબઈના એક નિવૃત્ત ગવર્નરે કચ્છ દરબારને લખીને સારી સ્કૉલરશિપ મેળવી આપી

શ્યામજીએ ઇનર ટેમ્પલની પ્રવેશ પરીક્ષા પસાર કરીને બૅરિસ્ટરના શિક્ષણની શરૂઆત કરી દીધી. પાંચ વર્ષની અંદર એણે ઓક્સફર્ડની પરીક્ષા પાસ કરી, બૅરિસ્ટર પણ થઈ ગયો. ઓક્સફર્ડમાં લેક્ચરર નિમાયો અને પ્રો. વિલિયમ્સનું કામ પણ કરી આપ્યું—આ બધું એણે પોતાની હિંમત તથા પુરુષાર્થથી કર્યું અને ૧૮૮૫માં ૨૮ વર્ષની વયે એ સ્વદેશ પાછો આવી ગયો.

શ્યામજી ઇંગ્લૅન્ડમાં હતા ત્યાં સુધી 'પંડિત' કૃષ્ણવર્મા તરીકે ઓળખાતા હતા, પણ દેશમાં આવીને એમને આર્યસમાજનું કામ કરવાની જરાય ઇચ્છા નહોતી, જો કે એ સ્વામી દયાનંદના ટ્રસ્ટના એક ટ્રસ્ટી બન્યા હતા અને પરોપકારિણી સભાના સભ્ય પણ હતા.

એમની સમક્ષ ત્રણ વિકલ્પો હતા—એક તો મુંબઈની હાઈકોર્ટમાં બૅરિસ્ટરની પ્રૅક્ટિસ કરવી, બીજો એમના ઉચ્ચ અભ્યાસના જોર પર સરકારની નોકરી મેળવવા માટે પ્રયત્ન કરવો અને ત્રીજો માર્ગ હતો કોઈ 'દેશી' રાજ્યમાં દીવાનગીરી મેળવવાનો. એમને લાગવગ ચલાવવાની, ખટપટ કરવાની અને ખુશામણો મેળવવાની તો ટેવ પડી ગઈ હતી. હવે એમને પૈસાનો લોભ લાગ્યો હતો, તેથી જૂના મિત્રોની મદદથી એમને રતલામ રાજ્યની દીવાનગીરી માસિક રૂ. ૭૦૦]ના પગારથી મળી ગઈ. એમનામાં બુદ્ધિ હતી, ખંતથી કામ કરવાની દાનત હતી અને વાક્ચાતુર્ય હતું તેથી એમણે રતલામના રાજાને ખુશ કરી નાખ્યા.

શ્યામજીને દેશભક્ત દાદાભાઈ નવરોજજી સાથે સારો સંબંધ હતો. બીજી તરફથી જહાલ પક્ષના બાળ ગંગાધર ટિળક સાથે પત્રવ્યવહાર રાખતા. તે છતાં બ્રિટિશ અમલદારોની ખુશામદ કરવામાં એ કાંઈ બાકી રાખતા નહીં. એ હોશિયાર મુત્સદ્દી બની ગયા હતા. એમણે ત્રણ વર્ષ સુધી નોકરી બજાવી અને પછી સખત માંદા પડી ગયા. આ ત્રણ વર્ષમાં એમણે જનસમાજના કલ્યાણ માટે જરાય સરખો

યત્ન કર્યો નહોતો, જ્યારે એમણે નોકરી છોડી ત્યારે રાજાએ તેમને રૂ ૩૦,૦૦૦ બક્ષિસ તરીકે આપ્યા હતા.

શરીર સુધર્યા પછી એમણે અજમેરમાં વકીલાતનો ધંધો શરૂ કરી દીધો રાજસ્થાનમાં રાજાઓ ઘણા હતા અને તેમને સરકારની સામે કેસો લડવા પડતા. આથી એવા કેસોમાં સારી ફી મળતી.

એટલે શ્યામજીએ મુંબઈને બદલે અજમેર પસંદ કર્યું હતું. ત્યાં એમને વકીલાત સારી મળી અને તેમણે એજન્સીમાં આવેલાં ત્રણ કોટન પ્રેસ વેચાતાં લીધાં અને તેમાંથી વધારે તકલીફ વિના એમને માસિક રૂ. ૭૫૦ મળતા હતા. વકીલ હોવા છતા પણ એ પ્રજાકીય કામ કરતા નહીં.

આ વર્ષો દરમિયાન એ આર્યસમાજની પરોપકારિણી સભાના સભ્ય હતા તેમા પણ એમણે આપખુદીથી વર્તન કર્યું અને છેવટે એ સભાએ એમનું સભ્યપદ છીનવી લીધુ.

૧૮૯૩ની શરૂઆતમા શ્યામજી ઉદેપુરના કાઉન્સિલર અથવા દીવાન નિમાયા, પગાર રૂ. ૧૫૦૦ હતો અને એમણે સારુ કામ કરી બતાવ્યું. પણ હવે એમને દેશી રાજ્યોની સત્તા, મોટા પગાર તથા ખટપટોનો કેફ લાગ્યો હતો અને ૧૮૯૫મા શ્યામજીને જૂનાગઢના દીવાનની નોકરી રૂ. ૧૫૦૦ના પગારની મળી ઉદેપુરના મહારાજાએ એક વર્ષ માટે એમનો પગાર ચાલુ રાખ્યો હતો.

આજ સુધી શ્યામજીના પાસા હમેશાં સારા પડતા હતા, પણ જૂનાગઢમા એમની સામે જબરી ખટપટો જામવા લાગી હતી અને જ્યારે શ્યામજીએ પોતાના ઓક્સફર્ડના એક સહાધ્યાયી મેકોનેકીને મોટા પગારે જૂનાગઢ લાવવાનો આગ્રહ કર્યો ત્યારે શ્યામજીની બાજી સાવ બગડી ગઈ. એ બ્રિટિશ મિત્રે જ એમને દગો દીધો અને એ સામા પક્ષમા જોડાઈ ગયો. છેવટે, પરિણામ એ આવ્યું કે શ્યામજીને

જૂનાગઢમાંથી બરતરફ કરવામાં આવ્યા અને મેકોનેકીને પાછા એની જૂની નોકરીમાં જવું પડ્યું.

જૂનાગઢમાં શ્યામજીની સંપૂર્ણ હાર થઈ. એમણે મુંબઈની સરકાર તથા લંડનમાં સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિયા સુધી લખાણો કર્યાં, પણ તેમાં ફાવ્યા નહીં અને એમને ઝેરના કડવામાં કડવા ઘૂંટડા ગળી જવા પડ્યા. આથી એમણે ઇંગ્લૅન્ડ જવાનું નક્કી કર્યું. ત્યાં જઈને એમણે પોતાને થયેલા અન્યાયની હકીકતો રજૂ કરી હશે એવું અનુમાન કરી શકાય છે. ત્યાં એમને સ્પષ્ટ પ્રતીતિ થઈ હશે કે કોઈ પણ બ્રિટિશ ઇન્ડિયન સિવિલ સર્વિસની વ્યક્તિ સામે ગમે તેવો જબરો કેસ હોય તો તેમાં કોઈ પણ હિંદી રાજા કે દીવાન કે સામાન્ય માણસને ન્યાય મળવાની લેશમાત્ર શક્યતા નથી. તેથી શ્યામજીએ પોતાની માલમિલકતની યોગ્ય વ્યવસ્થા કરીને ૧૮૯૭ની આખરે પોતાનાં પત્ની સહિત એ પછી લંડનમાં વસવાટ શરૂ કર્યો.

હિંદી રાજકારણથી લગભગ અલિપ્ત રહેલા શ્યામજીએ હવે હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસના કામમાં રસ લેવા માંડ્યો, અને તે પણ મૉડરેટ (મવાળ) પક્ષમાં નહીં પણ ટિળકના જહાલ પક્ષમાં. જૂનાગઢના પ્રકરણે આ સ્વમાની, (કાંઈક અભિમાની) અને મહત્ત્વાકાંક્ષી મનુષ્યના હૃદયને જબરો ડંખ માર્યો હતો.

દક્ષિણ આફ્રિકામાં જ્યારે ૧૮૯૯માં બોઅર (Boer) યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે શ્યામજી કૃષ્ણ વર્માએ બોઅર પ્રજાના બચાવમાં અને અંગ્રેજોની વિરુદ્ધમાં બોલવા-લખવાનું શરૂ કરી દીધું.

બ્રિટિશ પ્રજાના મહાન ફિલસૂફ હર્બર્ટ સ્પેન્સર, જેણે પોતાની સ્ટીરીઓટાઈપ ફિલસૂફી પર અનેક પુસ્તકો લખ્યાં હતાં અને જે યુરોપના એક પ્રખર પ્રગતિશીલ વિચારક ગણાતા હતા તે ૧૯૦૩માં અવસાન પામ્યા ત્યારે કૃષ્ણવર્માએ ઑક્સફર્ડ યુનિવર્સિટીને રૂ. ૧૫૦૦૦ મોકલી આપ્યા, એવી શરતે કે એ વિદ્યાપીઠ કોઈ જાણીતા વિદ્વાન પાસે

અભ્યાસપૂર્ણ ભાષણ દર વર્ષે કરાવે અને તે ભાષણ પ્રકાશન પામે. પહેલું ભાષણ જાણીતા ફિલસૂફ ફેડરિક હેરિસને આપ્યું હતું.

આ સ્કૉલરશિપને પરિણામે કૃષ્ણવર્માનું નામ આખા ગ્રેટ બ્રિટનમાં તેમ જ કંઈક અંશે યુરોપ તથા હિંદમાં જાણીતું થઈ ગયું.

કૃષ્ણવર્માને બુદ્ધિશાળી, તેજી, દેશભક્તિવાળા બળવાખોરો ઉત્પન્ન કરવા હતા. તેથી તેવા નવજુવાનોને, ટિળક અને અન્ય જહાલ નેતાઓ પસંદ કરે એવા જુવાનોને, ઇગ્લેન્ડમા તાલીમ આપવી હતી. તે માટે એમણે પાંચ 'ટ્રાવેલિંગ ફેલોશિપ' (દરેક રૂ. ૨૦૦૦ની) કાઢી એ શિષ્યવૃત્તિઓને પણ હર્બર્ટ સ્પેન્સરનુ જ નામ આપ્યું. તેની શરત એટલી જ હતી કે એવા જુવાને જે કામ કરવુ હોય તે કરે, પણ સરકારી નોકરી કદી કરે નહીં.

પછી એમણે સ્વામી દયાનંદના નામની બીજી બે શિષ્યવૃત્તિઓ જાહેર કરી, જે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કરનારને મદદરૂપ થાય. તેની શરતમાં તેમણે ગ્રીક ફિલસૂફ સૉક્રેટિસનું સૂત્ર મૂક્યું હતું કે 'જે માણસને અન્યાય તથા ગેરવહીવટની સામે માથુ ઊંચકવુ છે તેનાથી સરકારી નોકરીયાત ન થવાય.'

૧૯૦૪ના ડિસેમ્બરમા કૃષ્ણવર્માએ હિંદી રાષ્ટ્રીય મહાસભામાં જતા સર વેડર્નબર્નને લખ્યું કે, 'બ્રિટિશ સરકારે હિંદીઓ પર ઘાતકી મીઠા કર નાખ્યો છે. એ સરકાર હિંદની આસપાસના દેશોને જીતી લે છે (હિંદી પ્રજાને ખરચે) તે કેવળ બ્રિટિશ સામ્રાજ્યને વધારવાના સ્વાર્થને ખાતર. જો હિંદીઓ આવા ગરીબનું લોહી ચૂસનાર બ્રિટિશ સરકારનું રાજ્ય ઊથલાવી પાડે તો તે ગુનો ન ગણાય. આવી રીતે કૃષ્ણવર્માએ પહેલી જ વાર પોતાનો સાચો અભિપ્રાય જાહેર કરી દીધો.

આ પત્ર હિંદના મૉડરેટ હિંદીઓને ઝેર જેવો લાગ્યો, પણ જહાલપક્ષના નેતાઓએ તથા હજારો હિંદ જુવાનોએ તેને ઉત્સાહથી

વધાવી લીધો. કૃષ્ણવર્મા આવી રીતે રાજકારણના મેદાનમાં કૂદી પડયા !

પંજાબમાં, મહારાષ્ટ્રમાં, બંગાળમાં અને એકંદરે આખા હિંદભરમાં 'સ્વરાજ્ય, સ્વદેશી અને સરકારી રાજ્યના બહિષ્કાર'નું વાતાવરણ ચોગરદમ ફેલાઈ ગયું હતું.

૧૯૦૫ના જાન્યુઆરીમાં કૃષ્ણવર્માએ 'ઇન્ડિયન સોસ્યાલૉજિસ્ટ' નામનું અંગ્રેજી માસિક કાઢયું. તે આખા હિંદભરમાં પ્રખ્યાત થઈ ગયું. એ માસિકે દેશભરના નવજુવાનો તથા ગ્રેટ બ્રિટનમાં ભણના નવલોહિયા હિંદી યુવાનોને બ્રિટિશ રાજ્યની સામે બળવો કરવાનો ઉપદેશ કર્યો. તેમાં એમણે હર્બર્ટ સ્પેન્સરનો અભિપ્રાય ટાંક્યો હતો કે, 'જુલમીઓનો સામનો કરવો એ ઇષ્ટ છે. તેમ ન કરવાથી પારાવાર નુકસાન થાય છે.'

પછી, કૃષ્ણવર્માએ લંડનમાં 'હોમ–રૂલ–પાર્ટી–ઑફ ઇન્ડિયા' સ્થાપી.

૧૯૦૫ના જુલાઈમાં 'ઇન્ડિયા હાઉસ' સ્થાપ્યું. આ પ્રખ્યાત મકાનમાં કૃષ્ણવર્માની સ્કોલરશિપ ભોગવના તથા અન્ય જુવાનો રહી શકે તેમ હતું–પુસ્તકાલય, હૉલ ઉપરાંત રમતો રમવા માટે ખુલ્લી જગ્યા હતી. સ્કૉલરોને રહેવાજમવા માટે માત્ર ૧૬ શિલિંગ દર અઠવાડિયે આપવા પડતા. એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે હિંદના લિબરલ ઍાડ્ગેટો અને લંડનની કોંગ્રેસના હિંદી તથા બ્રિટિશ સભ્યો કૃષ્ણવર્માની પ્રવૃત્તિઓ તરફ બીક અને ઘૃણાની દૃષ્ટિથી જોતા હતા; પણ માત્ર સાતઆઠ મહિનાની અંદર કૃષ્ણવર્માએ એક નીડર સ્પષ્ટવક્તા તથા જુવાનોને ઉત્તેજન આપનાર લેખક તરીકે બહુ જબરી નામના મેળવી હતી.

એમના માસિક 'સોસ્યાલૉજિસ્ટ'માં એવા લેખો અને ફકરાઓ આવતા હતા, જે વાંચવાથી હિંદના યુવકો કોંગ્રેસની નરમ પોચી

ભિખારી માંગણીઓને તુચ્છકારી કાઢતા હતા, પણ એક પ્રસંગે કૃષ્ણ-વર્માએ સ્પષ્ટ લખ્યું હતું કે પોતે હિંસક લડતની સૂચના કદી નહોતી કરી.

૧૯૦૬ની આખરે કલકત્તામાં હિંદી કોંગ્રેસનુ અધિવેશન ભરાયું તેમા પ્રમુખ દાદાભાઈ નવરોજી હોવા છતાં ઠરાવો સરકારના બહિષ્કાર સ્વદેશી, રાષ્ટ્રીય શિક્ષણ વગેરેના પસાર થયા મોડરેટોની હાર થઈ અને ટિળક તથા બિપિનચદ્ર પાલનો ડંકો વાગ્યો. તેના પડઘા લંડનમા પડયા અને કૃષ્ણવર્માએ નરમ મવાળ પક્ષને ખૂબ ઊતારી પાડયો.

કૃષ્ણવર્માએ વધારે શિષ્યવૃત્તિઓ કાઢીને અનેક હિંદી યુવાનોને લંડનમાં તાલીમ આપી હતી એમણે અનેકની મુસાફરીનો ખર્ચ આપેલો. પેરિસના વેપારી સરદારસિંહ રાણાએ પણ ચારપાંચ શિષ્યવૃત્તિઓ આપેલી ૧૯૦૭માં કૃષ્ણવર્માએ ભારતદેશમાં જ સંગીન કામ થાય અને નાની પુસ્તિકાઓ દ્વારા સ્વરાજ્યના વિચારનો પ્રચાર આમવર્ગમા થાય તેટલા માટે વધારે નાણા મોકલવાનુ ટિળક, લજપતરાય અને બિપિન પાલને લખ્યુ

૧૯૦૭ના પાછલા ભાગમા લજપતરાય અને અજીતસિંહને પકડીને કેદ ર્ક્યા હતા આખા હિંદ દેશમા હવે જહાલ પક્ષ (એકસ્ટ્રીમિસ્ટ) ના નેતાઓની પકડાપકડી ચાલી હતી લંડનમા ઇન્ડિયા હાઉસના નવજુવાનોએ અને ખાસ કરીને સાવરકરે બ્રિટિશ રાજ્યના જુલમ સામે પોકાર ઊઠાવ્યો હતો બ્રિટિશ પાર્લમેંટમા હિંદના સેક્રેટરી ઑફ સ્ટેટને પૂછવામાં આવતું હતું કે કૃષ્ણવર્માને આટલો બધો પ્રચાર શા માટે કરવાની છૂટ આપી છે ? લંડનના 'ટાઇમ્સ'માં પણ હિંદીઓના 'કાવતરાં'ને દાબી દેવાની ભલામણો થતી હતી ઇન્ડિયા ઑફિસ અને જાસૂસીખાતું હવે કૃષ્ણવર્મા પર તૂટી પડવાને તૈયાર થયુ હતું

માદામ કામાએ લજપતરાય પર થયેલા અન્યાય પર કડવો લેખ લખ્યો હતો. હિંદી જુવાનોના રહેઠાણ ઇન્ડિયા હાઉસ પર જાસુસોનો સખત

જાપતો હતો. હવે સોશ્યાલોજિસ્ટની ઑફિસમાં પોલીસ આવવા લાગ્યા. કૃષ્ણવર્મા સમજી ગયા કે હવે જો પોતે લંડનમાં રહેશે તો પોતાની ધરપકડ થશે. મરની પેઠે છેલ્લી ઘડી સુધી પોતાના મિત્રોની સાથે રહેવાને બદલે જૂન મહિનામાં ( ૧૯૦૭ ) એ પેરિસ રહેવા માટે ઊપડી ગયા.

શ્યામજી કૃષ્ણવર્મા એક અત્યંત ગરીબ બાપનો દીકરો હતો. પોતાની બુદ્ધિથી એ ભણ્યો. એની હોશિયારીથી એને મુંબઈ જવાનો લાભ મળ્યો. ત્યાં એણે હિંદુ શાસ્ત્રોનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો. ૨૦ વર્ષની વયે એણે દેશભરમાં આર્ય સમાજના ધાર્મિક તથા સામાજિક સુધારાઓનો પ્રચાર સંસ્કૃત ભાષામાં કરીને સ્વામી દયાનંદને ખુશ કરી નાખ્યા. પોતાની કેવળ હોશિયારીથી જ એ ઑક્સફર્ડમાં ભણ્યો અને બૅરિસ્ટર થયો. માત્ર કમાણી કરવાના હેતુથી એણે ત્રણચાર દેશી રાજ્યોમાં નોકરી કરી. નાણાં સંઘરવાની બાબતમાં ઘણી જ હોશિયારીથી એણે પુષ્કળ ધન મેળવ્યું.

જૂનાગઢમાં એની આંખો ખૂલી ગઈ અને એણે જોયું કે છેવટે હિંદીઓ ગુલામ છે અને અંગ્રેજોની વાત જ સાચી ગણાય છે. એ ૧૮૯૭ થી ૧૯૦૭ સુધી લંડનમાં રહ્યો. હિંદ દેશને સ્વરાજ્ય મળે તે માટે ઠરાવો અને આજીજીથી કાંઈ વળવાનું નથી તે સમજી ગયો.

૧૯૦૫માં 'ઇન્ડિયન સોશ્યાલોજિસ્ટ' માસિક કાઢીને તેમાં હિંદીઓને સ્વરાજ્ય છીનવી લેવાની સલાહ આપી. હિંદમાં બ્રિટિશરોનું રાજ્ય ચાલતું હતું તે કેવું રાક્ષસી છે તે સંપૂર્ણ રીતે સમજાવ્યું. એ માસિકે માત્ર ત્રણ વર્ષની અંદર લંડનમાં અને હિંદભરમાં ચમત્કારિક પ્રચાર કરીને દેશને જાગૃત કરી નાખ્યો ! પણ એનામાં લડાયક અને બહાદુર યોદ્ધાનું વીર્ય નહોતું અને તેથી રણમેદાન તથા પોતાની સાથે કામ કરતા સાથીઓને છોડીને એ પેરિસ રહેવા ભાગી નીકળી ગયો.

૧૯૦૭ની આખરે સુરતની કોંગ્રેસમાં જહાલ અને મવાળ પક્ષ વચ્ચે સખત મતભેદ થઈ ગયો અને કોંગ્રેસનું અધિવેશન મળી શક્યું

નહીં હિંદ દેશમાં તેમ જ લડનમા જહાલ પત્રકારો હવે વધારે જબરી ઝુબેશ ઉઠાવી રહ્યા હતા

૧૯૦૯ના જુલાઈમાં ઇન્ડિયા હાઉસમા રહેતા એક વિદ્વાન હિંદી જુવાન—મદનલાલ ઢીંગરાએ સર કર્ઝન વાઈલી ( સરકારી હિંદી ઑફિસના જુલમગાર અધિકારી ) નુ ખૂન કર્યું એટલે ઇન્ડિયા હાઉસનાં સચાલિકા માદામ કામા તથા બધા જુવાન વિદ્યાર્થીઓ વખતસર ચેતીને પેરિસ ચાલ્યા ગયા હવે આ જુવાન રત્નોથી અભ્યાસ કરી શકાય તેમ હતુ નહીં ન જવાય હિંદ દેશ ન જવાય ઇગ્લેન્ડ અને આ દરેકને એકલો કૃષ્ણવર્મા પોષી શકે નહી

આ જુવાનો અનહદ દુ:ખ સહન કરીને પોતાની જિંદગી યુરોપ કે અમેરિકામા ગાળીને ખતમ થઈ ગયા, પણ જિંદગીભર તેમણે દેશસેવામા પોતાની શક્તિ ખર્ચી આ પ્રસગને હુ શ્યામજી કૃષ્ણવર્માના જાહેરજીવનના અત જેવો ગણુ છુ પેરિસમા રહીને પણ ઘણા વર્ષો—૧૯૨૨ સુધી એણે પ્રચારકામ ચાલુ રાખ્યુ હતુ પણ હવે એના વિચારો કે સતાહની કિંમત ઘટી ગઈ હતી

૧૯૧૦ કે ૧૯૧૧માં હુ એમની અને શ્રીમતી ભાનુમતી સાથે જમવા ગયો હતો, પણ તે વખતે મારા મનમા એમને માટે આદર-ભાવ ઓછો હતો, પણ માત્ર દયા હતી કારણ કે ૧૯૦૫થી ૧૯૧૧ સુધી એણે પોતાની બધી શકિત અને પુષ્કળ ધન હિંદ દેશના સ્વાતત્ર્ય માટે વાપર્યા હતાં એમણે પુષ્કળ કીર્તિ પણ મેળવી હતી એમનામાં ટિળક, લજપતરાય અને પછીથી હજારો હિંદીઓની પેઠે શહીદ થવાની હિંમત નહોતી ૧૯૩૦મા જીનીવામા એ મૃત્યુ પામ્યા

આવુ હતુ એમનુ જીવન—એ જીવનમા અનેક અતિ ઉજ્જવળ પાસા હતા, પણ તેની સાથે નીચતા પણ હતી

વર્ષો પછી જ્યારે આપણે એ જીવનનો વિચાર કરીએ છીએ ત્યારે જરૂર એમ લાગે છે કે હિંદ દેશના મુક્તિ-સગ્રામમા કૃષ્ણવર્માએ યશસ્વી ભાગ ભજવ્યો હતો

## મહારાજા સયાજીરાવ ગાયકવાડ

પ્રશ્ન : તમારે સયાજીરાવ મહારાજા સાથે સારો ગાઢ પરિચય હતો તે શી રીતે થયો ?

ઉત્તર : મારા પિતા વડોદરાના રાજકુટુંબના દાક્તર હતા અને ૧૮૮૭માં જ્યારે હું માત્ર દસ વર્ષનો હતો ત્યારે અમારે રાજમહેલની પાસેના એક બંગલામાં રહેવાનું થયું. તેથી અમે, મારા ભાઈ અને હું, વારંવાર રાજમહેલમાં હરનાફરના, જમના અને ખેલતમાશા જોવાને જતા.

આવી રીતે આખા રાજકુટુંબ સાથે અમારો સારો પરિચય થઈ ગયેલો.

વર્ષો પછી હું વિદેશ જઈને દાક્તરી ઉપાધિઓ લઈને પાછો આવ્યો અને વડોદરાના મોટા દવાખાનામાં દાક્તર નિમાયો.

મહારાજાને પોતાની પ્રજાને પ્રગતિશીલ બનાવવી હતી, તેટલા માટે તેમણે આખી પ્રજા માટે મફત તથા ફરજિયાત પ્રાથમિક શિક્ષણની યોજના અમલમાં મૂકી. આવા સમાજસુધારાના પ્રશ્નોનો વિચારપ્રચાર કરવા માટે મહારાજા મારા જેવા નવજુવાનોની વારંવાર સલાહ-મદદ લેતા. તેની પહેલાં તેમણે બાળલગ્ન-પ્રતિબંધક કાયદો પણ કર્યો હતો.

ન્યાતજાતનો ભેદભાવ ન રાખતાં પોતાના અમલદારો તથા પ્રજાજનો

સહભોજન કરે એવી તેમની મહેચ્છા હતી એ જમાનામાં (૧૯૦૨) સ્ત્રીઓ પડદો પાળતી. આગળ પડતી સ્ત્રીઓ ક્લબમાં એકઠી થાય અને બીજી સ્ત્રીઓને હરવા–ફરવાની છૂટ લેવાનું સમજાવે તેટલા માટે એક ક્લબ પણ સ્થાપી હતી. થોડાં નવા વિચારના પ્રતિષ્ઠિત કુટુંબોના સ્ત્રીપુરુષો એકઠા મળે, રમે, ફરે અને સાથે જમે એવી પણ તેમની ઇચ્છા હતી

આ દિવસોમાં કોઈ પણ હિંદુ દંપતી ચાલતાં ફરવા જતાં નહીં, તેથી અમારે રાજમહેલમા ઘણી વાર જવાનું થતુ તેમાં મેં પહેલ કરેલી સંસારસુધારાના અનેક પ્રશ્નોનો ઉકેલ કેવી રીતે કરવો તેની ચર્ચા કરવા માટે મહારાજા થોડા સ્ત્રીપુરુષોને બોલાવતા, તેમાં અમારું સ્થાન હતું થોડા વર્ષો પછી, હુ નાની વયનો હોવા છતા, રાજકુટુંબનો દાક્તર થયો અને મને એ કુટુંબની સાથે પૃથ્વી-પ્રદક્ષિણા કરવાનો તથા મોટરમા આપણા દેશભરમા ફરવાનો લાભ મળ્યો

ત્રણ વર્ષ સુધી હરરોજ સાથે રહેવાનુ, ખાવાનુ, રખડવાનુ, પર પ્રાંતના તથા પરદેશના ઉત્તમ આગેવાનોને મળવાનુ, પુસ્તકો વાચીને અનેક વિષયોની ચર્ચામા ભાગ લેવાનુ થયુ તેને લીધે અમારો અરસપરસ પરિચય ગાઢ બની ગયો મહારાજશ્રીને તેમ જ મને તીવ્ર ઇચ્છા હતી કે આપણા દેશની પ્રજાને ઉન્નત તથા પ્રગતિશીલ કરવી. યુરોપ એશિયાના દેશોમાં ફરતી વખતે હુ જ્યા ત્યાના પ્રગતિશીલ અને વિપ્લવવાદી આગેવાનોને મળતો અને બધી માહિતી રાજદંપતીને આપતો

પ્રશ્ન : હવે તમે મહારાજાની કૌમારાવસ્થા તથા યુવાવસ્થાની થોડી માહિતી આપશો ?

ઉત્તર : તમે વડોદરા રાજ્યના વતની છો તેથી જાણતા જ હશો કે સયાજીરાવ મહારાજાનુ કુટુંબ ઠીક ગરીબ હતું અને નાસિક જિલ્લાના એક નાના પછાત ગામડામા રહેતુ હતુ.

એમના પિતા અને સગાસંબંધીઓ મામૂલી ખેતીનો ધંધો

કરતા હતાં એમના પિતા દામાજીરાવ ગાયકવાડ (બીજા)ના ભાઈ પ્રતાપરાવના વંશજ હતા.

સયાજીરાવનું સાચું નામ ગોપાળરાવ હતું પણ જ્યારે એ મહારાજા તરીકે પસંદ થયા ત્યારે તેમને સયાજીરાવ (ત્રીજા)નું નામ આપવામા આવેલ ગોપાળરાવને થોડુ લખતાં–વાચતાં આવડતું હતું વડોદરામાં એમને છ વર્ષ સુધી ઉત્તમ શિક્ષકો દ્વારા શિક્ષણ આપવામાં આવ્યુ અને રાજકારભારના બધા વિષયો શીખવવામાં આવ્યા એમને શારીરિક તાલીમ આપીને સંગીન શરીરના બનાવ્યા હતા ૫૦–૬૦ માઈલની ઘોડેસ્વારી એમને મન એક રમતની વાત હતી ગાયકવાડોનો મુદ્રાલેખ 'જીન ઘર જીન તખ્ત' કે એ જાણીતી વાત છે

પ્રશ્ન . હવે સયાજીરાવ ગાયકવાડના જીવનકાર્યના મુખ્ય મુખ્ય મુદ્દાઓ અમને સમજાવશો ?

ઉત્તર : વીસમી સદીની શરૂઆતથી જ મહારાજાની પ્રતિષ્ઠા એક મહાન દેશભક્ત, સ્વાતંત્ર્યપ્રિય, નીડર રાજવી તરીકે જામી ગઈ હતી. ભારત દેશના સર્વે કોઈ રાજા–મહારાજા કે નવાબ કોંગ્રેસથી ભડકીને દૂર નાસતા હતા તેવા સમયે અમદાવાદની કોંગ્રેસ (૧૯૦૨) તથા કલકત્તાની કોંગ્રેસ (૧૯૦૬)ની સાથે ભરાયલાં ઔદ્યોગિક પ્રદર્શનો એમને હાથે ખુલ્લા મુકાયાં હતાં, તે વખતે એમનાં ભાષણોમાં બ્રિટિશ સરકારની આર્થિક તથા ઔદ્યોગિક રાજનીતિ પ્રત્યે ઘણી સખત ટીકા કરતાં એ અચકાયા નહોતા એમણે કોંગ્રેસના અધિવેશનમાં આમ ત્રિન ગૃહસ્થ તરીકે હાજરી પણ આપેલી

જે જમાનામા કોંગ્રેસ તરફથી મફત અને ફરજિયાત કેળવણીના ઠરાવોને બ્રિટિશ હિંદી સરકાર લાત મારતી હતી તેવા દિવસોમા આખા વડોદરા રાજ્યમાં એવી કેળવણી સયાજીરાવે દાખલ કરેલી (૧૯૦૬)

છેક ૧૮૯૩મા એમણે નવસારી જિલ્લાનાં જંગલોમાં વસેલા રાનીપરજો—ચોધરા, ઢુંડીઆ, ગામીત વગેરે—ને માટે બોર્ડિંગ, સ્કૂલો

કાઢી અને થોડા વર્ષો પછી તેવી જ એક સ્કૂલ છોકરીઓ માટે કાઢી. વીસ વર્ષ પછીથી આવી એક શાળા બ્રિટિશ ગુજરાતમા નીકળેલી.

વડોદરા રાજ્યમા વસ્તી ગુજરાતીઓની હતી પણ રાજ્યકર્તાઓ મરાઠા હતા ઘણો રાજકારભાર મરાઠી ભાષામા અને મોડી લિપિમા થતો હતો સયાજીરાવે તે બદલીને ગુજરાતી ભાષાને રાજભાષા કરી નાંખી

આજથી પચાસ વર્ષ પહેલાં એમણે હિંદી ભાષાને પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમા સ્થાન આપ્યુ હતું

ગામડાઓમાં તેમ જ શહેરના ગરીબ લત્તાઓમા જે છોકરાઓને પ્રાથમિક શિક્ષણ આપવામા આવ્યુ હોય છે તેમને પછીથી સહેલાં પુસ્તકો વાચવા માટે મળતા નથી, તેથી એ બધા અશિક્ષિત બની જાય છે

આ વિષમ સ્થિતિ ટાળવાને માટે એમણે પુસ્તકાલયો તથા વાચનાલયો સ્થાપ્યા વડોદરા રાજ્યની પુસ્તકાલયોની યોજના માત્ર હિંદભરમાં નહીં પણ પરદેશમા પણ વખણાતી હતી છેવટના દિવસોમા એ રાજ્યનાં ૩૦૦૦ ગામગામડાઓમાથી ૧૪૦૦ ગામોમા પુસ્તકાલય–વાચનાલય નીકળ્યાં હતાં બાકી રહેલા ગામડાઓમાથી ઘણા તો જગલમા છૂટા-છવાયાં ઝૂપડાઓના વસવાટ અને નેસડા હતા

સ્વભાષા માટે એમને એવો જબરો આગ્રહ હતો કે બધા ખાતા (ડિપાર્ટમેન્ટ)ના લખાણો શુદ્ધ ગુજરાતી ભાષામા કરવાં પડતા અને તેને માટે એક શબ્દકોષ તૈયાર કરાવ્યો હતો જો વધારે સ્પષ્ટતાને માટે અગ્રેજી શબ્દો વાપરવા પડે તેમ હોય તો તેનો ગુજરાતી પર્યાય લખીને તેની પાછળ કૌસમા અગ્રેજી શબ્દ વાપરવાની છૂટ હતી—આજે હિંદ સ્વતત્ર થયાને દસ વર્ષ વીતી ગયા છતા આપણી લોકસભામા અગ્રેજી ભાષા વપરાય છે અને રાજવહીવટના સેકડો હેવાલો, પેટા સમિતિઓના હેવાલો વગેરે લખાણો અગ્રેજી ભાષામા છાપવામા આવે છે, વડોદરામાં તેમ નહોતુ

પ્રશ્ન : મહારાજાએ જે અસ્પૃશ્યતાનિવારણનું મહાન કાર્ય કર્યું તે તમે કેમ કહેતા નથી ?

ઉત્તર : આ હકીકતને હું ભૂલી ગયો નથી. હવે તમને હું બે મહત્ત્વની બાબતો જણાવીશ. આપણે સૌ જાણીએ છીએ કે હિંદી પ્રજાજનોને મ્યુનિસિપાલિટીઓ, લોકલબોર્ડ તથા ધારાસભામાં થોડા કંઈ હકો મેળવવા માટે કેટકેટલો પરિશ્રમ વેઠવો પડ્યો હતો ? વડોદરામાં તો માની ન શકાય તેવું બન્યું છે. પ્રજાની માંગણીથી નહીં પણ તેની પહેલાં, વડોદરામાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ (ગ્રામપંચાયતો, તાલુકાપંચાયતો અને પ્રાંતપંચાયતો) સ્થાપવામાં આવી. ત્યાર પછી ધારાસભા પણ આવી. વડોદરાની પ્રજાનો ઉત્સાહ કંઈક મંદ હોવાના કારણે એ સભાનો વિકાસ ઓછો થયો તે વાત સાચી છે.

બીજો મહત્ત્વનો પ્રશ્ન અસ્પૃશ્યતાનિવારણનો. મહારાજાએ પચાસ વર્ષ પહેલાં હાથમાં લીધો હતો. તેમણે અસ્પૃશ્યો માટે શાળાઓ કઢાવી.

પહેલાં પહેલાં તો તેમાં મુસ્લિમ શિક્ષકો મૂકવા પડતા. જે સવર્ણ હિંદુઓ એવી શાળામાં કામ કરે તેમને વધારે પગાર આપવામાં આવતો. તેમને માટે અનેક છાત્રાલયો કાઢ્યાં. જાહેર મેળાવડા કે સભાઓમાં તથા દરબારમાં અંત્યજો (વડોદરામાં આ શબ્દ વપરાતો હતો) ને સ્થાન આપ્યું, એટલું જ નહીં પણ અંત્યજોને પાયદળ પર બધાની સાથે જ બેસાડવામાં આવતા હતા.

એમણે પંજાબથી એક આર્યસમાજી પ્રચારકને ખાસ આ કામ માટે રોક્યા હતા. એમણે આંબેડકરને શિષ્યવૃત્તિ આપીને ભણાવ્યા (હિંદમાં તેમ જ અમેરિકામાં.) અને પાછળથી મોટી નોકરીએ રાખેલા. સ્વામી દયાનંદ સરસ્વતી તથા ગાંધીજીની સાથે એક હરોળમાં એમનું નામ ભવિષ્યનો ઇતિહાસ મૂકશે—જો ઇતિહાસ પ્રામાણિક હશે તો !

ત્રીજો મહત્ત્વનો પ્રશ્ન સ્ત્રીઓના સર્વાંગી વિકાસનો હતો. બાળ-લગ્નને લીધે છોકરીઓને નાની વયે શાળાઓમાંથી ઉઠાવી લેવામાં આવતી

હતી, તેથી મહારાજાએ છેક ૧૯૦૪માં બાળલગ્ન-પ્રતિબંધક કાયદો અમલમાં મૂક્યો. એમણે સ્ત્રીઓનાં મંડળોને ઉત્તેજન આપ્યું. સ્ત્રી-ઉદ્યોગાલયો કાઢ્યાં. એવાં ઉદ્યોગાલયોમાં કામ કરી શકે તેવી શિક્ષિકાઓને તાલીમ આપવા માટે વસ્તીગૃહ અને વર્ગો કાઢ્યા.

છેક ૧૯૧૦મા સિવિલ મૅરેજનો કાયદો કરીને જુદી ન્યાતનાં સ્ત્રીપુરુષ લગ્ન કરી શકે તે માટે સગવડ કરી આપી વર્ષો પછી લગ્નવિચ્છેદ તથા વારસાને લગતા કાયદાઓ —બ્રિટિશ હિંદની પહેલાં— પસાર કરાવ્યા

અને ચોથો મહત્ત્વનો પ્રશ્ન શારીરિક સુધારણાનો હતો શાળાઓમાં તેમણે વ્યાયામશાળાઓ કઢાવી તથા તેને માટે શિક્ષકોને તાલીમ આપવાના વર્ગો છેક ૧૯૨૦મા કાઢ્યા આ ચાર બાબતો હુ વીસરી ગયો નહોતો પણ મે છેવટની ચર્ચા માટે રાખ્યા હતા સયાજીરાવ મહારાજા કેટલા દૂર દેશી હતા તે તેના પરથી સમજી શકાશે.

તમે જાણતા જ હશો કે મે વડોદરાના રાજકારભાર પર સખત ટીકાઓ વર્ષો સુધી કરી છે પણ જ્યા યશ ઘટે છે ત્યા યશ આપવો જ જોઈએ

પ્રશ્ન . હવે છેવટે તમે સયાજીરાવના ચારિત્ર્યબળ વિશે થોડુ કઈ કહેશો ?

ઉત્તર જે પચીસેક વર્ષો મે એમના નિકટ સપર્કમા ગાળ્યા હતા તે વખતની જ હકીકતો હુ આપી શકીશ

મહારાજા ઘણા મહેનતુ હતા અને દરરોજ કલાકો સુધી, નિયમિતપણે, અમલદારો સાથે કામ કરતા બધા પ્રશ્નોનો અભ્યાસ કરતા

નાનામા નાની વિગતોમા ઊતરવાની તેમને ટેવ હતી એ બુદ્ધિશાળી તો હતા જ. દરેક પ્રશ્નનુ રહસ્ય સમજી જવા છતા એ ઉતાવળીઆ હુકમો કાઢતા નહીં એમની સ્મરણશક્તિ ઘણી સારી હતી ગામડાના જે જે આગેવાનોને એ મળ્યા હોય તેમને કદી ભૂલતા નહીં. એમને

અનવસ્થા તથા ફૂવડપણાની ઘણી ચીડ હતી એમને પોતાની જવાબદારીનું ભાન હતું અને અમલદારો પાસેથી મખન કામ લેતા.

અભ્યાસ તથા ચિન્તનના પરિણામે એમનું વ્યક્તિત્વ ઘણું જ પ્રભાવશાળી હતું એ કદી પોતાનો મિજાજ ખોતા નહીં અને કોઈને એમણે કડવો શબ્દ કહ્યો હોય એવું હું જાણતો નથી. જ્યાં જરૂર પડે ત્યાં એ શિક્ષા કરી શકતા

એમનામાં અજબ સાદાઈ હતી અને એમનો પહેરવેશ સાદો હતો, જો કે દરબાર જેવા પ્રસંગે એ કિંમતી પોશાક અને ઘરેણાં પહેરતા. વર્ષો સુધી એ (હિંદ દેશમાં) ઝીણો ચાંલ્લો કરતા એ બીડી ફૂંકતા નહીં, પાન ખાતા નહીં, (મરાઠા સ્ત્રીપુરુષોને પાન ચાવવાનું વ્યસન હોય છે) અને દારૂ પીતા નહીં એમના ખાનગી ટેબલ પર જે લોકોને દારૂ પીવાનો વાંધો ન હોય તેવાને પણ દારૂ પીરસાતો નહીં

એમના ભાષણો સીધાસાદા હતાં છતા માહિતીપૂર્ણ હતાં એ પૂર્વતૈયારી કર્યા વિના ચાર ભાષામાં છૂટથી બોલી શકતા હતા— ગુજરાતી, મરાઠી, અંગ્રેજી અને હિંદી

કોઈ પણ મનુષ્ય સર્વગુણસંપન્ન હોતો નથી સયાજીરાવમાં કેટલીક નબળાઈઓ હતી એમણે કોઈ પણ સગા કે અમલદાર કે પ્રજાજનમાં વિશ્વાસ મૂક્યો નહોતો એમને એક પણ મિત્ર નહોતો.

મહારાણી તથા પોતાના છોકરાંઓની સાથે પણ એ 'મહારાજા' હતા કોઈના પણ સારા કામની કદર કરવામાં એ ઢીલ કરતા ૧૯૧૨ સુધી એ ઘણા ઉત્સાહી અને પ્રગતિશીલ રહ્યા બીજાં દસેક વર્ષ સુધી એમણે રાજવહીવટ સારો ચલાવ્યો પણ ૧૯૨૨ની સાલથી એટલે ચાળીસ વર્ષ જેટલા લાંબા સમય સુધી રાજકારભાર સંભાળ્યા બાદ એમનું શરીર તથા મન થાકી ગયાં ૧૯૩૯માં એટલે છોતેર વર્ષની વયે એમનું અવસાન થયું.

વડોદરા રાજ્યના પ્રજાજનો મહારાજા સયાજીરાવના રાજકારભારને તથા એમણે પ્રજાકલ્યાણનાં કરેલાં કામોને સંભારીને વખાણ કર્યાં કરે છે.

જ્યારે મહારાજાના અવસાનના સમાચાર પ્રગટ થયા ત્યારે એમના રાજ્યના પ્રજાજનો શોકમાં ડૂબી ગયા, અને વડોદરા શહેરમાં ભાગ્યે જ કોઈ પ્રજાજન હશે કે જેની આંખમાં આંસુ આવ્યાં નહીં હોય.

# સયાજીરાવ અને માલવીયજી

એક પ્રસંગે મદનમોહન માલવીઆજી મહારાજા સયાજીરાવ ગાયકવાડને મળવા આવ્યા હતા અને આ બન્ને મહાપુરુષો વચ્ચે જે વાતો થઈ હતી, તેનો ભાવાર્થ અહીં આપ્યો છે. એમનો મિલાપ થયો ત્યારે મારા સિવાય બીજુ કોઈ ત્યાં હાજર નહોતું તેથી આ હકીકત આજ સુધી પ્રગટ થઈ નહીં જ હોય વર્ષ હશે ૧૯૧૧નું.

*માલવીઆજી એક શ્રેષ્ઠ ઉચ્ચ બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા હોઈને તેમણે હિંદુ ધર્મશાસ્ત્રનો ઉત્તમ અભ્યાસ કર્યો હતો. ભણવામાં ઘણા હોશિયાર હતા અને તેઓ વકીલાતની પરીક્ષા પાસ કર્યા પછી અલ્હાબાદમાં એક નામાંકિત વકીલ તરીકે પ્રખ્યાત થઈ ગયા હતા. કમાણી પણ પુષ્કળ કરી હતી

વકીલાતની શરૂઆતથી જ તેમણે પ્રજાસેવાનાં કામો ઉપાડી લીધાં હતાં. હિંદુ ધર્મને પ્રતિષ્ઠિત કરવા માટે બનારસમાં મિસિસ એની બિસંટે જે હિંદુ કૉલેજ કાઢી હતી તેને ખીલવવા માટે માલવીઆજી તનતોડ મહેનત કરી રહ્યા હતા

રાષ્ટ્રીય મહાસભા (કોંગ્રેસ)માં જોડાયા પછી થોડા જ વખતમાં ઉત્તર પ્રદેશના એક આગેવાન બનેલા. એમનામાં સાચી નિર્મળ દેશભક્તિ હતી શુદ્ધ સરળ હિંદી ભાષા પર તેમણે પ્રભુત્વ મેળવ્યું હતુ

* ખરો શબ્દ છે માલવીય=માળવાના, પણ એ કહેવાતા હતા માલવીઆજી

અને એ છટાદાર વક્તા હોઈને શ્રોતાજનોને મંત્રમુગ્ધ કરી નાખતા. એમણે હિંદી ભાષાનો પ્રચાર કરવામાં આગળ પડતો રસ લીધો હતો.

કાંઈક રૂઢિચુસ્ત, પ્રખર ધર્મનિષ્ઠ સજ્જન તરીકે તેમની નામના થઈ હતી તેથી આખા દેશના રાજા મહારાજાઓ અને લક્ષ્મીપતિઓ–ખાસ કરીને મારવાડીઓમાં એમની કીર્તિ સાતમે આકાશે હતી.

પાટનગરની ધારાસભા (કલકત્તા)માં માલવીઆજી સભાસદ હતા અને ફિરોજશાહ મહેતા તથા ગોખલે મહાશયના સાથી હતા એ બન્ને દેશનેતાઓની જેમ માલવીઆજી પણ કોંગ્રેસના પ્રમુખ હતા. એમનામા વક્તૃત્વશક્તિ તો હતી જ પણ તે ઉપરાંત એમની વાણીમા મૃદુતા હતી. બાહોશ વકીલ હોઈને એમનામા દલીલો કરવાની અજબ કુનેહ હતી.

એમનુ જીવન ઘણું જ સાદું અને પવિત્ર ગણાતું હતું. સરકાર તેમ જ પ્રજામાં એમને માનમરતબો મળતા હતાં.

બનારસની હિંદુ કોલેજની સાથે સાથે તેમને હિંદુ ધર્મ તથા સંસ્કૃતિનો પ્રચાર કરવાના કોડ જાગ્યા હતા, અને તેમણે હિંદુ યુનિવર્સિટી કાઢવા માટે જુદા જુદા વિષયોની કોલેજો કાઢવા માંડી હતી–લાંબા કાળની જનસેવાને પરિણામે એમની પ્રતિષ્ઠા અને પ્રતિભા એટલા વધી ગયા હતાં કે એ જ્યારે કોઈ રાજા મહારાજા, નવાબો કે શેઠીઆઓ પાસે નાણા માગતા ત્યારે તેમને કોઈ ના પાડતુ નહીં, નવાઈ જેવું એ હતું કે એમણે વડોદરાના સયાજીરાવ મહારાજાને હજી સુધી પકડયા નહોતા.

સયાજીરાવ ગાયકવાડ એમનાથી ચઢી જાય એવી કોટિના દેશભક્ત અને પ્રજાવત્સલ મહાશય હતા.

શિક્ષણથી જ પ્રજાની ઉન્નતિ થશે એવું એ માનતા હતા. આપણી કોંગ્રેસ દર વર્ષે બ્રિટિશ હિંદ સરકારને વિનતી કરતી હતી કે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરે, તે માગણી સ્વીકારાતી નહીં, ત્યારે

આખા દેશમાં કોઈપણ સ્થળે આવી ચળવળ નહોતી, ત્યારે સયાજીરાવે વડોદરા રાજ્યમા ભારે પર્યો તેનો અમલ કરવા માડયો પછાડા પર, જગલોમા અને પછાત પ્રદેશોમા આદિવાસીઓ માટે એમણે બોર્ડિંગ–સ્કૂલો કાઢી

વડી ધારાસભામા પ્રજાવર્ગના નેતાઓ ફિરોજશાહ મહેતા, ગોખલે મહાશય વગેરે જે મેળવી શક્યા નહોતા તે સયાજીરાવે કરી બતાવ્યુ આ પ્રયોગમા બાળલગ્નની પ્રથા નષ્ટરૂપ હતી તેથી તેમણે બાળલગ્ન પ્રતિબધક કાયદો અમલમા મૂક્યો અસ્પૃશ્યો માટે મે કડો શાળાઓ, શિષ્યવૃત્તિઓ, હોસ્ટેલો એમણે સ્થાપ્યા ગરીબ છોકરાઓને ભણવા માટે જોઈતી સામગ્રીઓ–ચોપડીઓ વગેરે તે સરકાર પૂરી પાડતી આખા રાજ્યની પ્રજા માટે લાયબ્રેરીઓ કાઢી, માત્ર મોટાં ગામોમા જ નહિ પણ ગામડે ગામડે ૩ ૦૦૦ ગામડામા ૧૪૦૦ પુસ્તકાલય કે વાચનાલયો કાઢ્યા ( બીજા ગામડા અત્યત નાના હતાં )

માલવીઆજીને હિંદુ યુનિવર્સિટી કાઢવા માટે ૧ કરોડ રૂપિયા જોઈતા હતા ૧૯૧૧મા એ રકમ ગજાવર મોટી ગણાતી હતી, માલવીઆજીની આબરુ એવી હતી કે એ કદી કોઈની પાસેથી ખાલી હાથે પાછા ફરતા નહિ કારણ કે એમણે હિંદુ પ્રજા, હિંદુ કોમ તથા હિંદુ ધર્મ માટે ઘણુ કર્યુ હતુ

મહારાજા સયાજીરાવ ઘણા પ્રગતિશીલ વિચારોના હતા અને માલવીઆજી હરહમેશ હિંદુ હિંદુ કર્યા કરતા હતા ત્યારે સયાજીરાવ કહેતા હતા કે આપણા દેશમા કરોડો મુસ્લિમો છે ખ્રિસ્તીઓ છે પારસી છે અને હિંદુઓએ તિરસ્કારેલા કરોડો અત્યજો [ અસ્પૃશ્ય ] પણ છે આપણે સૌને સગવડો આપવાની છે

૧૯૧૧મા સયાજીરાવ મહેફુઝ અલ્હાબાદ ગયા હતા ત્યારે માલવીઆજી એમને મળવા ગયા આ બે મહાશયો વચ્ચે જે ચર્ચા થઈ તેનો ટૂકો ભાવાર્થ આ પ્રમાણે હતો

મીજાજ—પુરસીની ( ખબર અંતર પૂછવાની ) વિધિ પૂરી થયા પછી મહારાજાએ કહ્યું —

સયાજીરાવ—હવે બોલો સાહેબ, આપને શું કહેવું છે? ફરમાવો.

માલવીયાજી—હું તો માત્ર હિંદુ યુનિવર્સિટીની યોજના આપને સમજાવવા માગું છું આપની સેવા આખા જગતમાં સૌ કોઈ જાણે છે હું આપની પાસેથી સક્રિય મદદ ઇચ્છું છું

એમ કહીને એમણે વિદ્યાપીઠની યોજના સમજાવી ધ્યેય, આદર્શો શીખવવાના જુદા જુદા વિષયો વગેરેની ચર્ચા કરીને ચૂપ બેસી રહ્યા એમણે આશરે ૧–૨ લાખ રૂપિયાની આશા રાખેલી [ આજના પાંચ દસ લાખ જેટલા ]

મહારાજા થોડીવાર વિચાર કરીને બોલ્યા.

સયાજીરાવ—ઠીક સાહેબ, હવે મને કહો કે તમે મારી પાસેથી કેટલી રકમની આશા રાખો છો?

માલવીઆજી—અમારે બ્રાહ્મણ ( હિંદુ ) બૌદ્ધ, જૈન વગેરે ધર્મોનું ઉચ્ચ શિક્ષણ અને સંશોધન કાર્યો કરાવવા છે અને તેને માટે અધ્યાપકો, અને દરેકને માટે મદદનીશો નીમવા પડશે, તેમ જ સારું પુસ્તકાલય પણ યોજવું પડશે તેથી અમને સહેજે બે ત્રણ લાખ રૂપિયાની જરૂર પડશે

સયાજીરાવે થોડા વખત સુધી વિચાર કર્યો અને પછી ઉત્તર આપ્યો.—

માસ્ટર માલવીઆ! આપ જાણો છો કે મારી તિજોરી એ મારી પ્રજાની છે આપ જાણતા જ હશો કે અમે વડોદરા રાજ્યની પ્રજાનાં કલ્યાણ માટે જે જે કામો ઉપાડર્યા છે તેનો ખર્ચ ઘણો ભારે છે, તે છતાં હું જાણું છું કે આપ પણ નિઃસ્વાર્થ બુદ્ધિથી કામ કરી રહ્યા છો તમે મને ખર્ચના વિગતવાર આંકડા આપજો ઇસ્લામ અને

ખ્રિસ્તી ધર્મનો સમાવેશ કરજો. હું તમને પાંચેક લાખ રૂપિયા આપવા તૈયાર છું.

માલવીઆજીએ ધારેલું કે સયાજીરાવ પાસેથી ભાગ્યે જ એક લાખ રૂપિયા મળશે તેથી એ તો ખૂબ આનંદમાં આવી ગયા.

મહારાજાએ તરત જ ઉમેર્યું કે મારી શરત એટલી જ છે કે હું તમને પાંચેક વિદ્યાર્થીઓ મોકલી આપીશ, તેમને તેમની ઇચ્છા પ્રમાણે અભ્યાસ કરાવજો. તેમને તમારી સર્વસામાન્ય બોર્ડિંગમાં રાખવા પડશે, તેમના શિક્ષણ તથા હોસ્ટેલનો ખર્ચ મારી સરકાર આપશે. મારા મંત્રી આજે સાંજે આપને મારી શરતની વિગતો લખી મોકલશે.

આવી રીતે આભાર વિધિ પછી આ મુલાકાત પૂરી થઈ ગઈ.

સાંજે માલવીઆજીને પત્ર મળી ગયો, તેમાં જણાવ્યું હતું કે વડોદરા રાજ્ય તરફથી જે પાંચ વિદ્યાર્થીઓ મોકલી આપશે તેમાંથી

૧. એક હિંદુ વિદ્યાર્થી ઇસ્લામનો અભ્યાસ કરશે.

૨. એક મુસ્લિમ વિદ્યાર્થી ચતુર્વેદના અભ્યાસ માટે આવશે.

૩. એક વિદ્યાર્થી જૈન ધર્મના અભ્યાસ માટે આવશે.

૪. એક અસ્પૃશ્ય કહેવાતો વિદ્યાર્થી બૌદ્ધ ધર્મના અભ્યાસ માટે આવશે.

૫ અને એક અસ્પૃશ્ય કહેવાતા વર્ગનો વિદ્યાર્થી ચતુર્વેદના અભ્યાસ માટે આવશે.

[ જો કે આ મુલાકાત સાથે કાંઈ સીધો સંબંધ નથી તે છતાં હું ઉમેરું છું કે એક ઘણો જ બુદ્ધિશાળી વિદ્યાર્થી મહારાજાની મદદથી ૧૯૧૧ માં રાજ્ય બંધારણનો અભ્યાસ કરતો હતો, અને તે વર્ષો પછી આપણા સ્વતંત્ર દેશનું રાજ્ય બંધારણ ઘડનાર સ્વ. આંબેડકર હતા. ]

મુલાકાત પૂરી થઈ ગઈ, મહારાજા અને માલવીઆજી વચ્ચે

ાખો પત્રવ્યવહાર ચાલ્યો, પણ જે શરત આજના જમાનામાં સીધી અને સાદી ગણાય તે ૧૯૧૧ માં માલવીઆજી માટે સદંતર અસ્વીકાર્ય હતી. અસ્પૃશ્યોને સર્વસામાન્ય હૉસ્ટેલમાં રાખી શકાય નહીં; અને જે વેદનું અધ્યાપન સ્ત્રીઓને અને શૂદ્રોને આપવાનું નિષિદ્ધ હતું તો તે પંચમવર્ગમાં ગણાતા અસ્પૃશ્યોને આપવાની વાત 'સનાતની' હિંદુ ધર્મના ચુસ્ત હિમાયતી માલવીઆજી અને તે યુગનો શાસ્ત્રી વર્ગ સહન કરી શકે તેમ નહોતું

# દેશભક્ત મહારાણી

વડોદરાના મહારાજા સયાજીરાવનાં મહારાણી ચિમનાબાઈ એક વખત—૧૯૧૦માં જાપાનથી સાનફ્રાંસિસ્કો જઈ પહોંચ્યા, ત્યારે એ શહેરમાં તથા તેની આસપાસના પ્રદેશમાં રહેતા હિંદીઓએ તેમનું ભવ્ય અને શાનદાર સન્માન કર્યું

એ સમારંભમાં હજારેક હિંદીઓ સિવાય સેંકડો અમેરિકનો પણ હાજર રહ્યા હતા માનપત્રની અંદર તેમને 'ઝાંસીનાં મહારાણી'નું બિરુદ આપવામાં આવેલું જે સન્નારી માટે હિંદીઓને આટલું બધું માન હતું એ મહારાણીસાહેબા હજી વિદ્યમાન છે ને છતાં ગુજરાત અને ભારતદેશ તેમને વિસરી ગયો છે એ મહાનુભાવ વ્યક્તિની પિછાન કરાવવા માટે આ રેખાચિત્ર દોરું છું'

ઇન્દોરની આસપાસના પ્રદેશમાં, એટલે કે હાલ મધ્ય ભારત નામે ઓળખાતા રાજ્યમાં, દેવાસ નામનું એક નાનું મરાઠા રાજ્ય હતું ચિમનાબાઈ ત્યાંના રાજાનાં રાજકુમારી હતાં અને તેમના લગ્ન નાની વયે વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડની સાથે થયા પ્રગતિશીલ વિચારના મહારાજાએ એમને મરાઠી, ગુજરાતી, અંગ્રેજી અને છેવટે સંસ્કૃત ભાષા તેમ જ ઇતિહાસ ભૂગોળ વગેરે અનેક વિષયો શીખવવા માટેની સારી સગવડ કરી આપી

ઉનાળાના દિવસોમાં મહારાજા મસૂરી, સિમલા, ઊટી, નૈનિતાલ,

દાર્જિલિંગ વગેરે સ્થળે હવાખાવા જતા. આ સ્થળે સંભાવિત સ્ત્રીઓના સંપર્કમાં આવતાં મહારાણીના મનનો વિકાસ થતો ગયો. એ દિવસોમાં મરાઠી સ્ત્રીઓ સખત પડદો પાળતી.

૧૯૦૪માં વડોદરાના પાટવીકુંવર ફત્તેહસિંહરાવના લગ્નપ્રસંગે મહારાજાએ પડદો છોડવવાના પ્રયત્નો કર્યા; પોતાના થોડા કુટુંબીઓની સાથે ગોંડળના મહારાજા, મહારાણી તથા બે કુંવરીઓ અને ઇન્દોરના મહારાજાની બે રાજકુમારીઓની સાથે મારાં પત્ની તથા મને જમવા બોલાવ્યો.

વાતવાતમાં મહારાણીએ અમને સંભળાવ્યું કે, "જુઓ, મહારાજાને તો અંગ્રેજ પોલિટિકલ અમલદારોનું સન્માન કરવું પડે છે પણ એવા ત્રણ બદામના અમલદારો અને તેમની બે બદામની સ્ત્રીઓની ગુલામી મારે શા માટે કરવી પડે? તેથી હું પડદો છોડવાની નથી." અમે બધાં પડદાની પદ્ધતિને દૂર કરવી જોઈએ એવું માનનારાં હતાં, તે છતાં અમે મહારાણીશ્રીનું દૃષ્ટિબિંદુ સમજી શક્યાં.

મહારાણી બાહોશ હતાં, કાબેલ હતાં, નિડર હતાં અને તડ ને ફડ સાચી વાત સંભળાવી દેવાની તેમને ખાસિયત હતી. તેમના મગજમાં તોર હતો. તેને કંઈક ગર્વ કહીએ તો પણ ચાલે.

મહારાજાની દેશભક્તિ તો આખા દેશમાં પ્રખ્યાત થઈ ગઈ હતી. એમણે વાઇસરૉયોની સામે અનેક પ્રશ્નોને અંગે માથું ઊંચું કરીને વિરોધ કર્યો હતો એટલું જ નહિ, પણ લંડનની ઇન્ડિયા ઑફિસના ફતવાઓની સામે જઈને પોતાને યોગ્ય લાગતું તે પ્રમાણે જ વર્તતા હતા. આવા તીવ્ર મતભેદને કારણે જ એમને પુષ્કળ ખમવું પડેલું. આ હકીકત જેમ હિંદીઓ જાણતા હતા તેમ મહારાણીશ્રીમાં પણ તેટલું સ્વમાન તથા દેશપ્રેમ છે એ વાત એમના પરિચયમાં આવેલાં સૌ કોઈ જાણતાં.

૧૯૦૫માં એ લૉર્ડ મોર્લે (તે વખતની બ્રિટિશ સરકારના હિંદી

વજીર)ને મળ્યા હશે મહારાણી કેટલાક હિંદી વિપ્લવવાદીઓને મળ્યાં હશે તેનો ઉલ્લેખ કરીને મોર્લે વિનયપૂર્વક સલાહ આપવા ગયા અને મહારાણીએ તેમને ચાર વાતો સંભળાવી હશે, તેટલા પરથી લૉર્ડ મોર્લેએ પોતાની રોજનીશીમા લખ્યું હતુ કે, 'આ સન્નારી સ્વતંત્ર મિજાજની અને તેજસ્વી (હાઇસ્પિરિટેડ) છે, એનાથી ચેતતા રહેવા જેવુ છે'

આ વાત મોર્લેના જીવનવૃત્તાતમાં છપાઈ છે. જ્યારે લૉર્ડ મોર્લે જેવો રાજપુરુષ આવા શબ્દો વાપરે છે ત્યારે એને મહારાણીએ કેવી કટાક્ષમય વાણી સંભળાવી હશે તેની કલ્પના સહેજે કરી શકાય છે

૧૯૧૦ અને ૧૯૧૧માં હુ મહારાજાના કુટુંબનો અંગત દાક્તર નિમાયો અને તેમની સાથે એમના આખા રાજ્યમા, હિંદ દેશના અનેક પ્રાંતોમા, તેમ જ પૃથ્વીપ્રદક્ષિણામા એમની સાથે ફર્યો દેશપરદેશની નામાંકિત વ્યક્તિઓ સાથે વાતો અને ચર્ચા કરવાનો અનુપમ લાભ અમને મળ્યો

મહારાજાની સાથે એમના એ ડી સી (લશ્કરી મંત્રી) અથવા રહસ્યમંત્રી ફરતા અને મારે મહારાણીશ્રીની સાથે હરદમ ફરવાનું થતુ સ્ટીમરોમા અને હોટેલોમાં અમે આપણી હિંદી પ્રજાની મુક્તિ તથા ઉન્નતિના પ્રશ્નોની ચર્ચા કરતાં આખી પ્રજાને જાગ્રત કેવી રીતે કરવી, સ્ત્રીઓની સ્થિતિ કેવી રીતે સુધારવી, પ્રજાની શારીરિક તાકાત કેવી રીતે વધારવી, એવા એવા પ્રશ્નોની ચર્ચા સતત ચાલ્યા કરતી

જાપાની લોકો એક વખત આપણા જેટલા જ પછાત ગણાતા હતા તે કેવી રીતે આશ્ચર્યજનક પ્રગતિ કરી શક્યા તે અમારા એ મહિનાના જાપાનના પ્રવાસ દરમિયાન અમે જોયું અને જાણ્યુ આવા પ્રયાસો આપણા દેશના જરા જુદા વાતાવરણમાં કેવી રીતે ઉપયોગી થઈ શકે એનો અમે વિચાર કરતા જાપાનમા થોડા હિંદી ક્રાંતિકારો રહેતા હતા તેમની પાસેથી અમને અમેરિકા તથા ઇગ્લૅન્ડમા ક્રાંતિકારી પ્રવૃત્તિના

હેવાસો મળતા રહેતા સાવરકરનું પુસ્તક "ધી ઇન્ડિયન વૉર ઑફ ઇન્ડિપેન્ડન્સ (હિંદના સ્વાતંત્ર્યનું યુદ્ધ)" અમે ત્યાં જોયું.

મહારાણી અનેકવાર યુરોપ-અમેરિકાના જુદા જુદા દેશોમાં જઈ આવેલાં અને સેંકડો ઉત્તમ વિચારકો તેમ જ દેશનેતાઓને મળેલાં તેથી એ ઓછું ભણ્યા હશે છતાં સારું "ગણ્યા" હતા. એમનો એક પ્રજાનું મજબૂત સંગઠન કરીને બ્રિટિશ સરકારને બળજબરીથી હાંકી મૂકવા તરફ હતો. આ હકીકત હિંદીઓ જાણતા હતા અને તેથી જ સાનફ્રાન્સિસ્કોમાં એમને ઝાંસીની રાણીની સાથે સરખાવવામાં આવેલાં.

સાવરકરનું પુસ્તક બ્રિટિશ સરકારે હિંદમાં આયાત થતું અટકાવ્યું હતું. તેની ચાર નકલો મહારાણીસાહેબા લેતા આવ્યાં. એ દિવસોમાં રાજકુટુંબીઓનો સામાન કસ્ટમ્સ એટલે જકાતખાતાના માણસો તપાસી શકતા નહોતા, અને અમારી પાસેની એક નકલ પરથી મુંબઈ ઇનાકામાં આ પુસ્તક છપાયું અને તેની નકલો મુંબઈ તથા બંગાળા ઇનામમાં ફેલાઈ ગઈ.

૧૯૧૧માં મહારાણીશ્રીએ લંડનમાં સમાજસુધારણાની ઘણી સંસ્થાઓ, સાલ્વેશન આર્મિ, બરનાર્ડોનો આશ્રમ, યુનિવર્સિટી સેટલમેંટ, છોકરાઓ તેમ જ પીડિત સ્ત્રીઓની સંસ્થાઓ જોઈ ને તે વિષયપર એક પુસ્તક લખાવ્યું. ત્યાર પછી "હિંદી સમાજમાં સ્ત્રીઓનું સ્થાન" તે વિષે એક પુસ્તક લખાવ્યું.

શરીરે મહારાણી મજબૂત અને સશક્ત હતા. સારી ઘોડેસ્વારી કરતાં બંદૂક નિશાનીમાં કુશળ હતાં અને તેમણે ઘણા વાઘો તથા બીજાં હિંસક પ્રાણીઓનો શિકાર કર્યો હતો. સાથે સાથે એમને રાંધવાનો પણ શોખ હતો.

૧૯૧૪માં જ્યારે પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે એ જર્મનીમાં હતાં અને બ્રિટિશ પ્રજાજન તરીકે તેમને અટકાયતમાં રાખવામાં આવેલાં

તેમાંથી છૂટીને એ જ્યારે વડોદરા આવ્યા ત્યારે દર્પઘેલી પ્રજાએ તેમને ખૂબ માન આપ્યું અને તે દિવસથી એમણે પડદો પૂરેપૂરો છોડયો અને પ્રજામાં કામ કરવા માંડ્યું.

એક વખત વડોદરામા હિંદી કારીગીરી અને સ્ત્રીઓની હાથકળાનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તે જોઈને મહારાણીસાહેબાએ વડોદરામાં સ્ત્રી-ઉદ્યોગાલયની સ્થાપના કરી આ ઉદ્યોગાલયમાં સ્ત્રીઓને અનેક જાતની કારીગીરી શીખવવામા આવતી, પણ તે ઉપરાંત સ્ત્રીઓ બીજા ગામોમાં જઈને આ જાતનુ શિક્ષણ શીખવી શકે તેવી તાલીમ આપવાની યોજના થઈ હતી અને આવી સ્ત્રીઓને રહેવા માટે એક છાત્રાલય પણ સ્થાપ્યુ હતુ

૧૯૧૫માં વડોદરા શહેરમા રહેતી અને મધ્યમવર્ગની સ્ત્રીઓને માટે 'મહારાણી ચિમનાબાઈ સ્ત્રી-સમાજ' નામે એક ક્લબ કાઢવામાં આવી અને તે હજી ચાલુ છે વડોદરામા બીજી ક્લબો હતી તે વધારે ધનવાન સ્ત્રીઓ માટે હતી

વડોદરામાં હિંદી મહિલા વિદ્યાલયના વર્ગો ચાલતા હતા પણ તેમાથી જે કન્યાઓએ શાળાન્ત પરીક્ષા પાસ કરી હોય તેમને વધુ અભ્યાસ આપવા માટે પાઠશાળા નહોતી, તે કામ માટે પણ એમણે નાણાની મદદ આપેલી આ સસ્થા પણ હજી સારી રીતે ચાલે છે ૧૯૨૭મા અખિલ હિંદ મહિલા પરિષદ (A I W. C.)ની પહેલી બેઠક ભરવામા આવેલી તેના સૌથી પહેલાં પ્રમુખ મહારાણીશ્રી હતાં કોલેજોમા અભ્યાસ કરતી કન્યાઓને શિષ્યવૃત્તિ આપવા માટે પણ એક ટ્રસ્ટ તેમણે કર્યું હતુ તે ચાલુ છે

જ્યારે પેગલાદના જમીન-મહેસૂલની બાબતનો ઝઘડો એ તાલુકાના ખેડૂતોની અને સરકારની વચ્ચે ચાલતો હતો ત્યારે મને (પ્રમુખને) દ્વારકાની જેલમાં પૂરવાનો વિચાર વડોદરા સરકાર કરતી હતી. તે વખતે એક રમૂજી કિસ્સો બની ગયો વડોદરા સરકારમાં હું અણમાનીતો

ચયો હતો છતાં મને મહારાણીશ્રીએ જમવા બોલાવ્યો અને બધી હકીકત જાણી લીધી

મે ત્યા ઘણા કતાકા ગાળ્યા પછી મને ઘેર જવા માટે વાહનની ગોઠવણ કરતા વિલ બ થયો ગામમાં વાત ઊડી કે મને રાજમહેલમા જ કેદ કરવામા આવ્યો છે અમારી માગણી એટલી જ હતી કે રેવન્યુ ખાતાનો ન હોય એવા કોઈ તટસ્થ ' અમલદાર ' પાસે ફેરત પાસ કરાવો છેવટે સરકારે પ્રજાને સ તોષ આપ્યો

બીજો એક ખાનગી અને અ ગત પ્રસ ગ પણ નોધુ છુ મારા ઘરમા સૌથી પહેલુ લગ્ન ઊજવાયુ મારી દીકરીનુ ત્યારે શારદાબહેને અને મે નક્કી કર્યું હતુ કે ઓછામાં ઓછો ખર્ચ કરવો, ( રૂપિયા ૫૦થી વધારે તો નહિ જ ) અને પોતાનાં નજીકના કુટુ બીઓ સિવાયનાં બધા સગાંઓ તથા મિત્રોને માત્ર લેખિત આશીર્વાદ મોકલવાનુ અમે આમ ત્રણ આપ્યુ અમારા આ નિશ્ચયથી પુષ્કળ કચવાટ થયો હુ મહારાણીશ્રીને ઘણીવાર મળતો પણ તેમને મે આમ ત્રણ ન આપ્યુ, મહા રાજાને પણ નહિ

જો આમ ત્રણ આપ્યુ હોત તો રાજકુટુ બના અમલદાર તરીકે મને ત્રણેક હજાર રૂપિયાનો ' પોશાક ' મળત હુ બધી હકીકતો મહારાણીશ્રીને કહેતો છેવટે એમણે મને પૂછ્યુ કે હજી મને કેમ આમ ત્રણ આપતા નથી ? ત્યારે મે કહ્યુ કે એ શી રીતે આપુ ? એમણે તો કહ્યુ કે તમે આપો કે ન આપો પણ હુ હાજર રહેવાની છુ છેવટે મારે એવી સમાધાની કરવી પડી કે સામા પક્ષ તરફથી મારા દાદી ( આજી ) હાજર રહેવાના હતા, તેમ જો માતા માતુશ્રી તરીકે તમે આવો તો આમ ત્રણ આપુ એમણે એ સ્વીકાર્યું

મે એમને માટે કોઈ પણ જાતની ખાસ બેઠક કે એવી વ્યવસ્થા કરી નહિ પોતે એમના રિસાલદાગ તેમ જ અમલદારો સિવાય એટલે કે ઠાઠમાઠ વિના સાદાં કપડામા હાજર રહ્યા હુ એમને મારા મ

જ માનતો હતો અને હજી પણ માનુ છુ. એમનુ કૌટુબિક જીવન બહુ સુખી નિવડયુ હતુ એમ ભાગ્યે જ કહી શકાય

એક વિચક્ષણ મહાન પુરુષના પત્ની થવુ એ સહેલુ નથી, એમના ત્રણ પુત્રો વ્યસનનાં કારણે અકાળ મૃત્યુ પામ્યા એમનાં એક પુત્રી કુચબિહારના પાટવી કુવર સાથે પરણ્યા અને એ પણ ગાદીએ આવ્યા પછી એ જ કારણે અવસાન પામ્યાં

જ્યારે મહારાજાશ્રી સયાજીરાવ સ્વર્ગસ્થ થયા ત્યારે એક તદ્દન અધારો ઓરડો જેમાં કોણ ક્યાં બેઠુ છે તે જોઈ શકાય નહિ એવા ખડમાં હુ એમને આશ્વાસન આપવા માટે ગયો એમણે પડદો થોડો ખોલાવીને મને પાસે બેસાડ્યો અને કહ્યુ કે મે તમારો 'કૌમુદી'' નો લાંબો લેખ વાચ્યો છે અને તમે જે અજલિ આપી છે તેને લીધે મને ઘણો સતોષ થયો છે અતિદુખની સાથે મે કહ્યુ કે મે જે લખ્યુ છે તે મારા હૃદયના આંસુ જેવુ છે મે મારા પિતાતુલ્ય મહારાજા ગુમાવ્યા છે

સિનેમાની ફિલ્મની જેમ મારી નજર સામે સુખદુખના સેકડો પ્રસગો ખડા થઈ જાય છે પણ એ બધા પાછળ એક શૂરવીર, નિડર, દેશભક્ત અને એક વહાલસોયી માતાનુ ચિત્ર રજૂ થાય છે જેને જોઈને હુ મારુ માથુ નમાવુ છુ

## સાચી સાધુતા

સ્પેનના પાટનગર માદ્રિદના એક મોટા પહોળા રસ્તા પર સ્ત્રીસાધુઓનો એક મોટો આશ્રમ છે, તેમાં સેંકડો સાધ્વીઓ રહે છે. કોઈ નારાયણની સેવાપ્રાર્થનામાં પોતાનો સમય ગાળે છે, તો કોઈ દરિદ્રનારાયણની સેવામાં પોતાનુ જીવન વ્યતીત કરે છે.

આ આશ્રમની સ્ત્રીમહંત એક સાંજે, આશ્રમના દરવાજા આગળ ઊભી હતી એટલામાં સામેથી એક ૨૦–૨૫ વર્ષની ખૂબસૂરત, જરા નાના કદની ફ્રેન્ચ છોકરી તેની પાસે આવી અને પોતાની ફ્રેન્ચ ભાષા તથા ભાગીતૂટી સ્પેનિશની અંદર માતાજીને કહ્યુ કે, 'હું સીધી ફ્રાન્સથી આવી છું. એકબે દિવસમાં હુ મારા કામને માટે યોગ્ય એવું મકાન ગોતી કાઢીશ, ત્યા સુધી તમે મને તમારા મકાનમા આશ્રય આપશો ?'

માતાજી તો આ જુવાન કુમળી વયની છોકરીને માદ્રિદના રસ્તા પર એકલી ફરતી જોઈ ને જ આભા બની ગયાં હતા કારણ કે સ્પેનમાં કેથોલિક ધર્મનું પુષ્કળ જોર છે અને કોઈ પણ સારાં કુટુંબની સ્ત્રી (ત્રીસ વર્ષ પહેલાંના પંજાબ કે બંગાળમાં હતુ તેમ) કદી રસ્તામાં એકલી ફરતી નથી.

માતાજીએ પૂછ્યું : 'પણ બહેન, તું એકલી આટલે બધે દૂર પરદેશમાં આવી છે શા માટે?' પેલી કાળા વસ્ત્ર પહેરેલી છોકરીએ

કહ્યું કે 'હું' 'જિસસની બહેનો' નામની સસ્થામાં સાધ્વી છું અને મારે માદ્રિદના કોઈ ગરીબ લત્તામા મારા સપ્રદાય તરફથી એક નાનું સેવાલય કાઢવુ છે' આ જુવાન સાધ્વી લેશમાત્ર ક્ષોભ કે ભય અનુભવતી નહોતી માતાજીએ તેને આશ્રમમાં લઈ લીધી

બેત્રણ દિવસ પછી એક ૨૦ વર્ષની અદરની ચેતી આ સિસ્ટર (સેવિકા) મારી આલિનની સાથે રહેવાને આવી એણે યુનિવર્સિટીમાં અભ્યાસ કરીને ઉપાધિ મેળવી હતી

સિસ્ટર આલિન અને ચેતી સિસ્ટર ડૉમિનિકે પાટનગરના એવા ગરીબ ગદા લત્તાઓ ખૂદવા માંડયા કે જ્યા ગુડાઓ, ચોર અને દારૂડિયાનુ રાજ્ય જામ્યું હતુ, જ્યાં કદી એક પણ સભ્ય વર્ગની સ્ત્રી પગ મૂકતી નહી ત્યાં પુરુષ સાધુઓ પણ જવલ્લે જ જતા

આશ્રમના મહત માતાજીએ બન્ને મહેમાનોને બોલાવ્યા અને કહ્યું 'તમે આવા ભયકર મહોલ્લાઓમા શા માટે ફરો છો? કદાચિત્ તમે લુટાઈ જશો અને તમારી લાજ લુટાઈ જશે'

સિસ્ટર આલિને કહ્યુ 'માતાજી તમે અમારે માટે ભયભીત બનશો નહીં જ્યાં જિસસ અમને મોકલે છે ત્યાં અમે જઈએ છીએ અમારા સેવાલયનુ સ્થાન અમે મુકરર નહીં કરીએ પણ જિસસ કરશે' 'અમારા ગુરુનો આદેશ છે કે જ્યાં ગરીબી અને દુ ખ હોય ત્યાં જઈને વસવુ અને ત્યાના લોકોની સેવા કરવી'

છેવટે તેમને એક સ્થાન મળી ગયું માદ્રિદ શહેરના છેવાડે જ્યાં મકાનોને બદલે પતરાંનાં કે પાટિયાંનાં ઝૂપડાંઓ આડાઅવળાં બધાયાં હતા, જ્યા કોઈ જાતનો રસ્તો બધાયો નહોતો, જ્યા પાણીની સગવડ નહોતી જ્યા જાહેર દીવા નહોતા, જ્યા ઝાડ કે ઘાસનુ નામનિશાન નહોતું ગદા ઝૂપડાંઓની હાર અને ત્યાં જવા માટે ખાડાટેકરાવાળી કાચી પગથીઓ અને થોડે દૂર એક ખાડામાં કે જ્યા આ ગરીબ લોકો શૌચને માટે જતા, એવા આ લત્તામાં ફાટેલા-તૂટેલા કપડાં પહેરેલાં

ભિખારીઓ–છારાઓ (જીપ્સિ) લડતાં અને રડતાં છોકરાં, ભટકતાં કૂતરાં, કુકરો અને કચરાના ઢગલાઓ ચારે દિશામાં નજરે પડતાં.

જો આવા લત્તામાં કોઈ નવી વ્યક્તિ રહેવા માટે જાય તો ત્યાં રહેતા બધા માણસો થોડા કલાકની અંદર તેને માથું મૂકવાનો આશ્રય મળે એવું ઝૂંપડું બાંધવામાં મથી પડે. પોલીસની મગદૂર નહીં કે તે આવીને અટકાયત કરે અને 'મકાન' બંધાઈ ગયું એટલે પોલીસ તેને પાડી શકે નહીં.

એક રાત્રે આ દરિદ્રનારાયણોએ મશાલો સળગાવી દીધી અને આ બે નવી ફ્રેન્ચ સાધ્વીઓને માટે ઝૂંપડું ખડું કરી દીધું. માદ્રિદના જે આશ્રમમાં તેમને તાત્કાલિક આશ્રય મળ્યો હતો, ત્યાં રહેતી સેંકડો સાધ્વીઓએ આ બે બહેનોને ઈશ્વર સહાય કરે એવી પ્રાર્થના કરવામાં રાત ગુજારી અને પેલી બે ફ્રેન્ચ સાધ્વીઓએ તનતોડ મજૂરી કરીને પોતાનું સેવાલય બાંધવામાં મદદ કરી.

ઋતુ હતી ભરશિયાળાની. આ બહેનોએ પોતાના ઝૂંપડાની આસપાસ ભાગીતૂટી વાડ કરી લીધી કે જેને લીધે કૂતરા અને કુકરો અંદર પેસે નહીં. અને પછી ઝૂંપડાની પાસે એક નાનું મંદિર બાંધી દીધું. કકડતી ટાઢની અંદર આ જુવાન છોકરીઓએ પોતાનું કામ શરૂ કરી દીધું.

આ સંપ્રદાયનો નિયમ એવો છે કે દરેક સાધુસાધ્વીએ પોતાની આજીવિકા માટે કમાઈ લેવું જોઈએ. નાની ચેલી ડોમિનિકાએ એક ધનિક કુટુંબમાં નોકરનું કામ મેળવ્યું અને સિસ્ટર મારી આલિને ફ્રેન્ચ ભાષા શીખવવાનું કામ લીધું. આખો દિવસ કામ કરીને પોતાના ઝૂંપડામાં આવે ત્યારે આસપાસના લોકોએ તેમની પાસે સલાહ લેવા માંડી અને તેમણે સેવાશ્રમના કામમાં મદદ કરવા માંડી.

પાડોશીઓએ તેમને પોતાનાં જ ગણી લીધાં. તેમની સતામણી

ન થાય તે માટે તેમના ઘર પર રાત્રે ચોકી રાખવા માંડી. આ બન્ને બહેનો કોઈ માંદી સ્ત્રી હોય તો તેને ઘેર જઈ ને કપડાં ધોઈ આપે, અથવા કોઈ સુવાવડી સ્ત્રીને ત્યાં જઈને રાંધી આવે. કોઈ માંતાની માવજત કરે, કોઈ ને દવા આપી આવે. આવાં પાડોશીમાંથી એકે કહ્યું : 'અમે સાધુ (પાદરી) સાધ્વીઓને દેવળોમાં જ જોયાં છે, પણ આવી રીતે ગરીબોના બેલી થઈને રહે એવાં કદી જાણ્યાં કે જોયા નથી'

આ ગરીબ લત્તાની પાસેમાં પાસેનું દેવળ એક માઈલ દૂર ચોખ્ખા રસ્તા પર હતું એક દિવસ વરસાદ પડતો હતો તેવા દિવસે આ દેવળના પાદરીએ કાદવકીચડ ખૂંદીને આ સેવાશ્રમની મુલાકાત લીધી. બન્ને સાધ્વીઓએ ઊઠીને નમસ્કાર કર્યા. પાદરી બેઠા, માથું ધુણાવ્યું અને કહ્યુ : 'મારી દીકરીઓ ! તમે અહીં રહો છો તે કોઈ દિવસ ખતા ખાશો

કોઈ દારૂડિયા આવીને તમારી ઇજ્જત લૂંટશે તો તમારું શું થશે ? સાધ્વીઓએ કહ્યું : 'અમને જિસસમાં શ્રદ્ધા છે.' ત્યારે એક મોટા બિશપે કહ્યું : દરેક દેશની પ્રજામાં જુદી જુદી માન્યતાઓ હોય છે.

અમે ગરીબોને શક્તિ પ્રમાણે મદદ કરીએ છીએ, તેમની ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા ખીલવીએ છીએ. અમારા દેશમાં સાધ્વીઓ આશ્રમની બહાર જતી નથી એ બધાં જનકલ્યાણ માટે દરરોજ પ્રાર્થના કરે છે અમારા પાદરીઓએ સમાજમાં પોતાનું ઉચ્ચ સ્થાન જાળવી રાખવાનું હોય છે અને મને બીક છે કે આ પરદેશી છોકરીઓને ઠોકર ખાઈ ને સાન આવશે

શિયાળો ખતમ થયો. ત્રીજી એક સાધ્વી આ સેવાશ્રમમાં જોડાઈ. આ ત્રણેએ પાદરી મહાશયને વિનંતી કરી કે એમણે જે ઝૂંપડીમાં દેવળ સ્થાપ્યું છે તેની પ્રાણપ્રતિષ્ઠા કરવી પાદરી મહાશયે તેમ કરવાની

સાફ ના પાડી દીધી અને કહ્યું : 'છાપરામાંથી વરસાદ ગળે છે, દેવળનાં બારણાં બરાબર બંધ થતાં નથી. ઈશ્વરનું સ્થાનક આવું કંગાળ હોય નહીં.'

આ ત્રણે જુવાન છોકરીઓએ પાડોશીની મદદથી છાપરું સુધાર્યું, નવાં બારણાં મૂક્યાં અને દર રવિવારે ત્યાં પ્રાર્થના થયા જ કરે છે. આ સેવાભાવી બહેનો દરિદ્રનારાયણની સેવા કરે છે, નોકરી કરીને પોતાની જરૂરિયાતો કમાય છે અને ગરીબ પાડોશીઓ તો તેમને દેવદૂત જેવી માને છે, પણ ધર્માધીશો તેમના પ્રત્યે સમભાવ કે સહાનુભૂતિ બતાવતા નથી.

# રામેશ્વરી નેહરુ

દોઢ બે સદીઓની સુષુપ્તિ ભોગવ્યા પછી, બ્રિટિશ સરકારોના પરિણામે, ૧૯મી સદીના છેલ્લા બે દશકાઓમાં આપણી પ્રજામાં જે નવું ચેતન શરૂ થયું તેની અસર હિંદી પુરુષો પર પડી હતી તેવી જ હિંદી સ્ત્રીઓ પર પણ પડી હતી બંગાળામાં તોરુ દત્ત જે કાવ્યો અંગ્રેજી ભાષામાં લખીને તેનું પુસ્તક પ્રગટ કર્યું હતું તેને જાણીતા બ્રિટિશ લેખકોએ ખૂબ વખાણેલું એ જ અરસામાં એટલે લગભગ ૧૮૮૦ની આસપાસ મહારાષ્ટ્રમાં એક ખ્રિસ્તી બાઈ જે દક્ષિણી બ્રાહ્મણ કુટુંબની હતી તે પંડિતા રમાબાઈ વિચક્ષણ વિદ્વાન સ્ત્રી હતી

ભારત દેશના પ્રખ્યાત શાસ્ત્રીઓ તથા પંડિતોની સાથે બાળલગ્ન, સ્ત્રીકેળવણી, પ્રાચીન હિંદમાં સ્ત્રીઓનું ઉચ્ચ સ્થાન વગેરે વિષયો પર એ સંસ્કૃતમાં ભાષણો તથા વાદવિવાદ કરતાં હતાં અંગ્રેજીમાં પણ ભાષણો આપતાં

૨૦મી સદીમાં તો અનેક હિંદી સ્ત્રીઓએ નામના મેળવી છે અનેક સ્ત્રીઓએ મોટા પાયા પર સામાજિક સેવાનાં કાર્યો (જેમાં સ્ત્રીઓની સર્વાંગી ખીલવણી એ મુખ્ય પ્રશ્ન હતો) ઉપાડ્યાં હતાં અને તે ઉપરાંત રાજકીય વિષયમાં પણ ફાળો આપ્યો હતો માત્ર ગાંધીજીને લીધે જ સ્ત્રીઓએ રાજકારણમાં પ્રથમ પ્રવેશ કર્યો

એ ખરી હકીકત નથી, તે છતા ગાંધીજીએ જે લોકજાગૃતિ દેશમા આણી તેના પ્રતાપે હિંદી સ્ત્રીઓએ રાજકારણમા વધારે ભાગ ભજવવા માડયો અને ૧૯૩૦ના મીઠાના કરની લડતમા તો પડદા—મલાજાને છોડી દઈને સેકડો અને હજારોની સખ્યામા રાજકીય લડતમા સરસ કામ કરી બતાવ્યુ

આપણા દેશમા લગભગ દરેક મોટા પ્રાતમા અને તેના મોટા નગરોમા સ્ત્રીઓના ઉત્કર્ષ માટે જુદા જુદા પ્રકારની સસ્થાઓ સ્ત્રીઓ ચલાવતી થઈ હતી કોઈ શિક્ષણના વિકાસ માટે, કોઈ સ્ત્રીઓના આર્થિક સુધારાને માટે, કોઈ સમાજમા સ્ત્રીઓનુ સ્થાન ઉચ્ચતર કરવાને માટે, કોઈ સ્ત્રીઓમા સમાજસુધારક વિચાર ફેલાય તેટલા માટે—એમ અનેક ક્ષેત્રમા સ્ત્રીઓ કામ કરતી હતી, સામયિકો (માસિકો વગેરે) ચલાવતી હતી

કેળવણીનો પ્રશ્ન સ્વાભાવિક રીતે અત્યત મહત્ત્વનો તેમ જ જરૂરી બની ગયો હતો આવા વાતાવરણમા અખિલ હિંદ મહિલા પરિષદનો જન્મ ૧૯૨૭માં થયો અને ત્યાર પછી બીજી એક બે સારી સસ્થાઓ પણ અસ્તિત્વમા આવી

દરેક પ્રાતમા સ્ત્રીઓએ આગેવાની લીધી આવી સ્ત્રીઓના નામો ગણાવવાનો પ્રયત્ન કરીએ તો જેનાં નામ હાલ લક્ષમાં ન હોય તેમને અન્યાય થઈ બેસે શરૂઆતના એ સ્ત્રીકાર્યકરોમા શ્રીમતી સરોજિની નાયડુનુ નામ મશહૂર છે એ પ્રખ્યાત કવયિત્રી હતા, તેમણે ઘણાં વર્ષો સુધી ઘરસસાર ચલાવ્યો હતો પોતાના છોકરાઓને સારી કેળવણી આપી હતી અને તે ઉપરાત દેશમાં શિક્ષણની, સમાજસુધારાની તેમ જ રાજકીય એવી બધી પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો અનેક વાર જેલ—યાત્રા પણ કરી આવેલાં.

એમનાં જેવી બીજી સ્ત્રીઓ (વખતે એમના જેટલી નામાંકિત નહિ હોય, તે છતાં પણ બીજી પચીસ સ્ત્રીઓ કે વધારે) ભારત

દેશમાં મોજૂદ હતી, કે જેમણે ગૃહિણીનો ધર્મ પાળવા ઉપરાંત સ્ત્રીઓની ઉન્નતિ તથા સમાજ અને રાજકારણની પ્રગતિમાં સારો ફાળો આપ્યો છે.

ગુજરાતમાં વિદ્યાબહેન અને શારદાબહેનનાં નામ જાણીતાં છે. દિલ્હીમાં આવાં એક સન્નારીને હું ઓળખું છું. દિલ્હીની વહેલી સવારની ઠંડીની પરવા ન કરતાં અમે લોદીબાગમાં ઘણીવાર મળીએ છીએ, તેથી તેમનાં ઉદ્યમી જીવનની ઝાંખી આપવાને હું લલચાયો છું. એ સન્નારીનું નામ છે શ્રીમતી રામેશ્વરી નેહરુ અને તેમનું વય છે લગભગ ૭૦ વર્ષનું.

પંજાબના પાટનગર લાહોરમા દીવાન રાયબહાદુર રાજાનરેન્દ્રનાથ નામના એક ધનવાન જમીનદાર હતા જાતે તે કાશ્મીરી બ્રાહ્મણ હતા. એમના પૂર્વજો પંજાબના સિંહ મહારાજા રણજીતસિંહના તથા તેમના વારસદારોના સલાહકાર હતા. તેમના લોહીમાં વિદ્યા અને રાજકીય મુત્સદ્દીગીરી હતાં. પોતે ભણેલા અને પ્રગતિશીલ વિચારના હોઈને પંજાબના જાહેર જીવનમાં આગેવાનીભર્યો ભાગ લેતા હતા.

શ્રી રામેશ્વરી એમનાં દીકરી થાય. તેમનો જન્મ ૧૮૮૬ના ડિસેમ્બર મહિનામાં થયો હતો. એમને ચાર બહેનો તથા એક ભાઈ હતા. આ બધાં છોકરાંઓને ઉચ્ચ શિક્ષણ આપવા માટે અનેક શિક્ષકો રોકી લઈને ઘરમાં જ તાલીમ આપવામાં આવેલી.

જ્યારે રામેશ્વરી ૧૬ વર્ષના થયાં ત્યારે ૧૯૦૨માં તેમનું લગ્ન અલ્લાહાબાદના પ્રખ્યાત એડવોકેટ શ્રી મોતીલાલ નેહરુના સગા ભત્રીજા શ્રી બૃજલાલ (બ્રિજલાલ) નેહરુની સાથે થયાં.

શ્રી બ્રિજલાલ ઓક્સફર્ડ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હતા અને ફાઈનેન્સ તથા હિસાબી ખાતામાં સારી ઊંચી નોકરી મળી હતી. ૧૯૧૨માં મોતીલાલ નેહરુએ અમને મળવા માટે આખું કુટુંબ એકઠું કરેલું—ભત્રીજાઓ, ભાણેજો અને પંદરવીસ સગાંઓ—તેમાં આ જુવાન યુગલ હતું એવું મને સાંભરે છે.

૧૯૦૯ની અંદર (વય ૨૩ વર્ષ) રામેશ્વરીએ અલ્લાહાબાદમાં મહિલાસમાજ નામની એક સંસ્થા કાઢી અને તેની સાથે સાથે 'સ્ત્રી દર્પણ' નામનું માસિક કાઢ્યું. બંગભંગની ચળવળને અંગે દેશભરમાં નવચેતન આવ્યું હતું તેનો લાભ લઈને શ્રી રામેશ્વરીએ સ્ત્રીઓ જાગ્રત થાય, વધારે શિક્ષણ પામતી થાય, સ્ત્રીઓને થતા અન્યાયો તથા દુઃખો દૂર થાય, તેમને કાયદાથી સામાજિક હકો મળે, નાગરિક તરીકે પોતાની ફરજો બજાવવાના હકો પુરુષોના જેટલા મળે—આવી આવી બાબતો આ માસિકમાં સમજાવવામાં આવતી હતી.

સોળ સોળ વર્ષ સુધી આ માસિક પોતે ચલાવ્યું હતું. આ માસિક ચલાવવાની પાછળ માતૃભાષાથી આમવર્ગને પહોંચી શકાય એ બતાવવાનો હેતુ પણ હતો.

૧૯૨૮માં એઈજ ઑફ કન્સેંટ એટલે સંમતિ વયની તપાસ કરવા માટે હિંદી સરકારે એક વગદાર સમિતિ નીમી. રામેશ્વરી તેમાં એકલાં સ્ત્રી સભ્ય હતાં તેમાં નાની કુમળી વયની છોકરીઓનાં લગ્ન કેટલી વયે થાય છે, કેટલી વયે સાસરે જવાનો રિવાજ છે, કેટલી વયે ધણી તેનો ઉપભોગ કરી શકે અને અમુક વયથી નાની છોકરી પર અત્યાચાર થાય તો કાયદાથી શું સજા થઈ શકે તેનો નિર્ણય કરવાનો હતો.

આ કમિટી આખા દેશમાં ફરી તેના વિદ્વાન સભ્યોની સાથે મહિનાઓ સુધી રહેવાનો લાભ તેમને મળ્યો, તેમાં અનેક સભ્યોનાં ભાષણો સાંભળ્યાં. જ્યાં જ્યા સાક્ષીઓને સાંભળ્યા ત્યા આખા પ્રાંતના સમજુ પ્રતિષ્ઠિત આગેવાનો સાથે ચર્ચા, સંવાદ, વાર્તાલાપનો લાભ મળ્યો, અને સ્ત્રીસભ્ય તરીકે તેમણે ભાષણો કરીને પ્રગતિશીલ વિચારો દરેક પ્રાંતમાં સંભળાવ્યા.

આ કમિટીના કામને લીધે એ સમસ્ત ભારતમાં જાણીતાં થઈ ગયાં. જ્યારે સરકારે નવો કાયદો કર્યો ત્યારે આ પ્રશ્નને અંગે સરકારને પ્રજાવર્ગ તરફથી સતત સલાહ મળતી રહે તેટલા માટે ૧૯૩૩માં એક કમિટી નિમાઈ તેમાં શ્રી રામેશ્વરીની નિમણૂક થઈ હતી.

૧૯૩૦માં તેઓ ઇંગ્લૅન્ડ ગયા અને ત્યાંની સ્ત્રીઓની અનેક સંસ્થાઓએ એમને હિંદી સ્ત્રીઓના પ્રતિનિધિ તરીકે ઘણી કમિટી ઓમાં મૂકીને એમનો લાભ લીધો. આવી રીતે એમને એ દેશમાં પણ ખ્યાતિ મળી તેમ એ દેશની સ્ત્રીઓના અનુભવો જાણવાનો લાભ પણ મળ્યો.

ઇન્ડિયા લીગના પ્રમુખ, સ્ત્રીઓના હિંદી મંડળ (એસોસિયેશન)-ના પ્રમુખ તથા બીજી અનેક સંસ્થાઓના સભ્ય તરીકે એમણે હિંદી સ્ત્રીઓના પ્રશ્નો વિશે, હિંદી રાષ્ટ્રીય મહાસભા જેવી બળવાન સંસ્થા વિશે જબ્બર પ્રચારકામ કર્યું.

૧૯૩૧મા લીગ ઓફ નેશન્સે એમને એમની વાર્ષિક સભા (એસેમ્બલી)મા જિનીવા બોલાવ્યા. અહીં એક મહિના સુધી પોતાનુ કામ કર્યા પછી એ યુરોપના ઘણા ઘણા દેશોમા ફર્યા અને ઘણા શહેરોમા ભારત દેશના સામાજિક, આર્થિક, તથા રાજકીય પ્રશ્નો વિશે ભાષણો તથા વાર્તાલાપ કર્યા.

૧૯૩૪થી એમણે હરિજન સેવાસંઘનુ કામ કરવા માડ્યુ હતું. અને ઠક્કરબાપા તથા ગાધીજીને ખુશ કર્યા તેથી ૧૯૩૫મા તેમને એ સંઘના વ્યવસ્થાપક મંડળમા નિમવામા આવેલાં. એ સંસ્થાના પ્રમુખ ગાધીજી હતા. એક વર્ષ રામેશ્વરી એ સંઘના ઉપ-પ્રમુખપદ પણ પામેલા.

અસ્પૃશ્યતાનિવારણનો પ્રચાર કરવા માટે તેમ જ એ પ્રશ્નનો વધારે નિકટ અભ્યાસ કરવા માટે એ ઠક્કરબાપા સાથે કોચીન, તામિલનાડ, ત્રાવણકોર, મલબાર તથા સૌરાષ્ટ્રમા ફરેલા. એમણે ખાદીને અપનાવી હતી તેથી તેનો પણ ઉપદેશ આપતાં. આગગાડીમા ત્રીજા વર્ગમા મુસાફરી કરતા અને અનેક હાડમારીની અવગણના કરતાં. આ મુસાફરીમા થયેલા અનુભવ પર એમણે દૈનિક છાપાંમાં લેખો લખેલા, જે પાછળથી અન્ય સ્થળ છપાયા છે.

દિલ્હીની સ્ત્રીઓ માટે એક સંસ્થા (વીમેન્સ લીગ) સ્થાપવામાં

તેમણે સારો હિસ્સો આપેલો તેઓ તેના સ્થાપક સભ્ય હતા અને વર્ષો સુધી તેનાં પ્રમુખ તરીકે પણ રહ્યાં

આખા દેશમાં જેની શાખાઓ છે તે અખિલ હિંદ મહિલા પરિષદ—ઑલ ઈન્ડિયા વીમેન્સ કૉન્ફરન્સ—ના એ ૧૯૪૦મા પ્રમુખ થયા અને ૧૯૪૧મા અખિલ હિંદ શૈક્ષણિક કૉન્ફરન્સના સ્ત્રી વિભાગમાં એ—શ્રીનગરમાં—પ્રમુખ નિમાયા

શ્રી બ્રિજલાલ નેહરુ મોટા સરકારી અમલદાર હતા અને તેમની બદલીઓ જુદા જુદા પ્રાંતોમાં થતી ત્યાં ત્યાં શ્રી રામેશ્વરી પોતાનો ઘર-સંસાર ચલાવીને બધું સેવાકામ કરતાં એમને બે છોકરા છે, બન્ને સારું ભણ્યા છે, બન્નેને સારું કામ મળી ગયું છે છેક નાનપણથી શ્રી રામેશ્વરીને દરેક પ્રશ્નના ઊંડાણમાં ઊતરીને તેના ગુણદોષ તપાસવાની ટેવ હતી, તથા ઉકેલ શોધવાની તથા ઝડપી નિર્ણયો લેવાની શક્તિ હતી

દરેક મનુષ્યને ધીરજ તથા દિલસોજીથી સાંભળીને એ આશ્વાસન આપતા તેથી આમજનતાની અંદર તથા આપ્તમંડળમાં એમને સૌ કોઈ 'માતાજી' કહીને સંબોધતા એમનામાં સાચો દયાભાવ છે અને મીઠાશથી બધી વ્યવસ્થા કરી લેવાની આવડત છે જે કામ કરે કે કરાવે તે સારી રીતે જ થવું જોઈએ એવો સ્વભાવ છે

૧૯૪૨મા બ્રિટિશરો આપણો દેશ છોડીને ચાલ્યા જાય એવી રાષ્ટ્રીય ચળવળ ચલાવવાનો આદેશ રાષ્ટ્રીય મહાસભાએ આપ્યો એમણે વર્ષો સુધી પુષ્કળ જનસેવા કરી હતી પણ હવે શ્રી રામેશ્વરીએ રાજકીય લડતમાં સક્રિય ભાગ લીધો એમણે છૂપી રીતે પ્રેસ ચલાવીને લડતના કામને વેગ આપ્યો

પોલીસ તેમ જ ફોજી માણસોને તેમણે નોકરી છોડી દેવાની અપીલ કરી પોલીસે તેમને પકડીને કેસ ચલાવ્યો અને કોર્ટે તેમને નજરકેદની સજા ફરમાવી પોતાનું કામ તેમણે ચાલુ રાખ્યું તેથી તેમને જેલમાં પુરાવું પડ્યું

૧૯૪૩-૪૪માં બંગાળામાં ઘણો મોટો દુકાળ પડ્યો હજારો લોકો રીબાઈ રીબાઈને મરી ગયાં. કેટલાક જવાબદાર માણસોએ જ અનાજના જથ્થા ખરીદીને મોંઘા ભાવે વેચવાના સોદા કર્યા એવી લોકોક્તિ કલકત્તામાં હતી શ્રીમતી નેહરુએ દુકાળનિવારણ માટે કમિટીમાં સારું કામ કરીને નાણાં, અનાજ, કપડાં, દવા વગેરે મોકલવાના કામમાં મદદ કરી

૧૯૪૦મા એમણે લાહોરમા બાલક સહાયક મંડળ-ચિલ્ડ્રન એઈડ સોસાયટી-આખા પંજાબ પ્રાંત માટે થાય તે માટે ચળવળ ઉપાડી અને કુમાર્ગે ચડેલા બાળકો ગુનો કરે તો તેમને સજા કરવાને બદલે સારું શિક્ષણ તથા તાલીમ આપવાની આવશ્યકતા વિશે પ્રજા તથા સરકારનું લક્ષ દોર્યું

આ કામ એમણે અખિલ હિન્દ મહિલા પરિષદ (કોન્ફરન્સ) તરફથી કર્યું હતુ તેઓ છેક ૧૯૪૭ સુધી બાલસહાયક મંડળનાં પ્રમુખ રહ્યા હતા, તેવી જ રીતે ૧૯૪૨મા અન્ય સ્ત્રીઓની સહાયથી આખા પંજાબમા છોકરાઓને સહાય કરવાની સંસ્થાઓ,-અનાથાશ્રમ, બાલકાશ્રમ વગેરે-ની તપાસ તથા નોંધ તૈયાર કરાવી. પ્રજા તથા સરકારને વારંવાર મળીને એમણે પંજાબ માટે બાલસંરક્ષણ કાયદો પસાર કરાવવામા ભારે જહેમત ઉઠાવી હતી

શ્રીમતી નેહરુ દિલ્હી રહેવા ગયા ત્યારથી એટલે કે ૧૯૪૭માં એ દિલ્હી બાળરક્ષણ મંડળના પ્રમુખ બન્યાં હતાં.

લાહોરમા ૧૯૪૩માં એમણે એક અનાથાશ્રમ છોકરાઓ માટે અને બીજુ છોકરીઓ માટે કઢાવ્યું અને છોકરાઓને રમાડવા માટે ક્રિડાંગણો પણ ખોલાવ્યા જે જે સંસ્થાઓમાં એ રસ લેતા તેને માટે સારું ફંડ એકઠું કરવાનો પ્રબંધ હમેશાં કરતાં

જ્યારે કસ્તુરબા ગાંધી ફંડને માટે આખા દેશની બાહોશ સ્ત્રી કાર્યકરોને કામ સોંપાયું ત્યારે શ્રી રામેશ્વરીને આખો પંજાબ પ્રાંત

સોંપાયો અને બીજા પ્રાંતોમાં જે કામ થતું હતું તેવું એમણે એ પ્રાંતમાં પણ વ્યવસ્થિત કર્યું વર્ષો પછી દિલ્હી અને હિમાચલ પ્રદેશનું કામ પણ તેમને સોંપાયું

૧૯૪૫માં એમને પંજાબ ધારાસભા માટે ચૂંટી કાઢવામાં આવ્યાં હતાં અને મોડેથી જ્યારે કોન્સ્ટીટ્યુઅંટ સભા—વિધાન સભા—સ્થાઈ ત્યારે ગાંધીજીએ એમનું નામ તેને માટે સૂચવ્યું હતું, પણ કસ્તુરબા ફંડને અંગે અનેક કેન્દ્રો કાઢીને ગામડે કામ કરવા તૈયાર હોય તેવી સ્ત્રીઓને તાલીમ આપવાનું કામ એટલું બધું તથા મહત્ત્વનું હતું કે એમણે ના કહી

જ્યારે શ્રી બ્રિજલાલ નેહરુ હિંદી નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારે તેમને કાશ્મીરની સરકારે નાણાખાતા ખાતાના સલાહકાર નિમ્યા હતા તે વર્ષોમાં શ્રી રામેશ્વરીએ હિંદુ તેમ જ મુસ્લિમ સ્ત્રીઓમાં બાળલગ્ન, પડદો, કેળવણી વગેરે બાબતોમાં લોકમત કેળવ્યો

લાહોરમાં એ નાગરિક સ્વાતંત્ર્ય મંડળના પ્રમુખ હતાં અને દેવળી તથા બીજી જેલોમાં ઘણા ઘણા હિંદીઓને અટકાયતમાં રાખ્યા હતા તેમને છોડાવવા માટે એમણે પંજાબ તરફથી હિલચાલ ચલાવેલી એમની સામાજિક તથા રાજકીય પ્રવૃત્તિઓમાં એમણે ઘણાં ભાષણો કરેલાં અને રેડિયો પર બોલેલાં જેનું એક પુસ્તક છપાયું છે

પછી જ્યારે ભારત દેશના ભાગલા પડ્યા ત્યારે પંજાબમાં હિંદુ સ્ત્રી પુરુષો, છોકરાઓને હિંદમાં આવવા માટે એમણે ઘણી મદદ કરી, કારણ કે પંજાબની સરકારમાં એમની લાગવગ હતી છેક નવેમ્બર મહિના સુધી એમણે હિંદી પ્રજાને પોતાના જાનને જોખમે મદદ કરી

પછીથી એમનું કુટુંબ દિલ્હી રહેવાને આવ્યું તરત જ તેમને પુનર્વસવાટનું અત્યંત જવાબદારીભર્યું કામ સરકારે સોંપ્યું પુનર્વસવાટ ખાતાની પ્રધાન કચેરીમાં એમને સ્ત્રીવિભાગના માનદ ડાયરેક્ટર નિમ્યાં હતાં એમણે સ્ત્રીઓ માટે તેમજ નિરાધાર છોકરાઓ માટે બાલાશ્રમો,

સ્ત્રીઆશ્રમો, વિધવાઆશ્રમો સ્થપાવીને, તેમને માટે શિક્ષણ તેમ જ ઉદ્યોગોનું કામ શીખવવા માટે સુવ્યવસ્થા કરી આપીને આ કામને દીપાવ્યું. આ કામમાં એમને દિલ્હીની અન્ય સન્નારીઓએ સેવાભાવથી મદદ કરી હતી. આખા દેશભરમાં આ કામને સુવ્યવસ્થિત કરવા માટે પ્રાંતે પ્રાંતે એ જઈ આવ્યાં.

પાકિસ્તાનથી ચાલી આવેલા હરિજનો માટે હિંદી સરકારે એક વસવાટ–કોલોની–બાંધ્યું અને શ્રી રામેશ્વરીની વીસ ઉપરાંત વર્ષ સુધીની હરિજન–સેવાની કદરગીરીમાં સરકારે તેને 'રામેશ્વરીનગર' એવું નામ આપ્યું. આ વસવાટમા જે બિન–હરિજન કાર્ય કરે છે તે પણ આ નગરમા જ સાથે રહે છે આ આશ્રમની મુખ્ય પ્રવૃત્તિઓ જેવી કે સહકારી વેચાણ મંડળ, ચરખાસંઘ, પ્રૌઢ શિક્ષણ વગેરેમાં રામેશ્વરી નેહરુ રસ લે છે.

બ્રિટિશ સરકારે કેટલીક ગરીબ જાતિઓને ગુનાહિત એટલે ક્રિમિનલ તરીકે ગણી હતી. આ હકીકત ઠક્કરબાપાને ઘણી ખૂંચતી હતી તેમણે શ્રી રામેશ્વરીને સાથે રાખીને આ પ્રજાજનોની ઉન્નતિ માટે ઠીક સારું કામ ઉપાડયું. પરિણામે મુંબઈ તથા મદ્રાસની સરકારોએ અને હવે આખા દેશની સરકારે કોઈ પણ જાતિને ગુનાહિત કહેવાનું બંધ કર્યું છે, પણ તેમને પછાત ગણીને તેમને શિક્ષણ, ઉદ્યોગો તથા નોકરીઓ અપાવવાનું કામ મોટા પાયા પર ઉપાડી લેવામાં આવ્યું છે.

૧૯૫૦માં, દિલ્હીના નાગરિકની ઇચ્છાથી, જે સ્ત્રીઓ પતિત કહેવાય છે (જે ખરું જોતાં અપમાનિત કહેવાવી જોઈએ) તેમના ઉદ્ધાર માટેની પ્રવૃત્તિ શ્રી રામેશ્વરીએ ઉપાડી અને તેના પરિણામે 'નારી–નિકેતન' નામની સંસ્થા કઢાવી જેનું સંચાલન હજી કરી રહ્યા છે.

જાતીય ચેપી રોગોના અટકાવ તથા તેની ચિકિત્સા માટે સ્થપાયેલા નૈતિક અને સામાજિક આરોગ્ય મંડળના એ પ્રમુખ છે.

જેવી રીતે શ્રી રામેશ્વરી સામાજિક આભડછેટમાં એટલે અસ્પૃશ્ય-

નામાં માનતાં નથી, તેવી જ રીતે આપણા નાનામોટા દેશનેતાઓને જે પક્ષાપક્ષીની આભડછેટનો દુષ્ટ રોગ લાગુ પડયો છે અને બીજા પક્ષોની નિંદા કરવાની ટેવ પડી છે તે રામેશ્વરીને નડતી નથી. જે પક્ષો સારી પ્રવૃત્તિ ચલાવે છે તેમને એમની સહાનુભૂતિ મળે છે.

રશિયાના કે ઉદ્દામ કહેવાતા વર્ગોની સ્ત્રીકલ્યાણ પ્રવૃત્તિમાં એમને રસ છે. કોંગ્રેસી મહાજનોને એ પસંદ પડશે કે નહિ તેની એઓશ્રી પરવા રાખતા નથી.

૧૯૫૪માં સ્ત્રીઓની શાંતિ પરિષદ, જેમાં જગતના બધા દેશોની સ્ત્રીઓ હાજર રહેવાની હતી, તેમાં ભાગ લેવા માટે એ પોતાના ખર્ચે સ્ટોકહોમ ગયાં હતાં અને તેનું કામ પૂરું કર્યા પછી એમણે સોવિયેટ રશિયાની ઠીક લાંબી મુલાકાત લીધી હતી.

પાટનગર દિલ્હીમાં આવી સન્નારી રહે એટલે બીજી અનેક સંસ્થાઓ, સ્ત્રીહિતની કે અન્ય સમાજસેવાની તથા અનેક સાંસ્કૃતિક કમિટીઓમા એમને રહેવું પડે છે અને જ્યાં જાય ત્યાં પોતાના બહોળા અનુભવનો લાભ એ આપતાં રહે છે.

એમનો સ્વભાવ મિલનસાર છે. એમનામાં સમભાવ છે, નમ્રતા છે, ઘણો સાદો એમનો પહેરવેશ છે, ધીમે ધીમે ચાલતાં આ સન્નારીને ગમે તે માણસ, રંક કે રાય, વાત કરે તો ઊભાં રહીને બધી હકીકત સાંભળી લે છે. પત્રવ્યવહાર અને બીજું કામ કરવાની ટેવ છે. જે એમને ઓળખે છે તે સૌ એમને 'માતાજી'ના વહાલસોયા નામથી બોલાવે છે

આવાં શ્રી રામેશ્વરી નેહરુ, ભારત દેશનાં એક ઉત્તમ સન્નારી છે. એમને પોતાની જાહેરાત કરવાની લેશમાત્ર પરવા નથી. આર્ય-સંસ્કૃતિનાં એક પ્રતીક સમાન એ છે. નવભારતની અંદર એમના જેવી જે થોડી ઘણી સ્ત્રીઓ છે તેમણે હિંદ દેશનું ગૌરવ વધાર્યું છે અને જ્યારે નજીકના ભવિષ્યમાં જ આવી ઉમદા બહેનો સારી મોટી સંખ્યામાં ઉપસ્થિત થશે ત્યારે હિંદીસમાજ તેજસ્વી બની જશે.

# ઇન્દિરા ભાગવત

**આજથી** સિત્તેર-એંસી વર્ષ પહેલાંના આપણા સમાજમાં, ઘણા મોટા ભાગે, એવું બનતું કે અમુક ગામ કે ગામડાંમાં માણસ જનમતો, ત્યાં જ તે ઉછરતો, ત્યાં જ પોતાનું આખું જીવન ગાળતો અને ત્યાં જ તે મરણ પામતો. આ વસ્તુસ્થિતિ હવે બદલાઈ ગઈ છે.

આપણા ગુજરાતીઓમાંથી ઘણા જ થોડા લોકોને માહિતી હશે કે ઇન્દોરના મહારાજા હોલ્કરના રાજમહેલમાં જન્મેલી એક રાજકુમારીએ અમદાવાદ શહેરની એક કોલેજ તથા તેને અંગે પોતે જ સ્થાપેલી હોસ્ટેલનું સંચાલન ઘણું જૂજ વેતન લઈને ત્રણ વર્ષ જેટલા લાંબા સમય સુધી કર્યું હતું અને તે વખતના અધ્યાપકો તેમજ વિદ્યાર્થિનીઓમાં પોતાના ઉચ્ચ આદર્શો તથા સદ્વર્તનનાં સુમધુર સ્મરણો મૂકતી ગઈ હતી. ઇતિહાસ ઘણો દગાખોર છે અને મનુષ્યોની સ્મરણશક્તિ અલ્પજીવી છે.

ઇન્દોરના હાલના હોલ્કર મહારાજા યશવંતરાવના દાદાનું નામ હું ભૂલી ગયો છું. રાજવહીવટ કરવામાં તેમને જરાય રસ નહોતો. ૧૯૦૫માં એ વડોદરાના મહારાજાના મહેમાન થયા. ગાયકવાડે તેમનું સન્માન કરવા માટે દરબાર ભર્યો.

દરબારના સમયની પહેલાં મહારાજા હોલ્કર છાનામાના એક ગાડીમાં બેસીને વાડીવાડીયા તળાવની પાસે મલ્લોના અખાડામાં ચાલ્યા

ગયા અને ત્યા રહેતા (ધધાદારી) મશહૂર મલ્લો જોડે કુસ્તીઓ ખેલવા માડી—રાજમહેલમા તેમને માટે શોધાશોધ થઈ ગઈ છેવટે તેમને સમજાવી પટાવીને અખાડામાથી પકડીને રાજમહેલમાં આણ્યા.

તેમની એક છોકરી મહારાજકુમારી સીતાબાઈ વડોદરાના મહારાણીના નિકટના મિત્ર હતા—તે એક સરદારને પરણેલા જેમનુ ઉપનામ ભાગવત હતુ તે ચુસ્ત આર્યસમાજી હતા, ન્યાત જાતમાં, કે અસ્પૃશ્યતામા કે સ્ત્રીઓને અભણ રાખવામા કે પડદામા રાખવામા માનતા નહીં તેમને એક દીકરી હતી અને તેમનુ નામ ઇન્દિરાબાઈ હતુ હુ તેમને સહેજ સાજ ઓળખુ, તેમની મા સીતાબાઈ ને વધારે સારી રીતે ઓળખુ કારણ કે હુ રાજમહેલનો દાક્તર હતો અને સમાજસુધારાના પ્રશ્નો પર ખૂબ ચર્ચા કરતો

૧૯૨૧મા રાજકુટુબની સાથે મારે યુરાપ જવાનુ થયુ, ત્યારે આ 'હોલકરીન' સ્ત્રીઓ અમારી 'મડળી'મા હતા ઇન્દિરાબાઈ ૧૭–૧૮ વર્ષની હશે બુદ્ધિશાળી હોઈ ને તેણે સીનિયર કેમ્બ્રિજની પરીક્ષા પસાર કરેલી અગ્રેજી ભાષા ઘણી સારી આવડે એને આકસ ફર્ડની કોલેજમા દાખલ થઈ ને અગ્રેજી સાહિત્યનો વધુ અભ્યાસ કરવો હતો

તેની મા આ દરખાસ્તનો સખત વિરોધ કરતા હતા. જો કે પોતાના વિચારો પ્રગતિશીલ હતા પુખ્ત વયની પોતાની દીકરીને છૂટી મૂકતા એનો જીવ ગભરાતો હતો

હોલ્કર એ 'ધનગર' જાતિના છે, એટલે ગુજરાતના ભરવાડ જેવા શિક્ષણ અને સુસસ્કારો ઓછા ખીલેલા શિવાજી મહારાજે ખડાં કરેલા સૈન્યોમા અનેક શૂરવીર પુરુષો પેદા થયા અને તેમાના ત્રણ સેનાપતિઓએ મોટા રાજ્યો સ્થાપ્યા ગાયકવાડે ગુજરાતને કબજે કર્યું અને આખા સૌરાષ્ટ્રને ખડિયુ બનાવ્યુ હોલ્કરે મધ્ય પ્રદેશમાં રાજ્ય સ્થાપ્યુ અને છેવટના દિવસોમા જેણે દિલ્હી પણ કબજે કર્યું હતુ, તે સેનાપતિ સિંદેએ ગ્વાલેર (ગ્વાલીઅર)મા રાજ્ય સ્થાપ્યુ

ધનગરોમાં ભણેલા અને સંસ્કારી નવજુવાનો અત્યંત જૂજ હતા, વખતે એવા કોઈ જુવાન હશે જ નહીં તેથી સીનાબાઈને બીક હતી કે છોકરી બહુ ભણશે તો તે કોઈ મામૂલી ધનગર સરદારની સાથે સુખી થઈ શકશે નહીં પણ મારો આગ્રહ હતો કે એ છોકરીનો વિકાસ થવા દેવો જ જોઈએ આવી સારી છોકરી કોઈ જાડા, અભણ અને ઘણુંખરું વ્યભિચારી સરદારને પરણે તે મને ગમતું નહોતું. હિંદ સેવક સમાજના તે વખતના પ્રમુખ શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી પણ અમારી સાથે સ્ટીમરમાં હતા.

એક દિવસ હું શાસ્ત્રીને ઇન્દિરા અને તેની મા પાસે લઈ ગયો, અને અમે આ પ્રશ્નની લાંબી ચર્ચા કરી કલાકો અને દિવસો સુધી આ ચર્ચા લંબાઈ પણ છેવટે સીનાબાઈએ ઇન્દિરાને ઓક્સફર્ડ મોકલવાનું મંજૂર કર્યું. મેં ઇન્દિરાને કહ્યું કે હવે તારે મને દક્ષિણા આપવી પડશે તું ભણીને સ્વદેશ આવે ત્યારે બે વર્ષ સુધી તારે શિક્ષણનું કામ કરવું પડશે એણે તે સ્વીકાર્યું. અમારી સૌથી મોટી દીકરી પ્રેમલીલાએ પણ આવી જ રીતે પરણ્યા પહેલા બે વર્ષ સુધી એક સ્ત્રીઓની ટ્રેઈનિંગ કોલેજનું સંચાલન કર્યું હતું.

વર્ષો વીતી ગયાં મેં વડોદરા છોડ્યું. અમદાવાદમાં આશ્રમ સ્થાપ્યો 'યુગધર્મ'નું તંત્રીપદ પણ મારે માથે આવી પડ્યું ચાર પાંચ વર્ષે તદ્દન ઓચિંતો મને કાગળ મળ્યો તેમાં ઇન્દિરા ભાગવતે મને પુછાવ્યું હતું કે 'બોલો હવે શું કરવું છે? હું વડોદરામાં છું. જો ઇન્દો જઈશ તો મા સહેલાઈથી છોડશે નહીં' મેં ઉત્તર વાળ્યો કે ઇન્દોર જાઓ, માને મળો, હું યોગ્ય કામ શોધી કાઢું છું.

ગુજરાત મહિલા પાઠશાળાના સંચાલનમાં મારું સ્થાન હતું, વખતે બે ત્રણ વર્ષ સુધી હું તેનો મંત્રી હોઈશ ઇન્દિરાબાઈએ ઉચ્ચ સ્થાને ઓક્સફર્ડની ઉપાધિ મેળવી હતી. એને અમે પાઠશાળાના (કોલેજના) મુખ્ય અધ્યાપક (પ્રિન્સિપાલ) નિમ્યાં એમણે પોતાની

સંસ્થાને સારા પાયા પર મૂકી દીધી જે વિદ્યાર્થિનીઓ પરગામથી આવવા ઇચ્છતી હતી તેમને એમણે પોતાના મકાનમા જગ્યા કરી આપી.

અમદાવાદમા આજે જ્યા ઑલ ઇન્ડિયા રેડિયોની ઑફિસ છે (એલિસબ્રિજ સ્ટેશનની પાસે) ત્યાં એક માળની બગલી હતી એ મકાનમા ઇન્દિરાબહેન રહેતા હતા તેમા એમણે આ બહેનોને રસોડાની વ્યવસ્થા કરી આપી અને જાણે પોતે મોટી બહેન હોય તેવી રીતે એમણે છાત્રોની સભાળ રાખી

જ્યારે છાત્રોની સખ્યા વધી ગઈ ત્યારે અમારા ઘરની પાસેના એક મકાનમા છાત્રાલય (અને પોતાનુ રહેઠાણ) રાખ્યુ શિક્ષણમા તો પૂછવા જેવુ જ કાંઈ રહ્યુ નહીં કારણ કે એમણે અગ્રેજી ભાષાનો વિષય લઈને જ ડિગ્રી મેળવી હતી અને એ ઇગ્લેડના સારા કુટુબોમાં ભળી શકેલી, કારણ કે રાજવંશી કુટુબની હતી

ઇન્દિરાબાઈ ગુજરાતી ભાષા બોલતી થઈ ગઈ હતી એ ઘણી મિલનસાર, હસમુખી, જુવાન, ઉત્સાહી હતી છોકરીઓને એ રમત ગમતો રમાડતી, નાટકો ભજવવાની વ્યવસ્થા પોતાના કમ્પાઉન્ડમા કરેલી, એમનામા વ્યવસ્થાશક્તિ સારી હતી ઇગ્લેડની કેળવણીને લીધે નિયમિતપણુ, સુવ્યવસ્થા સુઘડતા, જવાબદારી સ્વીકારીને કામ કરવાનો જુસ્સો વગેરે સારા ગુણોની છાપ આપણી છોકરીઓ પર એમણે પાડી

વડોદરે જાય ત્યારે સ્ટેશન પર એમને તેડવાને અમન ગ આવે અને વડોદરાના રાજમહેલમા રહે અને અમદાવાદમા અમારે ત્યા ઓટલા પર કે પગથિયા પર પાથરણા વિના બેસી જાય આવી સાદી અને સરળ એ બહેન હતી

ત્રણેક વર્ષ સુધી પોતાની સેવા આપીને આ બહેન ઇન્દોર ગયાં, એમની માનુ શરીર બગડતું હતુ

ઇન્દોરમા એમને આખા રાજ્યની બધી કન્યાશાળાઓના વિદ્યાધિકારીનો હોદ્દો મળ્યો થોડા વર્ષો પછી આખુ કેળવણીખાતું એમને

સોંપાયું. અમે ઇન્દોર ગયાં હતાં ત્યારે એમનું કામ જોઈને ખુશ થઈ ગયાં.

વર્ષો પછી ( અને જરા મોટી વયે ) એ પરણ્યાં. એ પરન્યાતનો હતો તેથી એમનાં વૃદ્ધ મા નાખુશ થયાં. ઇન્દિરાબાઈને પોતાને પણ પાછળથી અસંતોષ થયો. લગ્નજીવન બહુ સુખી ન નીવડ્યું. ચાલીસ વર્ષનાં પણ થયાં નહીં હોય ત્યાર પહેલાં એમને કૅન્સર થયો અને એમનું અકાળ મૃત્યુ થયું.

આ સન્નારીએ ઉચ્ચ ભાવનાથી દેશસેવા મરતાં સુધી કરી. એ ખરાબ રીત-રિવાજોને વશ થઈ નહીં. એમણે એક બાપ અને એટલી જ સંસ્કારી પણ ઘણી પ્રેમાળ માના સુસંસ્કારો વારસામાં મેળવ્યાં હતાં. વર્ષો સુધી ઑક્સફર્ડમાં ભણ્યા પછી એણે મને આપેલું વચન યાદ રાખ્યું અને તે પાળ્યું અને પોતાનું જીવન સફળ કર્યું. વર્ષો પછી હું એને આજે સ્મરણાંજલિ આપું છું.

## હરાયેલી હિંદી સ્ત્રીઓ—અને તેમની સહાયક *

૧૯૩૯ થી ૧૯૪૫ સુધીનું જે મહાભારત વિશ્વયુદ્ધ ખેલાઈ ગયું તે કદાચ મનુષ્યના ઇતિહાસમાં દુષ્ટમાં દુષ્ટ પ્રકરણ હતું. એ યુદ્ધનો અંત આવ્યો જાપાનના હિરોશીમામાં જે એટમબોમ્બ નાખવામાં આવેલો તેના ભયંકર સત્યાનાશથી; પણ તેની પહેલાં જર્મનીએ જે પ્રાથમિક ધસારો કર્યો તેમાં બેલ્જિયમ, ફ્રાન્સ તથા બ્રિટિશ પ્રજાનો કચરઘાણ નીકળી ગયો હતો.

ત્યાર પછી બાજી જ્યારે પલટાઈ ત્યારે પોલેન્ડ, રશિયાના વિશાળ દેશનો બધો પશ્ચિમનો વિભાગ, વગેરે દેશો વેરાનખેરાન થઈ ગયા હતા અને યુરોપના ઘણા દેશોની પ્રજા લાખોની સંખ્યામાં જડમૂળથી ઊખડી ગઈ હતી. જે સૈનિકો તથા પ્રજાજનો લશ્કરોના ધસારાથી મરી ગયા તે તો એક દરે દુઃખમાથી બચી ગયા પણ જીવતા રહેલા માણસોને પોતાનાં કુટુંબીઓને છોડીને તથા તમામ માલમિલકત તજી દઈ ને નાસવું પડ્યું.

માબાપ ને છોકરાં વિખૂટાં પડયાં, સ્ત્રીપુરુષો વિખૂટાં પડયાં, હજારો લાખો મનુષ્યો ભૂખ અને થાકથી તેમજ અસહ્ય ઠંડીથી રિબાઈ રિબાઈ ને મરણ પામ્યાં જ્યારે બે જબરા પાડા લડે છે ત્યારે આસ-

* આ લેખ "સંસ્કૃતિ"માં જાન્યુ. ૧૯૫૦માં છપાયો છે.

પાસેના નાના ઝાડનો ઠચ્ચરઘાણ નીકળી જાય છે, તેવી રીતે લાખો નિર્દોષ માણસો છૂંદાઈ મૂઆં.

ચીન અને જાપાન વચ્ચે પણ ખૂનખાર જંગ ખેલાઈ રહ્યો હતો અને બ્રહ્મદેશની તદ્દન નિર્દોષ તથા લગભગ નિઃશસ્ત્ર પ્રજા બ્રિટિશરોના હાથમાંથી જાપાનના હાથમાં ગઈ અને ટૂંક સમય પછી પાછી જાપાનના હાથમાંથી મિત્ર રાજ્યોના હાથમાં ગઈ તે અરસામાં તેનું નિકંદન નીકળી ગયું.

આવા લાખો અને કરોડો માણસોના અત્યંત કડવા અનુભવોમાંથી હિંદી પ્રજા બચી ગઈ હતી. પણ જ્યારે ૧૯૪૭ ના ઑગસ્ટ મહિનામાં હિંદુસ્તાન દેશના ભાગલા પડ્યા ત્યારે હિંદ અને પાકિસ્તાનમાં સરહદની બન્ને બાજુએ જે ખૂનામરકી, લૂંટ, સ્ત્રીઓ તથા છોકરીઓનાં અપહરણ, યુવાન સ્ત્રીઓના શીલભંગ તથા તેમના પર ગુજરેલા અમાનુષી અત્યાચારો, માલમિલકતની લૂંટ ઉપરાંત આગથી કરેલો સત્યાનાશ થયો એ બધું અવર્ણનીય રહ્યું છે અને રહેવાનું છે. જ્યારે લાખો મનુષ્યો વૈરભાવ તથા બીકથી ઇન્સાનિયત ભૂલી જાય અને ગાંડપણના ઝનૂનથી સર્વનાશ કરવાને તૂટી પડે ત્યારે કોણ અને શું બચી શકે?

થોડાં વર્ષો પહેલાં બિહારની અંદર ભયંકર ધરતીકંપ થયો હતો ત્યારે થોડી સેકંડોની અંદર હજારો ઘરો નાશ પામ્યાં, ફળદ્રુપ ખેતરો હતાં ત્યાં લાંબા પહોળા ઊંડા ચિરાડા જમીનની અંદર પડી ગયા, નદીઓનાં વહેણ બદલાઈ ગયાં અને કરોડો રૂપિયાનું નુકસાન થયું હતું તેવી જ રીતે કૃત્રિમ રીતે જુદા પાડેલા હિંદ અને પાકિસ્તાનમાં એક પલકની અંદર ઓચિંતું ભયંકર રમખાણ સળગી ઊઠ્યું. કોઈ જાણતું નથી કે તેની પહેલ કોણે કરી અને કેવી રીતે. એ હકીકત કોઈ જાણવાનું પણ નથી.

બ્રિટિશ રાજકારભારીઓએ નક્કી કર્યું હતું (ઉસ્કી લાત તરીકે) કે હિંદ અને પાકિસ્તાનને લડાવી મારવાં. હિંદને ભાગલા સ્વીકારવા જ

પડે એવું વાતાવરણ પેદા કરવા માટે આપણે ખર્ચે રાખેલા બ્રિટિશ અમલદારોએ આપણાં જ નાણાં વાપરીને આખા દેશમાં ઠેર ઠેર હુલ્લડો થાય એવી આયોજના કરી હતી, અને તેને પાર પાડી હતી.

આ રાક્ષસી વાતાવરણના પરિણામરૂપ દારૂખાનાની અંદર ચિનગારી પડે તેવી રીતે મુસ્લિમો, શીખો અને હિંદુઓએ અસંખ્ય હુલ્લડોમાં અમાનુષી તોફાનો કર્યાં.

હજારો વર્ષો પહેલાં જ્યારથી મનુષ્યોએ પોતાનાં કુટુંબોનાં રક્ષણને માટે જૂથોમાં રહેવાનું ગોઠવ્યું હતું ત્યારથી બે પક્ષોના યુદ્ધ પછી હારેલા પક્ષ અથવા નબળા પક્ષનાં જે કાંઈ માલમિલકત હોય તે, તેમનાં પાળેલાં ઢોર ( ગાય, બળદ, ઘોડાં ) તથા તેમની સ્ત્રીઓ તથા છોકરાંને ઉપાડી જવાની પ્રથા હતી, અને જો રહેવા માટે ઝૂંપડાં કે મકાન હોય તો તેને બાળી મૂકતા.

જેમ જેમ માણસમાં સુસંસ્કારો આવતા ગયા તેમ યુદ્ધોમાં નિર્દોષ પ્રજાને સુરક્ષિત રાખવાના પ્રયત્ન થયા. એ પ્રયત્નો કેટલે અંશે સફળ થયા છે તે ૧૯૪૫માં પૂરા થયેલા વિશ્વયુદ્ધના હેવાલો પરથી સમજી શકાય તેમ છે. જેમ પ્રજા ઓછી સંસ્કારી તેમ નિર્દોષ પ્રજાને વધારે ત્રાસ આપવામાં આવે છે.

## નિર્વાસિતો

પાકિસ્તાનમાંથી હિંદમાં અને હિંદમાંથી પાકિસ્તાનમાં કેટલાં મનુષ્યો હિજરત કરી ગયાં તેની ચોક્કસ માહિતી મળી શકે તેમ નથી, પણ નવી દિલ્હીમાં નિર્વાસિતોને ઠેકાણે પાડવા માટે જે મોટું દફતર ( ઑફિસ ) ખોલવામાં આવ્યું છે તેમના કહેવા પરથી એવું જણાય છે કે સિત્તેર લાખ માણસો હિંદમાં નાસી આવ્યાં અને પચાસ લાખ મુસ્લિમોને પાકિસ્તાન જતા રહેવું પડયું.

હિંદુસ્તાન દેશમાં છેલ્લાં એક હજાર કે તેનાથી વધારે વર્ષોથી જુદી જુદી પ્રજાનાં ધાડાં આવ્યાં જ કર્યાં છે, અને હિંદી સમાજે

તેમને અપનાવી લીધાં છે. પણ સાઠથી સિત્તેર લાખ જેટલાં મનુષ્યો લોટા અને દોરી વિનાનાં, લગભગ પહેરેલે કપડે હિંદમાં આવી પહોંચ્યાં તેમને રહેવા માટે, ખાવા માટે, કપડાં પહેરવા તથા ઓઢવાપાથરવા માટે તજવીજ કરવી, અને સ્ત્રીપુરુષોને નિર્વાહને માટે કામે લગાડવાં એ મહાભારત કામને હજી સુધી આપણે બરાબર પાર પાડી શક્યાં નથી તેમાં વળી એવાં પણ સ્ત્રીઓ અને છોકરાં હતાં કે જે પોતાના કુટુંબીઓથી વિખૂટાં પડી ગયા હતા, અથવા જેમનાં કુટુંબો (ધણી કે માબાપ) કતલ થઈ ગયાં હતાં.

આપણી સરકારે આ મહેમાનોને આપણા સમાજમાં ગોઠવી દેવા માટે એક ખાસ પ્રધાન નીમ્યા છે અને એ કામને પહોંચી વળવા માટે મોટી કચેરી સ્થાપી છે, અને તેમાં સેંકડો પગારદાર તેમજ બિનવેતની સ્ત્રીપુરુષો રાતદિવસ કામ કરી રહ્યાં છે.

ત્રણ મહિનાના અનુભવે બતાવી આપ્યું છે કે સ્ત્રીઓ તથા છોકરાંઓના અનેકવિધ પ્રશ્નોને પહોંચી વળવા માટે એક સ્ત્રીકાર્યકરોનું કાર્યાલય કાઢવાની જરૂર છે. તેથી તે કાર્ય માટે એક અલગ ખાતું ખોલવામાં આવ્યું અને તેને નીચે પ્રમાણે કામ સોંપવામાં આવ્યું:—

(૧) સ્ત્રીઓ તથા બાળકો, અને ખાસ કરીને વિખૂટાં પડેલાં સ્ત્રીઓ તથા છોકરા માટે રાહતકામ કરવું.

(૨) જે સ્ત્રીઓનું અપહરણ થયું હોય તેમને પાછી મેળવવી અને તેમને યોગ્ય શિક્ષણ તથા તાલીમ આપીને સ્વાવલંબી બનાવવી.

(૩) બધાં વિખૂટાં પડેલાં સ્ત્રીછોકરાંઓને રાખવાં, પાળવાં, ઉપરાંત તેમને કોઈ ધંધાઓ શીખવીને સ્વાવલંબી બનાવવાં

આ લેખની અંદર આ બધા કામનું વર્ણન કરવાનું નથી.

(૧) હરાયેલી સ્ત્રીઓને શોધી કાઢવા માટે વિશાળ વ્યવસ્થા કરી.

(૨) તેવી સ્ત્રીઓ કોણ છે અને ક્યાંની છે તેની ભાળ કાઢવી.

(૩) આવી સ્ત્રીઓ જો પાછી પોતાના કુટુંબમાં જશે તો તેમને સંપૂર્ણ આવકાર મળશે તેવું વાતાવરણ જમાવવું.

(૪) જ્યાં સુધી તેમનાં માબાપ કે સાસરાનાં મનુષ્યો વિશે ખબર ન મળે ત્યાં સુધી આવી સ્ત્રીઓને છાવણીઓમાં રાખીને તેમને સાચવવી અને કમાણી કરી શકે તેવું કામ શીખવવું, અને આ બધું કામ પાર પાડવા માટે હિંદના તેમજ પાકિસ્તાનના સ્થાનિક તેમજ છેક મોટા અમલદારો (પ્રધાનો) સાથે મસલતો કરવી, એ કામ એટલું બધું વિશાળ અને અઘરું નીવડ્યું કે કેટલાક અનુભવ પછી તેને છૂટું પાડવું પડ્યું.

સ્ત્રીઓ તથા છોકરાઓના રાહતકાર્ય માટેની મુખ્ય મોટી કચેરીનાં પ્રમુખ રામેશ્વરી નેહરુ હતા અને હરાયેલી સ્ત્રીઓ (હિંદ અને પાકિસ્તાન)ના રાહતકામ માટે મૃદુલા સારાભાઈ હતા, પણ હવે મૃદુલાબહેનનું ખાતું નિર્વાસિત રાહતખાતાથી છૂટું પાડીને સ્વતંત્ર રીતે મુખ્ય પ્રધાન જવાહરલાલ નેહરુની સીધી દેખરેખ નીચે કામ કરે છે.

## હરાયેલી સ્ત્રીઓ

હરાયેલી સ્ત્રીઓની ચોક્કસ સંખ્યા કદી માલૂમ પડવાની નથી. થોડા સમય પહેલાં દિલ્હીની ધારાસભામાં કહેવામાં આવ્યું હતું કે આશરે ૩૩૦૦૦ હિંદી (હિંદુ તથા શીખ) સ્ત્રીઓને પાકિસ્તાનમાં લઈ જવામાં આવી છે અને તેમાંથી માત્ર ૬૦૦૦ સ્ત્રીઓ પાકિસ્તાનમાંથી પાછી મળી છે. હિંદમાં પાકિસ્તાની સ્ત્રીઓ કેટલી છે તેના વિશ્વાસપાત્ર આંકડા મળતા નથી; વખતે ૧૮૦૦૦ હશે અને તેમાંથી ૧૨૦૦૦ હરાયેલી સ્ત્રીઓ પાકિસ્તાનમા પાછી મોકલી દેવામા આવી છે. એકંદરે કેટલી હરાયેલી સ્ત્રીઓ પાછી મળી નથી એની સાચી હકીકત હવે કદી પણ બહાર આવવાની નથી. બનવાજોગ છે કે બન્ને પક્ષો અતિશયોક્તિ કરતા હોય.

હમણાં જ એવા સમાચાર પ્રગટ થયા છે કે કાશ્મીરી આઝાદ

ફોજે (પાકિસ્તાની આગેવાની નીચે) ૭૫૨૦ કાશ્મીરી સ્ત્રીઓનું અપહરણ કર્યું છે. હું સમજું છું કે આ માટે ભાગે મુસ્લિમ હશે, અને આ ૭૫૨૦માંથી લગભગ ૨૦૦૦ સ્ત્રીઓને ફોજી અમલદારોએ જ પોતાના ઘરોમાં રાખી લીધી છે. આપણી અપહરણ થયેલી સ્ત્રીઓની સંખ્યા (પંજાબ, સરહદ પ્રાંત તથા શીખ રાજ્યોમાંથી) મોટી હોવા છતાં સરખામણીમાં થોડી જ સંખ્યા પાછી મળી છે. તે વિશે હિંદી (હિંદુ તેમજ શીખ) પ્રજામાં અત્યંત અસંતોષ તથા કચવાટ જાગ્યો છે.

## ભગીરથ સેવાકાર્ય

અમે જ્યારે દિલ્હીમાં હતાં ત્યારે ગયા ઓક્ટોબર મહિનામાં બહેન મૃદુલા સારાભાઈને મળ્યા. છેક ૧૯૨૯ની સાલમાં જ્યારે અમદાવાદ યુવકસંઘનો હું પ્રમુખ હતો ત્યારે મૃદુલાબહેન એ યુવકસંઘના વ્યવસ્થાપક મંડળમાં એક અગ્રણી સભ્ય હતાં.

જરાક જુદી જ બાબતનો ઉલ્લેખ કરવાને હું લલચાયો છું. શાસ્ત્રોમાં એક કહેણી છે કે ઘણુંય અનિષ્ટોમાંથી ઇષ્ટની પ્રાપ્તિ થાય છે (આઉટ ઓફ ઇવિલ કમેથ ગૂડ). તે પ્રમાણે ૧૯૪૭ના હત્યાકાંડના પરિણામે સેંકડો હિંદી સ્ત્રીઓ દુઃખી નિર્વાસિતોને રાહત આપવાનાં કાર્યોમાં આજે પોતાનો પૂરો અગર થોડો સમય આપી રહી છે.

તેવી જ રીતે જે વિશ્વયુદ્ધ થયું તે દરમ્યાન અમેરિકન સૈનિકો મૃત્યુ પામ્યા હોય, ઘાયલ થયા હોય, ગુમ થઈ ગયા હોય, માંદા પડીને દવાખાનામાં હોય, કે તેમને માંદગીને લીધે પાછા અમેરિકા મોકલવા હોય, મરણ પામેલા કે બેભાન માણસોને ઓળખવાના હોય, અને છેવટે તેમનાં કુટુંબીઓને બધી માહિતી મોકલવાની હોય, આવી આવી અનેક માહિતી એકઠી કરીને રાખવાને માટે દિલ્હીમાં મોટું દફતરખાતું હતું. એની દફતરો રાખવાની રીત નિર્વાસિતોને વિશે હકીકતો મેળવવાને માટે અત્યંત ઉપયોગી થઈ પડી છે.

મૃદુલાબહેન અમને એ દફતરખાનામાં લઈ ગયાં. જે જે સ્ત્રીઓ કે છોકરાં કે પુરુષો ખોવાઈ ગયાં હોય, જડતાં ન હોય અગર જેમની શોધ માટે તપાસ થઈ રહી હોય તેમને વિશે બધી માહિતી આ ઓફિસમાં મળી શકે છે.

દરેક વ્યક્તિના વય, રંગ, રૂપ, પારખવાની નિશાનીઓ, તેમનું શિક્ષણ, તેમનાં લક્ષણ, તેમની ટેવો, તેમનો કૌટુંબિક ઇતિહાસ, બધાં સગાંસંબંધીઓની માહિતી નોંધી લેવામાં આવે છે અને ફોટોગ્રાફ મળે તો તે રાખવામાં આવે છે વિશ્વયુદ્ધમાંથી જડેલી આ પદ્ધતિ નિર્વાસિતો વિશે માહિતી મેળવવામાં ઘણી ઉપયોગી થઈ પડી છે

હિંદ અને પાકિસ્તાનમાં હુલ્લડોનું જોર શમી ગયું ત્યાર પછી બન્ને સરકારે અન્યોન્ય રાહત આપવાના કરારો કર્યા, અને તે માટે બન્ને રાષ્ટ્રોની અંદર અમલદારો નીમાયા. આપણાં તપાસ કરનારાં સ્ત્રીપુરુષો પાકિસ્તાનમાં કામ કરી શકે છે અને પાકિસ્તાની તપાસ કરનારા હિંદમાં કામ કરી શકે છે. મૃદુલાબહેન જેવા વ્યવસ્થાપકોને એક રાષ્ટ્રમાંથી બીજા રાષ્ટ્રમાં જવાના પાસ મળ્યા છે, અને તેઓ હવામાં કે આગગાડીથી મુસાફરી કરી શકે છે.

આ કામની અંદર ઘણી જ સાવચેતી રાખવી પડે છે, કારણ કે બન્ને રાષ્ટ્રોની ચામડી એટલી બધી સુંવાળી થઈ ગઈ છે કે કોઈ પણ રાષ્ટ્રને અન્યાય થઈ જાય એવા શબ્દથી અમલદારો છેડાઈ પડે છે મૃદુલાબહેને અજબ કુનેહ (ટૅક્ટ) અને સંયમ કેળવ્યા છે. પાકિસ્તાને સ્ત્રીઓની સંખ્યા ઘણી ઓછી આપી છે તેથી ઘણા શીખો અને હિંદુઓ છેડાઈને પ્રચાર કરે છે કે જેટલી સ્ત્રીઓ પાકિસ્તાન આપે તેટલી જ હિંદે આપવી.

હિંદી સરકાર બિનસાંપ્રદાયિક છે અને તેણે આવો વ્યવહાર કરવાની પદ્ધતિ સ્વીકારી નથી. કોઈ પાકિસ્તાની પેપરો ટીકા કરે છે કે અમે હિંદી સ્ત્રીઓને ઘસડી લાવ્યા જ ન હોઈએ તો શી રીતે પાછી આપીએ ?

એવી પણ દલીલ સંભળાય છે કે પાકિસ્તાન મોટે ભાગે ઘરડી, ગરીબ અને બિનઉપયોગી સ્ત્રીઓને જ પાછી મોકલે છે, જ્યારે હિંદ તો જે જડી આવે છે તે બધીને પાછી મોકલી આપે છે

મૃદુલાબહેન એવું માને છે કે એમના કાર્યમાં પાકિસ્તાન પોલીસ અમલદારોની મદદ સારી છે, અને તે છતાં પોલીસના કરતાં સામાન્ય સ્ત્રીઓ જ હરાયેલી સ્ત્રીઓ વિશે વધારે ભાળ આપે છે

જે લોકોએ સ્ત્રીઓનું કે છોકરાનું અપહરણ કર્યું હોય તે સામાન્ય કાયદાથી સજાને પાત્ર બને છે અને જેમણે સ્ત્રીછોકરાંને વેચ્યાં હોય તે વધારે સખત સજાને પાત્ર બને છે આવા સામાન્ય કાયદાનો અમલ કરાવવા જઈએ તો હરાયેલા સ્ત્રીઓ અને છોકરાં મળી શકે નહીં અને તેથી વિશિષ્ટ કાયદાથી તેમાં છૂટછાટ મૂકવી પડે છે

સાધારણ રીતે સ્ત્રીઓને પાછી મેળવ્યા પછી જ તેમના સગાં વિશે માહિતી મળે છે જો અપહરણ કરનારને સજા થવાની હોય તો આવી સ્ત્રીઓને મારી નાખે અથવા દૂર પ્રદેશમાં વેચી દે

આવી સ્ત્રીઓને એમ છાવણીમા સુરક્ષિત રાખીને તેમને ખૂબ સમજાવીને તેમનાં કુટુંબ વિશે માહિતી મેળવવામા આવે છે તે માહિતી મળ્યા પછી તેમને સગાંઓને સોંપી દેવામાં આવે છે કોઈ પણ સ્ત્રીને તેની મરજી વિરુદ્ધ તેમના અસલ કુટુંબમા ( અને દેશમાં ) મોકલવામા આવતાં નથી

અમે મૃદુલાબહેનને કહ્યું કે અમદાવાદમાં હુલ્લડ થયાં ત્યારે એમ એવી અફવા સાંભળવામાં આવેલી કે અમુક ઘાંચી કોમની છોકરીઓનું અપહરણ થયું હતું પણ તેમનાં માબાપ પોતાને નામોશી લાગશે એવી બીકથી અપહરણની વાત કબૂલ કરતા નહોતા

એમણે તો કહ્યું કે અત્યાર સુધીમાં ૧૭૦૦૦ સ્ત્રીઓ બંને રાષ્ટ્રોમાંથી જડી છે તેમાંથી માત્ર એક જ સ્ત્રી એવી હતી કે જે

પોતાના અસલ સગાંસબંધીઓને ત્યાં જવાને રાજી નહોતી. આ સ્થળે એ વાત કહી દેવાની જરૂર છે કે જો સ્ત્રીઓ પોતાના ધણી કે માબાપને ઘેર જાય તો તેમનું અપમાન નહીં થાય પણ તેમને પ્રેમ સાથે અપનાવી લેવામા આવશે એવો પ્રચાર બન્ને રાષ્ટ્રોમા વર્તમાનપત્રો, રેડિયો અને છાપણીઓથી પુષ્કળ કરવામા આવ્યો છે.

સ્ત્રીઓને વટાળવામાં આવી છે એટલે તેમનુ ધર્માન્તર થયેલું છે વગેરે દલીલો સાંભળવામા આવતી નથી કેટલાક માણસો આવી સ્ત્રીઓને સ્થળાતર કરાવીને સતાડયાં કરે છે તેથી હરાયેલી સ્ત્રીઓ મેળવવામાં ઘણી મુશ્કેલી પડે છે.

બહેન મૃદુલાએ અમને કહ્યુ કે એમના કાર્યકરોએ એક પાકિસ્તાની સ્ત્રીને દક્ષિણ હૈદરાબાદમા શોધી કાઢી હતી, અને તેવી જ રીતે હિદી સ્ત્રીઓ બલૂચિસ્તાન જેવા દૂર પ્રદેશોમા સતાડી કે વેચી દેવામાં આવી હશે

ગાધીજીએ બધા કાર્યકરોના સમક્ષ એક નિયમ મૂકયો હતો કે જેવી રીતે યુદ્ધમા ઘાયલ થયેલાં મનુષ્યો—પોતાના હોય કે સામા પક્ષના હોય તે છતા — દરેકને રાહત આપવામા આવે છે તેવી રીતે કાર્યકરોએ હિદુ, મુસ્લિમ, શીખ, હિદી કે પાકિસ્તાની જે કોઈ સ્ત્રી કે બાળકનુ અપહરણ થયુ હોય તેને પાછાં આપવાં આવા ઉદાર ઉમદા મનથી જ મૃદુલાબહેન કામ કરી રહ્યા છે

દફતરખાનામાં અમે એમની ઓફિસમા જઈ ને બેઠા હતા તેટલામા એક પુરુષ અને તેની વૃદ્ધ માતા ત્યા આવી પહોચ્યાં અને પુરુષ અત્યત આતુરતાથી પોતાની સ્ત્રી જે જડી હતી તે કયારે પાકિસ્તાનથી આવી પહોચશે તેની પૂછપરછ કરવા લાગ્યો.

અમે એ પતિ અને સાસુ સાથે વિનયથી વાત કરી. આપણા હિંદુ સમાજમા ન્યાતજાતના સકુચિત વાતાવરણે સત્યાનાશ વાળ્યુ

છે, જેને પરિણામે જ હિંદમાં એટલા બધા મનુષ્યો વટલાઈ ગયા કે આ દેશમાં ૧૦ કરોડ મુસ્લિમો થઈ ગયા, અને આ કારણને લીધે જ પાકિસ્તાનનો પ્રશ્ન ઉપસ્થિત થયો.

પણ અમે જ્યારે જાણ્યું કે આ હુલ્લડો પછી જે હિંદુ કે શીખ સ્ત્રીઓ એક કે દોઢ વર્ષ સુધી મુસ્લિમની સ્ત્રી, રખાત કે ગુલામ તરીકે હોય છે, જેને વખતે છોકરાં પણ થયાં હોય છે તેની સ્ત્રીઓને આજે સમાજે માનભેર અપનાવી લીધી છે, ત્યારે અમને ખૂબ સંતોષ થયો.

કેટલીક સારા કુટુંબોની સ્ત્રીઓ મૃદુલાબહેનના કાર્યને મદદ કરી રહી છે. તેમાંની એકની સાથે વાતો કરતાં અમને એક વાત જાણવા મળી કે હિંદી સ્ત્રી કાર્યકરો સારી સંખ્યામાં મળી શકે છે. તેમણે સમાજસેવાનાં કાર્યો કરીને બાહોશી મેળવી છે, તેથી આપણે વધારે સ્ત્રીઓને બચાવી શક્યા છીએ, જ્યારે પાકિસ્તાનની મુસ્લિમ સ્ત્રીઓને જાહેર કામ કરવાનો અનુભવ ઓછો છે અને તેમને સ્ત્રી કાર્યકરો ઓછી મળી છે, તેથી પાકિસ્તાનનુ તપાસકામ મોળુ હશે. આ દલીલ જેવી થઈ તેવી હું વાચકોની સમક્ષ રજૂ કરુ છું. જે સ્ત્રી કાર્યકર્તાઓ મળી છે તેમાં ખ્રિસ્તી ઘણી છે અને મુસ્લિમની સંખ્યા ઓછી છે.

પાકિસ્તાનની જે સ્ત્રીઓ આપણા દેશમાંથી મળી આવી હતી તેમનાં સગાંઓની ભાળ કદાચ ત્યાં સુધી તેમને માટે એક છાવણી જૂની દિલ્હીના દરિયાગંજમાં કાઢવામાં આવેલી. પાકિસ્તાનીઓ આપણી હરાયેલી સ્ત્રીઓને સારા પ્રમાણમાં મોકલતા નથી એવી હકીકતથી અસંતોષ પામેલા કેટલાક હિંદીઓએ આ છાવણી પર એકાએક છાપો માર્યો અને માંગણી કરી કે જ્યાં સુધી અમારી સ્ત્રીઓ નહીં મળે ત્યાં સુધી આ સ્ત્રીઓને અમે પાકિસ્તાન રવાના થવા દઈશું નહીં.

આપણી સરકારે આવી માંગણીનો અસ્વીકાર કર્યો અને છાવણીને

નવી દિલ્હીમાં સૈનિકોના રક્ષણ નીચે રાખવામાં આવી. તે છાવણી પણ અમે જોઈ. મૃદુલાબહેને કહ્યું કે આવી બહેનોને આશ્વાસન આપે, તેમની મા થઈને તેમની પાસેથી બધી સાચી હકીકત મેળવી આપે એવી કાર્યકર્તા પણ તેમને અચાનક મળી ગઈ છે. જનસમાજની ગ્લાનિ જાણીને ભગવાન હાજર થઈ જાય છે તો પછી અમુક પ્રકારની સુપરિન્ટેન્ડન્ટ જોઈતી હોય તો તે પણ હાજર થઈ જાય અને હરાયેલી સ્ત્રીઓને શોધી કાઢીને તેના રક્ષણ તથા ઉદ્ધાર માટે મૃદુલાબહેન પણ મળી જાય.

આ છાવણીની મુલાકાત લઈ ને અમે ઘેર જતાં હતાં ત્યારે અમે એક ટીકા કરી કે આખા હિંદ-દેશમાંથી હિંદ પાકિસ્તાનના પ્રધાનો તથા તેના પોલીસ અફસરોને મળવા માટે સતત આવજા કરે, જે લગભગ પોતાનું ધાર્યું કરાવી લે એવી કુશળ, અથાક, અત્યંત નીડર, જેને ખાવાસૂવાની દરકાર નથી એવી ખડતલ, આગ્રહી અને તે જ્યાં કુશળ હોય, જે પ્રધાનો પાસે ભિક્ષા ન માગે પણ કરારોનું પાલન તથા ન્યાય માગતી સમાન ભાવે ચર્ચા કરી શકે એવી સ્વમાની કોઈ પણ સ્ત્રી હોય તો તે મૃદુલા જ છે, ત્યારે અમારી પાસે બેઠેલા એક ભાઈએ સુધારો મૂક્યો કે આખા હિંદમાં આ એક જ સ્ત્રી છે એમ કહેવાને બદલે એમ કહો કે કોઈ પણ હિંદી સ્ત્રીપુરુષ આ કામ વધારે સારું કરી શકે તેમ નથી. આ સુધારો અમે તત્કાળ મંજૂર કર્યો મને અતિશયોક્તિ માટે ઘણો કંટાળો છે. હું કોઈના વધારે પડતાં વખાણ કરતો નથી અને તેવા વખાણ મને સાંભળવા ગમતાં નથી

બહેન મૃદુલાની બાબતમાં આ અમારો વિચારપૂર્વકનો અભિપ્રાય છે. હું જાણું છું કે એની સાથે કામ કરવામાં ઘણી વ્યક્તિઓને મુશ્કેલી પડી છે, પણ આજે એના હાથમાં જે મહાન કાર્ય આવી પડ્યું છે તેને એણે અત્યંત ન્યાય આપીને સારું બનાવ્યું છે

આજથી પચોતેર વર્ષ પહેલાં એક તરફથી રશિયા અને બીજી

તરફથી અંગ્રેજો અને ફ્રેંચોનું યુદ્ધ ક્રીમિયાના પ્રદેશમાં થયું હતું. તે દિવસોમાં વાઢકાપશાસ્ત્રનો વિકાસ ઓછો થયો હતો, જંતુનાશકારક ઔષધિઓ શોધાઈ નહોતી, ઘાયલ થયેલા માણસોના જખમો પાકી જતા અને સડી જતા. તે દિવસોમાં નર્સો (પરિચારિકાઓ) બહુ સામાન્ય કક્ષાની હતી. મધ્યમ વર્ગની સ્ત્રીઓ નર્સના ધંધામાં પડતી નહીં.

એ યુગમાં એક સંસ્કારી સુખી કુટુંબની સ્ત્રીએ પોતાની સેવાથી આખા જગતને ચકિત કરી નાખ્યું હતું. તેનું નામ ફ્લોરેન્સ નાઈટિંગેલ ક્રીમિયાની નાઈટિંગેલે નર્સિંગનો માર્ગ ખુલ્લો કર્યો. સ્ત્રીશક્તિના એક નવા અવતારરૂપ મૃદુલાબહેને સ્ત્રીઓને માટે નિષ્કામ સેવાનો માર્ગ મોકળો કર્યો છે.

આજથી ૬૫–૭૦ વર્ષ પહેલાં માસિક રૂ ૧૫૦૦–૧૬૦૦ નો પગાર એ ઘણો મોટો ગણાતો કુટુબ પણ મોટુ હતુ અને ઘણા ઉદાર હાથથી સાંસારિક ખર્ચ કરવાની પ્રથા એ કુટુબમાં હતી

મુબઈમાં એક નવા મોટા ઘરના બે માળમા એ કુટુબ રહેતુ સુલોચનાબહેનના લાડમાં ઉછરેલા પતિ કોલેજમા ભણેલા ખરા, પણ તેમાં બહુ આગળ જઈ શકયા નહોતા સાસુસસરા તરફથી સુલોચનાબહેનને સુખ હતુ, પણ પતિ ઘણા વહેમીલા હતા, તેથી તેમને કોઈના પણ સસર્ગમા આવવા દેતા નહિ

સુલોચનાબહેને ગુજરાતી સાહિત્યનો સારો અભ્યાસ કર્યો હતો અને પોતાના ખતીલા સ્વભાવને લીધે અગ્રેજી પુસ્તકો પણ વાંચ્યા કરતા હતા એમના પતિને મુબઈમાં જ સાધારણ નોકરી મળી ગઈ હતી એમના કુટુબમા એક છોકરી અને એક છોકરો મોટા થયાં હતા

આ સુખી ગણાતા કુટુબ પર એકાએક દુખનાં વાદળો તૂટી પડયાં સસરાનુ અણધાર્યુ અને અકાળે મૃત્યુ થયુ તપાસ કરતા માલૂમ પડયુ કે એમણે કઈ બચાવ્યુ જ નહોતું, કારણ કે સ્ત્રીઓએ આંધળા ખર્ચ કર્યા કરેલા

આખા કુટુબને સુરતમાં પોતાને ઘેર રહેવા જવુ પડયુ અને પેન્શન પણ મળતું નહોતુ તેથી આર્થિક તગી પુષ્કળ નડવા લાગી પતિ પણ મુબઈમાં સુખી નહોતા તેથી સુરત આવતા રહ્યા અસહ્ય દુખને કારણે સાસુ ગુજરી ગયાં અને પતિના મગજને એવો આઘાત લાગ્યો કે એ ઉદાસીન તથા બેકાર રહેવા લાગ્યા

ધીમે ધીમે એમની માનસિક સ્થિતિ એટલી બધી બગડી ગઈ કે તેમને વડોદરાની માનસિક હોસ્પિટલમા રાખવા પડયા એ વર્ષો સુધી ત્યાં રહ્યા અને ત્યા જ ગુજરી ગયા પોતાના કુટુબને માટે એ નિરુપયોગી નિવડયા હતા

આ સુલોચનાબ્હેનનું લાડનું નામ વહાલીબ્હેન હતું. એ સાસરે જ રહેતાં હતાં, પણ પિયેર તરફથી જોઈતી આર્થિક મદદ મળે એવી વ્યવસ્થા થઈ હતી.

એમનો છોકરો વડોદરા કોલેજમાં શ્રી મનુભાઈને ત્યાં રહીને ભણતો હતો. છોકરી હાઈસ્કૂલમાં ભણતી હતી. સુલોચનાબ્હેને સ્વાધ્યાય ખૂબ વધારી દીધો હતો, અને એમને થિયોસોફીમાં ખૂબ રસ હતો એટલે એ ધાર્મિક તથા આધ્યાત્મિક વિષયોનો સારો અભ્યાસ કર્યે જતાં હતાં.

સુલોચનાબ્હેન પર જાણે ઓછાં દુઃખો વરસ્યાં હોય તેમ વખત જતાં વિશેષ દુઃખો તૂટી પડ્યાં. એમના હસમુખા, બુદ્ધિશાળી દીકરાને ક્ષય રોગ લાગુ પડ્યો, અને એ આશાસ્પદ છોકરો લાંબી માંદગી ભોગવીને જતો રહ્યો.

થોડા સમય પછી એમની છોકરી, જેનાં સારી જગ્યાએ લગ્ન થયાં હતાં, તે અકાળ વિધવા થઈ. આવી ક્રૂર રીતે સુલોચનાબ્હેનને માથે એક પછી બીજા ફટકાનો સતત માર ચાલુ રહ્યો. આટલાં બધાં દુઃખો પડવા છતાં એમણે પોતાની કમર ભાંગવા દીધી નહિ, એ એમનાં કૌટુંબિક સંસ્કારોનું પરિણામ હતું. એમની દીકરી સ્વાશ્રયી બને, એ હેતુથી તેનો અભ્યાસ પાછો ચાલુ કર્યો અને પોતે સુરતમાં પોતાના દિયરની સાથે રહીને ઘર ચલાવતાં હતાં.

જમાનો બદલાતો હતો, દેશમા નવા વિચારો ઝડપથી ફેલાતા હતા. દરેક વ્યક્તિને આત્મવિકાસ સાધીને દેશની પ્રગતિમાં ભાગ લેવાની સ્ફુરણા થતી હતી. સુલોચનાબ્હેનને પણ તે પવન લાગ્યો.

થોડા જ સમય પહેલાં મારા મિત્રોએ સુરતમાં મહિલા વિદ્યાલયની સ્થાપના કરી હતી. શિક્ષકો બધા પુરુષ હતા. કોઈ સંસ્કારી સ્ત્રી, વિદ્યાર્થિનીઓને માર્ગદર્શન કરવા માટે હોય તો સારું, એવી અમારી ઇચ્છા તો હતી, પણ તેવી સન્નારી મળવાની શક્યતા નહોતી. અમે

સુલોચનાબહેનને આ વિદ્યાલયનાં સુપરિન્ટેન્ડન્ટ થવાનું અને ગૃહઉદ્યોગના વર્ગોમાં આવતી સ્ત્રીઓના વર્ગ પર દેખરેખ રાખવાનું કામ સ્વીકારવાનું કહ્યું.

અમે એમને પૂરો પગાર આપવાને તૈયાર હતા, તે છતાં તેમણે જૂજ (ઓનરેરીઅમ) રકમ લીધી. ઉપર જણાવ્યું છે તે પ્રમાણે એમના ભાઈઓ તરફથી એમને જેટલી જરૂરત હોય તેટલી રકમ મળતી હતી, પણ આ વ્યવસ્થાથી સુલોચનાબહેનનું સ્વમાન હણાતું હતું.

એમણે મને કહ્યું કે એમણે દરેક વખત માગવું શા માટે પડે? એમને જે રકમ આપવાની હોય તે શા માટે આપી ન દે? મેં વેતનની ગોઠવણ કરી, તેથી એમના ભાઈઓને બહુ ખોટું લાગ્યું, પણ મારે તો એક નવી પ્રથા પાડવી હતી. (મેં આ લેખમાં અત્યાર સુધી લખી. જણાવ્યું નથી કે સુલોચનાબહેન મારાં માસી થાય એટલે એમના ભાઈઓ મારા સગા મામા થાય અને અમારો સૌનો સંબંધ બહુ મીઠો અને પ્રેમભર્યો હતો.) સુલોચનાબહેને આ કામ સ્વીકારીને એવી પહેલ કરી કે જેને લીધે સુરતની બીજી અનેક ભણેલી અને હોશિયાર બહેનોએ, પગાર લઈને કે લીધા વિના સેવાકામ ઉપાડવા માંડયાં.

એમના ઉત્સાહને પરિણામે શાળામાં સંખ્યા વધતી ગઈ અને પ્રૌઢવર્ગોમાં પણ વધારે જીવ આવ્યો. સુલોચનાબહેનના પોતાના જીવનમાં ઉમંગ અને આનંદ આવ્યા. પોતાના કામમાં એમને એટલો બધો રસ પડયો કે પછી તો એમણે વિદ્યાલયના ફંડ મેળવવામાં તથા વહીવટમાં રસ લીધો.

વડોદરાના મેડિકલ ખાતામાં મને જે અનુભવો થયા હતા, તેમાં મેં જોયું હતું કે દવાખાનામાં બધી નર્સો અને દાયણો (મિડવાઈફ) દક્ષિણી કે ખ્રિસ્તી આવતી અને તેમને ગુજરાતી ભાષા બરોબર આવડતી નહિ. તેથી મેં એક યોજના, ગુજરાતી મધ્યમ વર્ગની થોડું ઘણું ભણેલી સ્ત્રીઓને તાલીમ આપવાની, રજૂ કરી હતી. યોજના

મજૂર થઈ હતી, પણ ગુજરાતી સ્ત્રીઓ તાલીમ લેવા માટે તૈયાર થતી નહોતી તેથી તે વખતના બ્રિટિશ નોકરીમાથી આવેલા મુખ્ય દાક્તરી અમલદાર ડૉ મૅકફર્સન મને મળવા આવ્યા

મે એમને કહ્યુ કે ગુજરાતી સ્ત્રીઓમાં કોઈ પ્રતિષ્ઠિત બહેન ગુજરાતમા ફરીને પ્રચાર કરશે તો જરૂર શીખનારી સ્ત્રીઓ (નર્સ પ્રોબેશનરો) મળી રહેશે જ્યારે આવી લાયકાતવાળી સ્ત્રી મળી ન જ શકી ત્યારે (હવે હુ વડોદરાની નોકરીમા નહોતો) મે આ વાત સુલોચનાબહેનને સમજાવી

એમને પોતાનુ કામ એટનુ બધુ ગમતુ હતુ કે એમણે એ સ્વીકારવાની સ્પષ્ટ ના કહી મે વધારે સમજાવ્યા કે આ નવા કામથી તો સેકડો સ્ત્રીઓને નવુ કામ અને નવો માર્ગ મળશે અને તમારી પોતાની શક્તિઓ ખીલશે એમને આ વાત ગમી નહિ ખૂબ રડયા પણ મારી સૂચના સ્વીકારી

આવી રીતે એમના જીવનમાં એક નવુ પ્રકરણ ખુલ્યુ ગુજરાતનો નવો યુવક વર્ગ આ હકીકત ભાગ્યે જ જાણતો હશે નર્સ અને મિડવાઈફનો ધધો હલકો ગણાતો હતો કોઈ પણ ગુજરાતી સારા કુટુબની સ્ત્રી આ ધધાની તાલીમ લેવા તૈયાર નહોતી

તાલીમ લેવા માટે જે સ્ત્રીઓ આવે તેમને રૂ ૩૦નો પગાર મળવાનો હતો તાલીમ લીધા પછી તો નર્સને વધારે સારો પગાર મળતો હતો ૩૫ વર્ષ પહેલાં રૂ ૩૦ એ બહુ નાની રકમ ગણાતી નહોતી સુલોચનાબહેન મારી અને મારા મિત્રોની ઓળખાણનો ઉપયોગ કરીને આખા ગુજરાત કચ્છ અને કાઠિયાવાડમા ફર્યા, ત્યાં નાની મોટી સભાઓ ભરતા, ભાષણો કે વાર્તાલાપો આપતા

જો કોઈ બહેન તૈયાર થતી તો તેના માબાપને સમજાવવા માટે એમને ઘેર જતા ખૂબ વાચેલુ બધી વસ્તુસ્થિતિ સમજે, ભાષણ અને વાતો કરવાની છટા સારી ને સરળ હતી, ખૂબ મળતાવડાં, જરાય

મોટાઈ નહિ. ગરીબ દુઃખી સ્ત્રીઓની સ્થિતિ બરાબર સમજે, પોતે ખૂબ દુઃખી થયેલાં અને દીવાનના બહેન તરીકે તથા નંદશંકરના દીકરી તરીકે સમાજમાં એમની પ્રતિષ્ઠા હતી.

આવા તાલીમ વર્ગોની હોસ્ટેલમાં 'વહાલીબહેન' સંચાલક થવાનાં હતાં. તેથી ઉમેદવાર સ્ત્રીઓનાં માબાપનાં હૃદયમાં એક જાતની હૂંફ અને શ્રદ્ધા ઉત્પન્ન થયાં અને આવી સ્ત્રીઓ વર્ગોમાં જોડાવા લાગી.

આ જાતની મુસાફરીમાં સુલોચનાબહેને પુષ્કળ અગવડો ભોગવી હતી. એકલાં ફરે, જે મળે તે ખાઈ લે, ગમે તેવી જગ્યાએ સૂવે, અતિ શ્રમ ઉઠાવે. એમણે સતત ફર્યા જ કર્યું. પછી તો આવા વર્ગમાં જોડાવા માટે પડાપડી થઈ રહી.

આજ સુધી જે માર્ગ સ્ત્રીઓ માટે બંધ હતો તે ખુલ્યો. હિંદુ સમાજમાં સ્ત્રીઓ દુઃખી હોય, એટલે વિધવા હોય કે ત્યજાયેલી હોય, અને થોડી કાંઈ આર્થિક સંકડામણ હોય તો જ આવું કામ ઉપાડે.

સુલોચનાબહેનના કામનો ઇતિહાસ જ્યારે મેં સાંભળ્યો ત્યારે મારા હર્ષનો પાર ન રહ્યો. એમને પોતાને તો આ કામે વિશાળ ક્ષેત્ર ખુલ્લું કરી આપ્યું વડોદરાની સરકારને સમજાવીને એમની અગવડો દૂર કરાવી, સાથે ફરવા એક બાઈ આપી.

વડોદરાની મોટી ઇસ્પિતાલ છે તેની સામે એક મોટું પારસીનું મકાન ભાડે રાખ્યું અને ત્યાં નર્સો માટેની હોસ્ટેલ શરૂ કરી. આ હોસ્ટેલમાં એમણે કેટલાં વર્ષો સુધી કામ કર્યું તે મારા લક્ષમાં નથી. હોસ્ટેલના સંચાલક તરીકે કામ કરવાનું અને સાથે સાથે ગુજરાતમાં ફરવાનું એમણે ચાલુ રાખ્યું કારણ કે દર વર્ષે પાછાં નવી ૩૦ બહેનોને લેવાની હતી.

એ ગામડે જતાં ત્યાં છોકરીઓની કેળવણી, બાળકોની સાચવણી તથા ઉછેર, સુવાવડની રીત, સુવાવડમાં થતું ભયંકર મરણપ્રમાણ, સ્ત્રીઓના હક્ક, સ્ત્રીઓનું નાગરિકજીવન. આરોગ્યના વિષયો એવા અનેક

વિષય પર બોલતાં. કોઈ ગામમાં પરિષદ હોય, કોઈ ઠેકાણે આરોગ્ય પ્રદર્શન ભરાયું હોય, સામાજિક સભા હોય કે રાજકીય હોય એ પ્રસંગનો લાભ લઈ ને પોતાના વિચારો દર્શાવતાં.

આખા ગુજરાતમાં એક સહૃદય સ્ત્રી કાર્યકર તરીકે એ જાણીતાં થઈ ગયાં. વ્યવહારુ, ધાર્મિક વિષયો પર બહુ સારાં પ્રવચનો કરતાં, કારણ કે એમની પાસે અનુકૂળ વાતો તથા ટુચકા, રામાયણ મહાભારતનાં દૃષ્ટાંતો વગેરેનો અખૂટ ભંડાર હતો, અને સારું ગાઈ શકતાં.

વર્ષો વીતી જતાં હતાં. એમના જીવનમાં હવે પરમ આનંદ હતો. વર્ષો સુધી સમાજની સેવા કર્યા કરવાનો સંતોષ હતો. એમની દીકરીએ સારી પરીક્ષા પસાર કરી હતી અને રાજકોટની સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજનાં સુપરિન્ટેન્ડન્ટ થયાં હતાં. પોતાનું શરીર જરા નબળું પડતું હતું, તેથી એ આ કામમાંથી નિવૃત્ત થઈ ગયાં.

નર્સ થયેલી છોકરીઓ તેમજ ઉમેદવારનાં એ વહાલીબહેન હતાં. મારાં તો એ હમેશના જ વહાલીબહેન હતાં. એ મારાથી માત્ર થોડા મહિના નાનાં હતાં. અમે સાથે રહેલાં, સાથે રમેલાં અને લડેલાં પણ હું એમને સંભારું છું તે મારા માસીને નહિ, પણ એક ગુજરાતી સ્ત્રી તરીકે, જેના પર દુઃખના ડુંગરો તૂટી પડયા, તે છતાં હતાશ થયાં નહિ.

તેમણે સ્વાધ્યાય કરીને પોતાના મનનો વિકાસ કર્યો. તેમણે વર્ષો સુધી અથાક પરિશ્રમ વેઠીને ગુજરાતી સ્ત્રીઓ માટે એક નવો ચીલો પાડી આપ્યો, જે ચીલા પર ચાલીને અનેક દુઃખી સ્ત્રીઓને કામ કરવાનો આનંદ મળ્યો અને નિવૃત્તિનાં સાધન મળ્યાં.

એક વખત મારા અમદાવાદના ઘરમાં એ આવ્યાં હતાં ત્યારે એમને મળવા માટે એક બહેન પરગામથી આવ્યાં. ઘરમાં પેસીને એમણે જેવાં વહાલીબહેનને જોયાં કે તરત જ એ દોડયાં, વહાલીબહેનના પગ પકડયા, પોતાનું માથું તેમના ખોળામાં મૂકી દીધું અને ડૂસકે ડૂસકે રડયાં.

મેં પૂછ્યું, તેના જવાબમાં, એ બાઈએ કહ્યું કે 'જો વહાલી-બહેન, અમારે ગામ આવ્યાં ન હોત તો મને નર્સ થવાનો વિચાર સૂઝ્યો ન હોત. એ અમારે ઘેર આવ્યાં ન હોત તો મારાં માબાપ મને કદી વડોદરા ન મોકલત. વહાલીબહેનનું તેજસ્વી હસતું મોં જોઈને મારાં માબાપને શ્રદ્ધા આવી કે આ સન્નારીની સાથમાં છોકરી સહી-સલામત છે.'

'મારું આખું જીવન માત્ર ગરીબ નહિ, પણ ઓશિયાળું હતું. આજે હું સારું કમાઉં છું, મને સારો પગાર અને પ્રેક્ટિસ મળે છે. મારા મનને સંતોષ છે, હું સુખી છું, મારા માબાપને હું પૈસા મોકલું છું, વહાલીબહેને મને જીવતી કરી છે.'

આવો એક જ અનુભવ થાય તો મનુષ્યનું જીવન સફળ થયું છે એવું આપણે માનીએ, પણ આવી તો અનેક સ્ત્રીઓનાં જીવન ઉજ્જવળ થયાં. કેટલીક સ્ત્રીઓ નર્સ થયા પછી પરણી, પરણ્યા પછી પોતાનું કામ ચાલુ રાખ્યું. એ બધી જુવાન સ્ત્રીઓ માટે વહાલીબહેન માતારૂપ હતાં. વહાલીબહેને એક ઉત્તમ છોકરો ગુમાવ્યો, પણ એમણે સેંકડો છોકરીઓનું માતાપદ મેળવ્યું.

## વૈધવ્ય ઉજાળ્યું

અમદાવાદના "વનિતા વિશ્રામ" માં અનેક સંસ્થાઓનો સમાવેશ થઈ જાય છે, તેમાં સારી પ્રાથમિક શાળા છે, હાઈસ્કૂલ એટલે માધ્યમિક શાળા છે, વિધવાઓને માટે આશ્રમ છે, અને વખતોવખત પ્રૌઢ સ્ત્રીઓને માટે વર્ગો ચાલ્યા છે.

આ પ્રવૃત્તિઓના મુખ્ય સંસ્થાપક તથા સંચાલક સુલોચનાબહેન દેસાઈ છે. સુરતનાં સુલોચનાબહેન દેસાઈના શૌર્યભર્યા જીવનકાળનું વર્ણન આ પહેલાંના લેખમાં આપ્યું છે, આ બીજાં સુલોચનાબહેનનું જીવનવૃત્તાંત છે.

પહેલાં અને વયે મોટા સુલોચનાબહેન પ્રસિદ્ધ ' માસ્તર સાહેબ ' અને " કરણઘેલો " ના લેખક નંદશંકર તુળજાશંકર મહેતાના પુત્રી છે, બીજાં સુલોચનાબહેન તેટલા જ પ્રખ્યાત ગુજરાતી વિદ્વાન નેતા અંબાલાલ સાકરલાલ દેસાઈનાં દોહિત્રી થાય. બન્નેનાં કુટુંબ ગુજરાતમાં પ્રતિષ્ઠિત ગણાય છે. અને બન્નેની સાથે મારે ગાઢ સંબંધ છે.

અંબાલાલભાઈનાં સૌથી મોટાં પુત્રી રૂક્ષ્મણીબહેન સુલોચનાબહેનના માતા થાય. અંબાલાલભાઈનાં પત્ની ગુજરી ગયાં ત્યારપછી તેમનો ઘરસંસાર રૂક્ષ્મણીબહેન ચલાવતાં હતાં અને તેથી સુલોચનાબહેન એમના દાદાને ઘેર જ અને તેમની દેખરેખ નીચે ઉછરેલાં

એમનું પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ પૂરું કર્યાં પછી એમણે

શાસ્ત્રીની પાસે સંસ્કૃત ભાષાનો તેમજ ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો.

'એમનાં લગ્ન આમોદના એક દેસાઈ કુટુંબમાં થયાં હતાં. ઘણાં જ ટૂંક સમય પછી એમના પતિનું અવસાન થયું. બાળવિધવા સુલોચનાબહેનના જીવનને હવે કયે માર્ગે દોરવું એ એક મોટી સમસ્યા એમના કુટુંબીઓની સમક્ષ ખડી થઈ ગઈ.

અંબાલાલભાઈના સુસંસ્કારોના પ્રતાપે રૂક્મણીબહેને આશરે ૧૬ વર્ષની પુત્રીને એવું શિક્ષણ આપવા માંડયું કે જે એમનો માનસિક વિકાસ કરે અને જનસમાજને ઉપયોગી થઈ પડે. જીવનને અનેક જાતના કષ્ટ આપીને (શુષ્ક ખોરાક, પાતળું આસન, કોર વિનાનાં ધોળાં કપડાં, કેશવપન વગેરેથી) બાહ્ય સંયમ કેળવવાને બદલે એમણે તેમને સારા ધાર્મિક શિક્ષણને માટેની વ્યવસ્થા કરી અને ફરીથી સંસ્કૃત પુસ્તકોનો અભ્યાસ કરાવવા માંડયો, અને સારા મિત્રોની સલાહસૂચનાથી રૂક્મણીબહેને પોતાના જ ઘરમાં થોડી વિધવા બહેનોને રાખવાનું શરૂ કર્યું'.

શરૂઆતના દિવસોમાં તો એમને પોતાને રસોડે જ જમાડતાં. પોતાના ઘરના છેક ઉપરના માળે એ બહેનોને આશ્રય આપ્યો. આ બહેનોને સુલોચનાબહેન શીખવે અને આ બધી બહેનોની સાથે પોતે એક શાસ્ત્રીની પાસે શિક્ષણ મેળવે. આવી રીતે તેમનું મન આખો સમય સારાં કામમાં રોકાયલું રહે એવી ગોઠવણ રૂક્મણીબહેને કરી હતી.

એમના ઘરની પાસે જ એક મોટી પ્રાથમિક શાળા ચાલતી હતી, તેમાંથી કેટલીક બહેનો, થોડી કેટલીક મોટી વયની સ્ત્રીઓ પણ શિક્ષણ લેવા માટે આવતી. છોકરીઓ તેમજ સ્ત્રીઓની સંખ્યા વધતી ગઈ તેથી સુલોચનાબહેને ભોળાભાઈની પોળને નાકે એક નાનું મકાન ભાડે રાખીને તેમાં 'સરસ્વતી મંદિર' નામની સંસ્થા કાઢી, જ્યાં આ બધું શિક્ષણ અપાતું અને ત્યાં એમના પતિ રત્નલાલભાઈનાં બધાં પુસ્તકો મૂકીને 'રત્નલાલ પુસ્તકાલય' ખોલ્યું.

સુલોચનાબહેન છેક બાળક હતાં ત્યારથી એમના મનમાં ઈશ્વર-પ્રાપ્તિની ઝાંખીઝાંખી તથા અસ્પષ્ટ ઝંખના હતી.

એમના દાદાની સાથે એક વખત એ દ્વારકા ગયેલાં અને ત્યાં એક ગુફાની અંદર ચાલ્યાં ગયાં. એમને જ્યારે પૂછવામાં આવ્યું કે એકલી ગુફામાં કેમ ગઈ ત્યારે આ 'અણસમજુ' બાલિકાએ કહ્યું કે 'મારે તો જોવું હતું કે એમાં ઈશ્વર છે ખરા?' મોટાં થતાં ગયાં તો ય આ ખોજ એમની ચાલુ રહી હતી.

વિધવાવસ્થા પ્રાપ્ત કર્યા પછી એમનું લક્ષ વડોદરાના શ્રેયઃસાધક મંડળ તરફ વળ્યું અને ત્યાં તેમને સુરતનાં બાળગૌરી મુનશી તથા નાની બહેન (શિવગૌરી) ગજ્જર જોડે ઓળખાણ અને પછીથી મિત્રાચારી થઈ. આ બન્ને બહેનો પણ નાની વયે વિધવા થયેલાં બન્ને ઘણાં શક્તિશાળી હતાં.

બાળગૌરીએ પુષ્કળ વાંચેલું, તીવ્ર બુદ્ધિવાળાં હતાં અને તેમનામાં વ્યવહારુ બુદ્ધિથી કામનો ઉકેલ કરવાની શક્તિ હતી. બાળાઓનો તેમજ દુઃખી સ્ત્રીઓનો સંસાર સુધરે તે માટે તેમણે ઘણું ચિંતન કર્યું હતું. સુરતમાં વનિતા વિશ્રામ કાઢવાની યોજના એમણે કરી અને પોતાના ઘરની પાસે જ એ સંસ્થાની શરૂઆત કરી. આ કામમાં એમને શિવગૌરી (નાની બહેન)નો ઘણો જ સક્રિય સાથ મળ્યો.

રસાયણ શાસ્ત્રના નિષ્ણાત ગણાતા પ્રો ત્રિભોવનદાસ ગજ્જરનાં એ બહેન પણ નાની વયે વિધવા થયાં હતાં. એમનામાં પણ વ્યવસ્થા શક્તિ ઘણી હતી અને પ્રો. ગજ્જર, ચિમનલાલ સેતલવડ તથા બહેરામજી મલબારીની મદદથી એ નાણાં પણ ભેગાં કરી શકતાં. બાળગૌરી તથા નાનીબહેનને સુલોચનાબહેનના સરસ્વતી મંદિરનો વિચાર ગમ્યો હતો અને તેમણે એક વનિતા વિશ્રામ સુરતમાં અને બીજું મુંબઈમાં કાઢ્યાં. એ ત્રણેએ આપસઆપસમાં એવું ઠરાવ્યું કે જે સંસ્થાઓ કાઢવામાં આવે તે બધીને વનિતા વિશ્રામ નામ આપવું.

વર્ષો પછી રાજકોટમાં તેમજ ભાવનગરમાં વનિતા વિશ્રામો ખોલવામાં આવેલાં. સુલોચનાબહેને પોતાની સસ્થાનું નામ વનિતા વિશ્રામ પાડ્યું. આ સંસ્થામાં ધીમે ધીમે સંખ્યા વધતી હતી તેથી થોડા મિત્રો અને સહાયકો પાસેથી આર્થિક મદદ મળવા લાગી. આ બધુ જાણીને અંબાલાલભાઈએ સુલોચનાબહેનને સૂચના કરી કે જાહેર સસ્થાના હિસાબ કિતાબની બાબતમાં ઘણા જ ચોક્કસ રહેવુ જોઈએ

એક વખત વનિતા વિશ્રામનો વાર્ષિક સમારંભ થયો ત્યારે તેમાં ખૂબ સ્ત્રીઓ તેમજ પુરુષોએ હાજરી આપી હતી

આ સસ્થા ગામની વચ્ચોવચ ખાડીઆમાં હતી તેનો લાભ સારો લેવાતો હતો આ વસ્તુસ્થિતિ જોઈને સુલોચનાબહેનને સારુ ઉત્તેજન મળ્યુ આવા એક મેળાવડામાં એક ભાષણકર્તાએ કહ્યુ હતુ તે વિચાર કરવા જેવી બાબત છે સુલોચનાબહેનના માથા પર ભારે દુઃખ આવી પડ્યુ ત્યાર તેમણે આવી સારી સમાજને ઉપયોગી સસ્થા કાઢી છે.

પ્રાણશંકર લલ્લુભાઈનો પુત્ર બહેરો મૂગો હતો તેના પરિણામે તેમણે બહેરા મૂગા માટે શાળા કાઢી અને ડૉ નીલકંઠરાય છત્રપતિ આંધળા થયા તેથી તેમણે મુબઈમા અધશાળા સ્થાપી આ હકીકતની અદર આજે હુ ઉમેરુ છુ કે જ્યારે ઉમર સોભાનીના બહેન ફાતીમા હરમાઈલની છોકરીને પોલીઓ–માએલાઈટિસ થયો ત્યારપછી સેકડો છોકરાઓને રાહત અને માવજત આપવા માટે મુબઈમા નાનુ દવાખાનુ કાઢ્યુ અને તેમાથી મહાલક્ષ્મીમા જગી હૉસ્પિટલના અનેક મકાનો થયાં છે તેવી રીતે સુલોચનાબહેનના અકાળ વૈધવ્યને પરિણામે અનેક અભણ અને ગરીબ વિધવાઓને આશ્રય મળ્યો, તેમને કેળવણી પણ મળી અને તેમાથી ઘણી બહેનો સ્વાશ્રયી બની ગઈ.

સરસ્વતી મંદિરની સ્થાપના ૧૯૦૬માં થઈ હતી, વનિતા વિશ્રામની સ્થાપના ૧૯૦૮માં થયેલી, અને પછીથી ૧૯૧૬માં મહિલા વિદ્યાલયની સ્થાપના થઈ આ બધુ કાળબળને લીધે જ થઈ રહ્યુ હતુ.

સ્ત્રીકેળવણી તરફ ગુજરાતનું વિશેષ લક્ષ દોરાયું હતું. આ જ વર્ષના જૂન મહિનામાં વડોદરામા તેમજ સુરતમાં મહિલા વિદ્યાલયની શરૂઆત થવાની હતી અને પ્રો. કર્વે પૂનામા મહિલા પાઠશાળા શરૂ કરવાના હતા.

મહિલા વિદ્યાલયના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે શ્રી ચારુદાબહેન મહેતાએ માનાર્થે લગભગ પાંચ વર્ષ કામ કર્યું. ચંદુભાઈ કાશીરામ દવે જેવા આદર્શ શિક્ષક વકીલાત છોડીને આ કામમા જોડાયા અને કેશવપ્રસાદ દેસાઈ તેની વ્યવસ્થામા મદદરૂપ બન્યા

આખી સંસ્થાની જવાબદારી સુલોચનાબહેનની રહી. આ સંસ્થાને લીધે મધ્યમ તથા શિક્ષિત વર્ગની ઘણી ઘણી કન્યાઓને પોતાના ઘરને આગણે માધ્યમિક શિક્ષણની સગવડ થઈ ગઈ આ શાળામાં પ્રૌઢ શિક્ષણ માટે પણ વ્યવસ્થા થયેલી અને વનિતા વિશ્રામે પ્રાથમિક કેળવણી માટે પણ વર્ગો કાઢેલા. આ વિદ્યાલયને અંગે અનેક પ્રવૃત્તિઓ જાગી, વિદ્યાર્થિનીઓની વ્યાખ્યાનશક્તિ તથા વક્તૃત્વશક્તિ ખીલે તેટલા માટે વિદ્યોત્તેજક સમાજ—ડિબેટિંગ સોસાયટી કાઢવામાં આવેલી, કલાનો પ્રેમ વિકસે તેટલા માટે ભરત, ગૂંથણ, સંગીત, રાસ, ગરબા વગેરેની પણ ગોઠવણ કરી.

આ બધી સંસ્થાઓ ચલાવવા માટે મોટા ફંડની જરૂર પડતી હતી તેથી તેમણે એક ટ્રસ્ટ કર્યું અને બધી વ્યવસ્થા એ મંડળ દ્વારા થાય છે બાઈઓનાં ઘરોમા શિક્ષણ આપવાનુ અગત્યભર્યું જણાતાં વિદ્યાલયને માટે તેમજ વિધવાશ્રમ માટે મકાનો ઠીક સારા ખર્ચે બંધાયાં છે.

મહિલા વિદ્યાલયમાં વિદ્યાર્થિનીઓ પાસ થઈ એટલે મહિલા પાઠશાળા અસ્તિત્વમા આવી આ પ્રવૃત્તિ સાથે સુલોચનાબહેનને સંબંધ નહોતો, પણ એ સંસ્થા કાઢવાથી વિદ્યાલયમા વિદ્યાર્થિનીઓની સંખ્યા ઠીક વધી ગઈ. સારું શિક્ષણ મેળવીને આ શિક્ષણનુ કામ વધારી રહ્યા છે

જનકલ્યાણની વર્ષોની સેવા પછી આજે સુલોચનાબહેન આનંદમય નિવૃત્તિ ભોગવે છે

ઇતિહાસ, મુસાફરીની સાહસકથાઓ, સમાજશાસ્ત્ર વગેરે વિષયોની પુષ્કળ ચોપડીઓ વાંચી કાઢેલી. વળી, આ યુગ સર્વ દેશીય ક્રાંતિનો હતો અને ભારત દેશ તેમ જ બીજા દેશોમાં સ્વાતંત્ર્યની જે રાજકીય લડતો ચાલતી હતી તેનું પુષ્કળ સાહિત્ય પ્રગટ થઈ રહ્યું હતું.

એમના ભાઈ મુંબઈમાં ભણતા હતા અને તેમના મિત્રો માદ્રીબહેનને પ્રગતિશીલ સાહિત્ય પૂરું પાડતા. આમ એમણે રાજકારણ, સામાજિક સુધારા અને પોતાના દેશના બધા સળગતા પ્રશ્નોનો અભ્યાસ કર્યો હતો. જ્યારે માણસને કોઈ એક પ્રકારની અપંગતા આવે છે ત્યારે તેની બીજી ઇંદ્રિયો સતેજ થાય છે એ હકીકત જાણીતી છે. દા. ત., જે માણસની આંખ જાય છે તેની સ્મરણશક્તિ ઘણી જ ખીલી નીકળે છે તે પ્રમાણે શારીરિક અપંગતાને કારણે માદ્રીબહેનની બુદ્ધિ વધારે તીવ્ર અને કુશાગ્ર બની હતી અને મિત્રોની સાથે વાતો કરતી વખતે એ પોતાના સ્પષ્ટ અભિપ્રાયોને માટે ચર્ચા તથા વાદવિવાદ કરી શકે એટલા હોશિયાર થઈ ગયાં હતાં.

જેમ જેમ એમનું વય વધતું ગયું તેમ એ સમજતાં થયાં કે એમનાથી પરણી શકાય તેવું છે નહીં અને એ પોતાનાં માબાપ કે ભાઈભાંડુના આશ્રિત થઈને પરાધીન જીવન જીવવા ઇચ્છતાં નહોતાં તેથી પોતાના નિર્વાહ માટે કોઈ ધંધો શીખવા માટે પોતાની માની સાથે મુંબઈ ગયાં. ત્યાં વેતરવાનું, સીવવાનું, ગૂંથવાનું, ગૂંથવાનું તથા ભરત વગેરેનું કામ એ શીખ્યાં. સાથે સાથે એમણે સંગીતનો શાસ્ત્રીય અભ્યાસ શરૂ કર્યો. એ જે કામ શીખતાં તેમાં એકાગ્ર ચિત્ત પરોવીને કુશળતા મેળવતાં. આવી રીતે થોડા જ સમયની અંદર એમણે અનેક વિષયો શીખી લઈને તે વિષયો શિખવવાનું કામ ઉપાડી લીધું અને પોતાના નિર્વાહ પૂરતું કમાઈ શક્યાં.

માદ્રીબહેન સુરતમાં હતાં ત્યારથી એમના ભાઈના મિત્રોમાંથી એક કનૈયાલાલ દ. [illegible] ના વિકાસમાં ખૂબ મદદરૂપ થતા હતા

અને સાંતાક્રૂઝમાં પણ શ્રી વકીલ તથા તેમના પત્નીનો સાથ માદ્રીબહેનને મળતો હતો. એમને સારા પુસ્તકો વાચવાને મળતા, તેમ થોડાક વિચારશીલ નવજુવાનો સાથે વાર્તાલાપ કરવાની તક મળતી હતી એમનો માનસિક વિકાસ ઉત્તરોત્તર વધ્યાં કરતો હતો

એટલામા શ્રી વકીલ ( કનૈયાલાલ ) એક ઑપરેશન માટે ઈંગ્લૅન્ડ ગયા. એમના કુટુંબીઓની એવી ઇચ્છા ખરી કે એ બૅરિસ્ટર થાય, બાપ પણ બૅરિસ્ટર હતા અને દાદા મુબઈની હાઈ કોર્ટના જજ ( સૌથી પહેલા ગુજરાતી હાઈ કોર્ટ જજ ) હતા લંડનમાં ચિત્ર અને બીજી કલાઓના સગ્રહો તથા પ્રદર્શનો જોતા જોતાં એમને કલાકાર તથા કલાવિવેચકો સાથે ઓળખાણ થઈ પરિચય વધતો ગયો તેમ અભ્યાસ પણ વધ્યો અને છેવટે બે વર્ષના ગાળા પછી જ્યારે એ મુબઈ આવ્યા ત્યારે એમણે કમાણીને માટે કલાવિવેચનનુ કામ શરૂ કર્યું

મુબઈ જેવા કલાપ્રિય શહેરમા હરહમેશ કાઈ ચિત્રોના પ્રદર્શનો, નાટકો, નૃત્યો વગેરે થયા જ કરે છે, તેને વિશે શ્રી વકીલે દર અઠવાડિએ વિવેચનો અને રચનાત્મક સૂચનાઓ 'બૉમ્બે ક્રૉનિકલ'મા પ્રગટ કરવા માંડી. આ કામ એમણે ૧૫-૧૭ વર્ષ સુધી સતત કર્યા કર્યું, અને તેમાંથી થોડી કમાણી પણ થઈ શકતી હતી એમણે માત્ર મુબઈમા નહીં પણ આખા દેશમા એક રચનાત્મક કલાવિવેચક તરીકે નામના મેળવી

આ શ્રી કનૈયાલાલ વકીલની પ્રેરણાથી માદ્રીબહેન પણ લલિતકળા તરફ વળ્યા

શીવણ–ભરત–ગૂથણમાં લાલિત્ય તથા સૌન્દર્યનુ તત્ત્વ તો આવશ્યક છે પણ હવે એમણે ઉસ્તાદોની પાસેથી સગીત શીખવા માડયુ. એમનો કઠ સારો હતો. સારગી અને દિલરુબા વગાડતા શીખ્યાં તાલ વગેરેનું જ્ઞાન સારું હતું. પોતાને ગાના કે વાદ્યો વગાડતા આવડતાં હતાં તેના કરતા સંગીતશાસ્ત્રનુ તેમનુ જ્ઞાન એટલુ બધુ સારું હતું કે આપણી હિંદી

## કુ૦ માદ્રી દેસાઈ

વર્ષો પહેલા મુંબઈના કલામંડળ (આર્ટ સોસાયટી)ના વાર્ષિક પ્રદર્શનમા એક પ્લાસ્ટરની શિલ્પકૃતિ મૂકવામાં આવેલી તેને 'જાગૃતિ' (ધી અવેકનિંગ) નામ આપવામાં આવ્યું હતું.

આ ઉત્તમ કૃતિને સૌથી પહેલું ઇનામ (સુવર્ણચંદ્રક) મળેલું. આ કૃતિ હતી શ્રી માદ્રી દેસાઈની. જે જમાનામાં ઉત્તમ હિંદી શિલ્પકારોની સંખ્યા ઓછી હતી અને આખા ભારત દેશમાં સારી સ્ત્રી શિલ્પકાર હશે કે કેમ તે વિશે શંકા હતી તે જમાનામાં એક ગુજરાતી સ્ત્રીએ આ બહુમાન મેળવેલુ.

અનેક જાતની શારીરિક અને માનસિક આપત્તિઓથી પીડાતી આ જુવાન સ્ત્રીએ, કેવળ પોતાના અચળ સંકલ્પબળથી પોતાની શક્તિઓ ખીલવી અને માત્ર ચિત્રકામ કે શિલ્પ કે સંગીતનો જ અભ્યાસ કર્યો એટલુ નહીં પણ લલિતકળાશાસ્ત્રના આદર્શો તથા સિદ્ધાંતોનો અભ્યાસ કરીને એ ગહન વિષય પર મૌલિક વિવેચન અને ટીકા કરી શકે એવી સૂક્ષ્મદૃષ્ટિ એ બહેન ખીલવી શક્યાં હતાં.

જે જે વ્યક્તિઓએ ગુજરાતના ઘડતરમાં ઠીક ઠીક ફાળો આપ્યો હતો તેમનાં નામ જનસમાજ ભૂલી જાય છે. સમાજમાં એવુ થયા જ કર્યું છે અને થયા કરશે.

સ્વ માદ્રીબહેનના ઇતિહાસ વિશે હું પૂછપરછ કરતો ત્યારે મને

માહિતી મળી કે સાંતાક્રુઝમાં રહેતા. આપણા લેખક ધનસુખલાલ મહેતાએ આ બહેન વિશે એક ટૂંકો લેખ 'જ્યોતિર્ધર' (૧૬-૧૨-૩૯)માં છપાવ્યો હતો અને પછીથી એમના એક લેખસંગ્રહ 'મીઠી નજરે'માં તેનો સમાવેશ કરવામાં આવેલો. લેખકની પરવાનગીથી આ લેખનો મેં થોડો ઉપયોગ કર્યો છે.

માદ્રીનો જીવનવિકાસ નીચે પ્રમાણે હતોઃ નવા ગુજરાતે સેવાભાવી સ્ત્રીકાર્યકરો ઉત્પન્ન કર્યાં છે તેમાં જયશ્રીબહેન રાયજી અને હંસાબહેન મહેતા એ બન્ને બહેનોનાં નામ સુપરિચિત છે. માદ્રીબહેન આ બહેનોના મામાની દીકરી થાય. છોકરીઓને પણ છોકરીઓની જેમ ઉદાર શિક્ષણ આપવાની પ્રથા માદ્રીબહેનના કુટુંબમાં ઓછી હતી. જો કે ઘરકામમાં અને વ્યવહારકાર્યમાં એ સ્ત્રીઓ કુશળ હશે, અને આ કુટુંબમાં લલિતકળા વિશેની વૃત્તિની પ્રણાલિકા ખરી.

નાની માદ્રી નિશાળમાં ભણતી હતી ત્યારે પોતાના ઘરના દાદર પરથી ગબડી પડી. કમનસીબે એને કરોડનાં હાડકાંમાં ગંભીર ઈજા થઈ. એ જમાનાનાં છોકરાંઓ પ્રત્યેની બેદરકારીને લીધે એ ગંભીર ઈજા માટે સામાન્ય મામુલી ઘરગથ્થુ ઇલાજો લેવાયા, અને જ્યારે નિષ્ણાત ડાક્તરોએ તપાસ કરી ત્યારે માલૂમ પડ્યું કે હાડકું ભાગી ગયેલું તે પાછું જોડાઈ ગયું છે અને એક જ્ઞાનતંતુને દબાવી રહ્યું છે.

આ ભયંકર ઈજા અને તેનાથી વધારે ભયંકર બેદરકારીને પરિણામે આ બીચારું બાળક આખી જિંદગી સુધી રિબાયું. એનાથી બરાબર ચાલી શકાયું નહીં, વખતોવખત અસહ્ય વેદના સહન કરવી પડી અને જીવનપર્યંત અપંગ બની ગઈ

એને જે સામાન્ય શિક્ષણ કહેવાય છે તે રીતસર ઓછું મળ્યું હતું, પણ પોતાના ભાઈઓ પાસેથી સારાં સારાં પુસ્તકો મેળવીને એણે સ્વાધ્યાય વધારી દીધો હતો. એણે માત્ર વાર્તાઓ અને નવલકથાઓનાં જ પુસ્તકો વાંચીને સંતોષ માન્યો નહીં, પણ જીવનવૃત્તાંતો,

સ્ત્રી–નૃત્યકાર મેનકા ( મિસિસ સોખી ) કે રશિયન " બાલે " નૃત્યકાર માદામ પાવલોવાને એ યોગ્ય સૂચનાઓ આપી શકતાં.

જગવિખ્યાત પાવલોવાએ મુંબઈમાં એક દિવ્ય વિષય લઈને નૃત્ય કર્યું ત્યારે માદીબહેન ઑર્કેસ્ટ્રામાં વાદ્ય વગાડવાને બેઠાં હતાં.

એક દિવસ માદીએ એક નાનું પ્લાસ્ટરનું પૂતળું શ્રી વકીલને ભેટ તરીકે આપ્યું. આ પૂતળું એક સંગીતકારનું હતું. તેની રેખાઓ એટલી બધી સચોટ હતી અને સંગીતના આનંદમાં લીન થઈ ગયેલા તેના મોં પર એવી લાગણીઓ દેખાતી હતી કે તે જોઈને શ્રી વકીલ ઘણું આશ્ચર્ય પામ્યા તરત જ એમણે માદીને એક જાણીતા શિલ્પકાર–જેમનું નામ તાલીમ હતું તેની પાસે શીખવા મૂક્યાં ત્યાં એમણે અનેક કૃતિઓ તૈયાર કરી, પણ આપણા દેશમાં આવી કૃતિઓ વેચાતી લેવાનો શોખ હજી જાગ્યો નહોતો, આવી જ કૃતિ " જાગૃતિ "ને માટે એને સુવર્ણ–ચન્દ્રક એનાયત કરવામાં આવેલો.

શ્રી ધનસુખલાલ મહેતા લખે છે : " માદી દેસાઈ માત્ર શિલ્પી ન હતાં એમણે અંગ્રેજી તેમ જ ગુજરાતીમાં અવારનવાર લેખો પણ લખેલા તેમનું સંગીતનું જ્ઞાન પણ સારું હતું અને મેનકા તથા પાવલોવાના અમુક નૃત્યના સંયોજન વખતે તેમણે સિતાર વગાડી લય અને તર્જની સમજણ આપેલી લલિતકલાઓ સંબંધી એમનું વાચન તો ઘણું હોય જ એ સ્વભાવિક છે કારણ કે કનૈયાલાલનું જીવન જ એના ઉપર હતું."

" સ્વ૦ કનૈયાલાલ વકીલ પાસે પ્રેરણા મેળવીને માદી દેસાઈએ પોતાના ક્ષેત્રમાં વિકાસ સાધ્યો, પણ ઋણના બદલામાં તેના કોમળ પણ દૃઢ નિશ્ચયી આત્માએ સ્વ૦ શ્રી વકીલને અદ્ભુત ઉત્સાહ અને ચેતન દિનપ્રતિદિન આપ્યા કર્યાં હતાં તે વાત વિસરી શકાતી નથી "

મોટાં અને ઠીક ધનિક કુટુંબમાં ... આ છોકરી સ્વતંત્ર

મિજાજની હતી, અને સુરતના ખાઓચિયામાંથી નાસી છૂટીને મુંબઈમાં વસી.

લોકોને કલ્પનામાં ન આવે એટલું દુઃખદર્દ એણે સહન કર્યું; કારણ કે કુટુંબે વખતસર એની સારવાર ન કરાવી. કેવળ આત્મબળથી એ ધંધાઓ શીખી અને સ્વાશ્રયી બની. એને કેળવણી ન આપી તે છતાં ૯૯ ટકા ગ્રેજ્યુએટોના કરતાં વધારે એણે વાંચ્યું, અને આત્મવિકાસ કર્યો.

મુંબઈના કલાકારો એને મળવા આવતા. કર્નલ સોખી અને ડૉક્ટર સોલોમન અને મેનકા એનાં મિત્રો હતાં. જગવિખ્યાત પાવલોવા સાથે સંબંધ બંધાયો હતો, 'ક્રૉનિકલ'ના તંત્રી શ્રી બ્રેલ્વિ અને શ્રી વૈકુંઠ લલ્લુભાઈ મહેતા વારંવાર એમને મળતા, પોતાના અને શ્રી વકીલના મિત્રો સાથે પ્રગતિશીલ વિચારોની ચર્ચા કરતાં.

શ્રી વકીલે 'ભારતની નૃત્યકળા' એ વિષય પર (અંગ્રેજીમાં) એક પુસ્તક લખવા માંડેલું. લગભગ બે તૃત્યાંશ ભાગ લખી કાઢેલો, અને એટલામાં ૧૯૩૭માં એમનું અકાળ મૃત્યુ થયું. જેવી રીતે દાદર પરથી પડીને એના બરડાનું હાડકું ભાંગી ગયું અને શરીરથી એ ટટાર થઈ શકી નહીં તેવી જ રીતે શ્રી વકીલના મરણથી એના મનનું હાડકું ભાંગ્યું.

આ નિડર, બહાદુર, સ્વાશ્રયી, દૃઢનિશ્ચયી સ્ત્રીની કેડ ભાંગી ગઈ. જે માણસે એ છેક બાલ્યાવસ્થામાં હતી ત્યારથી એના વિકાસ માટે નિરંતર ચિંતન અને વ્યવસ્થા કરેલા તેના મૃત્યુથી એને જીવન અકારું થઈ ગયું. એને થયું કે હવે જીવવુ શા માટે? અને આ કારી ઘા શી રીતે રુઝાય? પણ એના મિત્રોએ કહ્યું કે વકીલે શરૂ કરેલુ પુસ્તક જો કોઈ પૂરું કરી શકે તેમ હોય તો તે તમે જ છો.

દિવસો સુધી એ પથારીવશ રહી. જેને સાધારણ રીતે ગરીબ

અવસ્થા કહીએ તેવી રીતે એણે જીવન ગાળેલું, ઘરમાં બીજું કોઈ હતું નહીં, કે જે એની સારવાર કરે કે એને ખવડાવે.

તે છતાં એણે વકીલનું પુસ્તક પૂરું કરવાનો સંકલ્પ કર્યો. વકીલના લેખો, લખાણો, નોંધો, પુસ્તકોના ફકરા વગેરે શોધીને તથા પોતાના હાથે લખાણો ટાઈપ કરીને એણે પુસ્તક બારેક મહિનામાં પૂરું કર્યું. પછી એમણે તે છપાવવા માટે ટ્રસ્ટ કર્યું. પોતાની પાસે જે હતું તે તેમાં આપી દીધું અને ટાઈપ કરેલું પુસ્તક ટ્રસ્ટીઓએ કર્નલ સોખી અને ગ્લેડસ્ટન સોલોમનને સોંપી દીધું. અવ્યવસ્થા તથા બેદરકારીને લીધે એ પુસ્તક છપાયું નથી, ટાઈપ સ્ક્રીપ્ટ ક્યાં છે તે કોઈ કબૂલતું નથી પણ માદીબહેને પોતાનું ધારેલું કામ પૂરું કર્યું અને ૧૯૩૯ના નવેમ્બર મહિનામાં એ અવસાન પામ્યાં.

ગામડાંનાં ખેતરોના શેઢામાં અગર વાડમાં કોઈ સુંદર, સુવાસવાળું ફૂલ ઊગે અને તેનાં સૌન્દર્ય તથા સુવાસ કોઈના જાણવામાં ન આવે એ રીતનું લગભગ માદીબહેનનું જીવન હતું. જ્યારે એ અત્યંત દુઃખી હતાં ત્યારે અમે એમને મળેલાં. આજે વર્ષો પછી આ શૂરવીર ગુજરાતણને હું આ લેખરૂપે પુષ્પાંજલિ અર્પણ કરું છું.

## એક તાજ વિનાનો રાજા—પત્રકાર ડબલ્યૂ ટિ. સ્ટેડ.

બ્રિટિશ પ્રજાનું રાજ્યબંધારણ ધીમેધીમે, અમુક પ્રસંગોને અનુસરીને, બંધાતું જાય છે. ઘણાં વર્ષો સુધી બધી રાજ્યસત્તા ઇંગ્લેંડના રાજાના હાથમા હતી. પછી રાજાના સલાહકારો, મોટા મોટા સામંતો અને ધર્મગુરુઓએ આવી એકહથ્થુ સત્તા પર અંકુશ મૂકવા માંડયો.

આજે રાજાની સત્તા માત્ર નામની જ રહી છે. સામંતોની જે ધારાસભા છે, જેને હાઉસ ઑફ લોર્ડ્સ કહે છે, તેના હાથમાં પણ બહુ જ થોડી સત્તા છે, અને જે આમવર્ગની ધારાસભા છે તે લગભગ સર્વસત્તાધીશ બની ગઈ છે. સાથે સાથે એવું પણ બન્યું કે વિશાળ આમવર્ગનો મત કેળવવા માટે સેંકડો અથવા હજારો દૈનિક પત્રો એટલે છાપાં કાઢવાની જરૂર જણાઈ, અને આવા પત્રોમા વિદ્વાન, અનુભવી, અભ્યાસી તંત્રીઓએ લેખ લખવા માંડયા.

લંડનનું ટાઈમ્સ અને મેન્ચેસ્ટરનું ગાર્ડીઅન આ બન્ને છાપાંઓમાં એવા અભ્યાસપૂર્ણ લેખો આવવા લાગ્યા કે જેની અસર રાજ્યતંત્ર પર થવા લાગી.

આ બન્ને દૈનિક પત્રો છે, પણ મિ. સ્ટેડે એક માસિક કાઢ્યું (રિવ્યૂ ઑફ રિવ્યૂસ) અને તેમાં એવા અભ્યાસપૂર્ણ લેખો આવવા

મોટા કે જુદા જુદા મતના વાચકો પર પણ તેની ભારે અસર થતી જણાઈ.

સ્ટેડ અને એમના મિત્રોએ નવું વાતાવરણ જમાવ્યું કે જેને લીધે આખા યુરોપના રાજકીય વિચારોનું ઘડતર કેટલેક અંશે તેમના હાથમાં આવી ગયું, અને ગ્રેટબ્રિટનની અંદર એક કહેણી છે કે પત્ર (એટલે છાપાં) એ ચોથી રાજ્યસત્તા છે તે કહેણી તેમણે સાચી પાડી.

મિ. સ્ટેડની ગ્રેટબ્રિટનમાં જે પ્રતિષ્ઠા હતી તેનો પ્રત્યક્ષ અનુભવ મને ૧૯૧૦ની સાલમાં થયો હતો. બંગભંગ પછીનાં વર્ષોમાં આપણી રાષ્ટ્રીય મહાસભામાં ત્રણ આગેવાનો ઘણા મશહૂર બની ગયા હતા. લાલા લજપતરાય, બિપિનચંદ્ર પાલ અને ટિળક મહારાજ—જે ત્રિપુટીને આમવર્ગ 'બાલ, પાલ અને લાલ'ના લાડકવાયા નામથી ઓળખતો હતો.

૧૯૧૦ની સાલમાં બિપિનચંદ્ર પાલને રાજકીય કારણોને લીધે ઇંગ્લેંડ નાસી જવું પડ્યું હતું. હું તેમને ઓળખતો હતો. પણ ૧૯૧૦માં લંડનમાં અમારું ઓળખાણ વધારે ગાઢું બન્યું.

એક સાંજે બિપિનચંદ્ર પાલ મને સ્ટેડને ઘેર લઈ ગયા. પહેલા મહાયુદ્ધની આગળનાં વર્ષોમાં ગ્રેટબ્રિટન આખા જગતનાં બધાં રાજ્યોમાં વધારે પ્રતિષ્ઠિત ગણાતું હતું. અમેરિકાએ એવો નિર્ણય કર્યો હતો કે યુરોપના રાજકારણમાં અને તેના ઝઘડાઓમાં ભાગ લેવો નહીં.

ઇંગ્લેંડમાં બધા પત્રકારોમાં સ્ટેડનું સ્થાન ઊંચામાં ઊંચું હતું. એ તાજ વિનાનો રાજા ગણાતો હતો. એની સાથે મસલત કરવા માટે યુરોપના જુદા જુદા પ્રદેશોના આગેવાનો આવતા, અને સ્ટેડ પોતે આખા યુરોપમાં ફરીને સ્થાનિક પ્રશ્નોનો અભ્યાસ કરતા. ફ્રાન્સ અગર જર્મની કે રશિયા જેવા મહાન દેશોના તેમ જ રમકડાં જેવાં બાલ્કન રાજ્યોના પ્રજાકીય નેતાઓ સ્ટેડની સલાહ લેવા માટે આવતા.

આપણા હિંદી આગેવાનોએ પણ આપણી રાજકીય લડતનો આખો હેવાલ તેમને વખતોવખત સમજાવ્યો હતો. તુર્કી કે ઇજિપ્ત,

દક્ષિણ આફ્રિકા કે ચીનના લેખકો, કવિઓ,'રાજકીય નેતાઓ સ્ટેડની સહાનુભૂતિ મેળવવાના પ્રયાસો કરતા આવુ જબરુ વ્યક્તિત્વ આ એક ખાનગી પત્રકારનુ હતું. દેશપરદેશના મુખ્ય પ્રધાનો તેમ જ પરદેશ નીતિના પ્રધાનો એમની સાથે મસલતો કરતા એમની આવી જબરી પ્રતિષ્ઠાનું મુખ્ય કારણ એ હતુ કે એ સ્વતંત્ર મિજાજના હતા અને કોઈ પણ જાતની પક્ષાપક્ષીમા ગુચવાઈ જતા નહીં

એ દરેક પ્રશ્નનો ઊંડો અભ્યાસ કરતા એ મનુષ્યબધુત્વમાં શ્રદ્ધા રાખતા અને મનુષ્ય મનુષ્ય વચ્ચેની અસમાનતાની સામે લડવાને તત્પર હતા એમની કારકિર્દીની શરૂઆતના દિવસોમાં એમણે વેશ્યાઓના જીવન વિશે, તેમની આર્થિક સ્થિતિ, તેમને શા માટે આ ધંધામાં ફસાઈ જવુ પડે છે વગેરેનો અભ્યાસપૂર્ણ સચોટ લેખ લખીને આખા યુરોપમાં ખળભળાટ કરી મૂકેલો.

પોતે વેશ્યાઓને ઘેર દિવસો સુધી જઈને આ લોહીના વેપારને અગે કરોડપતિ માણસો પ્રજાત પ્રાતોની અજ્ઞાન બાળાઓને કેવી રીતે ફસાવીને કૂટણખાનાઓમા લાવે છે અને કૂટણખાનાઓમા તેમના પર કેવા અમાનુષી અત્યાચારો ગુજરાય છે તેનુ આબેહૂબ ચિત્ર એમણે યુરોપના જનસમાજ સમક્ષ ખડુ કરી દીધુ હતુ ત્યાર પછીના દિવસોમાં તો એમને સામાજિક પ્રશ્નો ઘણે અશે છોડી દેવા પડયા કારણ કે રાજકીય પ્રશ્નોનું ભારણ વધી ગયુ

એમની પાછળ કોઈ ધનવાન પત્રપ્રકાશકોનુ બળ નહોતુ, કોઈ સસ્થાની મદદ નહોતી પોતાના જેવા જ સત્યસકતા, પ્રગતિશીલ, ખંતીલા અભ્યાસકોનુ એક જૂથ ભેગું કરીને એ પોતાનુ માસિક ચલાવતા હતા. ઉદાર ભાવનાથી અને તટસ્થવૃત્તિથી કેવળ ન્યાયાન્યાયનો વિચાર કરીને પોતાના વિચારો અને ટીકા જણાવતા આખા જગતના રાજનીતિજ્ઞોની સાથે સંપર્ક હોવાને લીધે અને ઘણા દેશોમાથી પીડિતો એમની સલાહ તથા સહાય લેવા આવતા તેથી તેમને બધા દેશોના જાહેર પ્રશ્નોની પુષ્કળ માહિતી મળી રહેતી

ઘણું કરીને દરેક પખવાડિયે એમને ઘેર ચોક્કસ ઠરાવેલા સમયે અમુક મિત્રો એકઠા થતા અને પહેલેથી ઠરાવેલા એક અમુક પ્રશ્ન પર ચર્ચા થતી. આ સભામાં સ્ટેડની પરવાનગી મેળવીને મહેમાનો પણ જઈ શકતા.

આવી એક ખાનગી સભામાં બિપિનચંદ્ર પાલના મહેમાન તરીકે હું સ્ટેડને ઘેર ગયો. અમે ખંડમાં પેઠા કે તરત અમારે રજિસ્ટરમાં અમારું નામ અને અમારા કામધંધા વિશે હકીકતો નોંધાવવી પડી. હકીકત નોંધનાર સ્ત્રીએ અમને દરેકને એક છાપેલું કાર્ડ આપ્યું જેના પર અમારા દેશનું નામ મોટા અક્ષરે છાપ્યું હતું, અને બીજા એક નાના કાર્ડ પર અમારું નામ લખી આપ્યું.

એ બન્ને કાર્ડો દરેકે દરેક જણને છાતી પર ટાંગવાનાં હતાં. આ તરકીબને લીધે કોઈ પણ જાતની ઓળખાણવિધિ કરવાની જરૂર રહેતી નહીં. પાસેના જ ઓરડામાં (આપણે તેને દીવાનખાનું કહી શકીએ તેમાં) અમે જેવા પેઠા કે તરત મિ. સ્ટેડે અમારું સ્વાગત કર્યું. એમના કોટ પર પણ 'બ્રિટિશ' અને 'ડબલ્યૂ. ટિ. સ્ટેડ' એવાં બે કાર્ડો લટકતાં.

બિપિનચંદ્ર પાલે એમને મારું ઓળખાણ કરાવ્યું. હિંદના જાહેર-જીવનમાં હું શું ભાગ ભજવું છુ તે વિશે એમણે પ્રશ્નો પૂછ્યા. એ શરીરે જરા બેઠા બાંધાના, જાડા નહીં પણ સંગીન શરીરના હતા. એમનું માથું ઠીક મોટું હતું. એમના ચહેરા પર ગંભીરતા તથા આત્મગૌરવ છવાઈ રહ્યાં હતાં. તે સમયમાં એ સાઠેક વર્ષના હશે. એમની તેજસ્વી આંખમાં શાન્ત આત્મશ્રદ્ધા, અને મૃદુતાનું અજબ આકર્ષણ હતું, તે છતાં એ આંખો હૃદયમાં પેસીને આપણું તોલમાપ કાઢી લેતી હોય એવી તીક્ષ્ણ હતી. જેમ જેમ મહેમાનો દીવાનખાનામાં પેસતા ગયા તેમ તે બધા સાદી સુંવાળી ખુરશીઓ પર ગોઠવાતા ગયા.

બિપિનચંદ્ર પાલે આ ઓરડામાં કોણ કોણ છે તેની હકીકત

કહી, અને તેમનામાંથી કેટલાક સાથે ઓળખાણ પણ કરાવ્યું. આ ખંડમાં ફ્રાન્સ, જર્મની, સ્પેન, હોલેન્ડ, રશિયા, સ્પેન, ઇજિપ્ત, દક્ષિણ આફ્રિકા, વગેરે બીજા દેશોના જાણીતા લેખકો, કવિઓ તથા રાજકીય કે સામાજિક ક્રાન્તિના આગેવાનો હતા એકંદરે અમે ૪૦–૫૦ માણસો હોઈશું.

સ્ટેડે કોઈ પણ જાતની વિધિ વિના બે ત્રણ વાક્યોમાં કહી સંભળાવ્યું કે આજની ચર્ચા દક્ષિણ આફ્રિકાની રંગીન (કાળી) પ્રજાના મુખ્ય આગેવાન પ્રોફેસર દુબ્વા પોતાની પ્રજા પર જે દુઃખો અને અન્યાય વરસી રહ્યા છે તેના વર્ણનથી શરૂ કરશે અને પછી એમના ડાબા હાથેથી એક પછી બીજા એમ દરેકને પોતાના વિચારો જણાવવાની છૂટ છે

દુબ્વા મોટા વિદ્વાન પુરુષ હતા એ ઝુલુ કે બાસુટો કે કઈ જાતના હતા તે તો હવે મારા લક્ષમાં નથી, પણ એમણે પોતાની હકીકત જરા પણ આવેશ કે લાગણીવેડા બતાવ્યા વિના સાદી ભાષામાં સંભળાવી અને એમની રીત ઘણી પસંદ પડી હતી પણ આ દેશ-વિદેશના પ્રખ્યાત વિદ્વાનો સમક્ષ મારે પણ બોલવું પડશે તે સાંભળ્યું ત્યારથી મારા પગ ઠંડાગાર થઈ ગયા હતા મેં આવા પ્રશ્નોનો અભ્યાસ કર્યો નહોતો

ઇંગ્લેન્ડમાં દાક્તરી અભ્યાસ કરીને હું વડોદરાના મુખ્ય દવાખાનામાં મારા ધંધાનું તનતોડ કામ કરી રહ્યો હતો, અને પછીથી સયાજીરાવ ગાયકવાડના કૌટુંબિક દાક્તર તરીકે પૃથ્વીપ્રદક્ષિણા કરવા નીકળેલો.

મેં મારી મૂંઝવણ બિપિનચંદ્રના કાનમાં કહી ત્યારે તેમણે કહ્યું કે ઊભા થઈને માત્ર એટલું જ કહેજો કે 'મારે આ ચર્ચામાં ખાસ કાંઈ કહેવાનું નથી' જે ભાષણો થયાં તે બધાં અંગ્રેજી ભાષામાં નહોતાં થયાં મોટે ભાગે પરદેશીઓ ફ્રેન્ચ ભાષામાં બોલતા હતા, અને કેટલાક પરદેશીઓ અંગ્રેજીમાં બોલતા ત્યારે તેમના ઉચ્ચારો પણ જ વિચિત્ર

હતા તે છતાં એ બધાં વક્તવ્યોનો મર્મ તો સમજાતો હતો, કારણ કે મને થોડુ પુરતકિયા જ્ઞાન્ય આવડતુ હતુ બધાં ભાષણો થઈ રહ્યા પછી સ્ટેડે આખો પ્રશ્ન સમજાવ્યો. એમનાં વાક્યો ટૂકાં હતાં, ભાષા અત્યત સાદી અને ઘરગથ્થુ ઉચ્ચારણ બહુ જ સ્પષ્ટ, ધીમો મધુરો અવાજ—આખા પ્રશ્નનો છણાવટ તટસ્થવૃત્તિથી કરીને પ્રશ્ન સમજાવ્યો. એમનો પહેરવેશ સાદો હતો, કપડાંમા જરાય ટાપટીપ નહીં અને તે ઠીક ઠીક વપરાયલાં હતાં ઘરમાં અત્યત સાદાઈ હોવા છતાં આ ઓરડામા આખા યુરોપ તથા વિદેશના મહાન પુરુષોની છબીઓ (પોતપોતાની સહીઓ સાથેના) જોવામાં આવતી હતી આ સભામાં કોઈ જાતના ખાણાંપીણાં હતાં નહીં, અને સભાસ્થાનમા બીડીઓ પીવાતી નહોતી

સભાનુ વાતાવરણ તદ્દન ગભીર હતુ આ સત્તા વિનાના સાધુ ચરિત પત્રકારના હાથમાં આખા યુરોપની નાડ હતી અને જેમને સલાહ જોઈતી હોય તેમને એક કુશળ ચિકિત્સક તરીકે એ પોતાની સલાહ આપતા

ત્યાર પછીથી યુરોપ અમેરિકા અને આખા જગતનુ વાતાવરણ ઘણુ બદલાઈ ગયુ ફ્રાન્સ અને જર્મની વચ્ચે યુદ્ધ થાય એવો સંભવ હતો ૧૯૧૪મા યુદ્ધ શરૂ થઈ ગયુ અને સ્ટેડ અમેરિકા સાથે ખાનગી મસલત કરવા જેમાં જતા હતા તે મોટી સ્ટીમર 'લ્યુસિટાનિયા' ટોરપિડો થઈ અને તેમા બેત્રણ હજાર માણસો હતાં તેમની સાથે પાંચેક સેકડની અદર એ સ્ટીમર સમુદ્રને તળિયે જઈ ને બેઠી

સ્ટેડના જેવા બહુશ્રુત, અનુભવી, સાધુચરિત, નિષ્પક્ષ તત્રીઓ વિરલ જ હોઈ શકે, પણ તત્રીઓ આવી ઉચ્ચ કોટિના હોય તો જ તેમના લેખોનુ વજન પડે

તત્રીઓની ચમત્કારિક ભાષાથી તો માન મામુલી મનુષ્યો જ અંજાઈ જતા હશે અને તે પણ બહુ થોડા સમય માટે સાચી કિંમત

તો અભ્યાસપૂર્ણ વિચારોની હોય છે. આવા તંત્રીઓએ પ્રજામત સાથે સતત સંપર્ક રાખવાનો હોય, અને તેની સાથેસાથે પ્રજામત કેળવવાની બુદ્ધિ તથા હિંમત હોવાં જોઈએ.

આવા તંત્રીઓની આસપાસ વિચારકોનું મંડળ હોવું આવશ્યક છે અને એવા મંડળમાં પરપ્રાંત કે પરદેશથી આવેલા મહેમાનો પોતાના વિચારો દર્શાવતા રહે તો જ આપણામાંથી પ્રાંતીય અભિમાન જતું રહે, અને બધી વાતોને સંકુચિત દૃષ્ટિથી નહીં જોતાં મનુષ્યપ્રેમ તથા સમભાવથી બધા પ્રશ્નોનો ઉકેલ આણવાની શક્તિ તથા વૃત્તિ કેળવાય.

## પં. સુખલાલજી સાથેની એક મુલાકાત

માણસનો સ્વભાવ એવો છે કે એને પારકા ભાણાનો લાડુ હમેશાં મોટો જણાય છે; અને માંસાહારીઓમાં તો એક કહેવત પણ છે કે, 'ઘર કી મુરઘી દાલ બરાબર.'

અમદાવાદમાં ભદ્રની પાસે આવેલી સીદી સૈયદની મસ્જિદની જગમશહૂર બારીઓ જોવા જગતના જુદા જુદા પરદેશોના હજારો માણસો આવે છે, પણ અમદાવાદ શહેરમાં લાખો લોકો એવા હશે કે જેમણે તેના પર નજર સરખીયે નાંખી નહીં હોય. અર્થાત્‌, જેનાથી આપણે પરિચિત હોઈએ છીએ તેના તરફ આપણું દુર્લક્ષ રહે છે.

વીસમી સદીના પહેલા દસકામાં રવિબાબુ—કવિવર રવીન્દ્રનાથ ઠાકુર—બંગાળામાં જાણીતા હતા. એક પ્રખર દેશભક્ત તરીકે બંગભંગના દિવસોમાં તેમની ખ્યાતિ થઈ હતી. તેમણે કાવ્યો, નાટકો, વાર્તાઓ વગેરે ઉચ્ચ સાહિત્ય લખીને નામના મેળવી હતી, પણ જ્યારે એમણે પોતાની કૃતિ 'ગીતાંજલિ'નું અંગ્રેજી ભાષાન્તર કર્યું અને યેટ્સ જેવા પ્રસિદ્ધ બ્રિટિશ કવિએ તેનાં ખૂબ વખાણ કર્યાં, ત્યારથી કવિ ટાગોરનું નામ આખા જગતમાં જાણીતું થઈ ગયું અને હિંદીઓએ તેમને સન્માનવા માંડયા.

દેશભરના વિદ્વાનવર્ગમાં તેમજ ગુજરાતમાં પંડિત સુખલાલજીનું નામ વર્ષોથી જાણીતું છે; પણ થોડા સમય પહેલાં એમના પ્રશંસકોએ

એમનું સન્માન કર્યું; વિશ્વવિદ્યાલયે એમની કદર કરીને *ડૉક્ટરની ઉપાધિ આપી; અને છાપાંઓમાં એમના જીવન વિશે, એમની વિદ્વત્તા વિશે, એમણે લખેલાં અનેક પુસ્તકો વિશે હકીકતો છપાઈ ત્યારથી ગુજરાત એમના પ્રભાવ તથા મહત્તાથી પરિચિત થઈ ગયું.

ત્રીસેક વર્ષ પહેલાં જ્યારે પંડિત સુખલાલજી ગુજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વ મંદિરમાં દાખલ થયા ત્યારે અમારું પરસ્પર ઓળખાણ થયું હતું.

આજે જ્યાં શારદા મન્દિરની કન્યાશાળા થઈ છે તે મકાનમાં અમારો 'સેવાશ્રમ' હતો અને ત્યાંથી 'યુગધર્મ' માસિક નીકળતું હતું.

અમદાવાદ શહેરના તેમ જ બહારના ગુજરાતી વિદ્વાનો, તેમજ અન્ય પ્રાન્તોના વિદ્વાનો એ આશ્રમમા વાર્તા ચર્ચા કરવા માટે આવતા, અને ૧૯૨૦ થી ૧૯૨૫ સુધીમા ગુજરાતે જે દેશસેવકો ઉત્પન્ન કર્યા હતા તેમાથી ઘણાનાં દર્શન અમને થતા, અને એ વિદ્વાનો 'યુગધર્મ' માટે લેખો લખી આપતા પંડિત સુખલાલજી પણ તે આપ્તમંડળમા હતા.

ત્યાર પછી ૧૯૨૯માં મારા કુટુમ્બે અમદાવાદમા ઘર બધાવીને ત્યાં જ રહેવાનુ રાખ્યું. અમારે ઘેર કોઈ હિંદી કે પરદેશી વિદ્વાન મિત્રો મુલાકાતે આવતા ત્યારે તેમને મળવાને તથા તેમની સાથે વાતચર્ચા કરવા માટે સભાઓ ગોઠવાતી આવી અનેક સભાઓમા જ્ઞાનજિજ્ઞાસુ પંડિતજી આવતા હતા અને ચર્ચામા સારો ભાગ લેતા હતા.

થોડા મહિના પહેલા મારે થોડી માહિતી એમની પાસેથી મેળવવી હતી તેથી હુ એમના મુકામે બે વાર જઈ આવેલો પંડિતજી અમદાવાદમાં નહોતા અમદાવાદ પાછા આવીને જ્યારે એમણે આ વાત જાણી એટલે તરત જ તેઓ અમને મળવાને આવ્યા. અમારે સવાએક કલાક સુધી જે વાતચર્ચા થયા તે મારી શક્તિ પ્રમાણે 'સંસ્કૃતિ'ના વાચકોની સમક્ષ રજૂ કરું છુ

* ડૉક્ટર=અધ્યાપન કરાવનાર

અમારો મેળાપ થયો ત્યાર પહેલાં અમને બન્નેને (શારદાબહેન તથા મને) હર્ન્યુ થયો હતો અને પંડિતજીને પણ થઈ ગયેલો અમે બંને ૭૫ વર્ષ વટાવી ગયાં છીએ અને આ દુષ્ટ રોગને લીધે અમારામાં પુષ્કળ નબળાઈ આવેલી સ્વાભાવિક રીતે અમે એકમેકના ખબરઅંતર પૂછ્યા અમને બંનેને ઔષધિઓમાં શ્રદ્ધા ઓછી છે મેં થોડા સમય પહેલાં 'સંસ્કૃતિ'માં 'દાક્તરી ધંધા વિશે મારા અનુભવો અને ચિંતન' નો લેખ લખ્યો હતો તે વાત પંડિતજીએ ઉપાડી અને કહ્યું કે તમારા લેખોમાં સ્પષ્ટવક્તૃત્વ છે તે ઘણું આકર્ષક છે મેં કહ્યું કે મને દાક્તરો પ્રત્યે અણગમો નથી; પણ જે આંધળી રીતે દાક્તરો નવી નવી દવાઓ વાપરે છે તેનો મને સખત વિરોધ છે

દાક્તરો પ્રમાણિત અને ઠરેલી (ફાર્માકોપીઆની) ઔષધિઓ વાપરવાને બદલે અત્યંત મોંઘી દવાઓ જ લખી આપે છે વળી એન્ટી-બાયોટિક્સ કહેવાય છે તે અને પેનીસિલીન જેવી ઔષધિઓ અમુક પ્રસંગોએ જ વાપરવાની હોય છે, પણ તેમ કરવાને બદલે સામાન્ય પ્રેક્ટિશનરો (દાક્તરો) એવી દવાઓ વગર વિચારે ઠોકી મારે છે

બિચારા પિડાતા માણસો એવા અધીરા બની ગયા હોય છે કે સમજ્યા વિના એ દર્દીઓ પોતે આવી બિનજરૂરી ઔષધિઓ માગે છે આ દવાઓ ઘણી મોંઘી પણ હોય છે પરિણામ એ આવ્યું છે કે સામાન્ય માણસો દાક્તરોના તેમ જ ઔષધિઓના ગુલામ બની ગયા છે આ ભયંકર સ્થિતિ વિશે મારા જેવા અનુભવી દાક્તરે લાલબત્તી બતાવવી જ જોઈએ

પંડિતજીએ કહ્યું કે વૃદ્ધાવસ્થા થાય ત્યારે 'નબળી ગાયને બગાઈઓ ઘણી'ના ન્યાયે (કે અન્યાયે) અનેક પીડાઓ થાય છે તેમ છતાં તેમનામાં સહનશીલતા ઘણી ખીલે છે વૃદ્ધ માણસને મુખ્ય ચિંતા એ રહે છે કે કોઈ આપ્તજનને (કે અનેકને) ત્રાસરૂપ ન થવાય તો સારું બીમાર પડીએ તો પોતાને પીડા થાય અને પારકાને હેરાનગતિ થાય

આ ચર્ચા ચાલતી હતી ત્યારે જે અમારા જુવાન મિત્ર—સુરેન્દ્ર કાપડિયા—પંડિતજીને અમારે ઘેર લાવેલા તેમણે ભાંડારકર વિશે લોકમાન્ય ટિળકે જે કડવી ટીકા કરી હતી તેની યાદ આપી. *'સંસ્કૃતિ'માં સ્વામી આનંદે ગાંધીજી લોકમાન્યના મહેમાન સિંહગઢમાં થયેલા તે વખતનો હેવાલ આપ્યો છે.

ગાંધીજીની સાથે એક દક્ષિણી દાક્તર હતા. આ અરસામાં સ્વ. રામકૃષ્ણ ભાંડારકર ગંભીર માંદગીથી પીડાઈ રહ્યા હતા. તેમને પક્ષઘાત થયો હતો અને એટલા બધા અપંગ થઈ ગયેલા કે અનેક આપ્તજનોને તેમની સારવારમાં રહેવું પડતું હતું. એમની માંદગી બે–ત્રણ વર્ષ સુધી લંબાઈ હશે તેથી એમની સેવા કરનારાઓને હદપારનો ત્રાસ વેઠવો પડતો હતો.

ભાંડારકર સમાજસુધારક હતા અને લોકમાન્ય સુધારકોની વિરુદ્ધ હતા. એમનું મંતવ્ય એવું હતું કે પહેલાં અંગ્રેજોને કાઢો. ત્યાર પછી સુધારાનો પ્રશ્ન ઉપાડીશું. સમાજમાં એવી છાપ પડેલી ખરી કે લોકમાન્ય સમાજસુધારાની વિરુદ્ધ છે.

૧૮૯૫ની કોંગ્રેસ પૂનામાં ભરાઈ ત્યારે કોંગ્રેસનો મોટો મંડપ સમાજસુધારા પરિષદને આપવો કે નહીં તેની ચર્ચા વખતે લોકમાન્યે, ગોખલે, રાનડે વગેરે સમાજસુધારકો પર કડવા ક્રૂર પ્રહારો કર્યા હતા.

ગાંધીજીની સાથે જે દાક્તર આવેલા તે લોકમાન્યના પણ પ્રશંસક હતા. લોકમાન્યે તેમને પૂછ્યું કે: 'કેમ દાક્તર! તમારા ભાંડારકર કેમ મરી જતા નથી?' દાક્તરે કહ્યું કે મોત ન આવે તેમાં ભાંડારકર શું કરે? ઘણાં દિવસો સુધી તો બેભાન રહે છે. ટિળકનાં અભિપ્રાય અને સલાહ એવાં હતાં કે આવા સંજોગોમાં બીમાર માણસે પોતાના જીવનનો અંત આણવો જોઈએ.

પંડિતજી જરા ગંભીર બની ગયા અને પછી તેમણે કહ્યું કે

* ઑગસ્ટ, ૧૯૫૭નો 'સંસ્કૃતિ'નો અંક

આપણા શાસ્ત્રોમાં લખ્યું છે કે વૃદ્ધાવસ્થામાં ત્રણમાંથી એક વસ્તુ હોવી જોઈએ. અપત્ય ( છોકરાં ), કલત્ર ( પત્ની ), અને સત્સંગ. આ ત્રણે જેને ન હોય તેમની વૃદ્ધાવસ્થા દયાજનક છે. એમ માનો કે આ ત્રણેય સેવા કરવાને તત્પર હોય; પણ તે છતાં જે વૃદ્ધોને આવી સેવા લાંબા વખત સુધી લેવી પડે તે તેમને રુચતું નથી.

મેં ઉમેર્યું કે રોમન એટલે હાલના યુરોપીય કાયદામાં આપઘાત કરવો એ ગુનાહિત કૃત્ય ગણાય છે, પૌરસ્ત્ય દેશોમાં તેમ નથી. અતિવૃદ્ધ થયેલા અપંગો આત્મહત્યા કરે તે ક્ષમ્ય ગણાયું છે, અને જાપાની લોકોમાં તો ઇજ્જત જાય ત્યારે આપઘાત કરવો એ ધર્મ ગણાયું છે.

મેં પંડિતજીને પૂછ્યું કે આ અંગે જૈનધર્મમાં શો મત છે? તેના જવાબમાં એમણે કહ્યું કે જૈન અને બૌદ્ધધર્મમાં લગભગ સરખી જ માન્યતા છે.

જ્યારે જ્યારે કોઈ વૃદ્ધ મનુષ્યને એવી ખાતરી થાય છે કે પોતે અપંગ બનીને બીજાઓને ત્રાસરૂપ થઈ જાય છે ત્યારે તેને અનશન કરવાની અનુમતિ છે તેમ કરવાની પણ વિધિ હોય છે, અને આપણા હાલના અંધશ્રદ્ધાળુયુગમાં તો જે મનુષ્ય અનશન કરીને જીવનનો અંત આણવાનો પ્રયત્ન કરે છે તેનાં દર્શન કરવાને સેંકડો લોકો ઊમટી પડે છે. જે મનુષ્યની અંત ઘડીઓ શાંતિમાં અને સમાધિ જેવી સ્થિતિમાં ગાળવાની હોય તેને અનાડી લોકો પુષ્કળ ત્રાસ આપે છે

સામાન્ય રીતે આત્મહત્યા કરવાના અનેક માર્ગો સૂચવાયા છે. એમાં એક તો અનશનનો છે ધીમે ધીમે અન્ન ઓછું કરવામાં આવે છે તો કષ્ટ ઓછું પડે છે બીજો માર્ગ જોરથી વહેતી નદી અથવા ઊંડા ધરામાં પડીને ડૂબી જવાનો છે ત્રીજો માર્ગ એ છે કે જંગલોમાં જ્યાં હિંસક પ્રાણીઓ ( વાઘવરુ ) વસતા હોય ત્યાં જઈને જીવનનો અંત આણી શકાય છે. ઊંચા પહાડના શિખર પરથી કૂદકો મારવાનાં અનેક સ્થળો આજે પણ બતાવવામાં આવે છે એવાં સ્થળોને ભૈરવ-જપ કે ભૈરવસ્થાન એવાં એવાં નામ અપાયાં હોય છે.

સ્વાભાવિક રીતે જ અમે પ્રા. ધર્માનંદ કોશાંબીની વાતે ચડ્યા. એ પ્રખર વિદ્વાન સજ્જનનું મૃત્યુ અત્યંત કરુણ સંજોગોમાં થયું હતું.

અમારા બન્નેના એ મિત્ર થાય. વૃદ્ધાવસ્થા અને શારીરિક નબળાઈ કાંઈક વહેલાં આવેલાં. નાનપણમાં ઘણી કઠણાઈ ભોગવેલી. સાધુજીવનમાં પણ એ સિલોન, બર્મા વગેરે દેશોમાં ગયા ત્યારે એમને ખોરાકની બાબતમાં ઘણી મુશ્કેલી પડેલી; કારણ કે એ માંસાહારી નહોતા અને ભારત બહારના બૌદ્ધો માંસાહાર કરે છે.

અધ્યયન-અધ્યાપનનું તથા સંશોધનનું કાર્ય ઓછું કર્યું ત્યાર પછી કોશાંબીજીને 'હરિજનો'ની સેવા કરવાની ઇચ્છા થઈ.

મુંબઈમાં બીરલાના ખર્ચે એક 'બહુજન વિહાર' બાંધવામાં આવ્યો હતો, અને તેમા ઉપદેશકને રહેવા માટે સારી સગવડ હતી. કોશાંબીજી ત્યા રહીને ઉપદેશ તથા સેવા કરવા લાગ્યા એ 'વિહાર'ની આસપાસ રહેતા હરિજનો મોટેભાગે દક્ષિણના છે, અને તેથી મરાઠી ભાષામાં ઉપદેશ કરવાનું એમને ફાવી જાય તેવુ હતુ.

એક ઉનાળામા ત્રણ મહિના મે કોશાંબીજી સાથે ગાળવાનો (અને એમના સેવાકાર્યમા મદદ્રૂપ થવાનો) વિચાર કર્યો

હુ 'વિહાર'મા ગયો અને મારે રહેવાની સગવડ જોઈ લીધી. પણ એટલામાં એક અણધાર્યો અને કમનસીબ બનાવ બન્યો. 'વિહાર'ની આસપાસ રહેનારા હરિજનો 'શેડ્યુલ્ડ ક્લાસ ફેડરેશન'ના સભ્યો હતા અને તેના આગેવાન ડૉ. આંબેડકર હતા એ પણ મહાન વિદ્વાન માણસ એમને શંકા ગઈ કે કોશાંબીજી કોંગ્રેસ તરફથી ફેડરેશનનું કામ તોડવા માટે 'વિહાર'મા વસ્યા છે. આ કારણે ડૉ આંબેડકરના અનુયાયીઓએ મંદિરમા કોશાંબીજીને પ્રવચન કરવા ન દીધાં

કોશાંબીજી મંદિરમા બોલવા જાય કે તરત આ લોકો ઘંટા વગાડે, શંખ ફૂંકે અને ઘોંઘાટ કરે. પરિણામ એ આવ્યુ કે એમને આ 'વિહાર' છોડવો પડ્યો. શાંતિથી વાંચવા અને સેવાકાર્યો કરવા

માટે 'વિહાર'માં વસેલા કોશાંબીજીને 'વિહાર' છોડવો પડશે, અને તેથી મારી ઉમેદ પણ નિષ્ફળ ગઈ.

પંડિતજી સાથે કોશાંબીજીના છેલ્લા દિવસોની વાત નીકળી. એમણે વિગતવાર વર્ણન કરીને જણાવ્યું કે થોડાં વર્ષો પછી કોશાંબીજીની શારીરિક સ્થિતિ બગડતી ગઈ અને તેમના મનમાં સ્પષ્ટ પ્રતીતિ થઈ કે હવે એમનું જીવન સમાજને ઉપકારક રહેશે નહીં. પોતે કોઈની પણ સેવા કરી શકતા નથી અને કોઈ મિત્રને નાહક તકલીફ આપ્યા જ કરવી પડશે.

જિનવિજયજી, પંડિતજી, કાશ્યપજી, મોતીબહેન જેવા એમના નિકટના અનેક મિત્રોએ અવારનવાર એમને સલાહ આપી કે એમના જેવા પવિત્ર, વિદ્વાન પુરુષ સારનાથ અથવા કાશી કે એમને અનુકૂળ પડે એવા કોઈ પણ સ્થળમાં માત્ર રહેશે તો પણ રહેવા, ખાવા, સેવા વગેરેની ગોઠવણ થઈ જશે, અને કોઈ ઉત્સુક વિદ્યાર્થીઓને માર્ગદર્શન પણ આપી શકાશે.

એ થોડા દિવસ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં રહ્યા, પણ એમના મનનું સમાધાન થયું નહીં અને અનશન કરવાની દૃષ્ટિએ સરયુ નદીને કાંઠે સ્વામી સત્યાનંદજીના સેવાશ્રમમાં એ ગયા. એ વેળાએ એમની સાથે ચૈતન્યજી નામે એક ગુજરાતી સેવક—જે અત્યારે સેવાપુરીમાં (કાશીથી પંદરેક માઈલ દૂર) સર્વોદયનું કાર્ય કરે છે—રહ્યા હતા.

આ ચૈતન્યજીએ ખૂબ કાળજીપૂર્વક કોશાંબીજીની પરિચર્યા કરી. યાદ છે ત્યાં સુધી કોશાંબીજીએ ઓગણીશ દિવસના ઉપવાસ એ વખતે કર્યા હતા. પણ એ દરમિયાન ગાંધીજી, ટંડનજી અને બીજા અગ્રગણ્ય અનેક પુરુષોએ તાર કરીને કોશાંબીજીને અનશન મૂકી દેવા માટે અનુરોધ કર્યો. છેવટે ત્યારે તો એમણે અનશન પડતું મૂક્યું. પણ પાછળથી, થોડાક મહિનાઓ વીત્યા પછી, પોતાના મૂળ નિશ્ચય પ્રમાણે અનશન કરવાનો જ એમણે નિર્ણય કર્યો અને સેવાશ્રમમાં જઈને

કાકા કાલેલકરની નિકટતામાં એમણે અનશન કર્યું. એક માસના અનશન પછી સેવાગ્રામમાં જ એમણે પ્રાણ ત્યજ્યા.

કોશાંબીજીની વાતો પરથી અમે જિનવિજયજીના જીવન પર સરી પડયા. સુખલાલજીને એમને માટે ઘણું જ માન છે. જિનવિજયજીમા પ્રતિભા અને સરળતા છે. એમનામા અનહદ સાદાઈ છે, સ્વભાવે એ પ્રેમાળ અને લાગણીવાળા છે.

એક નાના ગામડાના નાના જમીનદારને ઘેર જિનવિજયજી જન્મેલા એમનુ ભણતર નહીં જેવુ હતું. છેક નાનપણમા એમના પિતાએ એક જૈન યતિ( ગોરજી )ને આપી દીધેલા એમણે જાત-મહેનતથી જ ( Self-taught ) અભ્યાસ કર્યો પોતાની મેળે જ એમણે પુષ્કળ વાચ્યુ. મૂળથી જ એમની આખો બગડેલી તો હતી જ, અને એમા અતિવાચને એમની આખોના નબર ખૂબ વધારી મૂકયા.

એમણે સાધુની દીક્ષા લીધી. એમનામા અપરિગ્રહનો જબરો ગુણ છે. એમને જો નાણા મળે તો તેનો સારો ઉપયોગ કરવામા એમને આનદ થાય છે એમનામા અજબ ઉદારતા છે, અને પૈસા લેવા કરતા આપવામાં એ વધારે આનદ ભોગવે છે ટૂકમા, એમનામા સાચી સાધુવૃત્તિ છે. હવે વૃદ્ધાવસ્થા થઈ છે અને શારીરિક નબળાઈ પણ આવી છે, તેમ છતાય બને ત્યા લગી એ રેલવેના ત્રીજા વર્ગમા મુસાફરી કરે છે

૧૯૨૧-'૨૨માં જિનવિજયજી ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા અને ત્યારથી એમણે સાધુવેષનાં કપડા છોડ્યાં તથા પગપાળા ચાલવાને બદલે એમણે રેલવે તથા મોટરનો ઉપયોગ કરવા માડ્યો. ખરુ જોતા તો એ મહાન સાધુ બન્યા છે એમની આખો બગડી છે તે છતા એમનુ વિદ્યા-ઉપાસનાનુ કામ ઓછુ થયું નથી

જિનવિજયજી આજે એમની શક્તિ કરતાં વધારે પડતુ કામ કરી રહ્યા છે. એમનુ કામ લગભગ આઠ ,સ્થળોમાં ચાલી રહ્યુ છે

મુંબઈના ભારતીય વિદ્યાભવનમાં એમનું સંશોધનકાર્ય ચાલી રહ્યું છે, જયપુરમાં પણ એમની દેખરેખ નીચે અનેક વિદ્વાનો સંશોધનકાર્ય કરી રહ્યા છે, ચિત્તોડની પાસે ચંદેરિયા નામે ગામડામાં દોઢસોએક વીઘાં પથરિયા જમીન મળી છે અને ત્યાં એમણે આશ્રમ સ્થાપ્યો છે તથા ખેતી પણ કરાવે છે. વળી વખતોવખત અમદાવાદ આવીને ત્યાં પણ ગ્રંથસંપાદનનું કાર્ય કરે છે

એમનું મુખ્ય કામ સંશોધન ( રિસર્ચ )નું છે. ઘણા વિદ્વાન છે પણ સાથે સાથે તેમનામાં હાસ્યવૃત્તિ પણ છે, પ્રમાણવાદ (ઓથોરિટી) ના કરતાં એમને બુદ્ધિમાં વધારે શ્રદ્ધા છે. એમનું વલણ બુદ્ધિજન્ય ( રેશનલ ) છે એ પરદેશ જઈ આવ્યા છે અને ઘણું કરીને તેમને સંસ્કૃત, અર્ધમાગધી, ગુજરાતી, મરાઠી, હિંદી વગેરે ભાષાઓ ઉપરાંત બંગાળી, અંગ્રેજી તથા જર્મન ભાષાઓનું પણ જ્ઞાન છે.

વાતચીતની વેળાએ એક પ્રસંગે પંડિતજી મુક્તકંઠે હસ્યા ત્યારે મેં એમને કહ્યું કે તમારા મોકળા હાસ્યથી મને આપણા મિત્ર પાઠક ( રામનારાયણ ) સાંભરી આવે છે.

મેં ઉમેર્યું કે મારા લાંબા અનુભવની અંદર મને એમના જેવો કોન્વરસેશનલિસ્ટ એટલે વાતચર્યા કરવામાં નિપુણ માણસ મળ્યો નથી. એવો કોઈ વિષય નહોતો કે જેના પર એમને કંઈ ને કંઈ કહેવાનું, પૂછવાનું ના હોય. આ કળા ઘણા થોડા હિંદીઓમાં છે. ત્યારે પંડિતજીએ કહ્યું કે પાઠકજી બહુશ્રુત હતા, એમને દરેક વિષયમાં રસ પડતો હતો. એમનું વાચન વિશાળ હતું. એમને રસમય ચર્ચા કરવાનો શોખ હતો. એમ કહી શકાય કે એ મશ્કરીઓ પણ ઠીક કરતા; હસતા અને હસાવતા. વાત કહેવાની કળા એમણે હસ્તગત કરી હતી, એ પ્રશ્નોરા હતા ખરા ને !

એ વિદ્વાન હતા અને આનંદી હતા. એમના મિત્રમંડળમાં એ આનંદ ફેલાવતા સાથે સાથે એ ઉત્સાહી પણ હતા. વિદ્યાર્થી એમની

પાસે જાય તો એ હર્ષઘેલા બની જતા અને વિદ્યાર્થીઓને મદદરૂપ બનવાને હમેશા તત્પર રહેતા

મને પાઠકના મા બાપ સાભરી આવ્યા પાઠકને તો હુ ૧૯૨૦ '૨૧ માં પહેલો મળ્યો હોઈશ, પણ છેક ૧૯૧૫માં કવિ ન્હાનાલાલે પાઠકનાં મા–બાપનુ ઓળખાણુ (વડોદરામાં) મને કરાવ્યું હતુ.

પાઠકની વાત પરથી એમના ઘનિષ્ટ મિત્ર ભાઈ રસિકલાલ પરીખની વાત નીકળી ભાઈ રસિકલાલ પરીખને પણ હું ગુજરાત વિદ્યાપીઠમા જ પહેલવહેલો મળ્યો એમની પ્રકૃતિ શાંત હતી અને વખતે એ શરમાળ પણ હશે પંડિતજીએ એમને માટે જે શબ્દો વાપર્યા તે મને યોગ્ય લાગે છે એમણે કહ્યુ કે રસિકલાલ એક ચિત્ત ધ્યાનનિષ્ઠ છે ગુજરાતમા એમના જેવા વિદ્વાન માણસો ઓછા છે એમનામા સરળતા અને મૃદુતા છે

અમારા એકબીજા સાથેના પરિચયની વાત થતા પંડિતજીએ કહ્યુ કે: 'મે તમને ઘણા ઘણાં વર્ષો પહેલા (૧૯૧૭ની આસપાસમા) પાટણમાં પહેલવહેલા સાભળ્યા હતા, અને મને થયુ કે આ અવાજમાં સ્પષ્ટવક્તૃત્વ અને નિખાલસતાનો રણકો છે'

પાટણ ઘણું ગદું ગામ છે, અને ગામની વચ્ચોવચ વાડાઓમાં એકસામટાં અનેક પુરુષો મળત્યાગ કરવા બેસતા હતા સ્ત્રીઓ જુદા વાડાઓમા બેસતી વાડાઓમા નાનીસરખી ગંદી લોટીમાં સહુ પાણી લઈ જતાં આ લોટી કદી માજવામાં આવતી નહીં

હિંદુઓને (અને જૈનોને) હદપારની ગંદી ટેવો હોય છે એ ક્યારે અને શી રીતે સુધરશે તે સમજાતુ નથી જુઓને મંદિરો પણ સ્વચ્છ હોતા નથી હુ પોતે તો સરસ્વતી નદી તરફ આવેલ એક જૈન બોર્ડિંગમાં સૂતો અને પ્રાતઃકર્મથી પરવારીને ગામમા જતો રસ્તામાં ઠેરઠેર છોકરાઓ મળત્યાગ કરતાં અને સ્ત્રી–પુરુષોને લઘુશંકા માટે તો રસ્તામાં બેસવુ પડતું

અમે લગભગ સવાએક કલાક સાથે બેસીને વાતો કરી હતી. શારદાબહેને તેમ જ ભાઈ સુરેન્દ્ર કાપડિયાએ પોતાનાં મંતવ્યો પણ જણાવેલાં.

સુખલાલજીના વિચારો, અનુભવો તથા મંતવ્યો જણાવવા માટે જ આ લેખ લખ્યો છે. પહેલાંથી વિચાર કરેલો નહીં કે એ વિશે હું કાંઈ લખીશ એટલે એક પણ નોંધ કરેલી નહીં. તેથી લેખમાં જે કાંઈ ભૂલો થઈ હોય તે મારી છે; જો કે પછીથી કરેલી મારી નોંધો એમને બતાવી હતી

છેવટે મેં પંડિતજીને પૂછ્યું કે તમે પણ હવે બનારસ જઈને ત્યાં રહેવાનો વિચાર કરો છો તે શું ખરું છે ? એમણે ઉત્તર આપ્યો કે એવો વિચાર કરું છું તો ખરો; કારણ કે ત્યાં મારે ઘણા મિત્રો છે વિદ્યાભ્યાસની દૃષ્ટિએ મને બનારસ વધારે અનુકૂળ પડે; તેમ, અમદાવાદનું પણ આકર્ષણ તો છે જ. અહીં ઘણા મિત્રો છે. રસિકલાલ પુરાતત્ત્વના શોખીન છે. બીજાય અનેક મિત્રો છે.

આવી રીતે અનાયાસે જે વાર્તાલાપ થયો તે સ્મરણપટ પરથી ઉતારીને અહીં લખી કાઢ્યો છે ઘણા શબ્દો જુદા વપરાયા હશે, પણ તેના સારાંશમાં ભૂલ નહીં હોય એવી મને આશા છે

## ભુલાય એ શેં કદી ?

થોડા જ સમય પહેલા સુરતના એક પ્રખ્યાત નાગરિક, ડૉ મોહનનાથ દીક્ષિત ૮૩ વર્ષની વયે અવસાન પામ્યાના સમાચાર આપણા છાપાઓમા પ્રગટ થયા હતા એમને મે એક unknown soldier, 'અજ્ઞાત સૈનિક'નુ બિરુદ આપ્યુ હતું

ડૉ મોહનનાથ ઘણા બુદ્ધિશાળી હતા, તેજસ્વી હતા, ઉચ્ચ કોટિના દેશભક્ત હતા–પોતાના દેશની મુક્તિને માટે એમણે ભવ્ય સ્વાર્થત્યાગ કર્યો હતો એ જમાનામા ભારત દેશે સેકડો, કે વખતે હજારો ઉચ્ચમા ઉચ્ચ કોટિના દેશભક્તો ઉત્પન્ન કર્યા હતા

બંગાળાના ભાગલા પાડવામા આવ્યા તેને પરિણામે આખા દેશભરમા જે જબરાં આદોલનો હિંદની બ્રિટિશ સરકારની સામે જાગ્યાં હતા તેમાં તે દિવસોમા ઈગ્લેડમા રહેતા હિદીઓએ ઘણો જ કિમતી ફાળો આપ્યો હતો

પણ પછીનાં વર્ષોમા જ્યારે સરકાર–વિરોધી આદોલનો આપણાં હજારો ગામડાઓમાં જાગ્યાં ત્યારે આપણે જોયું કે દરેક જિલ્લામાં સેકડો સ્ત્રી પુરુષોએ સ્વાર્થ ત્યાગ કરીને દેશમુક્તિની પ્રવૃત્તિમા ઉત્તમ કામ કર્યુ હતુ પણ થોડા જ મનુષ્યોના નામ ખ્યાતિમા આવ્યા હતા, તેવુ જ આ ૧૯૦૬ થી ૧૯૧૦ની લડતમા થયુ હતું

ડૉ. મોહનનાથ દીક્ષિત સાથે મારો સંબંધ ઘણો નિકટનો હતો. ઈ.સ. ૧૮૯૫માં અમે મુંબઈની મેડિકલ કૉલેજમાં દાખલ થયા હતા. હૉસ્ટેલમાં અમે પાસેપાસેની ઓરડીઓમાં રહેતા.

સુરતી લોકોને દૂધ અને શાક સારા પ્રમાણમાં ખાવા જોઈએ તેથી અમારે ગુજરાતી કલબ છોડીને નાની સુરતી કલબ કાઢવી પડેલી. આવી રીતે અમે પૂરાં પાંચ વર્ષ સાથે ગાળ્યાં.

દરેક પરીક્ષામાં મોહનનાથ પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થતા. એ બુદ્ધિશાળી હતા, સ્મરણશક્તિ તેજ હતી અને દરેક બાબતમાં ઘણા જ ચોકસાઈથી કામ કરતા–ત્યાર પછી અમે છૂટા પડી ગયા. મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો–અમારા બધા પ્રાધ્યાપકોને તે રોગના અટકાવની પ્રવૃત્તિમાં રોકાઈ જવું પડયું અને હજારો લોકોને પ્લેગની રસી મૂકવાનું કામ અમને વિદ્યાર્થીઓને અપાયું.

શિક્ષણનું કામ ચૂથાઈ જવાના કારણે હું ઇંગ્લૅંડ ભણીને ત્યાંથી મારી ઉપાધિઓ મેળવી આવ્યો.

ડૉક્ટર દીક્ષિતે મુંબઈની ડિગ્રી લીધા પછી વધુ અભ્યાસ માટે ઇંગ્લૅંડ ગયા, અને ત્યાં શસ્ત્રક્રિયાના શાસ્ત્ર એટલે સર્જરીનો (એફ. આર. સી. એસ.) અભ્યાસ શરૂ કર્યો. એ એટલા બધા હોશિયાર અને મહેનતુ હતા કે બે વર્ષમાં એમનો અભ્યાસ પૂરો કરીને કાબેલ સર્જન થઈ જશે એવી એમના સૌ મિત્રોને તથા પ્રાધ્યાપકોને ખાતરી હતી.

પહેલા વર્ષની આખરે એમણે જે પરીક્ષા આપી તેમાં એમણે પહેલા નંબરે પાસ થઈને પોતાનું તેજસ્વીપણું બતાવી આપ્યું. બીજે વર્ષે એમણે સર્જરીનો અભ્યાસ એકાએક છોડી દીધો અને તદ્દન નવો જ વિષય–રસાયણશાસ્ત્ર લઈને તેમાં ઉચ્ચ પદવી મેળવી.

મુંબઈ જેવા ધનાઢ્ય શહેરમાં એક અતિ કાબેલ સર્જન થવાને બદલે એમણે સ્વદેશ આવીને વડોદરા રાજ્યના નવસારી જેવા નાના ગામમાં નાની સરખી ફાર્મસી એટલે ઔષધીઓ બનાવવાનું કારખાનું

કાઢયું, અને તેની સાથે સાથે ખાનગી દાક્તર તરીકે દાક્તરી કરવાનું પસંદ કર્યું.

એ સ્વદેશ આવ્યા તે ટાંકણે પોતાના વતન સુરતમાં કોંગ્રેસની પ્રખ્યાત બેઠક મળવાની હતી કે જેમાં લીબરલ એટલે મવાલ પક્ષ (ફિરોજશાહ મહેતા, ગોખલે, સુરેન્દ્રનાથ બેનરજી વગેરે) અને જહાલ પક્ષ (ટિળક, અરવિંદ ઘોષ, ખાપરડે વગેરે)ની મશહૂર સાઠમારી થઈ અને તેના પરિણામે કોંગ્રેસમાં બે તડાં પડી ગયાં. ડૉ. દીક્ષિતે જહાલ પક્ષને જીતાડવા માટે તનતોડ મહેનત કરેલી.

થોડાં વર્ષો સુધી નવસારીમાં રહ્યા પછી એમણે સુરતમાં પ્રેક્ટિસ શરૂ કરી, અને તેની સાથે રાજકીય લડતોમાં ભાગ લેવા માંડયો. પણ એમને કોંગ્રેસનો કાર્યક્રમ કબૂલ નહોતો અને જ્યારે ૧૯૨૪માં સ્વ-રાજ્ય પક્ષ એટલે ધારાસભા પક્ષ દેશબંધુ દાસ, મોતીલાલ નેહરુ, વિઠ્ઠલભાઈ પટેલ અને સુભાષચંદ્ર બોઝ જેવા મહાન પુરુષોએ ઊભો કર્યો ત્યારે ડૉ મોહનનાથ મુંબઈ પ્રાંતની ધારાસભામાં ચૂંટાઈ આવ્યા.

રાજકીય લડતમાં પોતાનો ફાળો આપવા ઉપરાંત તેમણે રાષ્ટ્રીય શિક્ષણ તથા સમાજસેવાનાં કાર્યોમાં પણ પુષ્કળ કામ વર્ષો સુધી કર્યા કર્યું.

ડૉ. દીક્ષિતના સમયમાં આખા હિંદ દેશમાં ઇંગ્લૅંડની એફ. આર. સી. એસ. ની તાલીમ પામેલા હિંદીઓની સંખ્યા અતિઅલ્પ હતી અને જો એમણે પરીક્ષા પસાર કરીને મુંબઈ જેવા ધનાઢ્ય શહેરમાં સર્જરી કાઢી હોત તો એમના જેવા વિચક્ષણ પુરુષને પુષ્કળ કમાણી તથા ખ્યાતિ મળ્યાં હોત તે વિશે અમને જરા ય શંકા નહોતી. એમણે ઓચિંતો એ અભ્યાસ છોડી દઈને ફાર્મસીનું મામૂલી કામ ઉપાડી લીધું હતું તેનું કારણ અમારે માટે કોયડારૂપ હતું.

દીર્ઘ વર્ષો પછી અમને સાચી હકીકતો મળી ગઈ. જ્યારે એ

લંડનમાં ભણતા હતા ત્યારે એ ત્યાંના " ઇન્ડિયા હાઉસ" ના વિપ્લવી હિંદી નવજુવાનોના સંપર્કમાં આવ્યા હતા.

આ ભાગવાખોરો હિંદ દેશમાં અનેક બંદરોએથી બંદૂકો, પિસ્તોલો અને બૉંબ મોકલ્યા કરતા હતા. પણ સામાન હિંદી સરકારે જપ્ત પણ કર્યો હતો. તેથી રાજ્યમાં ફાર્મસી કાઢીને ત્યાં જ બૉંબ બનાવવા માટે ડૉક્ટર દીક્ષિતે હિંદી સ્વાતંત્ર્ય તરફ છાની સહાનુભૂતિ બતાવનાર વડોદરાના સયાજીરાવ મહારાજના રાજ્યમાં રેલવે સ્ટેશનની લગોલગ ફાર્મસીનું કારખાનું કાઢેલું. ત્યાંથી સાધારણ બૉંબ બનાવવાની સામગ્રી, બૉંબ બનાવવાની રીતોને લગતું સાહિત્ય વગેરેનો પ્રચાર કરવામાં આવતો.

સરોજિની નાયડુના પિતા ડૉ. અઘોરનાથ ચટ્ટોપાધ્યાય કલકત્તામાં આજ પ્રકારનો પ્રચાર કરતા હતા અને દેશભરમાં આવા અનેક દેશભક્તો હશે પણ તેની ખબર શી રીતે પડે ?

નવસારીના કારખાનાની જડતી લેવા માટે બ્રિટિશ અમલદારો આવ્યા તેની પહેલાં આ બાબતની છૂપી બાતમી દીક્ષિતને મળી ગઈ હતી તેથી બધો માલસામાન દાટી દીધો કે તેનો નાશ કરી દીધેલો, પણ થોડી ચોપડીઓ કૂવામાંથી જડેલી. વડોદરા સરકારની મદદથી સૌ કોઈ બચી ગયા.

પણ આ કારણને માટે ડૉ. દીક્ષિતે સર્જરીનો અભ્યાસ છોડયો. એમણે તેજસ્વી કારકિર્દીનો હસતે મોંએ ત્યાગ કર્યો તેનો એક પણ શબ્દ દીક્ષિતે ઉચ્ચાર્યો નહોતો.

જ્યારે આપણે સંપૂર્ણપણે સ્વતંત્ર થઇ ગયા ( ૧૯૪૭ ) ત્યારે ઘણા કૉંગ્રેસીઓએ પોતાની સેવા અને ખાસ કરીને જેલનિવાસને વટાવી લઈ સત્તાસ્થાન કે નાણાં માટે જે પડાપડી કરી હતી તેમાં ડૉ. દીક્ષિત નહોતા.

અનેક કૉંગ્રેસીઓએ પણ તેમ કર્યું હતું, પણ દીક્ષિતે પોતાનું

આખું જીવન ચૂંથી નાખેલું તે વિશે તેમણે કોઇની પાસે બડાશ મારી નહોતી એટલું જ નહીં પણ એ વિશે સ્વમાનભર્યું મૌન પાળ્યું હતું.

એ હમેશાં ધીરગંભીર અને ઊંડા વિચાર કરનારા હતા અને તે છતાં હરહંમેશ હસમુખા રહેતા. જે પ્રજાજનોને સલાહ કે મદદ જોઈતી હોય તે એમની પાસે જતા. એમનામાં વાત્સલ્ય પ્રેમ હોવાને લીધે પોતાના વિશાળ કુટુંબમાં સ્થંભ જેવા બની ગયા હતા. એ અત્યંત સાદું સુખી-જીવન ગાળતા હતા.

એમનાં પત્ની માલતીબ્હેને અસહકારના દિવસોમાં રાષ્ટ્રીય શિક્ષણ અને ખાદીનુ કામ ઉપાડી લીધું હતું અને ત્યાર પછીનાં વર્ષોમાં કોઈ ને કોઈ માર્ગે એમણે જનસેવાનાં કાર્યો કર્યાં છે.

જો આપણા દેશનું ભાવિ ઉજ્જવળ હશે તો તે આવી નિઃસ્વાર્થ વ્યક્તિઓને લીધે જ.

# પ્રોફેસર કે. ટી. શાહ

પ્રોફેસર કે ટી શાહના અવસાનથી ભારતદેશે એક સમર્થ, દૂરદેશી, વિદ્વાન અર્થશાસ્ત્રી અને અસામાન્ય વિચક્ષણ વ્યક્તિ ગુમાવી છે ખુશાલ તલકશી શાહ સારા દેશમા "કે ટી શાહ"ના નામે જ મશહૂર હતા, અને જો કે છેક ૧૯૩૦ની સાલથી એમણે આચાર્યપદ છોડ્યુ હતુ તે છતાં એ હમેશા પ્રોફેસરના નામથી જ સબોધાતા હતા

છેક નાનપણથી જ એમને બધા વિષયોના વાચનનો શોખ હતો અને એવી અજબ એમની સ્મરણશક્તિ હતી કે વીસ વર્ષ પહેલાં વાચેલા પુસ્તકમાં અમુક લખાણના ફકરા ડાબી બાજુના કે જમણી બાજુના પાનાંઓમા મથાળે અથવા કે ક્યા જડી આવશે તે કહી શકતા

આ ઉપરાત એ પોતાનુ લક્ષ એવુ કેન્દ્રિત કરી શકતા કે આસ પાસના વાતાવરણનુ તેમને ભાન રહેતું નહીં બારેક કલાકનો ભારે પરિશ્રમ ઉઠાવ્યા પછી પણ એ તાજા રહેતા અને બ્રિજ કે એવી કોઈ પાનાની રમતમા ગૂથાયલા હોય તો તેમા લીન થઈ જતા એટલામા જો કોઈ ગભીર રાજકીય કે સામાજિક પ્રશ્નની ચર્ચા શરૂ થતી તો તેમા પૂરા ઉત્સાહથી મૂળ સિદ્ધાતના પ્રશ્નોનુ પૃથક્કરણ કરીને એવા પ્રશ્નની ચર્ચાનુ લાંબુ ભાષણ ચલાવી દેતા

વિદ્યાર્થી અવસ્થામાં અર્થશાસ્ત્રમાં પ્રથમ વર્ગની ઉપાધિ લીધા

પછી એમણે લડનમા વધુ અભ્યાસ કર્યો અને ત્યાં પણ ઉજ્જવળ સિદ્ધિ પ્રાપ્ત કરી

અર્થશાસ્ત્રના અભ્યાસ ઉપરાન્ત તેમણે ન્યાય–ધારાશાસ્ત્રનો પણ અભ્યાસ કરેલો અને બેરિસ્ટર થયા હતા ઊડા તથા વિશાળ જ્ઞાનને કુશળતાથી કેવી રીતે રજૂ કરવુ એ કળા એમણે પ્રાપ્ત કરી અને તેથી ભાષણ કરવામાં કે લેખો લખવામા એમનામા અજબ સ્પષ્ટતા તથા રજૂઆતનુ કૌશલ્ય ખીલ્યુ હતુ પ્રોફેસરના જીવનકાર્યમા એમને આ બધુ પુષ્કળ ઉપયોગી થઈ પડ્યુ

લડનથી પાછા ફર્યા પછી તરત જ આ નવજુવાન પ્રોફેસરે એક ભાષણું કરેલુ જે મારા એક મિત્રે સાભળેલુ તે અમને કહેતા હતા કે કલાક દોઢ કલાક સુધી એમના ભાષણનો અસ્ખલિત પ્રવાહ એટલા બધી સરળતાથી વહી જતો હતો કે સાંભળનાર વિદ્યાર્થીઓ આ ભાષણથી મુગ્ધ થઈ ગયેલા

લડન જતા પહેલા એમણે ' સરસ્વતીચદ્ર '' પર આવુ જ ભાષણ કરેલુ જે સાભળીને નડીઆદના નાગર વિદ્યાર્થીઓ જે એવુ માનતા હતા કે સરસ્વતીચદ્રનો ઊડો અભ્યાસ તો અમારો જ હોય તે બધા છક થઈ ગયા આ હકીકત કહેનાર ભાઈ જાણીતા લેખક છે

પ્રો શાહ માત્ર વિદ્વાન બહુશ્રુત અર્થશાસ્ત્રી નહોતા સામાજિક રાજકીય તથા આર્થિક પ્રશ્નોનુ રહસ્ય તેની ઊડી ફિલસૂફી એમના માનસમાં સ્પષ્ટ ઊતરી ગયાં હતાં અને તેથી પોતાના વિચારો સહેલાઈથી અને સ્પષ્ટતાથી વ્યક્ત કરી શકતા હતા

એમના વિચારો પ્રગતિશીલ હતા એમનામાં સ્વમાન હતુ અને દેશને માટે ભક્તિભાવ હતો એમને પોતામા શ્રદ્ધા હતી અને તેટલી જ શ્રદ્ધા હિંદી પ્રજામા હતી રાજકીય, સામાજિક કે સાસ્કૃતિક પ્રશ્નો જુદા જુદા વિભાગોમા અલગ પાડીને તેમનો ઉકેલ કરી શકાય એવુ એ સ્વીકારતા નહીં

ગુજરાતી, સસ્કૃત, અગ્રેજી તથા અન્ય વાઙ્મય તથા સાહિત્યના તેમણે ઊડો અભ્યાસ કર્યો હતો અનેક ગુજરાતી અને અંગ્રેજી સામયિકોમાં એ લેખો લખતા અનેક સામયિકોના તત્રીમડળમાં એ કામ કરતા અને " ક્રોનિકલ " દૈનિક છાપામાં પોતાના નામથી અગર તખલ્લુસથી લેખો લખવા ઉપરાત કદી કદી તત્રીના અગ્રલેખ પણ લખી આપતા તેવુ જ ' હિંદુસ્તાન "માં પણ થતું હતુ અર્થશાસ્ત્રના કોઈ પણ વિષય પર અને ખાસ કરીને રાજ્યના બજેટ પર એમના લેખો એટલા બધા વિદ્વત્તાપૂર્ણ અને આધારરૂપ આવતા કે સરકાર વિમાસણમાં પડી જતી અને પોતાની યોજનામાં કેટલીક વાર સુધારાવધારા કરતી

પ્રો શાહની સાથે અમારે ૧૯૨૨ની સાલમાં પરિચય શરૂ થયો હતો આપણા દેશના રાજકીય વાતાવરણમા ૧૯૧૯–'૨૦–'૨૧ના અસહકાર તથા સત્યાગ્રહનુ ક્રાંતિકારક આદોલન શમવા આવ્યુ હતું સત્યાગ્રહ સકેલી લેવામાં આવેલો અને ગાધીજીને જેલમા પૂરી દીધા હતા તે છતાં પ્રજામા ઉત્સાહ તથા ઉમગના ઉછાળા જણાતા હતા

પ્રજાની શક્તિના સાક્ષીરૂપ દૈનિક છાપાઓમા સાર્વત્રિક જાગૃતિ પ્રગટ થઈ રહી હતી સરકારના ટેકેદાર 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ની સામે ટક્કર મારવા માટે ૧૯૧૫ની સાલમાં ક્રોનિકલ' પત્ર શરૂ થઈ ગયુ હતુ મહારાષ્ટ્રમાં ઘણા વર્ષોથી દેશભક્ત ટિળક 'કેસરી' પત્ર દ્વારા સ્વભાષામાં પ્રજામન કેળવી રહ્યા હતા ગાધીજીએ 'નવજીવન' કાઢ્યુ હતું તેવી જ રીતે ગુજરાતી ભાષા દ્વારા પ્રગતિશીલ વિચારોનો પ્રચાર કરવા માટે શ્રી ચોટવાળાએ પોતાનુ 'હિંદુસ્તાન' દેશને અર્પણ કર્યું ખુલ્લી રીતે શ્રીમતી હસાબહેન મહેતા અને ખાનગી રીતે પ્રો શાહ આ પેપરનુ સચાલન કરતાં હતાં

મે જાહેરજીવનમાં ઝુકાવ્યુ હતું અને અખિલ હિંદ મહિલા વિદ્યાપીઠની સેનેટ-સિન્ડીકેટની સભાઓ માટે મારે વખતોવખત મુબઈ-પૂના જવુ

પડતું તેથી 'હિંદુસ્તાન' પેપરના નવા સાહસમાં મારો સાથ માંગવામાં આવેલો આવી રીતે અમારો પ્રથમ પરિચય થયો, પણ પછીના વર્ષોમાં શાહસાહેબ મુંબઈ યુનિવર્સિટીની સેનેટ–સિન્ડીકેટમા ગયા ત્યારથી અમારો સબધ લગભગ કુટુબી જેવો થઈ ગયો અને તે હજી સુધી ટકી રહ્યો છે

જ્યારે મુબઈ યુનિવર્સિટીએ ઉચ્ચ અભ્યાસને માટે, સ્કૂલ ઓફ ઇકોનોમિક્સ એન્ડ સોશિઓલોજી (અર્થકારણ તથા સમાજશાસ્ત્રના અનુસ્નાતક વર્ગો) કાઢ્યા ત્યારે પ્રો શાહને તેના આચાર્ય નીમવામાં આવ્યા એમને એક અલગ મકાન આપવામા આવ્યુ અને તે મકાનમાં શાહનો ખાનગી ઓરડો હતો તે મુબઈ–ગુજરાતના વિચારકો, અભ્યાસીઓ તથા કાર્યકરોનુ મિલનસ્થાન બની ગયો આ ઓરડામાથી અનેક જુવાનો પ્રેરણા મેળવીને પોતાના વિચારોનુ પરિવર્તન કરતા

આ સમયમા મુબઈ યુનિ મા સરકારી પક્ષ તથા પ્રજાકીય પક્ષ વચ્ચે તીવ્ર ઘર્ષણ ચાલી રહ્યું હતુ સરકારી પક્ષને હમેશાં થોડા ખુશામતીઆ ટેકેદારો મળી રહેતા

શાહ લઘુમતીમા હોવા છતાં એમનુ વર્ચસ્વ સેનેટ, સિન્ડીકેટ તથા બીજી સમિતિઓમા એવુ બધુ હતુ કે યુનિ એટલે શાહ અને શાહ એટલે યુનિ એવી છાપ શિક્ષિત પ્રજાજનોમાં થોડા સમય સુધી પડી હતી

સેતલવાડ, શાહ અને એમના મિત્રોના સતત પ્રયાસથી યુનિ ના બધારણ તથા કાર્યપ્રદેશની ફેરતપાસણી કરવા માટે એક કમિટી નિમવામાં આવી અને તેની ભલામણોના પરિણામે પ્રજાએ યુનિવર્સિટી પર વધારે કાબૂ મેળવ્યો

"હિંદુસ્તાન" પેપરમાં સામાજિક પ્રશ્નોની ખૂબ છણાવટ થતી હતી પ્રો શાહે તેમાં એકમે નામો ક્રમશ છપાવેલા શ હ ને ઓઓની ઉન્નતિ માટે, પ્રગતિ માટે ઘણી લાગણી હતી એમણે અનેક વિદ્યાર્થિની-

એને જાહેરપ્રવૃત્તિમાં જોડાઈ જવાની પ્રેરણા આપી હતી શાહના પ્રશંસકોમાં સ્ત્રીઓની સંખ્યા ઓછી નહોતી

શાહને પોતાના વિદ્યાર્થીઓ માટે ઊંડા અંતરનો પ્રેમભાવ હતો વિદ્યાર્થીઓની શંકાઓ અગર મુશ્કેલીઓનું નિવારણ કરવા માટે એ કાયમ તત્પર રહેતા ચર્ચાસંવાદમાં એમને ઘણો રસ હતો વિદ્યાર્થીઓનાં મંડળોને ઘણી મદદ કરતા વિદ્યાર્થીસંમેલનમાં અતિશય ધીરજથી પ્રમુખપદેથી એ સંચાલન કરતા ભાષાની છટાથી શ્રોતાઓને આંજી નાંખવાનો એ કદી પ્રયત્ન કરતા નહીં રાતનો ઉજાગરો કરીને પણ વિદ્યાર્થીઓને ઠરાવો ઘડવામાં સહાય કરતા

૧૯૨૬ની સાલમાં હિંદભરના રાજસ્થાનોના કાર્યકર્તાઓએ એક કાયમી મંડળ રચવા માટે પ્રાથમિક સંમેલન મુંબઈમાં ભર્યું હતું જે પ્રાથમિક સભો એકઠા થયેલા તેમાં સભા બોલાવનારમાં એની (ક્રોનિકલના તંત્રી) અને હું હતા

અમે બંધારણનો ખરડો કરેલો તે ઘડવામાં શાહે અથાગ મહેનત ઉઠાવેલી ધારાધોરણની દૃષ્ટિથી સભાને માટે અમલમાં આવે એવા બંધારણ માટે એ બહુ બહુ વિસ્તૃત કરી દેતા જે અમને વ્યવહારુ દૃષ્ટિએ વાયડાપણું લાગતું

વડોદરા રાજ્ય પ્રજામંડળ તો દસ વર્ષ પહેલાં અસ્તિત્વમાં આવેલું મહારાષ્ટ્ર અને મદ્રાસ પ્રાંતમાં પણ રાજસ્થાનોમાં પ્રજામંડળો હતાં કચ્છ રાજ્યના પ્રજાજનો આવી પરિષદ કચ્છમાં ભરતાં ડરતા હતા તેથી પહેલી પરિષદ મુંબઈમાં મળેલી તે પરિષદ માટે ભાષણો ઠરાવોના ખરડા બંધારણનો મુસદ્દો વગેરે બધું તૈયાર કરવામાં શાહે તનતોડ શ્રમ વેઠયો હતો અને એ બધું સભા પાસ મંજૂર કરાવવામાં મદદ કરેલી

શાહનું શરીર ટૂંકું હતું, રંગે શ્યામ હતા કપડાંનો ભપકો નહોતો, પણ મોં પ્રભાવશાળી હતું એમની બન્ને આંખો એટલી બધી બગડી ગયેલી કે પુસ્તક અથવા ચોપાનિયું છેક આંખની પાસે લઈ જાય ત્યારે એ વાંચી શકતા

અમારી પિછાન થઈ ત્યાર પહેલાથી એ દૂઝના હરસથી પીડાતા હતા અને કોઈ કોઈ પ્રસંગે લોહી એટલું બધુ પડતુ કે એ બેભાન થઈ જતા. છતા એમનુ શરીર ખડતલ હતું એમ પણ કહેવાય

એ વહેલી સવારે ચારપાંચ વાગે ઊઠીને અંધારામા દરિયાકિનારે ફરવા જતા સાંજે યુનિ.માથી એમના ગામદેવીના ઘર સુધી ચાલતા આવતા રવિવારના દિવસે એ છેક ખાર કે સાંતાક્રુઝ થઈને જૂહુ સુધી પોતાના મિત્રોને મળવાને ચાલતા જતા

શાહનો ખોરાક સારો હતો, સારો એટલે જરા વધારે પડતા પ્રમાણમા હતો વખતે એમ પણ હોય કે એ વાતોમા એવા ગુલતાન થઈ જતા કે એ કેટલું ખાય છે તેનુ ભાન એમને ન રહેતું હોય એમનુ જીવન સાદું હતુ, ઘરમાં સરસામાનની સજાવટ સાદી હતી. ઘરમા ખોરાક પણ સાદો રહેતો. પોતાનુ બધુ કામ પોતાની મેળે કરી લેવાની ટેવ હતી કપડાંની બાબતમા પણ ઘણી સાદાઈ હતી, ઘરમા ધોતિયું અને મલમલનુ પહેરણ પહેરતા બહાર જતી વખતે લાંબો સફેદ ડગલો અને કાળી લાંબી ટોપી પહેરતા સવારે યુનિમા કે ઑફિસે જવા માટે મોટરબસનો ઉપયોગ કરતા એમને ખાદી પ્રત્યે વિરોધ હતો અને એમના ઘરમા કોઈ ખાદી પહેરતુ નહી

જ્યારે વિલ્સન કૉલેજની પાછળ શંકરશેઠ બેકરના ઘરની સામે બે મજલી જે ચાલી હતી તેના ઉપલા માળે એ રહતા હતા ત્યારે અમને એમનાં મા, પત્ની, છોકરાઓ સાથે ઓળખાણ થયુ અને તે વખતે અમને શાહના ઘરના કુટુમ્બવાત્સલ્યનો પરિચય થયો

એમના મા પ્રત્યે એમનો પ્રેમ એવી રીતે ઊભરાઈ જતો કે તેમની સાથે બાળક છોકરાની જેમ લાડ કરતા, તેમનો હાથ પંપાળ્યાં કરે અને વહાલના શબ્દો બોલ્યા કરે જ્યારે મા ગુજરી ગયા ત્યારે લાંબા સમય સુધી જમતી વખતે એમનાં માને માટે એક ઠામ મૂકવામા આવતુ. એવુ જ લાડ એમના પત્ની પ્રત્યે પણ રાખ્યુ હતું.

એ જમાનામાં મુંબઈમાં રહેતા ગુજરાતી લોકોમાં સંગ્રહણીનો રોગ ઠીક પ્રચલિત હતો તેમાં એમનાં પત્ની પીડાઈને ગુજરી ગયાં. ત્યાર પછી એમણે બધો પ્રેમ પોતાનાં ત્રણ બાળક છોકરાંઓ પર વરસાવી દીધો.

ગાંધીજીની જેમ એમને એક પણ દીકરી નહોતી તેનું બહુ દુઃખ હતું. એમને પોતાના મિત્રોને પોતાને ઘેર જમાડવાનો ઉત્સાહ હતો.

મહીસુરની કૉલેજના એમની સાથેના પ્રોફેસર રાધાકૃષ્ણન એમને ત્યાં ઘણી વાર આવતા. નેશનલ પ્લૅનિંગ કમિટીના દિવસોમાં પંડિત નેહરુ પણ આવતા. આજે પાકિસ્તાન તરફથી દિલ્હીમાં હાઈકમિશ્નર તરીકે છે અને જે એક વખત "નવજીવન"ના તંત્રી હતા તે રશેદ કુરેશી તો એમને ઘેર વારંવાર રહેતા, ખાતા અને સૂતા. આ શબ્દ "સૂતા" એ મેં હેતુસર વાપર્યો છે.

શાહ કોઈ સ્થાપિત ધર્મમાં માનતા હોય એવું જાણતો નથી, તે છતાં એમના ઘરમાં માંકડ અટકાવવાનાં કે તેનો નાશ કરવાનાં પગલાં લેવાતાં નહીં. એમનાં ભાભી ચૂસ્ત જૈન હતાં તેથી કુરેશી, શારદાબહેન કે હું એમને ઘેર રહેતાં ત્યારે ખાટલા–ગાદલાં ન વાપરતાં ઓરડાની વચ્ચે અમારા આરસા કે રીનરંગી જમીન પર પાથરીને તેના પર સૂતાં.

શાહને સેંકડો સ્ત્રીપુરુષ મિત્રો હતાં. ઘણાં એમને ત્યાં જમ્યાં હશે પણ શાહ બીજાને ઘેર ક્વચિત જ જતા. અમદાવાદમાં એ અચૂક અમારે ઘેર જ રહેતા. અમદાવાદમાં જે ત્રણચાર મોટા શેઠીઆનાં કુટુંબો છે તેમના આગ્રહને કદી વશ થતા નહીં, અંદરખાનેથી એમને મૂડીવાદીઓ તરફ થોડો અણગમો હતો. એવા શેઠોનાં સમાજવાદી કહેવાતાં છોકરાંઓ સાથે સારો સંબંધ રાખતા ખરા.

એમનો સ્વભાવ ઘણો સ્નેહાળ, વહાલસોયો હતો, પણ સાથેસાથે અત્યંત દુરાગ્રહી હતા, તેથી એમની રીતિનીતિથી જુદી પડતી વ્યક્તિઓ

વિશે એમને ખોટું લાગી આવતું, અને તેમની સાથે સંબંધ બગાડતા. આવી રીતે એમણે થોડા જૂના મિત્રો ગુમાવ્યા હતા. એ ઠીકઠીક ખુણીઆળા (અણિયાળા) હતા, અને થોડા ક્રોધી પણ ખરા.

એક ઉનાળામાં અમે એમને ઘેર રહેતાં હતાં. ત્યારે શાહના એક જૂના મિત્ર, જે પ્રસિદ્ધ વ્યક્તિ છે તેમને એમ લાગ્યું કે શાહની અને એમની વચ્ચે જે બેદિલી છે તે ટાળી નાખવી, અને તેટલા માટે તે અને બીજા એક પ્રખ્યાત ગુજરાતી ગૃહસ્થ એ બન્ને મને મળવાને માટે આવીને શાહ સાથે મીઠો સંબંધ તાજો કરે. એ ભાઈઓએ મને ફોનથી પુછાવ્યું કે શાહ ઘરમાં હશે કે નહીં. શાહને મેં વાત કરી એટલે એ ઉશ્કેરાઈ ગયા. મે એમને ઉદાર મન રાખવાની સલાહ આપી ત્યારે શાંત પડીને એમણે મને કહ્યું: " જુઓ દાક્તર સાહેબ, તમે મારા મહેમાન છો, આ ઘર તમારું છે, તમારે જેમને અહીં મળવું હોય તેમને મળવાનો તમને અધિકાર છે, જેમને જમાડવા હોય તેમને જમાડજો. આ બન્ને મિત્રોને જમાડી શકો છો પણ પેલી વ્યકિત આ ઘરમાં હશે ત્યાં સુધી હું આ ઘરમાં નહીં હોઉં. " એમના ચારિત્ર્યનું આ પાસું એમના મિત્રો જાણતા હતા.

૧૯૩૦-'૩૧ની સાલમાં લંડનમાં ગોળમેજી પરિષદ ભરાઈ હતી તેમાં શાહ ભોપાળના નવાબને સલાહ આપવા માટે ગયા હતા. ત્યાં સમસ્ત હિંદના પ્રતિનિધિ હોવાનો દાવો કરીને ગાંધીજી પણ ગયા હતા, જો કે સરકારે તો એમને કોંગ્રેસના પ્રતિનિધિ ગણેલા. ગાંધીજીએ બંધારણ તથા આર્થિક પ્રશ્નો વિશે શાહની સારી મદદ લીધી હતી.

કોંગ્રેસ રાષ્ટ્રીય નિયોજન (નેશનલ પ્લેનિંગ) કરવા માટે એક કમિટી નીમી હતી તેમાં નેહરુ પ્રમુખ હતા અને શાહ મંત્રી હતા.

ખરું જોતાં આ કમિટીના કારભારનું બધું કામ અને ઘણી જવાબદારી પ્રો. શાહને માથે આવી પડયાં હતા. નિયોજન શા માટે કરવાની જરૂર છે, નિયોજનના મુદ્દા કયા કયા હોઈ શકે અને તેનું કામ કેવી પેટાસમિતિ દ્વારા લેવું તેની વિગતે વિગત શાહે ઘડી કાઢી હતી.

આ કમિટીની અદ્દભુત સિદ્ધિ શાહની નનનોડ મહેનતને આભારી છે. એમણે વર્ષો સુધી અવેતન કામગીરી કરી એટલું જ નહીં પણ મોટે ભાગે આ કમિટીને અંગે થયેલા ખર્ચનાં નાણાં પોતે જ ઉપરાવી લીધાં વર્ષો પછી જ્યારે નેહરુની સરકારે પ્લેનિંગ કમિશન ( નિયોજન પંચ ) નીમ્યું ત્યારે તેમાં શાહનું નામનિશાન હતું નહીં. જગત આવું નગુણું છે.

કૉંગ્રેસે હિંદી પ્રજાનાં દેવાં ( પબ્લિક ડેટ ) ની તપાસણી માટે એક કમિટી નીમી હતી તેમાં પ્રો. શાહે સારા કામનો ફાળો આપ્યો હતો.

મુંબઈ યુનિવર્સિટીના શિક્ષકોનું મંડળ સ્થાપવાની પ્રાથમિક તૈયારીઓમાં પોતે દોરવણી આપી હતી અને જ્યારે એ સંમેલન ભરાયું ત્યારે તેના પ્રમુખ તરીકે ખૂબ કિંમતી સેવા એમણે બજાવી હતી.

ગાંધીજીએ પાયાની કેળવણી વિશે પ્રથમ ચર્ચા કરવા માટે દેશના કેળવણીકારોને બોલાવેલા તેમાં શાહ પણ હતા. પાયાની કેળવણીના મુખ્ય સિદ્ધાંતની સાથે એ સંમત થયા હતા, પણ જ્યારે ગાંધીજીએ કહ્યું કે એવી કેળવણી સ્વાવલંબી થવી જોઈએ ત્યારે એમણે વિરોધ દર્શાવ્યો.

ગાંધીજીએ એમને જીતી લેવા માટે ફરીફરીને દલીલો કરી પણ શાહે કહ્યું કે આ પ્રશ્ન માત્ર બુદ્ધિ અને અર્થશાસ્ત્રનો છે, અને આ યોજના આર્થિક દૃષ્ટિએ સ્વાવલંબી થઈ શકે જ નહીં. ત્યાર પછી પાયાની કેળવણીની યોજના ઘડવા માટે એક સમિતિ નિમાઈ તેમાં ગાંધીજીએ શાહનું નામ મૂક્યું. શાહે તેમને લખી દીધું કે એમના વિચારો બદલાયા નથી. ગાંધીજીનું શરીર લથડી પડ્યું હતું. એમના આગ્રહને વશ થઈને એમણે કમિટીમાં કામ કર્યું, પણ સ્વાવલંબનની બાબતમાં એ અડગ રહ્યા.

હિંદ દેશનું બંધારણ ઘડવા માટે જે વિધાનસભા ભરાઈ હતી તેને સલાહ આપવા માટે એક નિષ્ણાતોની કમિટી નીમેલી તેમાં શાહ

હતા. ધારાશાસ્ત્રી તરીકે, અર્થશાસ્ત્રી તરીકે અને મુસદ્દો ઘડનાર તરીકે શાહે એમની રીત પ્રમાણે પુષ્કળ જહેમત ઉઠાવી.

પછી પહેલી પાર્લમેંટમાં એ બિહાર પ્રાંતમાંથી ચુંટાઈને ગયા હતા. એ કોંગ્રેસપક્ષમાં નહોતા એટલે સ્વાભાવિક રીતે અલગ પક્ષમાં રહ્યા. કોઈ કોઈ પ્રસંગે એમણે કોંગ્રેસી કારભાર વિશે સખત ટીકાઓ કરી, પણ એક વિરોધપક્ષ રચાય એટલી સંખ્યા થઈ નહોતી.

કાસ્મીરના પ્રશ્નની બાબતમાં નેહરુના વિચારોથી જુદા પડ્યા હતા અને તેથી નેહરુનો અણગમો વહોરી લીધો હતો. એટલી વાત સ્પષ્ટ છે કે કાસ્મીરની બાબતમાં નેહરુ અને વલ્લભભાઈના વિચારો પણ જુદા જુદા હતા, છતાં વલ્લભભાઈ નેહરુને ટેકો આપતા હતા.

૧૯૫૨માં ધારાસભાઓ માટે ચૂંટણી થઈ તેમાં શાહ ચુંટાયા નહીં. દેશની સ્થિતિ દિન પર દિન બગડતી જતી હતી. ઉદ્યોગોમાં સારી એવી તેજી આવી શકે તેમ નહોતું. ખેડૂતની સ્થિતિ જરાય સુધરી નહોતી. નોકરશાહીનું તંત્ર વધારે જોર પકડતું હતું. લાંચરુશ્વત વધ્યે જતાં હતાં. કોંગ્રેસમાં સડો એટલો ખરાબ હતો કે તેના પ્રમુખ પોતે સખત શબ્દોમાં ચેતવણી આપ્યા કરતા હતા. કોંગ્રેસીઓ માહોમાંહે ઝગડયાં કરતા હતા. સમાજવાદી પક્ષમાં કાંઈ ભલીવાર નહોતી. સામ્યવાદી પક્ષ સાથે એમને મેળ ખાય તેમ નહોતું. જેણે આખું જીવન વિચાર અને કામમાં ગાળેલું, લેખો, ભાષણો, વાર્તાલાપો દ્વારા પ્રજામત કેળવેલો તેમને પૂરતું અનુકૂળ કામ મળતું નહોતું. તેથી જેમ હજારો બુદ્ધિજીવીઓ નિરાશામાંથી નિષ્ક્રિયતા અનુભવતા હતા તેવું પ્રો. શાહને પણ થયું હતું.

રાષ્ટ્રપ્રમુખ રાજકર્તા પક્ષના જ ન હોય એ ખ્યાલથી તેઓએ એ પદ માટે પ્રતીકરૂપ ઉમેદવારી કરી હતી. તેવામાં એમને ચીનમાં એક બિનસરકારી મંડળમાં જવાનું આમંત્રણ મળ્યું. એ ચીન ગયા અને નવી આશાનું ભાથું લેતા આવ્યા, એમણે પોતાના અનુભવો

પુસ્તકાકારે લખવા માંડ્યા, એટલામાં એમના બે પુત્રોને સખત બિમારી થઈ. શાહનું કોમળ હૃદય વિંધાઈ ગયું. કૌટુંબિક આઘાતોથી એમને હૃદયમાં અર્જપો શરૂ થયો હતો. થોડા દિવસો પછી એમનું અવસાન થયું.

આવી રીતે આ વિચક્ષણ વ્યક્તિએ આખા જીવન પર્યંત દેશોન્નતિ માટે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે. એમના જવાથી ગુજરાતે-અખંડ હિંદે એક અત્યંત પ્રામાણિક, પ્રગતિશીલ સહૃદયી વિદ્વાન વ્યક્તિ ગુમાવી છે.

## ભુલાય એ શેં કદી !

'તમારા લાંબા જીવનમાં તમે જરૂર એવા માણસોને મળ્યા હશો કે જેમના વિચારો ઉદાત્ત હશે, જેમનામાં નિસ્વાર્થ સેવાભાવ હશે, અને જેમણે મૂંગે મોઢે જ્યાં ત્યાં સેવા કરીને પોતાના જીવનની સુવાસ ફેલાવી હશે આવા મનુષ્યોના વખતે કોઈએ ગુણગાન ગાયાં નહીં હોય અને તેઓ લગભગ અજ્ઞાત રહ્યા હશે !'

આવો પ્રશ્ન મને પૂછવામાં આવે તો તરત જ મને સ્કૉટ્લૅંડના પ્રખ્યાત કવિ રૉબર્ટ બર્ન્સનું એક કાવ્ય સાંભરી આવ્યું સોનાના ગોળ ટુકડા પર ગીનીની છાપ મારી નહીં હોય છતાં તે સોનું જ છે અને તેની કિંમત ઓછી આંકાતી નથી બીજા એક કવિએ ગાયું કે કેટલાક ફૂલો વગડામાં ખીલે છે અને તેની સુવાસ માત્ર વગડામાં જ પ્રસરી રહે છે, મનુષ્યોને તેની ખબર પડતી નથી

વખતે શિક્ષકવર્ગમાં (શિક્ષકો અને શિક્ષિકાઓમાં) આવી સેવાભાવિ વ્યક્તિઓની સંખ્યા ઠીક મોટી હશે આવા એક શિક્ષકને લીધે આખા ગામડાનું વાતાવરણ સુધરી જવાનાં દૃષ્ટાંતો જાણ્યાં છે અનેક જુવાનોને ઉચ્ચ અભ્યાસ કરવાની પ્રેરણા મળે છે કન્યાકેળવણીને ઉત્તેજન મળે છે અને સંસારસુધારાની પ્રવૃત્તિઓને વેગ મળે છે

આવા નિસ્વાર્થ સેવાભાવી મનુષ્યો દરેક દેશમાં, દરેક યુગમાં

પાકતા હશે. મારા અનુભવ પરથી હું એવું કહેવા તૈયાર છું કે આપણા દેશમાં ૧૯૧૦થી ૧૯૩૭ સુધીમાં આવા મનુષ્યોનો ફાળો બહુ મોટો ને સારો પાકયો હતો. એ વર્ષોમાં ઉત્તમ કોટીના રાજકીય કાર્યકરો તો નીકળ્યા જ પણ તે ઉપરાંત દેશનું આખું વાતાવરણ એવું હતું કે દરેકે દરેક ક્ષેત્રમા ત્યાગી જુવાનો દેશની સેવા કરવા મંડી ગયા હતા.

વીસમી સદીના પહેલા દસકામાં દેશભક્ત ગોખલેએ 'હિંદ સેવક સમાજ'ની સંસ્થા શરૂ કરી. તેમાં સારું ભણેલા જુવાનો રાજકીય તેમ જ સામાજિક સેવાકાર્યો કરવા માટે આજીવનસભ્યો બન્યા હતા. તેમાંથી ત્રણ ગુજરાતી વ્યકિતઓ તો ખૂબ જાણીતી છે— અમૃતલાલ ઠક્કર (ઠક્કરબાપા) ઈન્દુલાલ યાજ્ઞિક અને કેસરીપ્રસાદ ઠાકોર (સ્વામી અદ્વૈતાનંદ).

બીજા અનેક ગુજરાતી યુવાનોએ ખાસ કોઈ સંસ્થા દ્વારા નહીં પણ વ્યક્તિગત રીતે પ્રજાની ઉત્તમ સેવા કરી હતી. આવા ૧૫-૨૦ નિસ્વાર્થી સ્વયંસેવકોનાં નામ મારી જાણમાં છે, અને તેમાંથી એકના જીવનકાર્યનું ટૂંકું વર્ણન અહીં લખીને જણાવું છું.

ડૉ. હરિલાલ પંડયા વડોદરા કૉલેજમાં વિદ્યાર્થી હતા ત્યારથી એમના ઉત્સાહ તથા વ્યવસ્થાશક્તિને માટે જાણીતા થઈ ગયા હતા, પાછળથી વડોદરા રાજ્યના શિક્ષણખાતામાં એ ટ્રેઇનિંગ કૉલેજમાં કામ કરતા હતા. ગરીબ વિદ્યાર્થીઓ અભ્યાસમાં કાંઈક મંદ હોય તેવા વિદ્યાર્થીઓને એ મદદરૂપ થતા અને પોતાના સમય તથા નાણાં આપવાને તત્પર રહેતા.

સરકારે તેમને વધુ અભ્યાસ માટે અમેરિકાની પ્રખ્યાત કોલંબિયા યુનિવર્સિટીમાં મોકલ્યા અને તેમણે શિક્ષણશાસ્ત્રના વિષયમાં ત્યાંની ડૉક્ટરની (Ph. D.) પરીક્ષા પાસ કરી.

પાટણ શહેરની ટ્રેઇનિંગ કૉલેજના એ મુખ્ય અધિકારી નિમાયા. ત્યાં પહોંચતાં વાર એમણે પોતાના કામ ઉપરાંત 'અભ્યાસ ઘર'

નામની સંસ્થા કાઢી. જેમાં વિદ્યાર્થીઓ જે વિષયમાં કાચા હોય તેમાં તેમને શિક્ષણ આપવાની ગોઠવણ કરી આપી.

વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર જઈને જમી આવે અને પોતાના દીવાઓ વાપરે. ગામલોકોએ તેમના ઉપયોગ માટે એક મકાન આપ્યું. આવી રીતે લગભગ વિના ખર્ચે આ સંસ્થા કામ કરતી થઈ ગઈ. આ સંસ્થામાં ભણેલા વિદ્યાર્થીઓ ભવિષ્યમાં અનેક સેવાકાર્યો કરતા થઈ ગયા.

૧૯૧૮માં આપણા આખા દેશમા ઈન્ફ્લુએન્ઝા રોગ ફાટી નીકળ્યો.. એ જાણીતી હકીકત છે કે સરકારી આંકડા પ્રમાણે આપણા દેશમાં ૧ કરોડ મનુષ્યો મરણ પામ્યાં વખતે, જરા વધારે પણ હોય.

એ દિવસોમાં હું સેનિટરી કમિશ્નર એટલે આરોગ્ય ખાતાનો ઉપરી હતો.

હું પાટણ પહોંચ્યો ત્યારે મને ખબર મળ્યા કે મારા ઉતારા માટે જે વ્યવસ્થા મામલતદાર વગેરે કરનારા હતા તે અને લગભગ બધા જ અમલદારો બીકના માર્યા પાટણ છોડીને નાસી ગયા હતા. હું ડૉ. પંડ્યાને ઘેર ઊતર્યો. પંડ્યાએ ગામના જુવાનોનું એક સ્વયંસેવક મંડળ ખડું કર્યું હતું, અને સરકારી મદદ કે સહકાર વિના આ મંડળના સભ્યો ઘેર ઘેર જઈને દવા પહોંચાડતા, દૂધ લાવીને કાંજી વગેરે કરી આપતા, અને જે લોકોની માવજત કરનાર કોઈ ન હોય તેમની માવજત પણ કરતા.

આ રોગમાં ત્રિદોષ એટલે ન્યૂમોનિયા થઈ જતો હતો, તેવાઓને યોગ્ય દવાઓ પહોંચાડવામાં આવતી. આવા કેસો ઘણા ચેપી ગણાતા હતા તેથી ઘણા લોકો પોતાના માંદા સગાંઓને ઘરમાં રહેવા દઈને બીજે ગામ કે ગામડામાં નાસી જતાં. આવા તરછોડેલા માણસોની સેવા પણ સ્વયંસેવકો કરતા.

ગામના ધનિક લોકો નાણાંની અને બીજી બધી મદદ કરતા. ઘણા

લોકો મુડદાને ઘરમાં રાખીને ચાલ્યા જતા તેથી તેવાં મુડદાંઓને સ્મશાને પહોંચાડીને બાળવાની વ્યવસ્થા પણ સ્વયંસેવકોને માથે આવી પડેલી.

ભયંકર રોગથી પીડાતા આ સૂમસામ ગામમાં હું ફરવા નીકળ્યો ત્યારે મેં અનેક સ્વયંસેવકોને માંદાઓની માવજત કરતા જોયા.

એક ઘરમાં ડૉ. પંડયા ન્યૂમોનિયાથી પીડાતી એક ડોસીનું માથું પોતાના ખોળામાં મૂકીને દવા પાવડાવતા હતા. એ જ્યારે પોતાના કામમાંથી પરવાર્યા ત્યારે મે એમને કહ્યુ કે ભાઈ, તમે અને તમારું મંડળ ઉત્તમ સેવાકાર્ય કરી રહ્યા છો પણ ચેપી માણસોની જે માવજત કરો તે ડાકતર કે નર્સની જેમ કરો. તેમના વધારે નિકટ સંબંધમાં આવીને નકામુ જોખમ વહોરી લેવાની જરૂર નથી પંડયા થોડું હસ્યા અને મને કહ્યુ કે અમે તો અમારી જાતને ભૂલી ગયા છીએ. અમને જે લાગણી થઈ આવે છે તે પ્રમાણે વર્તીએ છીએ.

ચાર–છ મહિના કેર વર્તાવીને આ રોગ શમી ગયો પણ આખા દેશમા ઘેર ઘેર કરુ મોને રડતાં કરી મૂક્યાં પાટણ સ્વયસેવક મંડળના તો જેટલા વખાણ કરીએ તેટલાં ઓછાં છે

બીજે વર્ષે (૧૯૧૯મા) ગુજરાતમા પ્લેગ ફાટી નીકળ્યો પાટણમાં ડૉ. પંડયાએ ફરીથી સ્વયસેવક મંડળ દ્વારા સેવાની પ્રવૃત્તિ ઉપાડી લીધી એ મંડળે ઉત્તમોત્તમ કામ કર્યું પણ આ રોગ ડૉ. પંડયાને લાગુ પડયો અને તેમનુ મૃત્યુ થયું. હજારો લોકો એમની સ્મશાનયાત્રામાં ગયા, હજારોની આંખમાંથી આસુ પડયા નાની વયે પંડયા ચાલ્યા ગયા

એમણે મારી ખાસ વિનતીને માન આપીને ઠાસરાના બોર્ડિંગમાં બહુ સારી વ્યવસ્થાઓ કરી હતી એમને માત્ર પછાતવર્ગો તરફ જ સહાનુભૂતિ નહોતી, પણ જે નાનીમોટી સેવા કરીને કોઈનું કલ્યાણ થતુ હોય, કોઈ દુ:ખી માણસ સુખી થતો હોય તો તેમનુ કામ કરતાં એ અચકાતા નહીં

આજે એમના વિદ્યાર્થીઓ અને પ્રશંસકો પાટણમાં એક ' ડૉ. પંડયા અભ્યાસગૃહ ' ચલાવે છે. આ સિવાય વડોદરાની સરકારે કે પાટણની પ્રજાએ એમની સેવા તથા ભોગની ખાસ કદર કરી નહોતી.

ખરા મૂક સેવકો તો આવા હોય. નહીં કદી ભાષણો કે નહીં તેમના લેખો કે ન સાંભળે પોતાની પ્રશંસા. અને દેખાવમાં ઠિંગણા, સાદા, ભોળા, હસમુખા. તેમનો પહેરવેશ અત્યંત સાદો ખાદીનો હતો. એમને જોઈ ને કોઈને ખ્યાલ ન આવે કે એમણે ત્રણેક વર્ષ અમેરિકામાં ગાળીને ઊંચી પરીક્ષાઓ પસાર કરી છે. હમેશાં ઉત્સાહી અને સેવા કરવાને તત્પર.

આવા સાચા સાધુઓને લીધે જ આપણા દેશનુ ભવિષ્ય હમેશાં ઉજ્જવળ રહ્યું છે.

લોકો મુડદાને ઘરમાં રાખીને ચાલ્યા જતા તેથી તેવાં મુડદાંઓને સ્મશાને પહોંચાડીને બાળવાની વ્યવસ્થા પણ સ્વયંસેવકોને માથે આવી પડેલી.

ભયંકર રોગથી પીડાતા આ સૂમસામ ગામમાં હું ફરવા નીકળ્યો ત્યારે મેં અનેક સ્વયંસેવકોને માંદાઓની માવજત કરતા જોયા.

એક ઘરમાં ડૉ. પંડયા ન્યૂમોનિયાથી પીડાતી એક ડોસીનું માથું પોતાના ખોળામાં મૂકીને દવા પીવડાવતા હતા. એ જ્યારે પોતાના કામમાંથી પરવાર્યા ત્યારે મેં એમને કહ્યું કે ભાઈ, તમે અને તમારું મંડળ ઉત્તમ સેવાકાર્ય કરી રહ્યા છો પણ ચેપી માણસોની જે માવજત કરો તે ડાક્ટર કે નર્સની જેમ કરો. તેમના વધારે નિકટ સંબંધમાં આવીને નકામું જોખમ વહોરી લેવાની જરૂર નથી. પંડયા થોડું હસ્યા અને મને કહ્યું કે અમે તો અમારી જાતને ભૂલી ગયા છીએ. અમને જે લાગણી થઈ આવે છે તે પ્રમાણે વર્તીએ છીએ.

ચાર-છ મહિના કેર વર્તાવીને આ રોગ શામી ગયો. પણ આખા દેશમાં ઘેર ઘેર કુટુંબોને રડતાં કરી મૂકયાં. પાટણ સ્વયંસેવક મંડળનાં તો જેટલા વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

બીજે વર્ષે (૧૯૧૯માં) ગુજરાતમાં પ્લેગ ફાટી નીકળ્યો. પાટણમાં ડૉ. પંડયાએ ફરીથી સ્વયંસેવક મંડળ દ્વારા સેવાની પ્રવૃત્તિ ઉપાડી લીધી. એ મંડળે ઉત્તમોત્તમ કામ કર્યું પણ આ રોગ ડૉ. પંડયાને લાગુ પડ્યો અને તેમનું મૃત્યુ થયું. હજારો લોકો એમની સ્મશાનયાત્રામાં ગયા, હજારોની આંખમાંથી આંસુ પડયાં. નાની વયે પંડયા ચાલ્યા ગયા.

એમણે મારી ખાસ વિનંતીને માન આપીને ઠાકરડા બોર્ડિંગમાં બહુ સારી વ્યવસ્થાઓ કરી હતી. એમને માત્ર પછાતવર્ગો તરફ જ સહાનુભૂતિ નહોતી, પણ જે નાનીમોટી સેવા કરીને કોઈનું કલ્યાણ થતું હોય, કોઈ દુઃખી માણસ સુખી થતો હોય તો તેમનું કામ એ અટકાતા નહીં.

દાક્તર અને ચોથા કિશોરલાલ મશરૂવાળા. આ વાત એમની પૌત્રીને ગળે ઊતરી નહીં અને એ ઓરડામાંથી નાસી ગઈ, અને હું અપૂજ્ય રહી ગયો.

પછી એમણે મુંબઈ સરકાર તથા હિંદી સરકારમાં પ્રધાનોનાં સગાંવહાલાંઓ અને ઓળખીતાઓને યોગ્ય લાયકાત ન હોવા છતાં મોટી મોટી નોકરીઓએ ગોઠવી દેવામાં આવે છે તેના અનેક દૃષ્ટાંતો આપ્યાં.

એક દાખલો તો એવો હતો કે જેમાં મારા એક જૂના મિત્રના છોકરાને ગોઠવી દીધો હતો, પણ ઠાકોર સાહેબના અભિપ્રાયની સાથે હું સંમત હતો. પ્રધાનોના દીકરાઓ અને 'સાળાઓ' ખોટી લાગવગ ચલાવીને ચરી ખાય છે તેની ચર્ચા પણ થઈ અને કહે છે કે જુઓ! તમારા પ્રધાનોમાં જ્ઞાન ઓછું હોય તો શા માટે જ્ઞાનીઓને પૂછતા નથી? 'सत्यमेव जयते'નો મુદ્રાલેખ પસંદ કર્યો. થોડું પણ સંસ્કૃતનું જ્ઞાન હોય તે જાણે છે કે जयते ખોટું છે અને जयति જોઈએ *

મેં કહ્યું કે ઠાકોર સાહેબ મને તો થોડું પણ સંસ્કૃત આવડતું નથી એટલે હું તો આ ચર્ચાને માટે નાલાયક છું.

એમણે બે મહિનામાં ગુજરાત વિદ્યાસભામાં જે ભાષણ કર્યું હતું તેનાં મેં વખાણ કર્યાં, અને માગણી કરી કે મારે આખું વાંચવું છે. એમણે કહ્યું કે તમારા આજના માસિકોના તંત્રીઓ કહે છે કે અમે આવાં ભાષણો છાપીએ તેટલામાં તો તે વાસી (Stale) થઈ જાય. અરે મૂરખાઓ આવા ભાષણો તે કાંઈ જર્નાલિઝમ (દૈનિક સમાચાર) છે? વિદ્વાનોના નિબંધો બે મહિનામાં વાસી શી રીતે થાય? લેખકના મંતવ્યો સાચા હોય કે ખોટા હોય, તો ન છાપો, પણ સત્ય શી રીતે વાસી થઈ શકે?

એમણે મને પૂછ્યું કે તમે (એક માસિકના તંત્રી)ને ઓળખો

---

* सत्यमेव जयते, नानृतम्।—એ વૈદિક સાહિત્યના વાક્યમાંથી પૂર્વાર્ધ હિંદના મુદ્રાલેખ તરીકે લેવાયો છે.

શી રીતે જાણ્યું? એટલે તરત ઉત્તર આવ્યો, તમે ન્હાનાલાલના સમોવડિયા ખરું ને? મેં કહ્યું કે હા—અને તમે તો મહાત્માના સમોવડિયા ખરું ને? એમણે કહ્યું કે અમારે તો થોડા દિવસોનું જ અંતર હતું અને ભાવનગરના ઠકરી લગભગ તે જ વયના; અને પછી આનંદશંકર વગેરે અનેક મનુષ્યોની ઉંમર કહી ગયા.

પગનુ ડ્રેસિંગ બદલતાં જરા દુઃખ થયું એટલે મીઠું મીઠું હસીને તથા ડોકું હલાવીને મને કહ્યું કે જુઓ દાક્તર! આ મારો દીકરો સર્જન છે તેથી મને દુઃખ દે છે. મેં કહ્યું કે હું જોઉં છું કે એ તમારો દીકરો છે તેથી જ આટલી બધી કાળજીથી અને સાવચેતીથી તમારી જૂની પટ્ટી ઊખેડે છે. જો સાધારણ સર્જન હોત તો એક આંચકો મારીને ઊખેડી કાઢત.

પછી, એમણે મોટા અવાજે તેમના પુત્રવધૂ અને તેની બેબીને બોલાવ્યાં અવાજ ખાસ્સો મોટો હતો એટલે જાણે તેનો ખુલાસો કરતા હોય તેમ બોલ્યા. જુઓ, અમે રહ્યા બધા ભરૂચના. હું અને મારા દીકરાઓ નર્મદા નદીમાં નહાનારા અને તેથી સૌ બહેરા. અમને કોઈએ કાનમાં પૂમડાં ઘાલવાનું શિખવ્યું નહીં તેનું આ પરિણામ. બધાં બહેરાં હોઈ અમને ઘાંટો પાડીને બોલવાની ટેવ પડી ગઈ છે.

એટલામાં એમનાં પુત્રવધૂ અને બેબી આવ્યાં તેમને એમણે કહ્યું કે આ સુમંતભાઈ આવ્યા છે એમને પગે લાગો. બહેને નીચાં વળીને નમસ્કાર કર્યા અને મેં આશીર્વાદ આપ્યા, પણ બેબી અણનમ રહી.

બેબીને એમણે કહ્યું કે બેટા! પગે લાગો. પણ બેટી શંકાશીલ હતી. એણે મારા હાથમાં ચોકલેટ કે પિપરમિટ જોયાં હોત તો વખતે એને લાગત કે પગે લાગવામાં કાંઈ લાભ છે પણ મારા હાથ ખાલી જોયા એટલે એ પોતાની માતાની સોડમાં ભરાઈ ગઈ અને તેને પૂછ્યું કે મા! શા માટે પગે લાગું? ત્યારે એના દાદાએ કહ્યું કે ગુજરાતમાં ચાર જ માણસો પગે લાગવા લાયક પૂજ્ય છે એમ હું કહેતો આવ્યો છું; એક મહાત્મા તો તેમાંથી ગયા, બીજા ઠક્કર બાપા, ત્રીજા આ

દાક્તર અને ચોથા કિશોરલાલ મશરૂવાળા. આ વાત એમની પૌત્રીને ગળે ઊતરી નહીં અને એ ઓરડામાંથી નાસી ગઈ, અને હું અપૂજ્ય રહી ગયો.

પછી એમણે મુંબઈ સરકાર તથા હિંદી સરકારમાં પ્રધાનોનાં સગાંવહાલાંઓ અને ઓળખીતાંઓને યોગ્ય લાયકાત ન હોવા છતાં મોટી મોટી નોકરીઓએ ગોઠવી દેવામાં આવે છે તેનાં અનેક દષ્ટાંતો આપ્યાં.

એક દાખલો તો એવો હતો કે જેમાં મારા એક જૂના મિત્રના છોકરાને ગોઠવી દીધો હતો, પણ ઠાકોર સાહેબના અભિપ્રાયની સાથે હું સંમત હતો. પ્રધાનોના દીકરાઓ અને 'સાળાઓ' ખોટી લાગવગ ચલાવીને ચરી ખાય છે તેની ચર્ચા પણ થઈ મને કહે છે કે જુઓ! તમારા પ્રધાનોમાં જ્ઞાન ઓછુ હોય તો શા માટે જ્ઞાનીઓને પૂછતા નથી? 'सत्यमेव जयते'નો મુદ્રાલેખ પસંદ કર્યો. થોડું પણ સંસ્કૃતનું જ્ઞાન હોય તે જાણે છે કે जयते ખોટું છે અને जयति જોઈએ *

મેં કહ્યુ કે ઠાકોર સાહેબ મને તો થોડું પણ સંસ્કૃત આવડતું નથી એટલે હું તો આ ચર્ચાને માટે નાલાયક છું.

એમણે બે મહિનામાં ગુજરાત વિદ્યાસભામાં જે ભાષણ કર્યું હતું તેનાં બે વખાણ કર્યા, અને માંગણી કરી કે મારે આખું વાંચવું છે. એમણે કહ્યું કે તમારા આજના માસિકોના તંત્રીઓ કહે છે કે અમે આવાં ભાષણો છાપીએ તેટલામાં તો તે વાસી (Stale) થઈ જાય. અરે મૂરખાઓ આવાં ભાષણો તે કાંઈ જર્નાલિઝમ (દૈનિક સમાચાર) છે? વિદ્વાનોના નિબંધો બે મહિનામાં વાસી શી રીતે થાય? લેખકનાં મંતવ્યો સાચાં હોય કે ખોટાં હોય, તો ન છાપો, પણ સત્ય શી રીતે વાસી થઈ શકે?

એમણે મને પૂછ્યું કે તમે (એક માસિકના તંત્રી)ને ઓળખો

* सत्यमेव जयते, नानृतम्।—એ વૈદિક સાહિત્યના વાક્યમાંથી પૂર્વાર્ધ હિંદના મુદ્રાલેખ તરીકે લેવાયો છે

છો ને? એ બધાને ખુશ કરવા માગે છે. એવા માણસો કોઈને રાજી કરી શકે નહીં. અને પોતાનામાં નથી વિદ્વત્તા અને નથી લખવાની સારી શૈલી. આજે તો ગમે તેવા માણસો તંત્રી થઈ બેસે છે.

પછી એમણે કહ્યું કે મારું પચાસમું પુસ્તક હમણાં છપાઈ રહ્યું છે. હું ૮૦ વર્ષનો થયો. આવતા ઓક્ટોબરમાં મારા જન્મદિવસે એ બહાર પડશે ત્યાર પછી દરેક વર્ષે (અબ્દે) ઓક્ટોબરમાં મારે એક પુસ્તક પ્રગટ કરવું છે, અને તેમાં મારા વિચારો તથા મારી કૃતિઓ છપાશે, અપવાદરૂપે એક બે લેખો મારા મિત્રો પાસેથી મેળવીશ.

દરેક વર્ષે તમારે મને એક લેખ આપવાનો છે. આ સાંભળીને હું તો આભો જ બની ગયો, અને થોડું મોં મલકાવીને મેં કહ્યું કે હું શી રીતે લખું? હું નથી લેખક કે સાક્ષર અને મને લખતાં આવડતું નથી. મને ગુજરાતી ભાષા પર કાબૂ ઘણો ઓછો છે. એમણે કહ્યું કે તમારો શબ્દેશબ્દ હૃદયમાથી નીકળે છે તેથી જ તમારાં લખાણ વાચવા વિચારવા જેવા હોય છે

હું 'સંસ્કૃતિ'મા તમારો લેખ નથી હોતો ત્યારે નિરાશ થાઉં છું —જુઓ, હું ૧૯૫૦ના જૂનમાં તમને પત્ર લખીશ અને તમારે એક મહિનામાં લેખ આપવો પડશે ઓક્ટોબરની ૧૫મીએ મારે પ્રગટ કરવાનો છે પછી દરેક જૂને તમને તેની reminder મળશે. મેં પૂછ્યું કે બલ્લુભાઈ! તમે ૧૨૫ વર્ષ જીવવાનો સંકલ્પ તો કર્યો નથી ને? ત્યારે એમણે કહ્યું કે હું એવા સંકલ્પો કરવામાં માનતો નથી. એક અંક કાઢીશ, પાંચ પણ કાઢું, દસ અગિયાર પણ કાઢું, જીવીશ ત્યાં સુધી કાઢ્યાં કરીશ

પછી અમારે "સંસ્કૃતિ" માસિક વિષે વાતો થઈ..

અમારી મુલાકાત ઠીક લંબાઈ હતી તેથી મેં રજા માગી. મને કહે કે ઉતાવળ ન કરો, અને પછી મારા દરેક દીકરાદીકરી વિશે વિગતવાર પૂછપરછ કરી, અને પછી એકદમ પૂછ્યું 'તમે માણેકબેનને

મળો છો ?' ( માણેક બહેન એ સ્વ. ન્હાનાલાલનાં પત્ની. ) મેં કહ્યું કે ન્હાનાલાલ ગુજરી ગયા પછી મળવા જતો હતો.

ઊઠતાં ઊઠતાં મેં કહ્યું કે બલ્લુભાઈ હવે જરા ધ્યાનમાં રાખજો કે તમે બહુ જુવાન નથી રહ્યા અને મોટરબસની પાછળ દોડશો નહીં. તમારું શરીર સંભાળજો. એટલે તો પાછું એક નવું પ્રકરણ ખૂલ્યું. એમણે કહ્યું—હા—હા—આ મારા છોકરાઓનું જો ચાલે તો મને ઘરની બહાર જ જવા ન દે હું કહું છું કે ત્યારે મને ભોંયરામાં જ પૂરી દો ને ! અને કહો કે આખો દિવસ સમાધિમાં પડી રહો. હું સમાધિમાં માનતો નથી. હું તો શરીરને પાતળું કરવાના પ્રયાસો કરું છું—થોડું પાતળું થાય તો વધારે હરફર થઈ શકે. તેથી હું પ્રાણાયામમા થોડો વખત ગાળુ છું અને તેનાથી મારું વજન થોડું ઘટ્યું છે, બાકી તો હું કેટલો બધો જાડો અને પાથરેલો હતો, મારે ચાર દિવસના ઉપવાસ પણ કરવા છે.

હું ચમકી ઊઠચો અને મેં કહ્યુ કે ઠાકોર સાહેબ ૮૦ વર્ષની વયે આવા અખતરા ન કરાય. એમણે કહ્યું કે ગભરાશો નહીં. હું કાંઈ નકોરડા ઉપવાસમાં માનતો નથી, પણ ખોરાક ઓછો કરી નાખવો જોઈએ. હુ ચાર દિવસ સુધી ઉપવાસ કરીશ ચાર કપ દૂધની કોફી અને ચાર ઈંડા એટલુ દરરોજ લઈશ

આજથી ૪૫ વર્ષ પહેલાં એ ટાઈમ્સ ઓફ ઇન્ડિયાના દરેક વિચાર તથા શબ્દને પચાવતા હતા તેવી જ રીતે એમણે ૪૫ વર્ષ સુધી વિચારો પચાવ્યા છે, જનસમાજ સમક્ષ દરેક વિષય પર પોતાના સ્પષ્ટ અભિપ્રાયો જણાવ્યા છે શું જબરું એમનુ વ્યક્તિત્વ છે ! કેટકેટલો અભ્યાસ ? કેટલું બધુ એ લખે છે ? શું એમનામાં ઉમંગ, જીવનનો ઉલ્લાસ (Joy of Life) છે ! એમણે આખું જીવન પચાવ્યુ છે, આખો યુગ પચાવ્યો છે, તો પછી ચાર ઈંડાની શી વિસાત છે !

એવો શિરસ્તો હતો. આ એક મામૂલી મારામારી નહોતી પણ હોળીનું જંગ હતું, માત્ર મોજશોખ માટેનું.

આવું હોળીનું જંગ બીજી રીતે પણ ખેલાતું, બહુ વિચિત્ર રીતે. સુરત જિલ્લામાં નદીનાં ભાઠાંમાં મોટાં મોટાં વેંગણ ઊગે છે. મોટાં અને ભારે, લાંબાં નહીં પણ ગોળ. ઉત્તર ગુજરાતમાં એવાં હળનાર નદી પણ ફગાલ વેંગણ થાય છે અને ઘણું કરીને ભુટ્ટા કહેવાય છે. ' '

હોળીનાં લાકડાં પર મૂકેલાં મોટાં મોટાં વાસણોમાં આ વેંગણને બાફવામાં આવતાં અને પછી બન્ને પક્ષના લડવૈયાઓ ઢાલ અને તલવાર લઈને સામા પક્ષ પર તૂટી પડવાને બદલે ડાબા હાથમાં ઢાલ અને જમણા હાથમાં ગરમા–ગરમ બાફેલાં વેંગણ લઈને સામા પક્ષ પર તાકીને ફેંકતા.

અનેક જુવાનો હાથ અને પગ પર તેલ લગાડીને ઉકળતા પાણીમાંથી વેંગણ લડવૈયાને આપે છે. લડવૈયા સામા પક્ષના આગેવાનો પર ફેંકે. વેંગણ શરીર પર વાગે કે તરત તેનો છૂંદો થઈ જાય અને આગની જેમ શરીરને બાળે. વધારેમા વધારે ઝડપથી વેંગણ પૂરાં પાડવાં, વધારે સારું તાકીને આંખો પર મારવું, ઢાલને ચુકાવવી, સામા પક્ષમાં ગભરાટ ફેલાવવા માટે બીજા જુવાનો અમુક ખૂણામાંથી ધસારો કરે, એવી એવી અનેક તરકીબો વાપરવાની હતી, પણ સૌથી મોટો અને મહત્ત્વનો ગુણ તો હિંમત, નીડરતા અને આત્મવિશ્વાસથી ધસારો કરવાનો હતો.

આવા આવા જંગો, હલ્લાઓ અને તોફાની કારસ્થાનોનો નેતા હતો–મનંતરાય રાયજી. એનામાં નેતાગીરી–સરદારી–ઈશ્વરદત્ત બક્ષિસ હતી, સરદારીની તાલીમ હતી અને તેની તુમાખી પણ હતી.

એ મધ્યમ વર્ગના સારા શિક્ષિત નાગર કુટુંબમાં જન્મ્યા હતા. એમનું કુટુંબ વેપારી વર્ગના જેવું ધનવાન તો જરાય નહીં પણ પૈસાપાત્ર ગણાય, પૈસેટકે ઠીક સુખી કહેવાય એવું હતું. એ મારા નોકરીના સંગા હતા પણ તે ઉપરાંત મારા ખાસ દોસ્ત હતા. અમારા બન્નેનો સ્વભાવ

જુદો, અમારા ઉછેર જુદા પ્રકારનો—અમારા અભિપ્રાયો જુદા હોવા છતાં અમારો મનમેળ અજબ હતો, અને તે જીવનપર્યંત કાયમ રહ્યો.''

મનંતરાય બુદ્ધિશાળી હતા પણ હદપારના રમતિયાળ. હું ભણ્યો વડોદરામાં, મેટ્રિક પસાર કરી મુંબઈની ઉત્તમોત્તમ ન્યૂ હાઈસ્કુલમાંથી અને પછી મેડિકલ કોલેજમાં થોડું ભણીને વધુ અભ્યાસ માટે ઇંગ્લેંડ ચાલ્યો ગયો.

રાયજી ભણતા હતા સુરત હાઈસ્કૂલમાં ત્યારે ત્યાં પણ વિદ્યાર્થી મંડળના વ્યવસ્થાપક નીમાઈને મંડળની દોરવણી કરતા. ઉનાળાની લાંબી વેકેશનમાં એમના મિત્રોને એકઠા કરીને તેમની પાસે નાટક ભજવવાની ગોઠવણ કરતા. પણ બે એક વાર મેટ્રિકમાં નાપાસ થયા. એ મહેનતુ પણ હતા પણ રીતસર મહેનત ઉઠાવે જ નહીં એટલે પરીક્ષાઓ શી રીતે પાસ કરાય ?

છેવટે મેટ્રિક તો થયા—વકીલાતનું શિક્ષણ ગમ્યું નહીં, છેવટે મારા પિતાની મારફત વડોદરાના લશ્કરમા અફસરના તાલીમ વર્ગમાં પેસવાનો ખૂબ પ્રયત્ન કર્યો. આજ એક ધંધો એમને લાયક હતો. પણ એ જમાનામાં વડોદરાના સૈન્યમાં અંગ્રેજ, એંગ્લો ઇન્ડિયન કે મરાઠા સિવાય કોઈ ને અફસર માટે દાખલ કરતા નહીં.

ઘણા જ નિરાશ થઈ ને એમણે નાના દાક્તર, જે હોસ્પિટલ આસિસ્ટંટ કહેવાતા હતા તેના કોર્સનો અભ્યાસ અમદાવાદમાં શરૂ કર્યો અને તેની પરીક્ષાઓ પસાર કરી.

એમની ઉમર ૨૪–૨૫ વર્ષની થઈ હશે. તરત જ સુરત જઈ ને પોતાના ઘરની પાસે જ પોતાના કાકાની વાડીના સારી સગવડોવાળા હોલમાં પ્રેક્ટિસ શરૂ કરી. અને બહુ જ થોડા સમયમાં એમને સારી કમાણી થવા માંડી. એમનામાં સારા દાકતરના અનેક ગુણો હતા, ખૂબ ચીવટાઈથી રોગીઓની તપાસ કરતા. દવા લગાડવાનું કામ ઘણી વાર પોતે જ કરી લેતા, પોતાનું જ્ઞાન તાજું રાખવા માટે દાક્તરી

# ભુલાય એ શેં કદી ?

સુરત શહેરમાં ગોપીપરા નામનું મોટું પરું છે, અને તે જાણીતું છે કારણ કે તેમાં ઘણા નાગરો, જૈન વાણિયા તથા કાયસ્થો જેવા ભણેલા લોકોનો વસવાટ છે.

એ ગોપીપરામાં એક ફળિયું છે તેનું નામ છે 'શેતાન' ફળિયું. આશરે સોએક વર્ષ પહેલાં એ ફળિયામાં અને તેની પાસેના લત્તાઓમાં એવા જુવાનો રહેતા હતા કે જેમનું શૌર્ય, સાહસ અને તોફાન આખા શહેરમાં મશહૂર હતું અને તેથી એ ફળિયાને આવું 'સુંદર' નામ મળ્યું હશે એવી લોકવાયકા છે.

આજથી ૬૫–૭૦ વર્ષ પહેલાં એટલે જ્યારે મારી વયના કિશોરો અને યુવાનો એ ફળિયાના ચોકઠામાં દર સાંજે એકઠા થતા હતા ત્યારે ત્યાં તોફાનમસ્તીના અવનવા બનાવો બન્યા જ કરતા.

તે જમાનાના ૧૫–૨૦ વર્ષના યુવકો આજના ચશ્માં પહેરેલા વિદ્યાર્થીઓના જેવા ડાહ્યા ડમરા ન હતા. બીજો મોટો તફાવત અથવા ફેર એ હતો કે મારા બધા મિત્રો કસરતી અને કુસ્તીબાજ હતા. દરરોજ સવારે સૌ નિયમસર દંડ, બેઠક અને ભારે મગદળથી કસરત કરીને પરસેવો પાડતા.

મારા થોડા મિત્રોને ૨૦૦ દંડ કાઢવા કે પાંચ શેર દસ શેરની

જોડી ( મગદળની ) ફેરવવી એ રમતની વાત હતી. શરીરમાં જોગ માપ નહીં તેથી ઘણી વાર એ જુવાનો ભરરસ્તા પર કુસ્તી પણ કરી લેતા. મારે કબૂલ કરી લેવું જોઈએ કે હું મારા મિત્રોના જેવો તોફાની નહોતો અને વડોદરામાં રહેતું મારું કુટુંબ તો માત્ર જનોઈ કે લગ્નના પ્રસંગોએ જ સુરત જતું–ઉનાળાની વેકેશનમાં વખતે એક મહિનો ત્યાં ખેંચી કાઢીએ ખરાં !

હું પણ કસરતી હતો પણ મારી તાલીમ વ્યાયામ–શાળાની હતી. મને કુસ્તીના નિયમસરના દાવપેચ આવડતા, પણ તે બધું કેળવેલી અખાડાની માટીમા, રસ્તામાં નહીં. સામા પક્ષની સાથે હાથો વડે ઝપાઝપી કરવામા હું કદી જોડાયો નહોતો અને મારા મિત્રો અને સગાંઓને માટે તો આવા બનાવો સહજ હતા.

હોળીના દિવસોમાં કોઈ પણ વ્યક્તિ રંગાયા વિના અહીંથી પસાર થઈ શકતી નહીં. અમારા વડીલો પણ ખરા !

હોળીમા લાકડા વેચાતા લાવવા માટે જે કર મુકરર કર્યો હોય ( આ શેતાનોએ ) તે આપવો જ પડતો. ન આપે તેવાના ઘરમાં પેસી જઈને વધારે કિંમતી ચીજ છીનવી લાવીને હોળીમાં હોમાવી દેવાતી. આસપાસના ચોકઠાંઓમા જેટલી હોળીઓ સળગતી હોય તેમાથી એક સળગતું લાકડું લેવા માટે આ શેતાનો વિનતી કરતા સૌ કોઈ જાણતું કે આ માંગણી, એક ફરજિયાત લાગો છે.

કોઈ ફળિયાવાળા જુવાનો લાકૂડી કુસ્તીબાજોને લાવીને જંગ ખેલવાની ચેલેંજ ફેંકતા આવું બને ત્યારે વ્યૂહરચના કરીને શેતાન ફળિયું મરણિયા થઈને તૂટી પડતું પણ તે એટલા જુસ્સાભેર ધસારાથી અને હિંમતથી કે સામી હોળીનું વેરણછેરણ થઈ જતુ લાઠીઓ વિંઝાતી, બન્ને પક્ષના યુવાનોના માથા ફૂટતા છાતી, પીઠ, હાથ પગ પર ઘા પડતા. રસ્તા પર લોહી છંટાતા, હાથ ભાગી જતા છતાં કોઈની બૂમ કે ચીસ સભળાય નહીં, લાઠી સિવાય બીજા હથિયાર વપરાય નહીં,

સામયિકો વાંચતા, એમનામાં બીજાને બળ મળે એવો આત્મવિશ્વાસ હતો અને અથાક મહેનત ઉઠાવી શકે તેવું સશક્ત શરીર હતું.

એમનું મિત્રમંડળ મોટું હતું. સ્વભાવે ખૂબ મિલનસાર, આનંદી, રમૂજી હતાં. દેશભક્ત ટિળકના વિચારોથી આ લડાયક જુવાન આકર્ષાયા હતા.

એટલામાં આવ્યો બંગભંગનો પ્રચંડ જુવાળ–ગુજરાતના બધાં મોટાં ગામોમાં તેના પડઘા પડ્યા.

ડૉ. રાયજીના દવાખાનામાં મિત્રો એકઠા થઈને કલાકો સુધી ચર્ચા કરતા, તેમાં ત્રણચાર વકીલો હતા, બીજા દાક્તરો હતા અને અનેક પ્રગતિશીલ સુરતી નાગરિકો હતા. આ મંડળીએ–તમારે ડાયરો શબ્દ વાપરવો હોય તો એ ડાયરાએ 'અમૃતબજાર પત્રિકા' જેવાં છાપાં મગાવવાં માંડ્યાં. બંગાળમાં તો ગામડે ગામડે અનુશીલન સમિતિઓ સ્થપાતી હતી. 'વંદેમાતરમ્'ની બૂમો પડતી હતી, પ્રભાત ફેરીઓ, રાષ્ટ્રગીતો ગાતી હતી અને પછીથી પીસ્તોલ અને બૉમ્બ ફૂટવા લાગ્યા.

મહારાષ્ટ્રમાં પણ આવાં છમકલાં થતાં હતાં. સુરતમાં પણ આવા વિચારોનો પ્રચાર થવા લાગ્યો.

ડૉ. મનંતરાય રાયજીના મિત્રોએ પણ નક્કી કર્યું કે થોડા શેર કાઢીને એક ગુજરાતી અઠવાડિક કાઢવું. એ સામયિકનું નામ પાડ્યું 'શક્તિ.' આખા ગુજરાતમાં એ વંચાવા લાગ્યું. કારણ કે એના નીડર સમાચારો સૌને ગમી ગયા. સવારે દવાખાનું ચાલે પણ સાંજથી ત્યાં તંત્રીમંડળ અને મિત્રો એકઠા થતા અને ત્યાં કોઈ કોઈ વિચારોની આપ લે થતી.

એવામાં ડૉ. રાયજીનો નાનો ભાઈ બહુ નાની વયે, કિશોરાવસ્થામાં ગુજરી ગયો. પ્રેમાળ સ્વભાવના રાયજીને ઘણો સખત આઘાત

લાગ્યો અને આ ભાઈને એના વારસાનાં જે નાણાં મળત તે હવે મનંતરાયને મળ્યાં.

રાયજીએ પોતાના ભાઈના સ્મરણાર્થે એક પ્રેસ ખરીદ કર્યું અને તેને પોતાના ભાઈનું નામ આપ્યું. આ રકમ કેટલી હશે તે વિશે કોઈને સ્પષ્ટ જ્ઞાન નથી પણ ઘણુ કરીને રૂ. ૩૫,૦૦૦ હશે એવું હું અનુમાન કરું છું.

એવામાં આવી પ્રખ્યાત ૧૯૦૭ની કોંગ્રેસ. પછી તો ઉલ્લાસનું પૂછવું જ શું ? કોંગ્રેસની બધી વ્યવસ્થા ફિરોઝશાહ મહેતા, ગોખલે વગેરેના નરમ પક્ષના હાથમાં હતી. એ પક્ષ પછીથી કહેવાયો મવાલ અને અંગ્રેજીમાં 'મૉડરેટ' કહેવાયો.

સામેના પક્ષના મહારથીઓ કોંગ્રેસમા હતા. પૂનાના દેશભક્ત ટિળક, નાગપુરના ખાપરડે અને કલકત્તાના અરવિંદ ઘોષ. ગુજરાતમાં અરવિંદબાબુના ઘણા વિદ્યાર્થીઓ હતા. કારણ કે વર્ષો સુધી એ વડોદરા કોલેજના વાઈસ પ્રિન્સીપલ હતા.

સુરતમાં ડૉ. મનંતરાય જહાલ, ગરમ પક્ષના સરદાર બન્યા. એમની સાથે ત્રણેક સારા વકીલો હતા, અનેક દાક્તરો હતા. મારી સાથે ભણેલા ડૉ. મોહનનાથ દીક્ષિત, અને ડૉ. એમ. એમ. મહેતા તો હોય જ. (એમ એટલે મગનલાલ.) બીજા ઘણાય હશે.

ટિળક, ઘોષ અને ખાપરડે સુરત ગયા અને તેમણે મહોલ્લે મહોલ્લે પ્રચાર કર્યો. કહો કે આગ ચાંપવા માંડી. ડૉ. રાયજી તો સાતમા સ્વર્ગમાં હતા. કોઈ આપખુદ વ્યક્તિઓની સાથે ઝઘડવું તેમાં એ મોખરે હોય જ.

આ કોંગ્રેસની સભામાં પ્રમુખની ચૂંટણીની બાબતમાં તીવ્ર મતભેદ થયા અને છેવટે થોડી ઝપાઝપી પછી કોંગ્રેસ તુટી પડી. આ

બધો ઇતિહાસ જાણીતો છે અને તેને વિશે લખાઈ ગયું છે.

સમુદ્રમાં ભરતી પછી ઓટ આવે છે તેમ થોડા સમય પછી રાજકીય વાતાવરણમાં પણ બન્યું. લોકોનો ઉત્સાહ મંદ પડવા લાગ્યો, 'શક્તિ' સાપ્તાહિકના ગ્રાહકોની સંખ્યા ઘટવા લાગી. છાપાંના કાર્યકરો કાયમ રહ્યા, છપામણી ખર્ચ ચાલુ રહ્યો અને આવક ઓછી થઈ ગઈ. રાયજીના મિત્રો પાછા પોતપોતાના કામમાં રોકાઈ ગયા. કહેવત છે કે માંડવો બાંધવા સૌ કોઈ આવે પણ છોડવા માટે કોઈ નહીં. 'શક્તિ' થોડો સમય ચલાવીને બંધ કરવું પડ્યું. પ્રેસ પાણીના મૂલ્યે વેચવું પડ્યું અને બિચારા ડૉ. મનંતરાયને થોડા હજારોની નુકસાની વેઠવી પડી.

એમણે ટૂંક સમયમાં પોતાની દાક્તરી પ્રેક્ટિસ તો પાછી જમાવી દીધી. થોડાં વર્ષોની ઓટ પછી અસહકારના દિવસો આવ્યા.

ડૉ. રાયજીને આ મોળા કામમાં કાંઈ રસ પડ્યો નહીં. આ જ ટાંકણે ખિલાફત ચળવળ આવી. સુરત ખિલાફત સમિતિના પ્રમુખ રાયજી થયા. આ પ્રકરણ લાંબા વખત સુધી ચાલ્યું નહીં હોય.

મુસ્લિમોના આગેવાન થયા પછી એક પ્રસંગે મુસ્લિમોએ હિંદુઓને ધમકી આપવા માંડી હતી.

ડૉ. રાયજીનું લોહી ઉછળી ગયું. એમણે સરદારી લઈને અમુક લત્તામાંથી સરઘસ કાઢ્યું. આ સરઘસ પર મુસ્લિમો તૂટી પડ્યા અને પોતાની ખિલાફત કમિટીના પ્રમુખને લાઠીઓ મારીને બેભાન તથા લોહીલુહાણ સ્થિતિમાં મૂકીને નાસી ગયા. રાયજીએ અમુક કારીગરો, બૅન્ડના વાજાંવાળાનો બહિષ્કાર કરાવીને તોબાહ તોબાહ પોકારાવી.

સંસાર સુધારાના ક્ષેત્રે ડૉ. મનંતરાયના વિચારો રૂઢિચુસ્ત હતા. એ પરદેશગમનની વિરુદ્ધ તો નહોતા પણ હું સુરતની છોકરીને છોડીને અમદાવાદ પરણ્યો તે એમને જરાય ગમ્યું નહીં.

લગ્ન પોતાની નાત, પેટાનાતમાં તો થવાં જોઈએ એટલું જ નહીં પણ બનતા સુધી પોતાના શહેરમાં જ થવાં જોઈએ. સુરતી નાગરી ન્યાતમાં વૃદ્ધો જ ન્યાતનું રાજ્ય ચલાવે એવી પરંપરા હતી, અને એ મોટેરાઓ જુવાનોને ખૂબ કનડતા હતા. સુરતના કોંગ્રેસ ( ૧૯૦૭ )માં જે થયું હતું તે રાયજીએ કર્યું. નાગરોમાં ન્યાતની દરેક સભામાં પ્રમુખ ચૂંટવાની રીત હતી કારણ કે કદી કાયમી પ્રમુખ હોતા નથી.

રાયજી પોતાના મિત્રોને લઈને ન્યાતની સભામાં ગયા, અને બધા મોટેરાઓને કહેવડાવ્યું કે સ્વમાન જાળવવું હોય તો સભામાં આવશો નહીં. પોતે પ્રમુખ થયા.

એક વિદ્વાન વૃદ્ધ મોટી અમલદારી ભોગવેલા ગૃહસ્થનું નામ ઉડાવી દીધું. તે દિવસ પછી ( ગમે તે કારણસર ) ન્યાતની સભા મળી નથી અને સુરતી નાગરો બ્રાહ્મણો, વાણિયાની અનેક પેટા ન્યાતોમાં, પાટીદારમાં, મુસ્લિમોને, પારસીને, ખ્રિસ્તીને, અમેરિકનને અને ચીની મલાયનને પરણ્યા છે.

પછીનો ઇતિહાસ દયાજનક છે. એમણે માતા એટલે શક્તિની પૂજા કરવા માંડી. ખબર નથી કે શી રીતે, પણ એમણે વાત્સાયનના કામશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડયો. તે પછી યુરોપ અમેરિકાથી કામશાસ્ત્ર (Sexology)ને લગતાં પુસ્તકો વાંચ્યાં, ગુપ્ત ઇંદ્રિયોને લગતાં રોગોને મટાડવા માટેનાં હથિયાર–ઓજારો–સાધનો પોતાને ખર્ચે મંગાવવા માંડયાં. તે વિશેનું સાહિત્ય છપાવવા માંડયું. મોટા પાયા પર કામ કરવા માટે ફ્લેન અને મોટર લીધાં–એક ઉત્તમ ઘોડાગાડી તો વર્ષોથી હતી જ.

રાયજી ઉદાર દિલના હતા. હવે પૈસા વેરવા માંડયા. મેં એમને ખૂબ સમજાવ્યા કે એ ધારે છે તેટલી કમાણી આ નવી જાતની દાક્તરીમાં છે જ નહીં. એમણે કોઈનું માન્યું નહીં. એમના બાપે એક ઘર

આપ્યું હતું, બીજું એમના નાના ભાઈનું મળ્યું, એમના કાકાનાં બે ઘર અને વચમાં વાડી, અને વાડીમાં નાની બંગલી તથા અકવા લાઈન્સમાં બે માળનો બંગલો—આ બધું વેચી માર્યું અને આ મોટી છાતીવાળા હિંમતવાન નીડર પુરુષ જેણે વર્ષો સુધી સુરત શહેરની નિઃસ્વાર્થ બુદ્ધિથી સેવા કરી હતી, જેમણે પોતાના દેશની મુક્તિમાં જબરો ફાળો આપ્યો હતો તેમને સુરતની બહાર ઘરબાર-વિનાના થઈને નાના ઘરમાં વસવું પડ્યું !

ખંડ ૨ જો

# મારું બચપણ

**મારાં** બચપણની વાતો એટલે આજથી ૬૦–૬૫ વર્ષ પહેલાંના જૂના વડોદરાની વાતો. મારું બચપણ ગામડાંમાં નહોતું ગાળ્યું, તેમજ કોઈ શહેરના ગીચ વસ્તીવાળા સાંકડા વાતાવરણમાં પણ નહિ. વડોદરા શહેરની પૂર્વમાં મોટું વારસીઆનું મેદાન છે. એ મેદાનમાં વડોદરાના સૈન્યની એક ટુકડી કવાયત કરતી, અને તેની પણ પૂર્વમાં બીજું સરસિયું તળાવ છે, અને તેના કાંઠામાં માંદા સૈનિકો માટે મોટું દવાખાનું હતું અને તેમાં મારા પિતા માટે દાક્તરનો મોટો બંગલો હતો. દવાખાનાના બધા મદદનીશો ત્યાં જ રહેતા.

અમારા બંગલા અને શહેર વચ્ચે ¾ માઈલનું અંતર હતું, તેથી અમે તદ્દન એકલવાયાં, અને એકાંતમાં, પડોશ વિનાનાં રહેતાં હતાં. અમારાં કુટુંબ તથા નોકરો સિવાયનાં આવાં એકાંત વાતાવરણમાં મારા બચપણનાં ૮–૯ વર્ષ વીત્યાં હતાં. અમે બીજા લોકોથી આઘે રહેતાં હતાં તે છતાં અમારું જીવન રસ વિનાનું કે વિવિધતા વિનાનું નહોતું, અને અમે સુખી આનંદી જીવન ગાળતા કારણ કે મારા પિતાને બાગનો ખૂબ શોખ હતો અને તેની પાછળ પુષ્કળ નાણું ખર્ચતા.

અમારે ત્યાં શાકભાજી માટે બીજો બાગ હતો. આ બન્નેમાં અમે કામ કરતા.

અમારે ત્યાં બે ગાય હતી, વાછરડાં પણ હતાં ૨૦–૨૫ જાતનાં રંગબેરંગી અને જુદી જુદી ઓલાદનાં કબૂતરો અમારા નોકરો પાળતા. કેટલાંક એવાં હતાં કે જે જમીન પર અને બીજાં હવામાં ગુલાંટો ખાતાં.

અમારા બંગલાની પાસે બે તળાવો હતાં. એકમાં મગરો હતા તે અમે જોતા. એ તળાવમાં સરકારી હાથીઓ નહાવા માટે આવતા. હાથીઓ સૂંઢવતી પાણી ઉડાડીને જળક્રીડા ખેલતા મગરો પાણીની બહાર નીકળીને તડકામાં પડી રહેતા. તે ઝાડના લાકડાના જેવા જણાતા.

બીજા તળાવમાં લાખો માછલીઓ હતી. અમે પાણીમાં મમરા નાખતા ત્યારે માછલીનાં ટોળેટોળાં મમરા ખાવાને આવતાં. તળાવના પાણીમાં કમળ અને પોયણીના વેલા ફેલાઈ રહ્યા હતા, અને તેના પર જે ફૂલ થતાં તેનું સૌંદર્ય જોતાં અમે કદી થાકતાં નહીં

હવામાં જ્યારે પુષ્કળ ભેજ (ધુમ્મસ) રહેતો ત્યારે કમળનાં પાંદડાં પર ભેજનાં બિંદુઓ મોતીના દાણા જેવાં બાઝતાં ધીમેધીમે તે મોટાં થતાં અને પછી પાંદડાંથી તેનો ભાર ઝીલાતો નહીં એટલે તે નમી પડતાં અને ટીપાં તળાવમાં સરી પડતાં

એક વ્યક્તિ અથવા આત્મા સમષ્ટિ અથવા પરમાત્મામાં ભળી જાય છે એવું જ્યારે મેં મોટપણમાં વાંચ્યું (The Dew-drop slips into the shining Sea) ત્યારે આ ઉપમા સમજવી મને સહજ લાગી પાસેના એક મંદિરમાં મોટા જંગી કાચબાઓ હતા ૨૦૦–૩૦૦ વર્ષના જૂના છે એમ લોકો કહેતા હતા તેને અડકીએ એટલે તરત હાથપગ અને માથું તેની પીઠ પર લોખંડના જેવી ઢાલ હોય છે તેમાં સમાવી દેતા

"માણસ જો પોતાની ઇંદ્રિયોને સંકોચી લે, સંયમમાં રાખે તો

તે પરમાનંદ ભોગવી શકે છે એ સત્ય પણ મારે સમજવું અઘરું નહોતું. હાથી અને મગરને જોઈને મને નાનપણમાં પણ વિચાર આવતો કે આ પહાડ જેવાં પ્રાણી કે રાક્ષસી દાંતવાળા પ્રાણી પર છેવટે માણસ સરસાઈ ભોગવે છે, તેવાં પ્રાણીનો સરદાર બને છે. કારણ કે એનામાં બુદ્ધિબળ છે અને તે જ સર્વોત્તમ સાધન છે.

અમે ખુલ્લા મેદાનમાં રહેતાં હતાં તેથી અમારું આકાશ ઘણું મોટું જણાતું. અમારી આસપાસ વસ્તી નહોતી તેથી ધૂળ ઊડતી નહીં અને આકાશ સ્વચ્છ ભૂરું રહેતું. બપોરે તેમાં ખૂબ ખૂબ ઊંચે સમડીઓ પાંખ ફફડાવ્યા વિના હવામાં તર્યા કરતી. રાત્રે લાખો કરોડો અસંખ્ય તારાઓ આકાશમાં ટમટમતા તે જોઈને અમને આ સૃષ્ટિની વિશાળતાનો ખ્યાલ સહેજ સહેજ આવતો. દરિયા કિનારે અને પર્વતો પર આવી વિશાળતાનો ખ્યાલ આવે છે પણ અમને તો અમારી આસપાસનાં વાતાવરણમાં આવા ભવ્ય અનુભવો થતા.

સરસિયા તળાવની પાળ પાસે આંબા, સીતાફળી, જાંબુડીનાં સેંકડો ઝાડ હતાં. તેના પર થતા પાકાં ફળો અમને ખાવાને મળતાં. અમારા બાગમાં કમરખ, શેતુર અને જામફળ થતાં હતાં. તળાવમાંથી શિંગોડાં અને કમળકાકડી અમને ખાવાને મળતી, તળાવની અંદર જળકુકડી તથા બતકોને સરળતાથી તરતાં જોઈને અમારું મન રાજી રાજી થઈ જતું. બાગમાં તેમજ ઝાડીમાં રંગરંગીન ફૂલો અમને જોવા મળતાં અને આ બધા સૃષ્ટિ સૌંદર્યમાં અમારું હૃદય પ્રફુલ્લિત બનતું.

હું પાંચ વર્ષનો હતો ત્યારે મારા દાદાને લખેલા કાગળના અક્ષર વખણાયા હતા. મને છેક સાત વર્ષની વયે શાળામાં દાખલ કરેલો, પણ મારાં માએ મને ગુજરાતી તથા અંગ્રેજી ભાષા વાંચતાં લખતાં શીખવેલી. જેમણે વર્તમાનકાળનો ગુજરાતનો ઇતિહાસ વાંચ્યો છે તેમને આશ્ચર્ય થશે કે છેક ૧૮૭૬માં (આ લેખ છપાય છે તેની ૮૧ વર્ષ પહેલાં) મારાં મા સુરતની હાઈસ્કૂલમાં એક એકલાં અટૂલાં

વિદ્યાર્થીની હતા. 'કરણઘેલો' નવલકથાના કર્તા, નંદશંકર તુળજાશંકર, મારા માના બાપ, એ હાઈસ્કૂલના હેડમાસ્તર હતા.

આજનાં બાળકોને મારા પર દયા આવશે કે અમને પાઠ્ય-પુસ્તકો સિવાય એક પણ નાનું પુસ્તક વાંચવા મળેલું નહીં. આજે તો તેવાં હજાર બે હજાર પુસ્તકો છપાયાં હશે, અમારી ચોપડીઓમાં રંગરંગીન ચિત્રો નહોતાં. અમારે માટે એક પણ બાળમાસિક નહોતું. બાલમંદિરો નહોતાં. શાળામાં શિક્ષકો અમને વાતો કહેતા નહીં. પણ મારાં એક ફોઈ હતાં તે અમને રામાયણ, મહાભારત તથા પુરાણોમાંથી ઘણીઘણી વાતો કહેતાં. અમને રમવા માટે કોઈ જાતનાં રમકડાં મળ્યાં હોય એવું મને સાંભરતું નથી.

એકાંતમાં રહેવાને લીધે મને લખોટી કે ભમરડાથી રમતાં, અને પતંગ ચડાવતાં આવડ્યું નહીં. હાઈસ્કૂલમાં ક્રિકેટ રમતો ખરો, અને હું શોખથી વ્યાયામશાળામાં દાખલ થયો હતો (ઈ. સ. ૧૮૯૦) અને મને કસરતો સારી આવડતી. મને આખી જિંદગી પર્યંત વ્યાયામ પ્રત્યે શોખ રહ્યો છે.

વડોદરામાં દરેક વર્ષમાં ત્રણ મોટી સ્વારીઓ નીકળતી : ગણપતિને ડુબાડવાની, તાજીઆ ઠંડા કરવાની, અને દશેરાની. એ જોવા માટે અમે શહેરમાં એક વણિક મહાજનને ઘેર જતા. પહેલા માળનો રવેશ રસ્તાથી ભાગ્યે ૧૦ ફૂટ ઊંચો હશે. આસપાસનાં ગામડાંઓમાંથી હજારો સ્ત્રીપુરુષો ને છોકરાં સારાં સ્વચ્છ કપડાં પહેરીને ફરતાં તથા મોજ માણતાં આમજનો વાંસળીઓ વગાડે, સ્ત્રીઓ મોટા અવાજે ગીતો ગાય અને સૌ કિલ્લોલ કરીને આનંદ ભોગવતાં હોય તે જોવાનું અમને મળતું.

પણ એકંદરે મારું જીવન એકાંતમાં પસાર થયું હતું, અને તેથી હું આજ સુધી એકાંતપ્રિય રહ્યો છું. હું એકાંતમાં મગ્ન રહું છું. મને એકલા ફરવાનો ઘણો શોખ છે. અને મોટો લાભ એ થયો કે મેં કદી ચાડીચુગલીઓ કે નિંદા ઈર્ષ્યાની વાતો સાંભળી નહીં, મને નકામા ગપાટા મારવા ગમતા નથી, હું ઓછાબોલો હતો.

હું ન્યાતમાં બહુ ઓછું ભળેલો તેથી હું સમાજના રીતરિવાજોથી, લોકોના વહેમોથી, ખરાબ રૂઢિઓથી કેવળ અજ્ઞાન રહી ગયો. વખતે લોકો મને ' ભોટ ' માનતા હશે. હું સંસારના તેમજ ન્યાતના ઝગડાઓ અને કડવાશથી દૂર રહી શક્યો.

મેં ન્યાતના કે ધર્મના ભેદ છેક નાનપણથી કદી જાણ્યા નથી. અમે કદી અસ્પૃશ્યતાનું પાલન કર્યું નહોતું. મારે કબૂલ કરવું જોઈએ કે એકલા રહેવાને લીધે મને બીજા લોકોના અભિપ્રાયો જાણવાની તક ઓછી મળી છે. અને લોકો સાથે ચર્ચા કરવાની ટેવ ઓછી છે. મારામાં વખતે સહકારવૃત્તિ ઓછી હશે.

મારા પિતાએ અમને એવી તાલીમ આપેલી કે અમને અંધારામાં જવાની કે ' ભૂત 'ની બીક લાગેલી નહીં. સાપને દેખીએ એટલે અમે તેને મારી નાખતા, અને સાપની સંખ્યા મોટી હતી. વીંછીના માથા આગળ હથેલી મૂકીને હું તેને હાથપર ચડવા દેતો. મધમાખી ઊડીને મારા માથા પર બેસે તો હું બૂમરાણ કરવાને બદલે મારા માથા પર ભ્રમણ કરવા દેતો અને કોઈ મોટા અમલદાર, મહારાજા, દીવાન કે મહાત્મા ( ધાર્મિક કે રાજકીય )થી હું અંજાઈ જતો નહીં. હું તેમને મારા જેવા જ ગણતો અને તેથી જ મારું વ્યક્તિસ્વાતંત્ર્ય સાચવી શક્યો છું.

# અમારાં દંપતીજીવનની અર્ધશતાબ્દી

ચંર–ડૉક્ટર સાહેબ, તમે પરણ્યાં તેને પચાસ વર્ષ પૂરાં થઈ ગયાં છે એ વાત ખરીને ?

સુ–સાચી વાત તો એવી છે કે અમે પરણ્યાં તેને ૫૫ વર્ષ પૂરાં થઈ ગયાં છે. પરણ્યા પછી તરત જ હું ઇંગ્લેંડ મારા મેડિકલ અભ્યાસ માટે ચાલ્યો ગયો હતો અને પાંચ વર્ષે પાછો આવ્યો, એટલે અમારાં દંપતીજીવનની અર્ધશતાબ્દી હમણાં પૂરી થઈ છે.

ચંર–તમારો અને મારો સંબંધ બહુ જૂનો છે પચીસ વર્ષથી પણ વધારે લાંબો હશે, અને અમે જાણીએ છીએ કે તમારું દંપતીજીવન સુખી અને આદર્શમય છે. શારદાબહેન! તમારા જીવન સાફલ્યનું કારણ શું છે ?

શા–અમે ઘણું ઘણું સુખ ભોગવ્યું છે તે વાત સાચી છે પરંતુ અમારે પણ અનેક કષ્ટો અને વિઘ્નોનો સામનો કરવો પડયો છે. કુટુંબમાં ગંભીર માંદગી અને મૃત્યુના પ્રસંગો આવી ગયા છે અને તે છતાં અમે આનંદમાં રહ્યાં છીએ.

અમારી જુવાનીના દિવસોમાં સામાન્ય લોકોમા એક એવી માન્યતા ફેલાઈ રહી હતી અથવા ફેલાવવામાં આવેલી કે જે કન્યાઓ ઉચ્ચ કેળવણી

---

નોધ : ચંર—ચંદ્રવદન મહેતા શા—શારદાબહેન મહેતા સુ—ડૉ. સુમન્ત મહેતા

લે છે તે ઘરકામ સંભાળતી નથી, અને સંયુક્ત કુટુંબમાં સમાઈ શકતી નથી. તમે જાણો છો કે એ સમયમાં કોઈ ગુજરાતી કન્યાએ મેટ્રિકની પરીક્ષા પસાર કરી હોય તો તેણે ઉચ્ચ કેળવણી લીધી છે એવું ગણાતું.

એર—તમે ક્યા વર્ષોની વાત કરો છો?

શા—હું મેટ્રિક થઈ ૧૮૯૭માં. મારા મોટા બહેન તેની પહેલાં મેટ્રિક થયાં હતાં. અમે એવો નિશ્ચય કરેલો કે રૂઢિચુસ્ત લોકોને જે ખોટો પૂર્વગ્રહ હતો તે અમે ખોટો પાડીશું. જો તેમ ન કરીએ તો સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીના પ્રશ્નને હાનિ પહોંચે. વળી અમારા ઘરમા અમારે જરૂર પ્રમાણે ઘરકામ તો કરવાનું જ હતું.

અમે મડમ થવા ઇચ્છતાં જ નહોતાં. આ કારણને લઈને જ્યારે મારે ઘર ચલાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે એવું કામ મને ખાસ અઘરું લાગ્યું નહોતું. બાકી, અમારું જીવન આદર્શમય હતું કે કેમ એ હું જાણતી નથી. આ બાબતનો અભિપ્રાય બીજા લોકોએ આપવાનો હોય.

એર—હવે સુમંતભાઈ! તમે મને કહો કે તમારું લગ્ન સ્નેહલગ્ન હતું? અથવા તમે શી રીતે શારદાબહેનની પસંદગી કરી?

સુ—અમારા જમાનામા સ્નેહલગ્ન શક્ય જ ન હતું. હું ગુજરાતના હિંદુસમાજના વાતાવરણની વાત કરું છું, પણ તમારા પ્રશ્નનો જવાબ મારે જરા લંબાણથી આપવો પડશે.

મારા નિકટના મિત્રો પણ જાણતા નથી કે હું જ્યારે દશ બાર વર્ષનો હોઈશ ત્યારે મને જનોઈ આપ્યા પછી તરત જ મારું સગપણ સુરતની અમારી ન્યાતની એક કન્યા જોડે થયું હતું. એ ખૂબસુરત હતી, પણ એમનાં માબાપ અસ્સલી વિચારનાં હતાં. અમારું સગપણ પાંચ ૭ વર્ષ ચાલ્યું હતું. જ્યારે એ કન્યા બારેક વર્ષની થઈ ત્યારે તેને ગુજરાતી શાળામાંથી ઉઠાડી લેવામાં આવી.

હું મુંબઈની મેડિકલ કૉલેજમાં ભણતો હતો. ૧૮૯૬ની આખરે

પૂના અને મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો. શરૂઆતના દિવસોમાં એ રોગ અત્યંત ચેપી હતો. અને ઘણા માણસોના તાત્કાલિક મરણો થતાં હતાં.

અમારી કૉલેજ લગભગ બંધ થઈ હતી. મેં વિચાર કર્યો કે મારે ઇંગ્લૅંડ જઈને અભ્યાસ પૂરો કરવો. મારાં માબાપે તેને અનુમતી આપી. મેં તેમને સમજાવ્યું કે મારે પરણવું નથી. અને જેને માત્ર મામૂલી શિક્ષણ મળ્યું છે તેની સાથે હું રહી શકીશ નહીં. કોઈ પણ જાતની કડવાશ વિના અમારું સગપણ તોડી નાખ્યું.

એર—ન્યાતના નિયમો તમને નડયા નહીં?

સુ—અમારી ન્યાતમા સગપણ તૂટી શકતું હતું. પછી પ્રશ્ન ઊભો થયો મારે ઇંગ્લૅંડ જવાનો. મારા પિતાએ હઠ પકડી કે જો પરદેશ જતાં પહેલાં મારાં લગ્ન ન થાય તો એ મને મોકલશે નહીં. મને લગ્ન માટે લેશ માત્ર ઇચ્છા નહોતી. આવી રીતે હું લગ્નસંબંધમાં સપડાઈ ગયો.

એર—તમે શારદાબહેનને ઓળખતા હતા ખરા?

સુ—મેં એમને કદી જોયેલાં નહીં. તમે જાણો છો કે હું તો તમારી જેમ સુરતનો છું. હું અમદાવાદના નાગરોને ઓળખતો ન હતો. એ જમાનામાં અમે સુરતી નાગરો સુધરેલા અને 'વિલાયતી' ગણાતા. મારા પિતા ડાક્તર હોઈને નવા પ્રગતિશીલ વિચારના હતા. મારા મા નંદશંકર મારતરનાં દીકરી થાય.

એર—એમ! નંદશંકર તુળજાશંકર. જે ત્રણ સુધારક નામા ગણાતા હતા તેમાંના જ કે! અને જેમણે કરણઘેલાની નવલકથા લખી છે તે?

સુ—હા, હું મુંબઈમાં રમણભાઈ તથા વિદ્યાબહેનને મળેલો.

એર—તમે રમણભાઈ નીલકંઠની વાત કરો છો ને? એમના પિતા મહિપતરામ પણ સુરતના અને સુધારક હતા ને!

સુ—હા, રમણભાઈ મહિપતરામ પણ સુરતી નાગર હતા, અને વિદ્યાબહેન અમદાવાદનાં હતાં. વિદ્યાબહેનના મોસાળમાં સૌ ધર્મ તથા

સમાજના વિષયોમાં સુધરેલા વિચારનાં હતાં. હું જાણતો-હતો કે વિદ્યાબહેનની બહેને મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. મારે પરદેશ જતાં પહેલાં પરણવું જ પડશે એવો મારા પિતાનો દૃઢ નિશ્ચય જોયો એટલે મેં શારદાબહેનની સાથે પરણવાની હા પાડી.

એર–શારદાબહેન ! તમે દાક્તરને શા માટે પસંદ કર્યા ?

શા–૧૬ વર્ષની વયે છોકરી પરણી ન હોય એવું આપણા તે' યુગના ગુજરાતી સમાજમાં ક્વચિત્ જ બન્યું હશે ! મેં દાક્તરના કુટુંબ વિશે સાંભળેલું ખરું. એમણે સારો અભ્યાસ કર્યો હતો. મોટા દાક્તર સાહેબ એટલે મારા સસરાની વડોદરામાં જબરી પ્રતિષ્ઠા હતી તેથી મેં આ લગ્નસંબંધ માટે સંમતિ આપી.

સુ–એમ કહેતાં નથી કે હું બ્રિટિશ ડિગ્રીઓ લઈને આવીશ એટલે સારો કમાઉ વર મળશે !

એર–ઠીક ઠીક, પણ તમે શારદાબહેનના રૂપથી આકર્ષાયા હતા ખરા ?

સુ–મારી આખી જિંદગીમાં મેં બહારના રૂપ કે રંગ વિશે મોહ રાખ્યો નથી. સંસ્કાર અને કુટુંબનું ચારિત્ર્ય એ બે જ મહત્ત્વનાં છે.

એર–ત્યારે આ લગ્ન તમરા બન્નેની પસંદગીનું કહેવાય ખરું ?

સુ–મેં શારદાબહેનને જોયાં નહોતાં, એમણે મને જોયો ન હતો. મારે લગ્ન કર્યા વિના છૂટકો જ નહોતો, અને લગ્નની ક્રિયા પૂરી થાય કે તરત જ મુંબઈ જઈને સ્ટીમર પકડવાની હતી. મારી ટર્મ શરૂ થતી હતી. અમુક પ્રકારની પસંદગી ખરી.

શા–અમે જાણતાં હતાં કે બન્ને કુટુંબોના સંસ્કાર સારા છે, બાકી તો નસીબની વાત છે. લગભગ પાસા નાખવા જેવું હોય છે. અવળા પણ પડે અને સવળા પણ પડે.

એર–તમારા પાસા કેવા પડયા કહેવાય ?

શા–પોબાર !

એસ–ત્યારે હવે કહો કે તમારા દંપતીજીવનના સાફલ્યનાં કારણો શું હતાં?

શા–પોતાના જે ઉચ્ચ આદર્શો હોય તેને વળગી રહીને નાની નાની બાબતોમાં બાંધછોડ કર્યા જ કરવી પડે. આપણા દેશમાં પુરુષ કમાય છે અને સ્ત્રી ઘર ચલાવે છે. ઘર ચલાવવામાં જે બુદ્ધિ, લાગણી, સ્નેહ, ગણતરી વાપરવાં પડે છે તેની સાચી કિંમત હજી આપણો સમાજ જાણતો નથી. એટલે દરેક હિંદી સ્ત્રીએ ધણીના કુટુંબમાં ઓતપ્રોત થઈને તેની રીતિનીતિ અપનાવી લેવી પડે છે. તેમ કરવામાં પોતાને મનગમતી રીતો ગળી જવી પડે.

ખરું જોતાં રીતિનીતિનો પ્રશ્ન અતિ મહત્ત્વનો નથી. સ્વમાન જળવાય અને પોતાનું વ્યક્તિત્વ હણાય નહીં એ બાબતો મહત્ત્વની છે. ધીરજથી સફળતા મળે છે. આમ કરવાનું મને આ કુટુંબમાં અઘરું પડ્યું હતું એમ હું ન કહું.

એસ–પણ દાક્તર સુમંત સિવાય તમારા કુટુંબમાં બીજાં મોટેરાંઓની મરજી પણ સાચવવાની હશે ને?

શા–મારાં સાસુ ઘણા નરમ સ્વભાવનાં, પ્રેમાળ અને ઉદાર મનનાં હતાં. અમારાં કમનસીબે અમે સાથે રહેવા માંડ્યું ત્યાર પહેલાં એ ઘણી નાની વયે ગુજરી ગયાં હતાં.

મારા સસરા પણ સજ્જન અને ઉચ્ચ વિચારના હતા. અમે ભાગ્યે જ એક બે મહિના સાથે ગાળ્યા હશે એટલામાં એમને ઓપરેશન કરાવવા માટે યુરોપ જવું પડ્યું અને ત્યાં એ ગુજરી ગયા. પરિણામ એ આવ્યું કે મારે તો છેક પહેલા દિવસથી જ મોટું કુટુંબ ચલાવવાની જવાબદારી માથે આવી પડી.

દાક્તરના એક ભાઈ ઇંગ્લૅંડમાં ભણતા હતા, અને અમારી સાથે બીજા બે ભાઈઓ અને એક બહેન હતાં. એ ત્રણેને ઉછેરવાં તથા ભણાવવા પડતાં, દાક્તરના બીજાં બહેન હતાં તે અવારનવાર આરામ

માટે કે સુવાવડ માટે આવતાં. જુવાનીના જોરમાં અને કૌટુંબિક સંપની અંદર એ જવાબદારી ઉઠાવવી સહેલી પડી.

એસ–ત્યારે તમારાં જીવનની સફળતાનો કીમિયો શું ?

શા–હું કહી ગઈ છું તે જ. ધણીના કુટુંબમાં ઓતપ્રોત થઈ જવું, તે ઘરની રીતિનીતિ અપનાવી લેવી. બધું કામ લક્ષપૂર્વક કાર્યક્ષમતાથી કરવું, અને એ કામમાં આનંદ માનવો, જીવનનો આદર્શ ઊંચો રાખવો અને જીવનની ગંભીરતા પીછાનવી. પોતાના આદર્શોને વળગી રહેવું.

એસ–હું તમને એક સ્પષ્ટ સવાલ પૂછું, શારદાબહેન ?

શા–શા માટે નહીં ? મારે હવે ખાનગી રાખવા જેવું રહ્યું છે શું ?

એસ–તમારે અને સુમંતભાઈને મતભેદો થયેલા કે નહીં ?

શા–મતભેદો ! થોડા નહીં પણ ઘણા. કોઈ નાની બાબતમાં તો કોઈ મહત્ત્વની બાબતમાં, પણ અમે લડી આખડીને છેવટે સમાધાન કરી શક્યાં છીએ. મતભેદથી તો જીવનમાં વધારે રસ આવે છે.

એસ–તમે કોઈ દિવસ રૂસણાં લીધેલાં ખરાં ?

શા–હા, તેમ પણ કર્યું હશે; અનેકવાર.

એસ–તમને કોઈ દિવસ મારેલા ખરાં ?

શા–મારે તો નહીં પણ ઠીક ગુસ્સે થયેલા ખરા.

એસ–અને તમે સામે ગુસ્સે ન થાઓ ?

શા–સ્ત્રીઓમાં ધીરજ વધારે હોય છે, છતાં સ્ત્રીઓ શા માટે ગુસ્સે ન થાય ?

એસ–હવે હું દાક્તર સાહેબને પૂછું છું કે લગ્ન સાફલ્યની બાબતમાં તમારે કંઈ ઉમેરવાનું છે ?

સુ–હા, જરૂર. કારણ કે કેટલીક મહત્ત્વની બાબતો કહેવાની રહી

જાય છે. તમે જાણો છો ને કે સામાન્ય માણસો જીવનને ઠરેલે ચીલે ચાલ્યાં કરે છે. અમારું જીવન તે પ્રકારનું નહોતું.

મેં પૂરાં બાર વર્ષ પણ સરકારી નોકરી કરી નહોતી ત્યારે મેં નિશ્ચય કરેલો કે મને જે ખર્ચાળ ઉચ્ચ કેળવણી તથા તાલીમ મળ્યાં હતાં તેનો લાભ મારે હિંદી પ્રજાને આપવો જ જોઈએ.

દાક્તર તરીકે અને સર્જન તરીકે ગુજરાતમાં મારી ખ્યાતિ હતી. મને કદી પૈસાનો લોભ હતો નહીં, પણ મારે તો પ્રજાના ઘડતરમાં ફાળો આપવો હતો. અમે ઘણું ઘણું વિચારમંથન કર્યું—જે પ્રકારના જીવનથી અમે ટેવાયલાં હતાં તેમાં સારું ખૂબ પરિવર્તન કરવાનું હતું.

છેવટે અમે એવા નિર્ણય પર આવ્યાં કે મારે ગોખલેના 'હિંદ સેવક સમાજ'નો અનુભવ લેવો. આ હકીકત હું તમને કહું છું એટલા માટે કે જ્યારે પુરુષના મનમાં આવી કોઈ ધૂન આવે છે ત્યારે તેનાં પરિણામ સ્ત્રીને સહન કરવાં પડે છે. મને પહેલેથી સાહેબીમાં રહેવાની ટેવ હતી. પછી જ્યારે હું વડોદરાના રાજકુટુંબનો દાક્તર થયો અને અનેકવાર દેશ પરદેશ ફરી આવ્યો ત્યારે મારો દોરદમામ વધી ગયો.

મનુષ્યની બલિહારી એ છે કે જ્યારે હું ઠીક ખર્ચાળ જીવન ગાળતો હતો ત્યારે જ ગોખલે મહાશયની સાથે પત્રવ્યવહાર કરી રહ્યો હતો. મારી માસિક આવક એક સપાટે દસમો ભાગ થઈ જાય તેમ હતું. અમારે ૪ છોકરાં હતાં. તે બધાંને ઉચ્ચ કેળવણી આપવાની હતી. આવી ફકીરીમાં ઘર ચલાવવાનો બધો બોજો શારદાબહેનને માથે પડવાનો હતો, તેની સાથે સાથે બધી જવાબદારી મારી હતી.

મેં લગભગ ૪૪ની વયે અમલદારી છોડી દીધી અને ત્યાર પછીથી (૧૯૨૧થી) લગભગ એક પણ પૈસો કમાવાના ફાંફાં મેં માર્યાં નથી

એર–શારદાબહેન ! આ બાબતમાં તમારો સખત વિરોધ હતો કે નહીં ?

શા–ના. મારો વિરોધ જરાય નહોતો. પણ મારા હૃદયમાં બીક ઘણી હતી, મને એમ થતું હતું કે અમારો સંસાર શી રીતે નભશે ?

ગોખલે ગુજરી ગયા એટલે અમે બન્નેએ એવો સંકલ્પ કર્યો કે આપણે એવું માની લેવું કે અમારું જીવન દેશને અર્પણ કરી દીધું છે. આ બધું ૧૯૧૫ની શરૂઆતમાં બન્યું; એટલે ગાંધીજીએ અહીં કામ શરૂ કર્યું તેની પહેલાંની વાત છે.

અમે હમેશાં શહેરની બહાર બંગલામા રહેલાં તે છોડીને વડોદરાના એક ગીચ કંગાલ લત્તા, ફતેહપુરામાં રહેવાં ગયાં

મેં સ્ત્રીસમાજ વગેરે નવી સંસ્થા સ્થાપીને અનેક પ્રકારનાં સેવાકાર્યો ઉપાડયાં અને દાક્તરે ઑફિસના છ કલાકની નોકરી સિવાયનો બધો વખત નવાં સ્થાપેલા સેવા મંડળને આપી દીધો. ત્યાર પછી અમે પાંચ વર્ષ જુદાં રહ્યા. મેં અમદાવાદમા મહિલા વિદ્યાલયની સ્થાપના કરી, પછી તેમાથી મહિલા પાઠશાળા ( કૉલેજ )નો જન્મ થયો.

મારે ભારપૂર્વક એક વાત કહેવાની છે કે અમે જીવનપલટો કર્યો તેમાં મારાં મોટા છોકરાઓએ ઘણો સક્રિય ફાળો આપ્યો હતો.

એર–તમને એમ થયેલું ખરું કે તમારા છોકરાનુ હિત બગડે છે ?

શા–ના, તેનાથી ઊલટું એમ કહી શકાય કે મારાં છોકરાંઓને દેશની મોટી મોટી વ્યક્તિઓની ઓળખાણ થઈ

ગાંધીજીએ અમારા ઘરનો થોડો ભાગ ‘ નવજીવન કાર્યાલય ’ માટે ભાડે રાખ્યો હતો, તે પોતે અમારા ઓરડામા આવીને બેસતા.

રવીન્દ્રનાથ ટાગોર સાથે છોકરાંઓ હળીમળી ગયેલાં, એકંદરે તેમને સારો લાભ થયો, તેમનુ ચારિત્ર્ય ઘડાયું, આજે તે સૌ ભણીગણીને સુખી છે. મારી બધી પ્રવૃત્તિઓમાંથી, અને દેશના કાર્યકરોની સાથે ચર્ચાઓ કરીને મારો પણ માનસિક વિકાસ થયો. મારાં છએ

સંતાનોએ અમને રાજીખુશીથી પણો જ સાથ આપેલો અને તેમના સદ્ભાગ્યને લીધે જ અમારું કામ સરળ થયું, અને દીપી નીકળ્યું, અને સાથે સાથે અમારા જીવનમાં માધુર્ય રેડાયું.

એર–વારુ. ત્યારે હવે આપણે ત્રીજા પ્રશ્નની ચર્ચા કરીએ. સુમંતભાઈ! તમારા સ્નેહલગ્ન નહોતાં તે છતાં તમારું જીવન સુખી નીવડ્યું છે. આવું તો લાખો કુટુંબોનું થતું હશે, ત્યારે હવે મને કહો કે તમે સ્નેહલગ્ન માટે આગ્રહ રાખો કે માબાપોએ કાળજીપૂર્વક તપાસ કરીને ગોઠવ્યાં હોય તેવાં લગ્ન માટે?

સુ–આપણા જીવન વ્યવહારમાં જો એવી વ્યવસ્થા થાય કે જેને લીધે યુવાન યુવતીઓ અરસપરસ ઓળખાણ કરી શકે, તેમનો પરિચય વધે, અને સામા પક્ષના સગાંઓ સાથે પણ પરિચય થાય તો હું સ્નેહલગ્નને જ પસંદ કરું. આજે આવી વ્યવસ્થા આપણાં કુટુંબોમાં છે નહિ. કન્યાનાં માબાપ સ્વાભાવિક રીતે વધારે સાવચેતી રાખે છે. એમનાં મન શંકાશીલ રહે છે

શા–તમે જાણો છો કે અમારા છ છોકરાઓમાંથી પાંચ પરણ્યાં છે. એટલે અમારે તો સામાજિક રીતરિવાજનું પુષ્કળ ચિંતન કરવું પડ્યું છે

આપણાં માબાપ છોકરાઓને છૂટ આપતાં ગભરાય છે, કારણ કે છોકરા છોકરીઓએ કેટલી મર્યાદા રાખવી જોઈએ એની તાલીમ તેમને મળી નથી તમે જાણો છો ને કે ઇંગ્લેંડમાં જેટલી છૂટ છોકરીઓને મળે છે તેટલી ફ્રાન્સ, વિગેરે દેશોમાં મળતી નથી, અને અમેરિકામાં ઘણી વધારે છૂટ હોય છે

આમ કરવાનાં સારાં નરસાં પરિણામ આવે છે પણ હિન્દુ માબાપે પોતાના છોકરાને આપેલા સંસ્કારમાં શ્રદ્ધા રાખીને સાવચેતીથી કામ લેવું જોઈએ ધીમેધીમે આપણા સમાજમાં મર્યાદાઓ સમજાશે. છોકરાઓ અમુક હદ વટાવીને છૂટ ન લે એવી નવી પ્રથાઓ સર્જાશે

ગૌર–ખરાબ પરિણામનો ભય નોતરવો, તેના કરતા માબાપે ગોઠવેલાં લગ્નો જ થાય તો શુ ?

શા–જુઓ, સારુ ભણેલી કોઈ સ્ત્રી કુટુબ સસારમા નિષ્ફળ જાય માટે આપણે શિક્ષણ આપવાનુ બધ કરીએ છીએ ખરા ? જયારે ક્રાન્તિકાળ આવે છે ત્યારે થોડી ભૂલ અથવા થોડી ક્ષતિઓ, થોડાં દુઃખ, થોડા ખરાબ પરિણામ આવે તેનાથી ડરી જવુ જોઈએ નહીં તેવી જ રીતે સ્નેહલગ્નની અદર માબાપોએ સાવચેતી ઘણી જ રાખવી, પણ સાથે સાથે કોમ્રા છોકરીઓને ભયસ્થાનો તથા મર્યાદાનુ શિક્ષણ પણ આપવુ પડશે છોકરીઓને સાપના ભારા ગણવાથી તો તેમને પોતાની જવાબદારીનુ ભાન તથા મર્યાદા સમજવાનુ અઘરુ પડે.

ગૌર–માબાપે ગોઠવેલા લગ્નો વિષે તમારે કઈ ઉમેરવુ છે ?

સુ–આજ સુધી આપણા સમાજમા લગ્નો પોતપોતાની ન્યાત અને પેટા જ્ઞાતિમા જ થતા હતા

માબાપે પસદગી માટે શા શા ધોરણો રાખેલા તે આપણે જરા તપાસીએ કન્યા માટે સામુ કુટુબ કેવુ છે ( સરળ કે વઢકણુ ) તે અને રૂપ એ બન્ને જોવાતા તેના માબાપની આર્થિક સ્થિતિ સારી હોય તો ઠીક, બાકી સાધારણ શરીરસપત્તિ કે ભણતર કે સ્વભાવ તરફ ખાસ લક્ષ રખાતુ નહિ રૂપ અને કુળ એવી મુખ્ય તપાસ થતી વર માટે પણ કુળ તો ખરુ જ પણ મુખ્ય પ્રશ્ન તો રળશે શુ તેનો થતો

કેટલીક ન્યાતોમા કુળને ઘણુ જ મહત્ત્વ અપાય છે અને જો તે ઊચુ હોય, તો કપાત્રને પણ છોકરી આપવામા આવે છે તેના પરિણામ માઠા આવે તેમા શી નવાઈ ? રૂઢ થઈ ગએલા સમાજમાં ગોઠવેલાં લગ્નો સુખી નીવડે છે એમ કહેવાય છે સાચી હકીકત તો એ છે કે તેમના સુખદુઃખને કોઈ મહત્ત્વ આપતુ નથી તેનો કોઈ વિચાર જ કરતુ નથી પરણ્યા છે એટલે સાથે રહીને ઘર સભાળવુ અને છોકરાં જણવાં કરવાં એ જ સ્ત્રીની ફરજ હતી આ વાતાવર

સારી રીતે બદલાયુ છે તેથી એ બાબતની લાંબી ચર્ચા કરવાની જરૂર રહેતી નથી

તમે બીજી વાત ભૂલશો નહિ સ્નેહલગ્નની પદ્ધતિમાં થોડા લગ્નો નિષ્ફળ જાય છે તે ટીકાખોર સમાજની આંખે ચઢી જાય છે સમાજ રૂઢિગ્રસ્ત છે, તેથી એ પ્રયોગો એગ્સે સુધારાથી ડરે છે આમ જોઈએ તો શુ ગોઠવેલા લગ્ન બધાં જ સફળ થાય છે ? હુ તો જાણુ છુ કે પતિ દારૂડિયો હોય, લ પટ હોય, તકરારી હોય કે મારવડિયો હોય તો પત્નીનુ જીવન કારુ થઈ જાય છે; અને તે છતાં તેવા લગ્નો વિષે ક્રુરલી થોડી ટીકા થાય છે ? બિચારી પત્નીઓ ચૂપ રહે છે, અને સમાજ પણ ચૂપ રહે છે સ્નેહલગ્નમા જરાક પણ ખટરાગ થયો તો સમાજ રજનુ ગજ કરી મૂકે છે

એર-હવે આપણો અર્ધો કલાક લગભગ પૂરો થવા આવ્યો છે, તેથી હુ તમને જ છેલ્લો પ્રશ્ન પૂછુ છુ કે જો કોઈ યુવક કે યુવતી લગ્ન વિષે તમારી સલાહ માગે તો તમે તેમને શુ સલાહ આપો ?

શા-જેમ સામાન્ય જીવન વ્યવહારમાં આપને ધરછોડ, સમાધાન, ધીરજ, વિગેરેથી મતભેદોને ટાળીએ છીએ તેવી રીતે પરિણીત જીવનમાં કરવાની આવશ્યકતા છે એમાંથી એકેય પક્ષે પોતાનુ જ ધારેલુ કરવાનો આગ્રહ રાખવો ન જોઈએ પણ સ્ત્રીઓએ એક વાત ધ્યાનમા રાખવી જોઈએ કે કૌટુ બિક સુમેળ સાચવી રાખવાનુ મુશ્કેલ કાર્ય સ્ત્રીઓ પોતાની કુનેહથી અને સહનશક્તિ વાપરીને કરી શકે તેમ છે, તો અધીરા થયા વગર સમાધાનનો માર્ગ ગ્રહણ કરવો જોઈએ અલબત્ત તેમાં પોતાનુ સ્વમાન અને સિદ્ધાંત જાળવી રાખવાનો આગ્રહ તો હોવો જ જોઈએ આત્મપરીક્ષા કરીને પોતાની ક્ષતિઓ દૂર કરીને વાતાવરણ સ્વચ્છ કરવાનો બન્ને પક્ષે પ્રયાસ કરવો જોઈએ પરિણામે સુનેહ શાંતિ અને કૌટુ બિક ઐક્યનુ રક્ષણ થઈ શકે

પુરુષની આવડત અને અનુભવ અને સ્ત્રીની સ્નેહ બન્નેનો સુમેળ થાય તો જીવનનૌકા સુધરેલ ગતિથી વહી શકે છે.

સુ—આ સલાહની સાથે સાથે હું આગ્રહપૂર્વક કહેવા એ ઇચ્છું છું કે જો સ્નેહલગ્ન થવાનાં હોય તો બન્ને પક્ષના માબાપોએ સામા પક્ષના નિકટનાં સગાંઓ અને તેમાં ખાસ કરીને સ્ત્રીઓના સ્વભાવનો પરિચય કરી લેવો જોઈએ. સંયુક્ત કુટુંબમાં તો આ અત્યંત મહત્ત્વની વાત છે પણ વિભક્ત કુટુંબમાં પણ પત્ની પતિનાં સગાંઓની સાથે પ્રેમાળ સંબંધ કેળવી શકે એ જરૂરી છે.

એર—ચાલો ત્યારે આપણી ચર્ચાનો હવે અંત આવે છે. નમસ્તે !

# બારડોલીની છેલ્લી મુલાકાતનાં સંસ્મરણો

**૧૯૫૭ના** ઉનાળામાં શારદાબહેન અને હું બારડોલીમાં શ્રી નરહરિભાઈ પરીખની મુલાકાતે ગયાં હતાં. ૧૯૨૮ના બારડોલી સત્યાગ્રહ વખતે એ તાલુકાના ચોથા ભાગનો હું સરમુખત્યાર નિમાયો હતો. ગુજરાતના એકેકો રાજકીય કાર્યકરોની જેમ અમે સત્યાગ્રહની લડતમાં અમારું કર્તવ્ય બજાવ્યું હતું. અમારો મુકામ સરભણ આશ્રમમાં હતો. સત્યાગ્રહમાં જીત મળ્યા પછી સરદાર વલ્લભભાઈ બ્રુમફિલ્ડ કમિટીની તપાસને માટે બારડોલીમાં વધારે વખત રહ્યા ત્યારે હું પણ તેમના જ મકાનમાં તેમની સાથે થોડો વધુ વખત રહ્યો હતો. આમ બારડોલી આશ્રમ માટે મને મમત્વ છે.

પચીસ વર્ષ જેટલા લાંબા ગાળા પછી અમે પાછાં બારડોલીની મુલાકાતે ગયાં. ત્યાં જવા માટે અનેક કારણો હતાં. મુખ્ય કારણ તો એ હતું કે મારે જાતે ત્યાં જઈને ખબર કાઢવી હતી કે 'દૂબળાઓની' આર્થિક અને સામાજિક સ્થિતિ સુધરી છે કે નહીં. મુંબઈ સરકાર કહેતી હતી કે 'હાળી' એટલે ગુલામીની પ્રથા નાબૂદ થઈ છે તે વાત સાચી છે કે નહીં.

શ્રી નરહરિભાઈને લોહીદબાણનો રોગ લાગુ પડ્યો હતો. તેમને પણ મારે મળવું હતું. બીમાર શરીર હોવા છતાંયે ભાઈ સ્વ. શ્રી મશરૂવાળાની જીવનકથા લખતા હતા. એમણે મારી પાસેથી મંગાવેલી

હકીકતો મેં તેમને મોકલી આપી હતી પણ તેમા ઉમેરેલું કે મારા સિવાય બીજુ કોઈ જ જાણતું નથી એવા એક બનાવની વિગતો હું તેમને રૂબરૂમાં કહીશ.

આજ અરસામા નરહરિભાઈ તથા સ્વામી આનંદે આપણી રાષ્ટ્રીય સરકારોની આર્થિક રીતિનીતિ અને ખાસ કરીને ખાદી ઉત્પાદનની રાજ્યની નીતિ ગાંધીજીના વિચારસરણીની સાથે સુસંગત છે કે કેમ તે વિશે એક ચોપાનિયું દેશભરના કોંગ્રેસી તેમ જ અન્ય આગેવાનોને તેમના અભિપ્રાયો જાણવા માટે મોકલી આપ્યુ હતુ, તે વિશે પણ મે રૂબરૂમા ચર્ચા કરવાનુ રાખેલુ

અમને રહેવા માટે એક સારા ચોખ્ખા નવા બાંધેલા મકાનમાં એક ખંડ મળ્યો હતો મોસાળમા જમવુ ને મા પીરસનાર તેના જેવી અમારી સ્થિતિ હતી, કારણ કે આશ્રમનો વહીવટ કરનાર ભાઈઓ અમારા જૂના મિત્રો હતા

આશ્રમવાસીઓના સાથે અમારી પ્રથમ મુલાકાતો થઈ રહ્યા પછી અમે એવુ ઠરાવેલુ કે સાજે ૭ વાગ્યા પછી અમારે એક કે દોઢ કલાક નરહરિભાઈ સાથે વાતો કરવી, કારણ કે એ વધારે શ્રમ વેઠી શકે તેમ નહોતુ. આ મર્યાદા અમે સાચવી શકયા નહીં; કારણ કે અમારા મુકામમા અમને તાપ આકરો લાગ્યો અને અમારુ બપોરના બાર વાગ્યાથી નરહરિભાઈ વાપરતા હતા તે મકાનના નીચલા માળમાં આરામ લેવા માટે જવુ પડ્યુ. પછી તો અમે બપોરના બેથી ૭ સાડા૭ સુધી વાતો કર્યા કરી

અમારે થયેલી વાતોની થોડીક હકીકતો આ લેખમાં આપુ છું.

## મશરૂવાળાનો સત્યાગ્રહ

સ્વ શ્રી મશરૂવાળાની સાથેનો મારો સંબંધ લાંબા વખતનો હતો, કારણ કે ૧૯૨૩–૨૪મા એ ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર (રજિસ્ટ્રાર) હતા અને હું તેની સેનેટ તથા સિન્ડીકેટમાં એક સભ્ય હતો.

૧૯૨૭માં ઉત્તર ગુજરાતમાં (દાદર નદીથી માંડીને સરસ્વતી સુધી) જબરી અતિવૃષ્ટિ થઈ, સખત રેલ આવી અને આશરે પચાસેક હજાર ઘરો જમીનદોસ્ત થઈ ગયાં. આવી રીતે હજારો કુટુંબો ઘર વિનાનાં થઈ ગયાં. તેમનો પાક નાશ પામ્યો તેમનાં ગાય, ભેંસ, બળદો મરી ગયાં તેમનાં કપડાં—ઓઢવાનાં બગડી ગયાં, અને એ બધા લોકો ઘર બાંધવાની આર્થિક મુશ્કેલીમાં આવી પડ્યાં

આખા ગુજરાતે અને મુંબઈ શહેરે આ રેલસંકટનિવારણને માટે લાખો રૂપિયા આપ્યા. વડોદરા રાજ્યની પ્રજાને સૌથી વધારે ફટકો પડ્યો હતો સંકટનિવારણની વ્યવસ્થા કરવા માટે જે સમિતિ રચવામાં આવેલી તેનો હું મુખ્ય મંત્રી હતો અને શ્રી મશરૂવાળા મુખ્ય હિસાબ નીસ બન્યા હતા. આખા ગુજરાતે સેંકડો જુવાન સ્વયંસેવકો આ જનકલ્યાણને માટે આપેલા. કામ ધમધોકાર ચાલ્યું.

બહારગામથી આવેલા સ્વયંસેવકોના ઉતારા માટે દામાજીરાવ ધર્મશાળામાં થોડાક સારા ઓરડાઓ સરકારે અમને આપ્યા હતા.

એક રાત્રે શ્રી મશરૂવાળાના ઓરડામાં એક ચોર પેઠો. શ્રીમતી ગોમતીબહેન (શ્રી મશરૂવાળાના પત્ની) જાગી ઊઠયાં અને તેમણે બધાને જગાડ્યાં ચોર એક નાની પેટી ઉપાડીને નાઠો. (એના કમનસીબે તેમાં નાણાં નહોતાં પણ એ પરોડા ચક્રના રેંટિયાની પેટી હતી) ચોર પકડાયો. પોલીસને સોંપાયો અને પોલીસની ઓફિસમાં ગોમતીબહેન તથા મશરૂવાળાએ સાક્ષી તરીકે હકીકતો નોંધાવી

થોડા દિવસો પછી મશરૂવાળાને સાંભરી આવ્યું કે સરકારી કોરટની સાથે અસહકાર કરવાનું કોંગ્રેસી ફરમાન તો ચાલુ હતું. મેં એની સામે દલીલ કરી કે આપણો અસહકાર બ્રિટિશ હિંદી કોરટની સામેનો છે અને તે વડોદરા રાજ્યની કોરટને લાગુ પડતો નથી. મશરૂવાળાના મનમાં શંકા રહી ગઈ, તેથી તેમણે ગાંધીજીનો અભિપ્રાય પુછાવ્યો. એમણે બધી દલીલો વાંચીને ઉત્તર આપ્યો કે તમારો અંતરાત્મા જે કહે તે પ્રમાણે વર્તવું.

આ દંપતીએ વડોદરાની ઊંચી કોરટની સાથે અસહકાર કરવાનું ઠરાવ્યું. એમના જેવા કાબેલ અને ઘણા જ વિશ્વાસપાત્ર હિસાબનવીસ અમારે ખોવા નહોતા. પણ વિશેષમાં વડોદરાની સરકાર સાથે અસહકાર કરવામાં હું ડહાપણ જોતો નહોતો, કારણ કે એ રાજ્યના અમલદારો તો અસહકારની લડતને ખાનગી રીતે પુષ્કળ મદદ કરી રહ્યા હતા.

મશરૂવાળાએ કહ્યું કે દેશી રાજ્યોને બ્રિટિશ સરકારના હુકમ પ્રમાણે જ વર્તવું પડે છે, અને તેથી દેશી રાજ્યોની સાથે પણ અસહકાર કરવાનો હોય. એમણે નક્કી કરી દીધું કે કેસ ચાલે ત્યારે એમણે ન્યાયાધીશની પરવાનગી માગીને સ્ટેટમેન્ટ કરવું અને તેમાં જણાવી દેવું કે કોંગ્રેસના આદેશને માન આપીને એમનાથી એ કોરટમાં સાક્ષી આપી શકાશે નહીં; અને તેથી કોરટ જે સજા ફરમાવશે તે પોતે સહન કરવા તૈયાર છે.

મને આ નિર્ણય "વેદિયા" જેવો લાગ્યો. મને ઘણું દુઃખ થયું. વડોદરાના બધા ઉચ્ચ અમલદારો મારા મિત્રો હતા તેથી મેં ન્યાયાધીશને એક મિત્રદ્વારા બધી હકીકતો જણાવી અને સૂચના કરી કે એમણે એવો તોડ આણવો કે જેના પરિણામે પ્રજાકલ્યાણનું કામ બગડે નહીં (દા ત કોરટ ઊઠે ત્યા સુધીની કેદની સજા કરવી).

કોરટમાં કામ શરૂ થયું. અમદાવાદ, બારડોલી, સુરતના સ્વયંસેવકોએ કોરટનો હોલ ભરી દીધો હવામાં શાંત ઉશ્કેરાટનું વાતાવરણ જામ્યું. મશરૂવાળાએ ઊભા થઈ ને વિનંતી કરી કે એમને એક સ્ટેટમેન્ટ વાંચવું છે.

ન્યાયાધીશે માનપૂર્વક તેમને કહ્યું કે આપણે થોડી વિધિ કરી રહ્યા બાદ એ પ્રશ્ન ઉપાડીશું. મશરૂવાળા અને ગોમતીબહેન પાસે સોગંદ લેવડાવ્યા. પછી ન્યાયાધીશે પૂછ્યું કે તમે પોલીસ અમલદાર પાસે સાક્ષી આપી છે તો પછી આ કોરટ પાસે સાક્ષી આપતાં કેમ અચકાઓ છો?

મશરૂવાળાએ કહ્યું કે સાહેબ ! એ બધું મારા સ્ટેટમેન્ટમાં સમજાવીશ ન્યાયાધીશે કહ્યું કે 'વારુ, તમારી ઇચ્છા પ્રમાણે કરજો, પણ પોલીસ કોરટમાં તમે આ સાક્ષી આપી છે તે તો સાચી જ છે ને ?' મશરૂવાળા અને ગોમતીબહેને હા પાડી

ન્યાયાધીશે સરકારી વકીલ સાથે થોડીવાર મસલત કરી અને પછી ફરમાવ્યું કે પોલીસની પાસે તમને જેટલી માહિતી હતી તે તમે બન્નેએ આપી દીધી છે અને સોગંદ પર તે સાચી હોવાનો એકરાર અહીં કર્યો છે સરકારી વકીલને કે મારે તમારી પાસેથી વધારે માહિતીની જરૂર નથી તેથી આપ બન્નેને કોરટમાંથી વિદાય આપું છું

કેસ ખલાસ થયો મશરૂવાળાથી સ્ટેટમેન્ટ વંચાયું નહીં અને બધા સ્વયંસેવકો તથા એ બન્ને વીરો મોએ પાછાં આવ્યા મશરૂવાળા ઑફિસમાં કામે વળગી ગયા, એએક કલાક પછી જ્યારે હું ઑફિસમાં ગયો ત્યારે મે વિસ્મય પામીને પૂછ્યું કે કેમ તમે અહીં ક્યાંથી આવ્યા ? મશરૂવાળા ખૂબ હસ્યા અને મને કહ્યું કે, "દાક્તર ! મે તો વકીલની પરીક્ષા પસાર કરી છે તે છતાં હું એવો જોગ નીકળ્યો કે ન્યાયાધીશે મીઠાશથી અમારી પાસે સોગંદ લેવડાવ્યા તે અમે લીધા અને એમણે જાણી લીધું કે પોલીસમાં આપેલી અમારી સાક્ષી સાચી છે હું સખત થાપ ખાઈ ગયો ન્યાયાધીશ મને બનાવી ગયા અને કોરટમાંથી રજા આપી દીધી

આવી રીતે મશરૂવાળા એ પ્રસંગે 'સત્યાગ્રહી' થઈ શક્યા નહીં, અને મારું સૂચન પણ વ્યર્થ ગયું તે છતાં મારા મનમાં એક દુઃખ રહી ગયો કે મે મશરૂવાળાને બધી હકીકત કહી નહીં એ વાત કરવા માટે થોડા સમય પછી હું સાબરમતી આશ્રમમાં એમને મળવા માટે અને ખુલાસા કરવા માટે ગયો એમને દમનો સખત હુમલો થયેલ હતો અને એમના ફેફસા ધમણની જેમ ઊંચાંનીચાં હતાં આવી સ્થિતિમાં તેમને હસાવવાની મારી હિંમત ચાલી નહીં

આ કિસ્સા વિષે શ્રી મશરૂવાળાએ પોતે એક પ્રહસન લખ્યું હતું : "હોલા અને હોલીનો સત્યાગ્રહ" તે ભાઈ નરહરિભાઈએ મને વાચી સંભળાવ્યું–અમે બન્ને એ સાંભળીને ખૂબ હસ્યા અને મારી સૂચનાથી તે "સંસ્કૃતિ"મા (મે ૧૯૫૩) પ્રગટ કરવા માટે મોકલી આપ્યુ. મારા મુકામ પર પાછા વળતી વખતે અમે બન્ને ગોમતી-બહેનના કમરામાં ગયા અને ત્યાં મે મારી વાતનો એકરાર કર્યો. આ લેખ દ્વારા હું તેને જાહેરમા પ્રગટ કરુ છુ

## દૂબળાઓ અને હાળી ગુલામો

નવસારી જિલ્લાના જગલોમા રહેતાં આદિવાસીઓમાં—ચોધરા, ગામિત, ધોડિયા, નાયકડા વગેરે લાખો અજ્ઞાન બહુ પછાત માણસોમાં કેવી અણધારી તથા આશ્ચર્યજનક જાગૃતિ આવી અને આ વિશાળ જનસમુદાય કેવી રીતે આત્મશુદ્ધિ તથા આત્મસુધારણાના માર્ગે ચઢ્યો —સ્ત્રીપુરુષોએ જીવનભરની દારૂતાડી પીવાની આદત છોડી, માસાહારને તજ્યો, દરરોજ નાહવાની નવી ટેવ પાડી અને સ્વમાનથી જીવવા માડ્યુ—તેનો ટૂકો ઇતિહાસ થોડા સમય પહેલા મે 'સસાર'' માસિકમાં "માતાનો વાયરા" એ નામના લેખમા આપ્યો છે આ લોકોની સ્થિતિ હુ સારી રીતે જાણુ છુ કારણ કે ૭ વર્ષ સુધી કાળીપરજ (રાનીપરજ) સહાયક મડળનો હુ પ્રમુખ હતો અને મારે ગામડે ગામડે રખડવાનુ થયેલુ

આ રાનીપરજોમા જે લોકો વિશેષ અજ્ઞાન, જમીન વિનાના અને અનહદ કગાલ રહી ગયા છે તે "દૂબળા" કહેવાય છે લગ્ન જેવા પ્રસગને માટે આ લોકો 'ઉજળિયાત' (બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, પારસી વગેરે) પાસેથી ૫૦–૧૦૦ રૂપિયા ઉછીના લે છે અને તે પાછા આપી શકે નહી ત્યા સુધી તેમની પાસે તે દૂબળાઓને મજૂરી કરવી પડે છે

. આ ઉજળિયાતો 'ધણિયામા' કહેવાય છે, અને દૂબળાઓ

હાળી કહેવાય છે. હિસાબ ધણિયામાના હાથમાં હોય છે તેથી વાસ્તવમાં હાળીઓ કદી કરજમુક્ત થઈ શકતા નથી. સુરત, ભરૂચ અને રાજપીપળા વિભાગમાં આ હાળીની દુષ્ટ પ્રથા પ્રચલિત છે. એક હાળી બીજા ધણિયામાને વેચી શકાય છે, એટલે ગઈ સદીના રશિયાના 'સર્ફ' અથવા ગુલામના જેવી જ તેમની સ્થિતિ છે.

જ્યારે ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહના પરિણામે એ તાલુકાના જમીનદારોની આર્થિક સ્થિતિ સુધરી અને બિચારા હાળીઓને દરરોજની ખરીદ જુવારની અઢીશેર પણ ન થઈ ત્યારે તેમનામાં જાગૃતિ આવવા માંડી અને થોડા કોંગ્રેસી કાર્યકરોને પણ લાગ્યું કે આ અજ્ઞાન, અબોલ, હાળીઓની સ્થિતિ સુધારવી જોઈએ.

ઊજળા ખેડૂતો પોતાના સ્વાર્થના રક્ષણને માટે દૂબળાઓની સ્થિતિ સુધરવા દેતા નથી તેનાં બે દૃષ્ટાંતો નોંધવા જેવાં છે. પહેલા કિસ્સામાં નરહરિભાઈ પોતે સંડોવાયેલા હતા તેથી તે રસમય નીવડશે.

૧૯૨૪માં ગાંધીજી જેલમાંથી છૂટયા. કોંગ્રેસમાં બે પક્ષો પડી ગયા હતા. સ્વરાજ્યપક્ષ બધી ધારાસભાઓમાં બહુમતી મેળવીને વડી તથા સ્થાનિક સરકારોને હરાવીને હંફાવવા માંગતો હતો. બીજો પક્ષ સરકારની સામેનો અસહકાર ચાલુ રાખવામાં માનતો હતો. તેમની પાસે માત્ર પ્રજા પાસે ખાદી ઉત્પાદન કરાવીને ગામપ્રજાની સાથે વધારે ગાઢ સંપર્કમાં આવવાનો કાર્યક્રમ હતો. તે પ્રમાણે નરહરિભાઈ અને બીજા થોડા કાર્યકરો બારડોલી તાલુકાના સરભણ ગામની પાસેના એક પરામાં જઈને વસ્યા.

ખાદી પ્રચારનું કામ કરતાં કરતાં તેમને દૂબળાઓની ભયંકર આર્થિક તથા સામાજિક સ્થિતિનું ભાન થયું. તેથી તેમણે હાળીઓના છોકરાંઓને સુસંસ્કાર આપવા માટે એક શાળા કાઢી. ખેડૂતોએ તે શાળાનો વિરોધ કરતાં જણાવ્યું કે જો હાળીનાં છોકરાંઓ ભણશે તો ભવિષ્યમાં તેમને સોંઘા મજૂરો મળતા બંધ થઈ જશે. તેથી ધણિયામા-

એએ હુકમ છોડયો કે કોઈ હાળીએ પોતાનાં છોકરાંઓને શાળામાં મોકલવા નહીં.

નરહરિભાઈએ ખેડૂતોને ખૂબ સમજાવ્યા. ખેડૂતોએ નમતું મૂકયું નહીં. છેવટના ઉપાય તરીકે નરહરિભાઈ ઉપવાસ પર ઊતર્યા. ઘણી ઘણી મસલતો અને સમજાવટ થઈ પણ ખેડૂતો મક્કમ રહ્યા, અને ઉપવાસ લંબાયો ખેડૂતોએ ગાંધીજીના અંતેવાસી નરહરિભાઈની સ્થિતિની દરકાર ન કરી અને છેવટે શ્રી વલ્લભભાઈએ સરભણ જઈને કેવળ નામનું સમાધાન કરાવીને ઉપવાસ છોડાવ્યા

બીજું દૃષ્ટાંત વધારે ભયંકર હતું ૧૯૩૭મા આપણે સ્થાનિક સરકાર રચી શકયા અને મુંબઈ પ્રાંતમા કોંગ્રેસી સરકાર સત્તા પર આવી કેટલાક જાણીતા સામાજિક કાર્યકરોએ મુખ્ય પ્રધાન બાળાસાહેબ ખેરને આ દૂબળાઓની કંગાલ સ્થિતિ તથા હાળી પ્રથાની ગુલામગીરી વિશે માહિતી આપી

મુંબઈ સરકારે હાળી પ્રથાની તપાસ કરવા માટે બે અર્થશાસ્ત્રીઓની સમિતિ નીમી આ સમિતિએ સારી તપાસ કરીને રિપોર્ટ તૈયાર કર્યો અને સરકારને સોંપ્યો સુરત જિલ્લાના વગદાર સ્થાપિત હિતોએ (એટલે જે ખેડૂતોને ઓછામા ઓછી કિંમતે અભણ દૂબળાઓની સોંઘી મજૂરી જોઈતી હતી તેમણે) પાછલે બારણેથી લાગવગ ચલાવી અને આ રિપોર્ટને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો.

આ અરસામાં જ શ્રી ખેરની તબિયત અતિશ્રમને લીધે લથડી પડી અને તેમને પ્રધાનપદ છોડીને નિવૃત્ત થવું પડયું. પ્રોફેસર દાતવાળાની સમિતિનો હેવાલ કદી છપાયો નહીં એ સરકારી દફતરખાનામાં સડે છે (ખાનગી રીતે મેં એ હેવાલ વાંચ્યો છે). સરકારે માત્ર જાહેરાત કરી કે હાળી રાખવાની પ્રથા ગેરકાયદેસર છે આ વાત તો સૌ કોઈ જાણતુ હતુ અને તે છતા ઓછામાં ઓછા એક લાખ હાળીઓ મોજૂદ હતા.

હાળી કહેવાય છે. હિસાબ ધણિયામાના હાથમાં હોય છે તેથી વાસ્તવમાં હાળીઓ કદી કરજમુક્ત થઈ શકતા નથી. સુરત, ભરૂચ અને રાજપીપળા વિભાગમાં આ હાળીની દુષ્ટ પ્રથા પ્રચલિત છે. એક હાળી બીજા ધણિયામાને વેચી શકાય છે, એટલે ગઈ સદીના રશિયાના 'સર્ફ' અથવા ગુલામના જેવી જ તેમની સ્થિતિ છે.

જ્યારે ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહના પરિણામે એ તાલુકાના જમીનદારોની આર્થિક સ્થિતિ સુધરી અને બિચારા હાળીઓને દરરોજની ખરીર જુવારની અઢીશેર પણ ન થઈ ત્યારે તેમનામાં જાગૃતિ આવવા માંડી અને થોડા કોંગ્રેસી કાર્યકરોને પણ લાગ્યું કે આ અજ્ઞાન, અબોલ, હાળીઓની સ્થિતિ સુધારવી જોઈએ.

ઊજળા ખેડૂતો પોતાના સ્વાર્થના રક્ષણને માટે દૂબળાઓની સ્થિતિ સુધરવા દેતા નથી તેનાં બે દૃષ્ટાંતો નોંધવા જેવાં છે. પહેલા કિસ્સામાં નરહરિભાઈ પોતે સંડોવાયેલા હતા તેથી તે રસમય નીવડશે.

૧૯૨૪માં ગાંધીજી જેલમાથી છૂટ્યા. કોંગ્રેસમાં બે પક્ષો પડી ગયા હતા. સ્વરાજ્યપક્ષ બધી ધારાસભાઓમાં બહુમતી મેળવીને વડી તથા સ્થાનિક સરકારોને હરાવીને હંફાવવા માગતો હતો. બીજો પક્ષ સરકારની સામેનો અસહકાર ચાલુ રાખવામાં માનતો હતો. તેમની પાસે માત્ર પ્રજા પાસે ખાદી ઉત્પાદન કરાવીને ગામપ્રજાની સાથે વધારે ગાઢ સંપર્કમાં આવવાનો કાર્યક્રમ હતો. તે પ્રમાણે નરહરિભાઈ અને બીજા થોડા કાર્યકરો બારડોલી તાલુકાના સરભણ ગામની પાસેના એક પરામાં જઈને વસ્યા.

ખાદી પ્રચારનું કામ કરતાં કરતાં તેમને દૂબળાઓની ભયંકર આર્થિક તથા સામાજિક સ્થિતિનું ભાન થયું. તેથી તેમણે હાળીઓના છોકરાંઓને સુસંસ્કાર આપવા માટે એક શાળા કાઢી. ખેડૂતોએ તે શાળાનો વિરોધ કરતાં જણાવ્યું કે જો હાળીનાં છોકરાંઓ ભણશે તો ભવિષ્યમાં તેમને મોંઘા મજૂરો મળતા બંધ થઈ જશે. તેથી ધણિયામા-

ઓએ હુકમ છોડયો કે કોઈ હાળીએ પોતાના છોકરાંઓને શાળામાં મોકલવા નહીં.

નરહરિભાઈએ ખેડૂતોને ખૂબ સમજાવ્યા ખેડૂતોએ નમતુ મૂકયુ નહીં. છેવટના ઉપાય તરીકે નરહરિભાઈ ઉપવાસ પર ઊતર્યા ઘણી ઘણી મસલતો અને સમજાવટ થઈ પણ ખેડૂતો મક્કમ રહ્યા, અને ઉપવાસ લંબાયો ખેડૂતોએ ગાધીજીના અતેવાસી નરહરિભાઈની સ્થિતિની દરકાર ન કરી અને છેવટે શ્રી વલ્લભભાઈએ સરભણ જઈને કેવળ નામનુ સમાધાન કરાવીને ઉપવાસ છોડાવ્યા

બીજુ દૃષ્ટાત વધારે ભયકર હતુ ૧૯૩૭મા આપણે વૈધાનિક સરકાર રચી શકયા અને મુબઈ પ્રાતમા કોગ્રેસી સરકાર સત્તા પર આવી કેટલાક જાણીતા સામાજિક કાર્યકરોએ મુખ્ય પ્રધાન બાળાસાહેબ ખેરને આ દૂબળાઓની કગાલ સ્થિતિ તથા હાળી પ્રથાની ગુલામગીરી વિશે માહિતી આપી

મુબઈ સરકારે હાળી પ્રથાની તપાસ કરવા માટે બે અર્થશાસ્ત્રીઓની સમિતિ નીમી આ સમિતિએ સારી તપાસ કરીને રિપોર્ટ તૈયાર કર્યો અને સરકારને સોંપ્યો સુરત જિલ્લાના વગદાર સ્થાપિત હિતોએ (એટલે જે ખેડૂતોને ઓછામા ઓછી કિંમતે અભણ દૂબળાઓની મોઘી મજૂરી જોઈતી હતી તેમણે) પાછલે બારણેથી લાગવગ ચલાવી અને આ રિપોર્ટને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો

આ અરસામાં જ શ્રી ખેરની તબિયત અતિશ્રમને લીધે લથડી પડી અને તેમને પ્રધાનપદ છોડીને નિવૃત્ત થવુ પડયુ પ્રોફેસર દાતવાળાની સમિતિનો હેવાલ કદી છપાયો નહીં એ સરકારી દફતરખાનામાં સડે છે (ખાનગી રીતે મે એ હેવાલ વાચ્યો છે) સરકારે માન જાહેરાત કરી કે હાળી રાખવાની પ્રથા ગેરકાયદેસર છે આ વાત તો સૌ કોઈ જાણતું હતું અને તે છતા ઓછામા ઓછા એક લાખેક હાળીઓ મોજૂદ હતા

ત્રીજી દષ્ટાંત પણ નોંધપાત્ર છે. ૧૯૩૮માં કોંગ્રેસનું અધિવેશન બારડોલી તાલુકાના હરિપુરા ગામમાં ભરવાનું નક્કી થયું, ત્યારે ગાંધીજીએ સૂચન કર્યું કે એ તાલુકાના પ્રજાજનોએ, અધિવેશન મળે તેની પહેલાં, ત્રણ શરતોનું પાલન કરીને પોતાની લાયકાત પુરવાર કરવી. મને સાંભરે છે તે પ્રમાણે શરતો નીચે પ્રમાણે હતી :

(૧) એ તાલુકાને દરેક ગામડે રેંટિયા ફરતા કરીને, દરેક ગામડે ખાદી ઉત્પાદન કરીને કપડાંની બાબતમાં સ્વાવલંબી થવું; (૨) અસ્પૃશ્યતાનું સદંતર નિવારણ કરવું; અને (૩) જબરો પ્રચાર કરીને આખા તાલુકામાંથી તાડીનો વપરાશ સ્વેચ્છાથી બંધ કરવો. એ શરતો વાંચીને મેં ગુજરાત-મુંબઈનાં અંગ્રેજી ગુજરાતી છાપાંઓમાં એક વધારે શરત મૂકવાનું સૂચન કર્યું કે (૪) આખા સુરત જિલ્લાના કપાળમાં હાળી ગુલામો રાખવાની રાક્ષસી પ્રથાના કારણે જે મોટું કાળું કલંક છે તે નાબૂદ કરવું. છાપાંઓએ આ શરતને અનુમોદન આપ્યું અને પછીથી મારા મિત્ર મહાદેવભાઈ દેસાઈએ પણ "હરિજન"માં તેની નોંધ લીધી. આ સૂચનની કેટલી અસર થઈ તેનું માપ લઈ શકાયું નહીં.

અમારી ૧૯૫૩ની બારડોલીની મુલાકાત વખતની તપાસમાં મેં જોયું કે હાળીઓમાં જાગૃતિ આવી હતી. આર્થિક સ્થિતિ સુધારવાને માટે ખેડૂત-ધણિયામા સાથે જે સમાધાન થયું હતું તેનું સંતોષકારક પાલન થતું ન હતું.

હાળીઓની પાસે જમીન ન હોવાના કારણે તેમને ધણિયામાની જમીન પર જ તૂટીફૂટી ઝૂંપડી બાંધવી પડતી હતી. જો હાળી અસંતોષનો પોકાર કરે તો તેનું ઝૂંપડું બાળી મૂકવાની ધમકી અપાતી હતી. તેથી સરકારે તેમને જમીન આપવાની સૂચના કરી.

દૂબળાઓ પોતાની સહકારી મંડળી કાઢે અને સરકાર થોડી આર્થિક મદદ પણ કરે. પણ તદ્દન અભણ દૂબળાઓ સહકારી મંડળી કાઢવામાં અને ચલાવવામાં શું સમજે? તેથી તે કામ કરવા માટે

દૂબળાઓની પ્રગતિ માટે જે ભાઈઓને સારી સહાનુભૂતિ હોય તેવાને આ કામ સોંપાયું. કામ થયું પણ ખરું અને કેટલેક ઠેકાણે નાણાં ખવાઈ ગયાં.

છેક ૧૯૫૫માં મારા એક નોકરનો ભાઈ 'હાળી' તરીકે (નાણાં ઉછીના લેવા માટે) મુકાયો હતો એટલે પ્રથા ચાલુ હતી તે નિઃશંક છે, અને ૧૯૫૪ કે '૫૫માં, ઘણું કરીને ૧૯૫૫માં લથડતી તબિયતે પણ નરહરિભાઈએ "સંસ્કૃતિ"માં હાળીઓ વિષે લેખ લખ્યો હતો અને તેમાં હાળીઓની દયાજનક સ્થિતિનું વર્ણન મળી આવતું હતું. સ્વરાજ્ય મળ્યાને ૭–૮ વર્ષ વીતી જાય તે છતાં હાળીની પ્રથા ઉખેડી ન શકાય તેનું મુખ્ય કારણ જમીનદાર ખેડૂતોના વગવસીલાનું હશે. સમસ્ત પ્રજાનો તેમ જ કોંગ્રેસનો પણ દોષ ગણવો જોઈએ.

## સરકારની આર્થિક રાજનીતિ અને ખાદીઉત્પાદનનો પ્રશ્ન

૧૯૫૨ની આખરે કે ૧૯૫૩ની શરૂઆતના દિવસોમાં નરહરિભાઈ અને સ્વામી આનંદની સહીઓ સાથે એક લાંબા પરિપત્રનું ચોપાનિયું દેશના આશરે ૩૦૦ આગેવાનોને મોકલી આપવામાં આવેલું. તેમાં એવું જણાવેલું કે ગાંધીજીએ એમના અવસાનની પહેલા ખાદીકાર્યકરોની સાથે મસલતો કર્યા પછી એવો મત દર્શાવેલો કે ભવિષ્યમાં ખાદીનું ઉત્પાદન માત્ર વસ્ત્રસ્વાવલંબનના ધોરણે જ થવું જોઈએ, એટલે સૂતરની આંટીઓ વેચાતી લેવી અથવા ખાદીના વેચાણ પર વળતર (રિબેઈટ) આપવાની રીતિનીતિ છોડી દેવી. આ આખરી નિર્ણય "હરિજન"માં છપાયો છે

[ આ હકીકત મને સાંભરે છે તેવી અહીં લખી છે. ]

એક તરફથી દરેક પ્રાંતમાં મોટી મોટી સંચામિલો ઊભી કરવામાં સરકારે મદદ કરવી અને બીજી તરફથી વેચાણને માટે (વસ્ત્રસ્વાવલંબન માટે નહીં) ખાદીઉત્પાદનને ઉત્તેજન તથા આર્થિક મદદ આપવી એવી નીતિ ખાદી ઉત્પાદનને માટે હાંસીરૂપ છે, કારણ કે તેમ કરવાથી માત્ર

એટલું જ પુરવાર થશે કે ખાદી ઉત્પાદનમાં હમેશાં ખોટ આવવાની છે અને ખાદી ઉત્પાદનથી દેશને આર્થિક લાભ થઈ શકશે નહીં. ખરું જોતાં તો જો ખેડૂત એના બચત વખતમાં પોતાના કપાસમાંથી પોતાના કુટુંબ પૂરતુ (કે બની શકે તેટલું) કાપડ બનાવે તો કરોડો ખેડૂતોને કાપડ વેચાતું લેવાના પૈસા બચે

આ ચોપાનિયાના લેખકોએ પોતાનું આખું જીવન દેશહિતને માટે ગાળ્યું હતું અને તેમણે પોતાના જેવા ખાદીપ્રેમીઓનો અભિપ્રાય જાણવા માટે આ પરિપત્ર મોકલ્યો હતો, એટલે તેમની નિષ્ઠા સારી હતી. ગાંધીજીએ એમના અવસાન પહેલા હરિજનમા સ્પષ્ટ અભિપ્રાય આપ્યો હતો, કે ખાદી ઉત્પાદન વેચાણને માટે ન કરતાં વસ્ત્રસ્વાવલંબન ધોરણે કરવું એનો ઉલ્લેખ ઉપર કર્યો જ છે.

આ પરિપત્રનું પરિણામ આશ્ચર્યજનક આવ્યુ. ગુજરાતના મિત્રોએ તેનો ઉત્તર જ આપ્યો નહીં એકદરે દેશભરમાથી પણ ઘણા જ ઓછા ઉત્તરો આવ્યા

ઘણા થોડા ઉત્તરોમા કંઈક રચનાત્મક સૂચનાઓ હતી પણ એક વ્યક્તિએ તેમને પત્ર લખ્યો અને જણાવ્યુ કે તમે વૃદ્ધ અને અશક્ત થઈ ગયા છો, તમે frustrated (યોજનાની સૂઝ વિનાના) થયા છો, જમાનો બદલાઈ ગયો છે કોંગ્રેસના કેટલાક નેતાઓ રચનાત્મક કામ કરે છે, કેટલાકને હવે ધારાસભા વગેરેમાં કામ કરવું પડે છે, અને કેટલાકને રાજવહીવટનુ કામ ઉપાડી લેવુ પડે છે રચનાત્મક કાર્યકરોએ વહીવટી કામમાં માથું મારવુ નહી. આવો કરુણ અંજામ આ પરિપત્રનો આવ્યો. (આ પરિપત્રને લગતાં લખાણોના ફાઈલ હું જોઈ ગયો હતો)

## કાળીપરજ કે રાનીપરજ

છેક ૧૮૯૩માં મહારાજા સયાજીરાવે સોનગઢના જ ગલી ગામમા તે પ્રદેશના અત્યંત પછાત લોકો માટે એક બોર્ડિંગ શાળા કાઢી બ્રિટિશ

ગુજરાતમાં તો વીસથી વધારે વર્ષો પછી એવી શાળા નીકળી હશે. એ બોર્ડિંગનું નામ " ધાણકા " બોર્ડિંગ રાખેલું. શા માટે " ધાણકા " નામ આપ્યું તે હું અને મારા મિત્રો સમજી શક્યા નથી. ત્યાર પછી સૌ લોકો તેમને " કાળીપરજ " ( કાળી પ્રજા ) કહેતા હતા.

થોડાં વર્ષો પહેલાં વેડછીથી અમારા જૂના મિત્ર જુગતરામ દવે તરફથી મને એક કાગળ મળેલો અને તેમાં એમણે અમને પુછાવેલું કે " રાનીપરજ " શબ્દ સૌથી પહેલો કોણે વાપર્યો હતો. વિશેષમાં એમણે જણાવ્યું હતું કે ૧૯૨૫ કે ૧૯૨૬માં એક રાનીપરજ પરિષદ ભરાઇ હતી તેમાં પ્રમુખસ્થાનેથી ગાંધીજીએ એવું કહ્યું હતું કે આ શબ્દ જુગતરામે યોજ્યો છે તે ઇષ્ટ છે.

જુગતરામે મને સ્પષ્ટ લખેલું કે એ શબ્દ એમણે યોજ્યો નહોતો, કાં તો એ મેં પહેલો વાપર્યો હશે કે ભાઈશંકરે ( જેમણે વ્યારા સોનગઢમાં ૮–૯ વર્ષ સુધી આ પ્રજામાં કામ કરેલું ). આ કાગળ અને તેનો ઉત્તર મારી ફાઈલમાં છે. મેં લખ્યું કેઃ (૧) એ શબ્દ કોણે યોજ્યો હતો તે પ્રશ્ન મહત્ત્વનો નથી, (૨) જ્યારે કોઈ મોટા કામની અંદર અનેક માણસો રસ લેતા હોય છે ત્યારે એકનો એક વિચાર અનેક માણસોને એકી વખતે સૂઝે એ બનવા જોગ છે, આવી ક્ષુલ્લક બાબતમા કોઈએ યશ લેવો કે આપવો તે મને નિરર્થક લાગે છે. આ પ્રકરણ આવી રીતે પૂરું થયું.

આ પ્રશ્ન નરહરિભાઈએ મને પૂછ્યો ત્યારે મેં તેમને ખરી હકીકત કહી. આ હકીકત હવે હું જાહેર કરું છું કારણ કે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે એમની આત્મકથામાં ( ભાગ ત્રીજો, પૃ. ૨૫૦ ) આ વાતની થોડી વિગતો આપી છે અને છેક ૧૯૨૫માં " યુગધર્મ " માસિકમાં મેં જે લેખ લખેલો તેમાંથી થોડા ફકરા પણ તેમણે ટાંક્યા છે. હવે આ વાત જાહેર કરવામાં વાંધો નથી.

૧૯૨૪ના જાન્યુઆરી કે ફેબ્રુઆરી મહિનામાં મારા સહકાર્યકર

મિત્રોની સાથે હું મઢુવા ( દક્ષિણ ગુજરાતનું ) ગયો હતો. અમે દારૂનિષેધનો પ્રચાર કરતા તથા લોકોને મક્કમ રહેવાની સલાહ આપતા હતા.

ઠંડી સખત હતી અને જે મોટા ઓરડામાં અમારો મુકામ હતો તેનાં છાપરાંમાં મોટાં મોટાં બાકોરાં હતાં. સવારના પાંચેક વાગ્યાના અંધારામાં અમારા સ્વયંસેવકો તથા સ્થાનિક રાનીપરજ જુવાનોની એક ટોળી ભજનો લલકારતી પ્રભાતફેરીએ નીકળી પડી હતી.

અમારા મુખ્ય કાર્યકર ભાઈશંકરની સાથે ૫૦-૬૦ જુવાનો સાર્વજનિક આરતેથી નૃત્ય કરતા કરતા ભજનો ગાતા હતા. બધાએ ટૂંકી ધોતી, ધોળા કુડતાં અને સફેદ ટોપીઓ પહેર્યાં હતાં. આજે ૩૦ વર્ષ પછી પણ આ દૃશ્ય મારી નજર સામે તરી આવે છે. જરા પણ ઉશ્કેરાટ વિના આ ઉત્સાહી, જાગ્રત, જુલમ તથા અન્યાયમાંથી બચવા ઇચ્છતા જુવાનોને જોઈ ને હું ગળગળો થઈ ગયો.

જ્યારે હું ઇંગ્લૅંડમાં ભણતો હતો ત્યારે કોઈ કોઈ પ્રસંગે મારે ગામડાંઓમાં જવાનું થતું અને ગામડાંના છોકરાઓ મને જોઈ ને 'નિગર' ( હબસી ) અગર બ્લેકી ( કાળોમાણસ )ની બૂમો પાડતા એ વાત મને સાંભરી આવી. એ શબ્દો મને જરૂર ગમતા નહીં. તે દિવસે મઢુવામાં બપોરે વૃક્ષોની છાયામાં એક મોટી સભા ભરાઈ. ૧૦-૧૫ માઈલ દૂરદૂરથી ચાલીને સેંકડો ગ્રામજનો સભામાં આવેલાં. તેમનામાં પુષ્કળ ઉત્સાહ હતો પણ સદીઓથી દબાઈ ગયેલા માણસો પોતાનો ઉત્સાહ પ્રગટ કરવાની હિંમત બતાવતા નહોતા.

આ બેત્રણ હજાર મનુષ્યોની સભામાં મેં પહેલી જ વાર જાહેર કર્યું કે હવેથી આપણે કાળીપરજને બદલે રાનીપરજ શબ્દ જ વાપરવો અને વિલાયતમાં મને કાળીઓ કહેતા હતા એ વાત કહી સંભળાવી. થોડા જ દિવસો પછી મેં " કાળીપરજ કે રાનીપરજ " એ નામનો લેખ ૧૯૨૫ના " યુગધર્મ "માં છપાવ્યો. જેમાંથી લાઈ ઈન્દુલાલે એમની આત્મકથામાં ફકરાઓ ટાંકયા છે.

આ બધો હેવાલ મેં નરહરિભાઈને કહ્યો ખરો પણ તે બન્નેએ એ હકીકત કદી જાહેરમાં મૂકી નહોતી. હવે ઈન્દુલાલે જાહેર કર્યું છે માટે જ હું તેને પ્રગટ કરું છું.

આ હકીકતના અનુસંધાનમાં મારે કહેવું જોઈએ કે હવે ઘણા જ ટૂંકા સમયમાં હરિજન, રાનીપરજ, આદિવાસી શિડયુલ્ડ ન્યાતો અને વર્ગો એ બધા શબ્દો નીકળી જવા જોઈએ. વર્ગવિહીન રાષ્ટ્રમાં તેમનું સ્થાન ન હોય.

## "એલાર પેલાર" વાતો

એક દિવસ મેં નરહરિભાઈને પૂછ્યું કે ગાંધીજી એવું માનતા હતા કે ૧૯૨૮માં એમનુ મૃત્યુ થશે તેનો ઇતિહાસ શો છે? એમણે કહ્યું કે ૧૯૧૮માં એમને સખત મરડાનો રોગ લાગુ પડેલો અને તે દિન પર દિન બગડતો ગયો. એમણે એમેટિનની સોય (ઇન્જેકશન) લેવાની ના પાડી. એમને એવો ખ્યાલ હતો કે ઔષધિ કોઈ પ્રાણીના લોહીમાંથી બનાવવામાં આવે છે. એમને સાચી વાત કહેવામાં આવી કે એ વનસ્પતિમાંથી પેદા થાય છે ત્યારે એમણે તે મોંએથી લેવા માંડી. તેની અસર થાય ત્યાર પહેલાં એ ઘણા જ અકળાઈ ગયા હતા.

એક દિવસ એમને લાગ્યું કે હવે એમનો અન્ત પાસે આવ્યો છે ત્યારે એમણે પોતાની પાસે બેઠેલા મિત્રો પાસે હૃદય ખોલ્યું અને કહ્યું કે છેલ્લાં દસ વર્ષમાં એમનાથી સ્વરાજ્ય નજીક આણી શકાયું નથી અને બધું કામ અધૂરું મૂકીને મરણ થશે.

જો હજી દસ વધારે વર્ષો જીવાય તો કામ સારું થઈ શકે એમ કહીને એ ખૂબ રડ્યા. આ હકીકત બાબુ રાજેન્દ્રપ્રસાદે પોતાની આત્મકથામાં લખી છે એમ નરહરિભાઈએ કહ્યું ગાંધીજીએ સ્વસ્થ થયા પછી ઈશ્વરની પ્રાર્થના કરી કે એ એમના પર કૃપા કરીને એમનુ આયુષ્ય લંબાવે. એમનો રોગ તો ઔષધિથી મટી ગયો, અને આ વાત સૌ ભૂલી ગયા.

૧૯૨૮માં એક દિવસ સાબરમતી આશ્રમમાં સામુદાયિક પ્રાર્થના પછીના પ્રવચનમાં ગાંધીજીએ કહ્યું કે એમણે જે દસ વર્ષ ઈશ્વર પાસે માગી લીધાં હતાં તે મુદત પૂરી થઈ છે એટલે હવે એમનો અંત પાસે છે. એવામાં એવું બન્યું કે એક સવારે એ ગુજરાત વિદ્યાપીઠમાં ગયા ત્યાં એમના પેટમાં વા રોકાઈ ગયો. વા છોડવાની અને બાજરુ જવાની હાજત થઈ. (નરહરિભાઈએ મને કહ્યું કે ગાંધીજી કદી બીજાની હાજરીમાં વા છોડતા નહી તેથી મહાદેવ અને હું કહેતા કે ગાંધીજી આરબ છે. આરબો કોઈની હાજરીમાં વા છોડતા નથી).

વિદ્યાપીઠમાં બાજરુ જવાની પેટી હતી નહીં, અને વાના રોકાણને લીધે ગાંધીજી બેભાન થઈ ગયા. આ પ્રસંગે ગાંધીજીએ પોતે અને એમના અંતેવાસીઓએ માની લીધેલું કે હવે એમનું મૃત્યુ તરત થઈ જશે વા છૂટયો અને આગાહી મટી ગઈ, ગાંધીજીની ભ્રમણા ખોટી પડી.

દરેક મનુષ્યના ઘડતરમાં કાળ અને સ્થળની અસર થયા વિના રહેતી નથી જે વાતાવરણમાં માણસ ઊછરે છે ત્યાંના વિચારો અને ત્યાંની માન્યતાઓ તથા વહેમોની ઊંડી છાપ તેના પર પડે છે.

એક દૃષ્ટાંત આપું : જ્યારે ગાંધીજી અને ટિળક વચ્ચે અહિંસાને વિશે વાદવિવાદ ચાલતો હતો ત્યારે ગાંધીજીએ એક વખત એવું કહ્યું હતું કે દરેક સ્ત્રીની પાસે પોતાના શીલનું રક્ષણ કરવાનું એક સાધન તો અવશ્ય છે જ.

જો તેને બચવાનો બીજો કોઈ પણ માર્ગ ન હોય તો છેવટે પોતાની જીભ કચરીને મરી જવાય. એક દાક્તરે તેમને સમજાવ્યું કે જીભ કચરવાથી તેના બે કકડા થતા નથી અને થાય તો પણ તેનાથી મરી જવાતું નથી. પઠાન ગામોમાં મનાતી આ લોકવાયકા ગાંધીજી સાચી માની બેઠેલા

તેવી જ રીતે બીજે પ્રસંગે એમણે કહ્યું હતું કે હીરો ચૂસવાથી

મરી જવાય છે. વિજ્ઞાનની દૃષ્ટિએ તેમ જ અનુભવથી આપણે જાણીએ છીએ કે આ માન્યતા તદ્દન ખોટી છે.

એક દિવસ અમે ગાંધીજીના જીવન વિશે વાતો કરતા હતા ત્યારે નરહરિભાઈ એ કેટલીક હકીકત કહી તે અમારે માટે નવી હતી તેથી અહીં નોધુ છુ. એમણે કહ્યુ કે જ્યારે ગાંધીજી ઈગ્લૅન્ડમાં વકીલાતનો અભ્યાસ કરતા હતા ત્યારે બૅરિસ્ટર ત્ર્યબકરાય મજમુનદારની સાથે તેમને સારુ ઓળખાણ થયું હતું. વયે એ ગાંધીજીના કરતાં ઠીક મોટા હતા.

ગાંધીજીને એક અંગ્રેજ યુવતી સાથે વધારે પડતી દોસ્તી થતી હતી, ત્યારે તેમને એક મિત્રે ચેતવણી આપી કે: "મોહન, આ તારું કામ નથી" આ વાત ગાંધીજીએ પોતાની આત્મકથામાં લખી છે. એ નથી લખ્યુ કે તે મિત્ર બૅરિસ્ટર મજમુનદાર હતા મજમુનદાર મિજાજે લહેરી અને ટીખળી હતા વર્ષો પછી એક દિવસે સાબરમતી આશ્રમમાં આવી પહોચ્યા (૧૯૧૮ કે '૧૯ની આ વાત છે) એમણે પોતાની ટોપી માથા પરથી ઉતારીને ગાંધીજીના પગ આગળ મૂકીને ગાંધીજીને કહ્યુ કે: "મોહન, તુ હવે મહાત્મા થઈ ગયો છે તેથી હુ તને નમસ્કાર કરુ છુ."

ગાંધીજી એમને ભેટી પડયા પછી ગાંધીજીની માદગી વિશે વાત નીકળતા મજમુનદારે તેમને કહ્યુ કે: 'મોહન, તુ પથારીમાં મરવાનો નથી" સ્વ મશરૂવાળાની પણ એવી જ આગાહી હતી કે ગાંધીજીનું મૃત્યુ રોગથી પીડાતા પીડાતાં થવાનુ નથી અને મહાદેવ દેસાઈ ને બીક હતી કે ગાંધીજીનું મરણ ઉપવાસથી થશે અને તેની એ પુષ્કળ ચિંતા કરતા

એક દિવસ કૉંગ્રેસના આગેવાનોમાં જે દયાજનક અસહિષ્ણુતા આવી છે તે વિશે વાતો ચાલી રહી હતી ત્યારે મે નરહરિભાઈ ને કહ્યુ કે ડૉ. હરિપ્રસાદ દેસાઈમા આ અવગુણ નહોતો ગુણગ્રાહી અને કદરદાન હતા; એ કાયમના હસમુખા, મહેનતુ અને ઘણા સાદા સ્વભાવના

હતા. નરહરિભાઈ એ કહ્યું કે અમને પણ એ બહુ ગમતા. એમને અમે ભોગીલાલ ઓચ્છવલાલ કહીને બોલાવતા. દરેક પ્રસંગમાંથી સારું તત્ત્વ પકડીને એમને આનંદ ભોગવવાની ટેવ હતી અને જ્યારે એમને જોઈ એ ત્યારે ઓચ્છવ ( ઉત્સવ ) ભોગવતા હોય તેવી એમની વૃત્તિ હતી. મને આ નામ બહુ ગમી ગયું.

આ ભલા અને ઉત્સાહી દાક્તરની વાત પરથી ગુજરાતે ૧૯૦૯થી કેટલી મોટી સંખ્યામાં સમાજસેવકો દેશને આપ્યા છે તેની ચર્ચા ઊપડી.

મેં નરહરિભાઈ ને કહ્યું કે જ્યારે બંગભંગ સામેની લડત ચાલી ત્યારે ગુજરાતમાં અનેક ક્રાન્તિકારી જુવાનો વસતા હતા. તેમાં હું, બારીન્દ્ર ઘોષ, કેશવરાવ દેશપાંડે, કાલેલકર, વગેરેનાં નામ મૂકું છું.

સુરત, વડોદરા, અમદાવાદ, તથા બીજાં મોટાં ગામોમાં આવા અનેક સારા કાર્યકરો પાકયા હતા. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ ઘણા પ્રભાવશાળી પ્રચારક હતા. પાછીથી ગોખલેએ હિંદસેવકસમાજની સ્થાપના કરી. તેમાં ગુજરાતે ત્રણ હીરા જેવી વ્યક્તિઓ આપી : ઠક્કરબાપા, ઈન્દુલાલ યાજ્ઞિક અને કેસરીપ્રસાદ ઠાકોર ( હવે સ્વામી અદ્વૈતાનંદ ). આ બધી વ્યક્તિઓએ ગાંધીજીનું આગમન સ્વદેશમાં થયું તેની પહેલાં પોતાનાં જીવન દેશને અર્પણ કરી દીધાં હતાં.

ગુજરાતના યુવકોની દેશભક્તિ ગાંધીજીના પહેલાંની જન્મી હતી. પણ ગાંધીયુગમાં આખા દેશમાં જે નવું ઉત્સાહનું મોજું આવ્યું તે વખતે સેંકડો ગુજરાતી કાર્યકરો મેદાનમાં નીકળી પડયા. આ કાર્યકરો રાજકીય લડતને લીધે આકર્ષાયા હતા. ૧૯૨૨થી જ્યારે લડતમાં મોળાશ આવી ત્યારે તેમાંના ઘણા સામાજિક ઉન્નતિનાં રચનાત્મક કાર્યોમાં રોકાઈ ગયા. એમાંના કેટલાકે તો અતિ સુંદર કામ વર્ષો સુધી કરી બતાવ્યું છે.

પણ આવા વધારેઓછા જાણીતા થઈ ગયેલા કાર્યકરો ઉપરાંત બીજા અનેક ઉત્તમ કોટિના ગુજરાતી પ્રજાસેવકો થઈ ગયા છે કે જેમણે રાજકીય સિવાયના બીજા ક્ષેત્રોમા, ખાસ કરીને શિક્ષણના પ્રદેશમાં, ઘણું જ પ્રશંસાપાત્ર કામ જિંદગીભર કર્યું છે.

આવા દેશબધુઓની સેવા થોડા વર્ષો વીત્યાં પછી ભુલાઈ ગઈ છે, જો કે તેમના જીવનની સેવાભાવનાએ બીજા અનેક જુવાનોને પ્રેરણા આપી છે આવા માણસોને હું ઓલિયા એટલે અલ્લાહના (ઈશ્વરના) માણસો કહુ છું. નરહરિભાઈ, શારદાબેને તથા મે આવા ઉત્તમ ખવાસના ૨૫થી૩૦ જુવાન મિત્રોના નામ યાદ કર્યા હતાં એક કાગળ પર તેમના નામો લખી પણ લીધેલા આ લેખમાં જાણી જોઈને હુ તેમના નામો આપતો નથી, આપણે તેમને unknown soldiers–અણજાણ સૈનિકો કહીશુ.

ગરવી ગુજરાતના દેશસેવકોને વિશે પુષ્કળ ઇતરતિથર ને રસમય વાતો પૂરા નવ દિવસ સુધી કરીને અમે છૂટાં પડ્યાં

## જો ફરી જીવવાનુ હોય તો

બેંજામિન ફ્રેંકલિન અમેરિકાના સ્વાતંત્ર્ય–યુદ્ધના સમયનો એક લડવૈયો હતો અને જ્યારે બ્રિટિશરોને હરાવીને અમેરિકાની પ્રજાએ પોતાના સ્વતંત્ર દેશનુ રાજકીય બંધારણ ઘડી કાઢ્યુ ત્યારે એ બંધારણનો એક આગેવાન ઘડવૈયો બન્યો હતો, કારણ કે એ સમર્થ વિચારક અને અનુભવી માણસ હતો

એમનાં લખાણોનો એક ટૂકો ફકરો હમણાં જ મારા વાચવામાં આવ્યો, જેમાં એણે એવા ભાવાર્થનુ કહ્યુ છે કે ‘ મારા જન્મ પછી મે જે જાતનુ જીવન ગાળ્યુ છે તેવુ જ જીવન જો ફરીથી જીવવાનું હોય તો મને તેમ કરવાનો જરાય વાંધો નથી પણ જેવી રીતે દરેક લેખકને પોતાનાં પુસ્તકની બીજી આવૃત્તિ કરતી વખતે તેમાં સુધારા વધારા કરવાની છૂટ મળે છે તે મને મળવી જોઈએ ’

આ વિચાર મે અવારનવાર વાગોળ્યા કર્યો છે

પુનર્જન્મમાં હુ માનતો નથી એ હકીકત કહેવાનુ તો આ લેખમાં લખવાનુ અસ્થાને છે ‘ જો ’ મારે ફરી વાર જીવવાનુ હોય તો મારા ભવિષ્યના જીવનને માટે હુ તદ્દન નવી યોજના ઘડી કાઢુ કે ફ્રેંકલિનની જેમ હાલનાં જીવનની જ સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ સ્વીકારી લઉ એ કહેવુ ઠીક અઘરુ છે

મારા જીવનના ઘડતરમાં મારા માતપિતાએ ઘણો જ મહત્ત્વનો

ભાગ ભજવ્યો છે. મારા શરીરના બંધારણમાં, મારી શક્તિ–અશક્તિઓમાં તેમજ માનસિક ઘડતરમાં, મારાં નૈતિક બળ અને ચારિત્ર્યબળ કેળવવામાં વારસાગત અસરો થઈ હશે કે કેમ તે વિષયની ચર્ચા પણ આ લેખ માટે અસ્થાને છે, તે છતાં મારે નવેસર વિચાર કરવો પડશે કે જે માબાપને ત્યાં મેં જન્મ લીધો (અથવા મારે લેવો પડ્યો) તેમને ત્યાં અને તેમને પેટે હું ફરીથી જન્મવાનું ઇચ્છું ખરો ?

જે વાતાવરણમાં મારે બાલ્યાવસ્થા ગાળવાની થઈ હતી અને પછીથી મને જે પ્રકારનું પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ મળ્યું તે મારા જીવનની નવી આવૃત્તિમાં હું સ્વીકારી લઉં ખરો ?

એ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના જમાનામાં અમને સગવડો તો ઘણી ઓછી મળેલી. મારી બાલ્યાવસ્થામાં અમે કદી સાદી કે સચિત્ર વાર્તાઓનાં પુસ્તકો જોયાં નહોતાં, બાળકોનાં સામયિકો ઠીક વર્ષો પછી નીકળ્યાં. નવી આવૃત્તિમાં મને સેંકડો પ્રકારની સગવડો મળે એવી તજવીજ અને શરતો કરવી પડશે.

વારુ, પછીથી મેં દાક્તરી ધંધો પસંદ કર્યો, તે પાછો કરું ખરો ? આવી પસંદગી કરવાનું કામ ઘણું કપરું છે.

કોઈ પણ પ્રજામાં સમાનતા, સમાજવાદી લોકશાહી ખીલવવા માટે તેમજ તે સાચવી રાખવા માટે સતત જાગૃત રહીને પ્રજા તેમજ સરકારને ખોટે માર્ગે સરી પડતાં અટકાવવા માટે કાયદાકાનૂનનું જ્ઞાન ઘણું આવશ્યક છે, પણ આ જન્મમાં તો મને વકીલ થવાનું ગમે નહીં. વખતે શિક્ષકનો ધંધો ઉત્તમોત્તમ હશે, પણ તેમાં જે માથાકૂટ છે તે હું વહોરી લઉં નહીં. નવા જીવનમાં હું દાક્તર જ થવા ઇચ્છું. પુષ્કળ મદદરૂપ થવાય અને કમાણી મળ્યા વિના રહે નહીં.

પણ હવે આ બધા કલ્પનાના ઘોડાઓ દોડાવવાને બદલે આપણે એ વિષયનો વિચાર કરીએ કે મને મારા હાલનાં જીવન વિશે કોઈ જાતનો જબરો અણગમો છે ખરો ?

હા, મને આ બાબતનો તીવ્ર અસંતોષ છે, અને તે જણાવવા માટે આ લેખ લખી રહ્યો છુ.

સૌથી પ્રથમ હકીકત તો એ છે કે હું સંગીતનું જ્ઞાન અમુક પૂર્વગ્રહોના કારણે મેળવી શક્યો નહીં બનવાજોગ છે કે સંગીતનો શોખ મારા પિતૃપક્ષમાં બહુ ઓછો હશે, તે છતાં મારા જમાનાના વિદ્યાર્થીવર્ગમાં અને વખતે માબાપોમાં એવી જબરી માન્યતા ફેલાઈ રહી હતી કે જે વિદ્યાર્થીઓ ભણવામાં ઠોઠ હોય છે તે જ સંગીત અને વ્યાયામના ઐચ્છિક વર્ગોમાં દાખલ થાય છે સાથે સાથે એક પેટા માન્યતા એવી હતી કે આ બન્ને વિષયોનો નાદ એવો જબરો લાગે છે કે આ વિષયોમાં ભાગ લેતા વિદ્યાર્થીઓનો પુષ્કળ સમય આ બે પ્રવૃત્તિ પાછળ બગડે છે અને તેના પરિણામે તેઓ અભ્યાસમાં પાછળ પડી જાય છે

મને ગાતાં કે કોઈ વાજિંત્ર વગાડતાં આવડ્યું નહિ તેનું દુ:ખ તો હોય જ પણ મારે શરમ સાથે કબૂલ કરવું પડે છે કે મારા કાન જ કેળવાયા નહિ જો હું કોઈનો સાગ કંઠ સાંભળું તો મારા મનને જરૂર આનંદ થાય, અને કેટલીક પ્રખ્યાત ગાયિકાઓ ઊંચા સ્વરે કાગડીની જેમ ચીસો પાડતી સાંભળું છું તો તે સાંભળીને મને ભારે અણગમો પણ થાય છે, તે છતાં મને તાલ વગેરેનું ભાન અત્યંત ઓછું છે

સારા નસીબે એક દક્ષિણી શિક્ષકની પ્રેરણાથી મને વ્યાયામ પ્રત્યે ઘણો શોખ હતો અને માધ્યમિક શાળાના ૪ વર્ષમાં મે ઉત્તમ તાલીમ મેળવી હતી આખી જિંદગી દરમ્યાન મે કસરત ચાલુ રાખી છે, છેક આજના દિવસ સુધી ૮૪ વર્ષની વયે પણ હું હળવી કસરતો કરું છુ મારે માટે મે હળવી કસરતોની પદ્ધતિ યોજી કાઢી છે

જેવી રીતે સંગીતને વિષે મારા કાન કેળવાયા નહિ તેવી જ

રીતે મને રંગોનુ ભાન ઓછું છે. ઇગ્લંડમાં મારી સાથે ભણતા ઘણા ખરા વિદ્યાર્થીઓને ત્રણ ચીજો આવડતી હતી.

(૧) કામં પૂરતું ડ્રોઈંગ.

(૨) સંગીત અને સૂરમાં ગાવાની કળા, (મોટે ભાગે સહગાન) અને

(૩) સૃષ્ટિમાં તેમજ ઉત્તમ રંગિત ચિત્રોમાં દેખાતા રંગોમાં જે સૂક્ષ્મ ભેદો (Shades) હોય છે તે પારખવાની શક્તિ.

આ ત્રણે ચીજો મને આવડતી નહિ. તેનું મને ખરેખરુ બહુ જ દુઃખ હતું.

વર્ષો પહેલા કેનેડાના ઊંચા એન્ડીસ પર્વતોના બરફથી છવાએલા પ્રદેશમાં જ્યારે એક મુસાફર સાથીએ મને એક સરોવરના ૧૪ જુદા જુદા લીલા રંગના (Shades) રંગો બતાવ્યા ત્યારે મને મારું ઘોર અજ્ઞાન ખૂબ સાલ્યું. મારા જીવનની બીજી આવૃત્તિમાં મારી બધી ઇન્દ્રિયોને હું વધારે કેળવ્યા વિના રહું નહીં.

ત્રીજો વિષય છે ભાષાઓના અજ્ઞાનનો. આ બાબત બરાબર સમજવા માટે તેમ જ મને અન્યાય ન થાય તેટલા માટે આજના વાચકોએ ૧૮૮૫–૯૦નું વાતાવરણ લક્ષમાં રાખવુ પડશે.

એ જમાનામાં ગુજરાતી ભાષામાં ધાર્મિક ગણાતાં પુસ્તકો સિવાયનાં બીજાં પુસ્તકોની સંખ્યા ઠીક અલ્પ હતી. કિશોરો માટે સારાં માસિકો હતાં નહિ, પણ મુખ્ય હકીકત તો એ હતી કે અમારા ઘરમાં મારા પિતાને વાંચવાનો શોખ ઘણો હતો. પણ તે બધાં અંગ્રેજી પુસ્તકો જ વાંચતા.

અમને વિદ્યાર્થીઓને માત્ર અંગ્રેજી ભાષા પર જ સારો કાબૂ મેળવવાની ઇચ્છા હતી. અને એ જમાનામાં અંગ્રેજી શીખવાનું હતું બહુ કાળજીપૂર્વક. અમે ચાર ધોરણ ગુજરાતી શીખીને તરત અંગ્રેજી

ભાષા શીખતા. આવાં વાતાવરણમાં ગુજરાતી ભાષાનું મારું જ્ઞાન અત્યંત કાચું રહ્યું હતું અને તે દિવસોમાં મને તેનું દુઃખ પણ નહોતું.

જો હું જાણતો હોત કે મારે ગુજરાતી ભાષામાં લખવું પડશે અને ભાષણો કરવાં પડશે તો એ ભાષાનો સારો અભ્યાસ કરત અને હાઈસ્કૂલમાં સંસ્કૃતનો અભ્યાસ કરત. તેમ કરવાને બદલે ખુદા જાણે કે શા માટે હું ફારસી શીખ્યો. મને એ ભાષા ગમે છે. એ સાદી છે અને મધુરી છે, પણ મારા ભવિષ્યના લેખનકાર્ય માટે ઓછી ઉપયોગી થઈ અને સંસ્કૃત ભાષા ન શીખ્યો તે તો વર્ષોથી મને સાલ્યા કરે છે.

સ્વભાવે ધૂની, હોઈને અને પાછળનાં વર્ષોમાં પણ ગુજરાતી તથા સંસ્કૃત ભાષાઓનો અભ્યાસ કરવાની ફુરસદ મળી નહીં.

અમુક ધારેલું કામ સત્વરે પૂરું કરવાની ધૂન કે લગનીને લીધે બીજી ઘણી બાબતોમાં મારું અજ્ઞાન ભયંકર રહ્યું છે. દાખલા તરીકે મારાં છોકરાંઓને શોખ હોવા છતાં હું આકાશના તારાને પારખી શકતો નથી. જો તીવ્ર જિજ્ઞાસા હોય તો બધુ શીખી શકાય.

તેવી જ રીતે આપણા ગુજરાતમાં તેમજ હિંદભરમાં જે જુદા જુદા પ્રકારનાં ઝાડ ઊગે છે તેને હું ઓળખતાં શીખ્યો નથી. આસોપાલવ અને અશોકમાં શું તફાવત છે તે મને ખબર નથી. ૨૦–૨૫ જાણીનાં ઝાડો પણ હું, વખતે પારખી શકું નહીં.

તેવી જ રીતે થોડાં જ ફૂલોની મને પરખ છે અને હમણાં હમણાં શિયાળામાં ઘણાં જ સુંદર મનોહર રંગરંગિત મોસમી વિદેશી ફૂલો જોવામાં આવે છે તેના નામથી હું અજાણ્યો છું. અમારા ઘરની એક ૭ વર્ષની દીકરીને પણ જે માહિતી છે તે મને નથી.

હું ઘણાં થોડાં પક્ષીઓનાં નામ તથા તેમના જીવનને લગતી વિગતોથી પરિચિત છું. મારી એક દીકરીએ તો આ વિષયનો ઊંડો સ ગો છે

મેં કદી રાંધ્યું નથી. જો હું એમ કહું કે આખી જિંદગીમાં ભાગ્યે જ ત્રણચાર વાર સ્ટવ સળગાવ્યો હશે તો તે અતિશયોક્તિભર્યું નથી. મારો અભિપ્રાય તો એવો છે કે આ જમાનામાં દરેક સ્ત્રી–પુરુષને જરૂર પૂરતું રાંધતાં આવડવું જોઈએ.

આ લેખમાં મારી બિન–આવડતોનું વર્ણન કર્યું છે તે મારી જાતને હલકી પાડવા માટે નથી કર્યું, પણ નવા યુગનાં યુવાન ભાઈ-બહેનોને એક પ્રકારની ચેતવણી તથા ચીમકી આપવા માટે મારા હૃદયનો ઊભરો અહીં ઠાલવ્યો છે. નવા યુગને આજના કરતાં વધારે ખીલેલી શક્તિઓ અને માહિતીઓવાળા માણસોની જરૂર છે.

મારા જીવનની બીજી આવૃત્તિ જો પ્રગટ થવાની હશે તો તે ઘણી ઘણી બાબતોમાં હાલના જીવન કરતાં વધારે સમૃદ્ધ હશે.

# આઝાદીનો રંગ

૧૯૩૧ની લંડનની ગોળમેજી પરિષદની નિષ્ફળતા પછી ગાંધીજીને તથા આખા ભારત દેશના કોંગ્રેસી આગેવાનોને જેલમાં પૂરી દેવામાં આવ્યા હતા. મને સુરત, સાબરમતી અને ગોઝારી વિસાપુર જેલમાં અનેક મહિના રાખ્યા પછી નાસિક મોકલવામાં આવેલો.

અમારા ( વોર્ડ ) આગણામાં મોટે ભાગે મુંબઈ શહેરના કેદીઓ હતા

સવારની દિનચર્યા પૂરી કર્યા પછી, કપડાં ધોઈ, ઠંડા પાણીથી નાહીને અમે સૌ પોતપોતાની કોટડીની પાસે કાંતવાને બેસી જતાં; અને આડોશી પાડોશીઓની સાથે સામાજિક, રાજકીય અને અન્ય વિષયો પર ચર્ચા કરતા. જો કોઈ નવો કેદી અમારા વોર્ડમાં દાખલ થાય તો દેશની લડતોના તાજા નવા સમાચારો તેની પાસેથી મેળવી લેવા માટે અમે સૌ આતુર રહેતા. નવી આવનાર વ્યક્તિને તેનો પરિચય કરવાનો અમને આનંદ પણ રહેતો.

એક સવારે અમારા યાર્ડનો મોટો લોખંડી દરવાજો ખૂલ્યો અને વોર્ડરની સાથે એક સોટા જેવો ટટ્ટાર, શરીરે મજબૂત, પાતળો, અને સારી રીતે શ્યામ એટલે કાળા રંગનો, ૨૮–૩૦ વર્ષનો જુવાન વોર્ડમાં પેઠો. કોઈ કસરતી પહેલવાન અખાડામાં પેસતો હોય તેવી

અદાથી એ ધીરાં ધીરાં પગલાં ભરતો હતો અને તેના મોં પર બેપરવાહી અને બેફિકરાઈનું ખમીર તરી આવતું હતું.

અમારા યાર્ડમાં અમે બધા મધ્યમ વર્ગના, સારું ભણેલા ગણેલા, સમાજમાં સારા મોભાવાળા માણસો હતા તેમાં આ નવી જાતના મનુષ્યને જોઈ ને મને નવાઈ લાગી. મારા જમણા હાથની કોટડીમાં મુંબઈના અંગ્રેજી દૈનિક પેપર 'બોમ્બે ક્રોનિકલ'ના જાણીતા તંત્રી સૈયદ બ્રેલ્વી હતા. તેને મેં પૂછ્યું કે આ 'નંગ' કોણ છે? બ્રેલ્વીએ ધીરે સાદે મને કહ્યું કે એ અમારા મુંબઈનો એક નામચીન ગુંડો છે અને ગુંડાઓની ટોળીઓનો એ સરદાર છે એનો બાપ પૈસાદાર છે.

મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. બન્યું એવું કે મારા ડાબા હાથ તરફની એક કોટડી ખાલી હતી. તેમાં એને મૂકયો. આવી રીતે એ ભાઈ મારી પડોશમાં રહેવા લાગ્યો.

જેલજીવનમાં દોસ્તી કરતાં વાર લાગતી નથી. કારણ કે અમારે સહજીવન ગાળવું પડે છે. સવારે અમારી કોટડીના તાળાં ખૂલે એટલે અમે ખુલ્લી હવામાં સાથે ધસી જઈએ, મોં ધોઈએ. ઠંડે પાણીએ એક જ હોજ પર નાહીએ, તેની પહેલાં કપડાં ધોઈએ, કસરતો કરી લઈએ, સાથે જમવા બેસીએ અમને વાસણો તો ત્રણ જ મળતાં હતાં તે માંજી કાઢીએ અને બપોરે વાંચીએ, વાતો ચર્ચા કરીએ, કોઈ વિષય શીખીએ કે શીખવીએ, આવી રીતે ૧૦ કલાક તો સાથે ગાળવા પડતા હતા, ૧૩–૧૪ કલાક અમારી કોટડીમાં અમે પૂરાઈ રહેતા.

આ ભાઈનું નામ (અટક) નાખવા હતું, જે સાત બિહામણા, નિર્જન, રોગિષ્ટ ટાપુઓ પર આજનું મુંબઈ શહેર વસ્યું છે તેના પર કંગાલ ઝૂંપડાઓમાં થોડા આદિવાસીઓ એટલે કોંકણી કોળીઓ રહેતા હતા. અત્યંત ગરીબ અને દુઃખી હિંદી સમાજથી અલગ રહી ગયેલાં આ મનુષ્યો માછલીઓ પકડે અને ખાય, માછલીને કાપીને સૂકવે અને તે (બૂમલા) શેકી કે તળીને ચોમાસામાં ખાય, પથરાળ

જમીન હોવા છતાં થોડું અનાજ પકવે, મેલેરિયા અને મરડા જેવા આંતરડાના રોગોથી પીડાઈ ને, મરી જાય.

આ મચ્છીમાર કોળીઓની ઓલાદના આ ભાઈ હતા; પણ બ્રિટિશરોએ આ ટાપુઓ પર મોટું જંગી શહેર વસાવ્યું ત્યારે માછીમારોના ધંધામાં તેજી આવી, અને કેટલાક હોશિયાર સાહસિક માછીમારોએ ૧૦,૨૦,૪૦, કે વધારે હોડીઓ વસાવીને મોટા પાયા પર માછલીનો વેપાર જમાવ્યો. અમારા મિત્ર નાખવાનો બાપ ધનિક હતો.

નાખવા પોતે કોંકણી, મરાઠી, કામચલાઉ હિંદી અને થોડું અંગ્રેજી શીખ્યો હતો. એને રમતગમતો, અખાડાની કસરતો અને કુસ્તીનો ભારે શોખ હતો મુંબઈમાં કોળીવાડા તો અનેક છે ત્યાં એ જઈ ને અખાડાઓ જમાવતો અને શિસ્તની તાલીમ આપીને ઠેરઠેર ટોળીઓ જમાવતો.

આવી રીતે એને એની સરદારી નીચે ૨૦૦–૩૦૦ જબરા, ખડતલ, લડી શકે એવી ખુમારીવાળા જુવાનોનું સૈન્ય હતું કે જે હિંદુ પ્રજાજનોના આત્મરક્ષણના પ્રસંગે સારો હિસાબ આપી શકે. ખાવું પીવું અને મોજ કરવી, કુસ્તીઓ કરવી અને તોફાન કરવા એ આ અલમસ્ત જુવાનોનું કામ હતું.

૧૯૩૨માં ગાંધીજી તથા દેશનેતાઓને જેલમાં પૂરી દીધા એટલે પ્રજાજનોએ સત્યાગ્રહ શરૂ કર્યો. બધાં ગામમાં મહોલ્લાઓમાં પ્રભાત ફેરીઓ દેશમુક્તિને માટે પ્રચાર કરતી અને રાષ્ટ્રગીતો ગાતી હતી સભાઓમાં ખુલ્લી રીતે બ્રિટિશરાજનો સામનો કરવાનો સંદેશો અપાતો હતો. જેમ જેમ સરકારની દમનનીતિ વધતી હતી તેમ પ્રજા બમણા જોરથી ઉછળીને કાયદાઓનો ભંગ કરતી હતી.

આ બધી ચળવળની અસર ભાઈ નાખવા અને તેના મિત્રો પર ખાસ થઈ નહીં.

જે શેરીમાં નાખવાનુ મોટુ મકાન હતું ત્યાંથી એક વહેલી સવારે પ્રભાતફેરી નીકળી જુવાન સ્ત્રી–પુરુષો ખાદીના સફેદ ધોળા કપડામા સજ્જ થયેલાં, રાષ્ટ્રગીતો ગાતાં ગાતા ઘૂમી રહ્યા હતા નાનુ હાર્મોનિયમ, મજીરા અને નાની ઢોલકીની સાથે મધુર ગીતો ગવાતાં હતાં.

નાખવાનો એક છ–સાત વર્ષનો છોકરો ઊંઘમાંથી ઝબકી ઊઠયો અને જરૂખામા જઈ ને સાભળવા લાગ્યો થોડા છોકરા પણ ફેરીમાં જોડાયા હતા બાળકને તેમા જવાનુ જબરુ આકર્ષણ થયુ તેણે તો જઈ ને બાપને ઉઠાડયો અને છજામા લઈ જઈ ને કહ્યુ કે મારે પણ આ સુદર મધુર ગીતો ગાવા છે બાપે કહ્યુ કે "બાબા તુ મોટો થાય ત્યારે તેમા જજે, જો તુ એકલો જાય તો વખતે તુ ખોવાઈ જાય કે ભૂલો પડે તો તારી આઈ અને બાબા તારા વિના શુ કરે?" બિચારો બાળક ચૂપ થઈ ગયો

બીજી સવારે તો એ વહેલો ઊઠયો અને પ્રભાતફેરીની રાહ જોવા લાગ્યો શેરીઓમા સાંભળેલાં ગીતો એને આવડી ગયાં હતા એણે પ્રભાતફેરીના ગીતોમાં પોતાનો સૂર પણ પૂરાવ્યો, અને પછી બાપને પૂછ્યુ "બાબા હ હવે તો જરા મોટો થયો છુ ને? હવે હું એમાં જોડાઈ જાઉં?" બાપે પાછો સમજાવ્યો અને શાત પાડયો આમ થોડા દિવસ ચાલ્યું. એનો ઉત્સાહ એના બાળ શરીરમાં માય નહીં

ફરી એક સવારે બાળકે બાપને પૂછ્યુ કે હવે તો હુ બહુ મોટો થયો છુ, હવે મને જ્વા દોને? ત્યારે બાપે એને સમજાવવા માંડયો

થોડીવાર ચૂપ રહીને એણે સવાલ પૂછ્યો કે હુ કેટલો મોટો થાઉં તો મારાથી પ્રભાતફેરીમાં જવાય? બાપે કહ્યુ કે મારા જેવડો થાય ત્યારે બિચારો બાળ અકળાઈ ગયો અને ફરીથી તેને પૂછ્યું કે બાબા! તમારા જેવડા માણસોને જવાનુ હોય તો તમે એમાં શા માટે જતા નથી? શ્રી. નાખવાના હૃદયમાં જાણે કે એક ભાલો પોચાઈ ગયો એક પલમાં એના હૃદયનો પલટો થઈ ગયો.

બાળકને ચુંબન કર્યું અને કહ્યું કે "ચાલ! આપણે બન્ને ગાવામાં જોડાઈ જઈશું."

તે સાંજે તેણે પોતાના સાગરીતોને એકઠા કર્યા અને આદેશ આપ્યો કે હવેથી મોજમજાહ અને ચેનચાળા આપણને સૌને હરામ છે આપણે બધા સત્યાગ્રહમાં જોડાઈ જઈશું. એનું સૈન્ય તો એવું હતું કે ૨૦–૩૦ પોલીસોની તો ચટણી કરી નાખે પણ આ બધા લડવૈયાઓ અહિંસક સત્યાગ્રહમા જોડાઈ ગયા અને તેની મોખરે હતો મારો નવો પડોશી મિત્ર નાખવા.

# ગાંડાની ઇસ્પિતાલમાં આઠ મહિના

આઠ આઠ મહિના જેટલા લાંબા સમય સુધી મારે એક ગાંડાની ઇસ્પિતાલમાં રહેવું પડ્યું હતું આ વાતને પાંત્રીસ વર્ષ થઈ ગયા છે આટલા બધા લાંબા ગાળા પછી મને જે હકીકતો સાંભરે છે તે અહીં નોધું છું

જર્મન દેશના પાટનગર બર્લિન શહેરના એક પશ્ચિમના છેવાડે શાર્લોટનબર્ગ નામનું મોટું પરું છે શહેરના મધ્ય ભાગમા રાજમહેલો, મોટી મોટી બેંકો, નાટ્યશાળાઓ, સિનેમાઘરો, મોટા વેપારીઓ તથા ઉદ્યોગપતિઓની ઑફિસો ઑપેરા હાઉસ વગેરે છે ત્યાંથી લગભગ ચાર માઈલ દૂર આ પરૂ વસ્યુ છે

આ પરામાં ધનિક લોકોના આલેશાન મકાનો છે દરેક મકાનની આસપાસ નાના મોટા સુંદર બગીચા હોય છે. નગરરચનાની આ એક નોંધપાત્ર ખાસિયત છે કે, અમુક અપવાદો સિવાય, બધા દેશોમા પૈસાદાર લોકોનાં ઘરો પશ્ચિમ દિશામા બંધાતા જાય છે, તેમ થવાનું મુખ્ય કારણ હવાઉજાસની છૂટનુ હશે

આ શાર્લોટનબર્ગના પણ એક પશ્ચિમના ભાગમાં એક વિશાળ બાગની અંદર ( કમ્પાઉન્ડમાં ) ચારપાંચ મકાનો છે : એક ચાર મજલાનુ બહુ મોટુ મકાન બે ત્રણ મોટા બંગલાઓ જેવા મકાનો અને એક ત્રણ માળનો નાનો સુંદર બંગલો.

બાગમાં થોડાં મોટાં ઝાડ હતાં પણ તેની સંખ્યા ઝાઝી નહોતી. બાગની ચારે બાજુએ ઈંટની દીવાલ હતી અને તેના પર લોખંડનો કઠેરો હતો. દીવાલની અંદર તેની લગોલગ ૧૬–૨ ફૂટ પહોળી લીલાછમ છોડવાઓની વાડ હતી અને તેના પર રંગરંગિન ફૂલોવાળા– વેલાઓ ફેલાઈ રહ્યા હતા.

આ વાડની અંદરના ભાગમાં ૧–૧½ ફૂટ પહોળા ક્યારાઓમાં મોસમી ફૂલોના ક્યારા હતા, પણ સૌથી આકર્ષક તો આંખને ઠંડક આપે તેવાં લીલાછમ ચોખ્ખાં સપાટ ઘાસનાં લૉન હતાં. મોટા ઝાડની છાંયામાં લોનપર ઠેરઠેર જપાની નેતરની આરામખુરશીઓ પડી હતી. ઘાસપર નાના ફુવારામાંથી પાણી વરસાવે એવી તરકીબો જોવામાં આવતી. બહાર ફરતા માણસો માત્ર દીવાલની વાડ તથા મકાનોનો ઉપલો ભાગ જ જોઈ શકે તેમ હતું.

આ વિશાળ બાગની એક વિશિષ્ટતા એ હતી કે મુખ્ય દ્વાર • સિવાયના બધા દરવાજાઓને અંદરથી તાળાં માર્યાં હતાં અને જે લોખંડનો મોટો દરવાજો હતો તેને જ્યારે દરવાન ઉઘાડતો ત્યારે કંપાઉન્ડમાં સુંદર બાગ જોઈ શકાતો પણ તેમાંના મનુષ્યોની હિલચાલ લેશમાત્ર જણાતી નહીં.

બીજી વિશિષ્ટતા એ હતી કે યુરોપમાં દરેક ઘરપર કે ઓફિસના મકાનની આગળ કે કારખાના પર જે તે માલિકનાં કે સંસ્થાનાં પાટિયાં હોય છે તે આ બાગ અને મકાનો પર નહોતા.

આ મોટા બાગમાં પથરાયેલાં મકાનો " માનસિક આરોગ્યાલય " ના હતા. આપણા દેશમાં ઘણાંખરાં મોટાં દવાખાનાંઓ અને ઉન્માદ-લયો ( ગાંડાની હૉસ્પિટાલો ) સરકાર ચલાવે છે, જ્યારે યુરોપ, અમે-રિકાના દરેક દેશમાં, લગભગ બધી આવી સંસ્થાઓ ખાનગી ( કોઈ મંડળની કે વ્યક્તિની ) હોય છે. ઉપર વર્ણન કર્યું છે તે માનસિક આરોગ્યાલય ખાનગી·માલિકીનું હતું. માલિક મહાશયનું નામ હું ભૂલી

ગયો છું પણ જર્મનીના વિદ્વાન દાક્તરોમાં તેમનું ઉચ્ચ સ્થાન હતું અને જર્મન સરકારે તેમને "ગેહાઈમરાટ" એટલે રાજરત્નનો ઇલ્કાબ આપ્યો હતો.

આવી ખાનગી સંસ્થાઓ સરકારમાં રજિસ્ટર કરાવવી પડે છે. સરકાર તેની બારીક તપાસ કરે છે.

જે માણસોને દવાખાનામાં દાખલ કરવામાં આવ્યા હોય તેને યોગ્ય દાક્તરો તથા ન્યાયાધીશે પૂરતી તપાસ કરીને આપેલા સર્ટિફિકેટો રીતસરનાં છે કે નહીં તે ઝીણવટથી તપાસાય છે, અને આવી સંસ્થાઓમા સારવાર સારી થાય છે કે નહીં, બધા દાક્તરો, નર્સો, તથા બીજા મદદનીશો યોગ્ય લાયકાતવાળા છે કે નહીં અને લેબોરેટરીઓ (પ્રયોગશાળાઓ) તથા વ્યવસ્થા ઉચ્ચ પ્રકારનાં હોય છે કે નહીં તેની તપાસ જાણકાર અધિકારીઓ કરે છે. શહેરની બીજી સાધારણ ઇસ્પિતાલો પર આવી દેખરેખ હોતી નથી.

જે મકાનમાં હું દિવસના ૧૨ કલાક ગાળતો હતો તે બહારથી જોયું હોય તો શહેરના પ્રતિષ્ઠિત (ફેશનેબલ) લત્તામા આવેલા એક મોટા, સુખસગવડવાળા મકાનના જેવુ, અથવા સેનેટેરીઅમ જેવુ, જણાતું હતું, કે જેમાં ૨૦–૨૫ માણસો અદ્યતન સગવડોવાળા ઓરડાઓમાં રહી શકે—દરેકને છૂટો સુવાનો ઓરડો અને બાથરૂમ.

યુરોપમા બારીબારણાં તો ઘણો વખત બંધ જ રાખવાં પડે છે તેથી ઘરમાં કોણ રહે છે અને તેમાં શું થાય છે તેની જાણ કોઈ ને થઈ શકે નહીં.

મકાનની બે બાજુએ સારા ઘાસનાં લૅાન હતાં. રસ્તા પર એક ઝાંપો હતો તેને અંદરથી તાળું માર્યું હતું કોઈ મહેમાન આવે તો તે ઝાંપાની ઘંટડી વગાડે એટલે ચોકીદાર આવીને પૂછપરછ કરતો દાખલ કરવા જેવા આગંતુકને અંદર લઈ ને તરત તાળું મારી દેવામાં આવતું અને પછી મહેમાનને ઑફિસમાં પહોંચાડતો.

જેથી ગોઠવણ એવી રીતની હતી કે મુલાકાતી જેને મળવા ઇચ્છતો હોય તેને મળતી વખતે મકાનમાં રહેનાં બીજાં કોઈ મનુષ્યોને જોઈ શકે નહીં અને મકાનમાં વસનારાઓ આ મુલાકાતીને જોઈ શકે નહીં.

આ મકાનના એક, ઓરડા-જૂથ (Suite–સુઈટ)માં ઓર્લીઆનો 'ડ્યુક,' ફ્રાન્સના મહારાજાનો નાનો ભાઈ રહેતો હતો. ઓરડાઓમાં એક સારા ફર્નિચરવાળો બેસવાનો ઓરડો હતો, જેમાં એક ખૂણામાં સારો પલંગ અને એક સોફા હતા. પાસેનો ઓરડો કપડાં પહેરવા બદલવાને માટે, આરસાઓ અને ભીંતકબાટવાળો હતો, અને ત્રીજી ઓરડીમાં મોં ધોવાની, નાહવાના લાંબા બાથની તથા જાજરૂની વ્યવસ્થા હતી.

એ મારા મિત્ર હતા, અને અમે કેટલીક વર્ષથી મળ્યા નહોતા. એક દિવસ હું એમને ઓરડામાં નહીં પણ તેની બહાર દાદરની પાસે મળ્યો મે મોં મલકાવીને માથું થોડું નમાવ્યું.

મને અચાનક જોઈને પહેલવહેલા તો એ ચોંક્યા, પછી જાણે મને ઓળખતા ન હોય તેમ બતાવ્યું, પણ છેવટે તેમણે ફ્રેંચ ભાષામાં શુભ આશા પ્રગટ કરીને નમન કર્યું. મેં તે જ ભાષામાં તેમના ખબર-અંતર પૂછ્યા અને દાદર ઊતરીને અમે નીચેના માળે આવ્યા

દાદરની બાજુમાં એક તરફ વાંચનાલય હતું. સારા પ્રકાશ અને હવાવાળો એક મોટો ઓરડો હતો અને તેમાં અનેક નાનાં મોટાં ટેબલો પર અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન ભાષાનાં દૈનિક તથા અઠવાડિક છાપાંઓ ગોઠવેલાં હતાં. ૨૦–૩૦ પ્રતિષ્ઠિત માસિકો પણ હતાં

અને તો લંડનનું ટાઈમ્સ, ટોરી પક્ષનું મોર્નિંગ પોસ્ટ અને ન્યૂ યોર્કનું હેરલ્ડ કામ આવે તેમ હતું. આ વાંચનાલયમાંથી બાગના લૉન પર જઈ શકાતું હતું. મારા મિત્રે વાંચનાલયમાં જરાય રસ લીધો નહીં, અને મને પૂછ્યું કે તમે હજી બિલિયર્ડ રમી શકશોને? એ

જાણતા હતા કે મને એ રમત સારી આવડતી હતી. મને કહે કે ચાલો આપણે રમીએ ! અને મારા કમનસીબે અમે ૧૦ થી ૧૨ વાગતા સુધી હાથીદાંતના દડા (બોલ)ને ટીપ્યા કર્યા. આવી રીતે આ ગાંડાના દવાખાનામાં મારી જમતાં પહેલાંની પહેલી સવાર પસાર થઈ.

હવે મારે જૂના ઈતિહાસમાં થોડું ઊતરવું પડશે અને ડ્યુક ઑફ ઑર્લીઆનું ઓળખાણ આપવુ પડશે.

હું વડોદરા રાજ્યના આરોગ્ય ખાતાનો મુખ્ય અધિકારી હતો પણ તેની પહેલાં મેં મહારાજાના અંગત દાક્તર તરીકે ત્રણેક વર્ષ ગાળ્યાં હતા

એક દિવસ મારે ઘેર મહારાજાની મોટર આવી અને મને વડોદરાથી પાચ માઈલ દૂર આવેલા મકરપુરા રાજમહેલમાં લઈ જવામાં આવ્યો.

મહારાજાના બીજા પુત્ર જયસિંહરાવ જે અમેરિકાની હારવર્ડ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હતા તે કોઈની સાથે વાતચિત કર્યા વિના સનમૂન બેસી રહેતા તેમના મો પર કોઈ પણ જાતની લાગણીનો છાંટો પણ દેખાતો નહીં. તેમની આંખોમા તેજ નહોતું—જાણે કાઈ સમજતા જ ન હોય. તેમની આસપાસ જે થોડાં સગાંઓ બેઠાં હતાં તે બધાં ગમગીન અને ગભરાયેલા દેખાતા હતા.

આ જુવાન વિચારગ્રસ્ત દેખાતો હતો, પણ ખરુ જોતાં એ વિચારશૂન્ય હતો. મે તેની સાથે વાતો કરવા માંડી પણ એમણે મને કંઈ દાદ ન આપી પણ જરા મો મલકાવ્યું આ સગાંઓથી છૂટા પાડવા માટે મેં કહ્યું કે ચાલો આપણે બાગમાં ફરીએ. એમને મારી જોડે વાતો કરતા જોઈને સૌને આશ્ચર્ય થયુ

આ દિવસોમાં વડોદરામા કેટલાક ખટપટી લોકોએ એવી વાતો ઉડાવેલી કે મહારાજાના પાટવી કુંવર ગુજરી ગયા છે તેથી હવે મહારાજાના પૌત્રને ગાદી વારસ નીમવાને બદલે બીજા પુત્ર જયસિંહરાવને ગાદી વારસ નિમાવવાની ખટપટ ચાલે છે. આ વાત કપોળ કલ્પિત

હતી પણ નબળા મનના જયસિંહરાવ પર તેની ખૂબ અસર થઈ તેમણે કહ્યું કે પોતાને ગાદી મેળવવાની જરાય દરકાર નથી અને પૌત્ર પ્રતાપસિંહને જ ગાદીવારસ નીમવો જોઈએ.

ફ્રાન્સના ઇતિહાસમાં વાંચ્યું હશે કે એ દેશના એક મહારાજાને તેના નાના ભાઈ ડ્યુક ઑફ ઓર્લીઆંએ ગાદી પચાવી પાડવાનું કાવતરું કર્યું હતું. તેવી પોતાની સ્થિતિ થઈ છે એવો વિચાર એમને આવ્યો. આ વિચારથી એ ભડકી ઊઠયો અને છેવટે એમણે માનવા માંડ્યું કે પોતે ઓર્લીઆંનો ડ્યુક છે અને તેથી એમણે ફ્રેંચ ભાષામાં બોલવાનું શરૂ કર્યું.

આ બનાવની પહેલાં, ઘણાં વર્ષોથી, એમને દારૂ પીવાનું જબરું વ્યસન વળગ્યું હતું અને તેથી તેમનું મગજ નબળું પડી ગયેલું. આ ગાંડપણ શરૂ થયું ત્યાર પછી એ કોઈ જાતનું તોફાન કરતા નહીં, એમણે આપઘાત કરવાનો પ્રયત્ન કદી કર્યો નહોતો, પણ પોતે કોણ છે તે ભૂલી ગયા હતા, એટલું જ નહીં પણ પોતે ફ્રાન્સના રાજાના ભાઈ છે એ ભ્રમણા એમના મનમાં દૃઢ થઈ ગઈ હતી.

બર્લિનમાં એક સવારે અમે બિલિયર્ડ રમતા હતા ત્યારે એમના મા (મહારાણી)એ ઓરડામાં આવીને ઊભા રહ્યા. ડ્યુકને કોઈ પણ જાતની ઓળખાણ પડી હોય એવું એમણે બતાવ્યું નહીં અને લગભગ તેમના તરફ નજર જ ન કરી

ઇરિપતાલના દાક્તરે મહારાણીને ખાસ વિનંતિ કરેલી કે એમણે વાતો કરવાનો પ્રયત્ન કરવો નહીં પણ બિચારી માનું હેત ઊભરાઈ આવ્યુ અને તેમણે તેને મરાઠીમાં પૂછ્યું કે "જયસિંહ, હવે તને કેમ છે?" જાણે એ કંઈ જ સમજ્યા ન હોય તેમ માની તરફ જોયા વિના મને ફ્રેંચમાં પૂછ્યું કે આ સન્નારી શું કહે છે? રડતા હૃદયે મહારાણી ચાલ્યાં ગયાં.

બીજી એક સવારે હું વાંચનાલયમાં છાપાંઓ જોતો હતો તેવામાં આ ભાઈ ત્યાં આવી પહોંચ્યા. એ સત્કાર કરવાનું કદી ચૂકતા નહીં.

અમારી મૈત્રી સારી જામતી હતી મે એમને કહ્યુ કે અહી બેસો, આટલા સમાચાર વાચીને હુ રમવા આવુ છુ એટલામાં ઓચિંતા એમનાં પત્ની ત્યા આવ્યા અને પોતાના પતિની સામે જોઈ રહ્યા એમની આખમા અનહદ દુ ખ અને કરુણા હતા

હુ પોતે ગળગળો થઈ ગયો પણ જાણે જરાય ઓળખ ન પડી હોય એમ આ રાજપુત્ર બેસી રહ્યો એમના ચહેરા પર નહોતી છાપ ઓળખાણની કે ચીઢની કે ગુસ્સાની ઠડે કનેજે મને મ્હ્યુ આના દો (ચાલો) હવે આપણે બિલિયર્ડ રમીએ

રમત શરૂ થઈ પછી મે પૂછ્યુ કે પેલી સ્ત્રી વાચનાલયમા આવી હતી તેને તમે ઓળખો છો? એણે મ્હ્યુ કે મને એવુ સાભરે છે કે વર્ષો પહેલા હુ હિંદુસ્તાનમા વાઘના શિકારને માટે ગયો હતો ત્યારે કોઈ જમણના પ્રસગે એ મને મળી હતી (જયસિંહરાવે એમના પત્નીની સાથે થોડા વર્ષો ગાળેલા અને તેમને એક છોકરી પણ હતી )

મારે દરગજ બે મ્લાક આ જુવાનની સાથે બિલિયર્ડ રમવુ પડતુ હતુ આ રમત મને ઠીક સારી આવડતી હતી તે છતાં જય સિંહરાવની બુદ્ધિ અને યુક્તિ તપાસવાને માટે અમુક પ્રસગે કેવી રીતે રમવુ તે વિશે એમની સલાહ માંગતો એ બહુ જ સારી રીતે મને સમજાવતા

થોડા દિવસો પછી મે અગ્રેજી ભાષામાં બોલવાનુ રાખ્યુ, એમણે જરા પણ વિરોધ કર્યો નહી મહિના એક પછી મે ગુજરાતીમા બોલવા માંડ્યુ એમણે ગુજરાતીમા જવાબો આપ્યા

એક વખત ગે પાટણના નાય સુ ા હતા અને અમાગે રિટ્રક્ર' એગ્ને બીજા ગામોમા ફરવાનુ થતુ ત્યારે ક્વચિત્ અમે બન્ને એક જ કેર હાઉસમા એગ્ઠા થતા એ દિવસો સભારીને મે અમારા કેટલાક મિત્રોની મશ્કરીઓ કરવા માડી એ આ જાળમા ફસાઈ ગયા અને એમણે હસવા માડ્યુ એ જૂની વાતો સભારતા જૂના મિત્રો

સંભારતા, પણ વડોદરાના રાજકુટુંબ વિશે કે સગાંઓ વિશે એક શબ્દ પણ બોલ્યા નહીં.

આરોગ્યાલયમાં એમને દારૂ તો મળી શકે તેમ હતું જ નહીં. ઉપચારો અનેક કર્યાં પણ એમની માનસિક સ્થિતિ સુધરી નહીં. પોતાના જૂના ભૂતપૂર્વ જીવનપર સંપૂર્ણ નહીં પણ જાડો પડદો પડ્યો હતો. એ હમેશાં ઓર્લીઆના ડયુક જ રહ્યા. એ કોઈ માણસો સાથે વાત કરતા નહીં. એમનું જીવન શૂન્યવત્ હતું. એ ભૂતકાળ ભૂલી ગયા હતા. મને કોઈ કોઈ વાર એમ થાય છે કે આપણે ભૂતકાળ ભૂલી શકતા હોત તો કેવું સારું!

આ મકાનમાં આવા જ મનુષ્યો, સ્ત્રીઓ તથા પુરુષો રહેતાં હતાં. આ વર્ગ જરાય તોફાની નહોતો; સૌ પોતપોતાનું નિત્યકર્મ કરી લેતાં. સૌ પોતપોતાના વિચારમાં (વખતે વિચાર જ નહીં કરતાં હોય) અને ધૂનમાં ગરકાવ રહેતાં.

એક સવારે ન્યૂયૉર્ક હેરલ્ડનો એક લેખ વાંચતા મને વધારે વખત લાગ્યો હશે તેથી એક ઊંચી અને પડછંદ અમેરિકન જુવાન સ્ત્રીએ મારી સામે આવીને કહ્યું કે "માફ કરજો, તમે પેપર વાંચી રહો ત્યારે કૃપા કરીને પેલા ખૂણામાં આવીને મને આપજો." આ પ્રસંગથી અમારે ઓળખાણ થયું.

એની માનસિક સ્થિતિ કોઈ પણ રીતે બગડી હોય એવું મને લાગ્યું નહીં, તેથી મેં સંસ્થાના દાક્તરને તેના વિશે પૂછ્યું. આ જર્મન દાક્તરે લંડનમાં એક બે વર્ષ અભ્યાસ કર્યો હતો તેથી છૂટથી અંગ્રેજી બોલતો હતો.

આ જુવાન સ્ત્રી કૉલેજમાં ભણતી હતી ત્યારે એક જુવાન સહાધ્યાયી સાથે પ્રેમમાં પડી—એ જુવાન કાંઈક ફાંકડો અને બેફિકરો બિનજવાબદાર હતો. સ્ત્રી તેના પર વારી ગઈ હતી. છેવટે આ જુવાને પરણવાની ના પાડી. આ સ્ત્રીને ઘણો સખત આઘાત લાગ્યો અને

તેના પરિણામે એનું પેટ બગડયું, ઊંઘ ઊડી ગઈ અને સ્મરણશક્તિ ઘટી ગઈ.

આ દિવસોમાં મનોવિશ્લેષણ, અથવા માનસિક પૃથક્કરણ (સાઈકો-એનેલીસિસ)ની કળા નવી હતી. આ છોકરીનો દાક્તર ઘણા જબરા વ્યક્તિત્વવાળો હશે. બધી હકીકત જાણી લઈ ને એણે છોકરીને રોજ-બરોજ શું કરવું, શું ન કરવું તેના સૂચનો કરવા માંડયાં.

છોકરીની માનસિક તથા શારીરિક સ્થિતિ ઠીક સુધરી ગઈ, પણ આ સારવારનું વિષમ પરિણામ એ આવ્યું કે એની સંકલ્પશક્તિ (વિલ–પાવર) ઘટી ગઈ પોતાના માનસશાસ્ત્રીને પૂછયા વિના એ કંઈ નિર્ણયો લઈ શકતી નહી દાક્તરની પકડ વધારે ને વધારે મજબૂત બનતી ગઈ. આ બન્ને પ્રેમમા પડયા નહોતાં પણ છોકરી દાક્તરની સલાહ વિના જીવી શકે તેમ નહોતું

યુવતીનાં માબાપ તથા બીજા દાક્તરો સમજી ગયા કે આ તો બકરું કાઢતા ઊંટ પેઠું છે ઘણા ઘણા પ્રયત્નો કરીને યુવતીને માનસશાસ્ત્રીના પંજામાંથી બચાવવાનો પ્રયત્ન કર્યો એ માનસશાસ્ત્રીએ પણ તેમને મદદ કરી આ આકર્ષણમાથી છોડાવવા માટે તેને વિષે આ બર્લિનના દવાખાનામા ઇલાજો લેવાઈ રહ્યા હતા. એ માનસશાસ્ત્રીને પત્રો લખતી તે પત્રોનો અભ્યાસ આ દવાખાનાના દાક્તરો કરીને તેના ચિકિત્સા—સારવાર કરતા

આ બાઈનો કેસ મેં એટલા માટે નોધ્યો છે કે માનસપૃથક્કરણનું શાસ્ત્ર હિંદ દેશમાં જાણીતુ છે પણ તેનો ઉપયોગ કરવાની કળા હજી નવીસવી છે. એ શાસ્ત્ર અને કળા ઉપયોગી પણ છે અને અનાડીના હાથમાં પુષ્કળ હાનિકારક બનવાનો સભવ છે.

હું એમ માનતો હતો કે આ હોસ્પિટલમા કોઈ ખ્રિસ્તિ નહીં હોય, પણ એક દિવસ "મોર્નિંગ પોસ્ટ" એક નવા આવેલા પુરુષના હાથમાં જોયું.

આ વાંચનાલયમાં જ મારે નવા ઓળખાણ થતાં એ માણસના પહેરવેશ તથા વર્તનથી હું સમજી ગયો કે એ બ્રિટિશ છે ઉચ્ચ કુટુંબ એને સામંતશાહીનો નગીરો છે અને ઓક્સફર્ડ કે કેમ્બ્રિજમાં ભણેલો સરકારી મનુષ્ય છે

મારા ડાક્તર મિત્ર પાસેથી મે જાણ્યુ કે એ બ્રિટિશ પાર્લામેંટનો સભ્ય હતો અને મુખ્ય પ્રધાનનો એક રહસ્ય મંત્રી હતો એ એટલો બધો શક્તિશાળી હતો કે થોડા જ વર્ષોમાં એને પ્રધાનમંડળમા સ્થાન મળશે એવી લોકમાન્યતા હતી પોતાની જાહેર પ્રવૃત્તિમાં એ તલ્લીન રહેતો હશે તેથી કે બીજા કોઈ કારણસર એની પત્ની સાથે અણબનાવ થયો

ઘરકંકાસથી એ ત્રાસી ગયો અને એને ઘણો સખત માનસિક આઘાત થયો એ ઉદાસીન બની ગયો અને ધીમેધીમે એના મનમાં એવી ભ્રમણા થઈ કે કોઈ એના પર સતત ચોકીપહેરો રાખી રહ્યુ છે અને વખતે કોઈ એને મારી નાખશે એણે એક વખત આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો

ડાક્તરોએ એને લંડનની પાસેના એક માનસિક આરોગ્યાલયમાં રાખ્યો ત્યાં એ વાચતો સુંદર ક્રિકેટ રમતો પણ પેલી ભ્રમણાનુ ભૂત ચાલુ રહ્યુ ત્યાં સારી સુધારો ન થતાં એ અમારા આરોગ્યાલયમાં આવ્યો આ દવાખાનામાં એક નવા પ્રકારની સારવાર થતી હતી તેને લીધે અમે તથા એ ત્યા આકર્ષાયા હતા મારે તેમની સાથે ઠીક ઓળખાણ થયુ

પહેલુ યુદ્ધ બે વર્ષ પહેલા જ પૂરુ થયુ હતુ તેથી એ મારી સાથે બ્રિટન જર્મની ફ્રાન્સ વગેરેની પરદેશનીતિ વિશે માહિતીપૂર્ણ ચર્ચા કરતો અને એક દોસ્ત મળી ગયો પણ થોડા દિવસો પછી એણે ફરીથી પોતાનુ ગળુ કાપવાનો પ્રયાસ કર્યો તેથી એને દવાખાનાના બીજા વિભાગમાં ખસેડવામાં આવ્યો

આ વાંચનાલયમાં એક ખૂબ ગોરો, શણના જેવા વાળવાળો નોર્ડિક જાતિનો જુવાન મારી સામે તાકી રહેતો મેં જોયો. એ ૨૫–૩૦ વર્ષનો હશે, ઊંચો અને કદાવર શરીરનો.

સામાન્ય રીતે જર્મનોમાં પુષ્કળ આત્મવિશ્વાસ હોય છે; આખા વિશ્વમાં જર્મન જેવા કાબેલ અને કાર્યદક્ષ કોઈ મનુષ્યો નથી એવું ઘણા માને છે.

એક દિવસ અમે ભાંગેલા અંગ્રેજી, ફ્રેન્ચ તથા જર્મનમાં વાતોનું ગાડું ગબડાવ્યું. એણે કહ્યું કે એ પ્રોફેસર હતો. પ્રાચીન સંસ્કૃતિઓના વિષયનો એ શોખીન હતો. ગણિતશાસ્ત્રમા એણે નવી શોધો કરી હતી, યુરોપીય ફિલસૂફીમા દાક્તરની ઉપાધી મેળવી હતી.

આટલી નાની વયે એ કૉલેજના અનેક વિષયો શીખવતો હતો. આ યોદ્ધા જેવા શરીરના અતિવિદ્વાન પચીસેક વર્ષના જુવાનની વાતોથી હું છક થઈ ગયો. એના મગજનું ચક્કર ક્યાં છટકી ગયું છે તે સમજાયું નહીં.

આરોગ્યાલયના દાક્તરને મેં એને વિશે પૂછપરછ કરી ત્યારે જણાયું કે એ ખરેખરો ઘણો હોશિયાર હતો. પરીક્ષામાં એને પહેલો વર્ગ ન મળ્યો તે હકીકત એ માની શક્યો નહીં. તેમાંથી એને તોફાની ગાંડપણ લાગુ પડ્યું એ ભુમરાણ પણ કરતો અને પરીક્ષકોને મારવાનો લાગ શોધ્યા કરતો હતો. એને ઇસ્પિતાલમાં દાખલ કરવો પડ્યો.

વખત જતાં તોફાન બંધ થયું અને એ ઉદાસ તથા ગમગીન બની ગયો. એ આખો દિવસ ધીમે ધીમે અર્થ વિનાનું બબડ્યા કરતો, વાંચવામાં મન પરોવી શકતો નહીં. બનતા સુધી એ કોઈની સાથે વાતો કરતો નહીં પણ મનની સ્થિતિ કાંઈક સારી હોય તો ( તેટલો વખત ) પોતાની અદ્વિતીય વિદ્વત્તાની જગતને અદેખાઈ આવે છે તેની વાતો કરતો, ખરું જોતાં એણે કોઈ પણ બહુ મોટી પરીક્ષાઓ પસાર કરી નહોતી, અને કદી પ્રોફેસર થયો નહોતો.

આ કેસની વિગતો જાણીને મને વિચાર આવ્યો કે આપણા સમાજમાં આવા માણસો તો સેંકડો અને હજારો છે જે એમ માને છે કે એમના જેવા કુશળ કે વિદ્વાન માણસ આખા જગતમાં ભાગ્યે જ હશે પણ આ કમબખ્ત જગત એમની કદર કરતું નથી.

અમારા આરોગ્યાલયમાં થોડાક દર્દીઓ પોતપોતાના ઓરડામાં જમતા. બીજા બધા સહભોજન કરતા. સૌ ચૂપચાપ ખાતા. વખતે કોઈ ધીરા અવાજે બબડ્યાં કરે, કોઈક ધીમેથી કે જોરથી હસી પાડું, સૌ પોતપોતાની ધૂનમાં મગ્ન હતાં. જો કોઈ વધારે રોકકળ કરતો તો એક નર્સ તેને ઓરડાની બહાર લઈ જતી.

મેં ત્રણેક મહિના આ આરોગ્યાલયમાં ગાળ્યા હશે ત્યાર પછી એક સવારે મારા દોસ્તે બિલિયર્ડ રમવાની અનિચ્છા બતાવી. આ તકનો લાભ લઈને એક જુવાન દાક્તરની સાથે હું પાસેનાં મકાનો જોઈ આવ્યો.

એક મકાનમાં અદ્યતન દવાખાનું હતું. બધે ઉત્તમોત્તમ વ્યવસ્થા જોવામાં આવતી. પછી અમે મોટા ચાર માળના લાંબા મકાનમાં ગયા. અહીંના ગાંડાઓ આપઘાત કે બીજાનું ખૂન કરે તેવા હતા. ત્યાં ધમકી કે મારની તો વાત જ ન હોય, પણ જ્યારે આવા માણસો વધારે ઉશ્કેરાઈ જતા ત્યારે તેમને ઘણી લાંબી બાંયના જેકેટ પહેરાવીને બાંયને કમરની પાછળ બાંધી દેતા. વધારે તોફાનીઓ જો ભૂખ્યા રહે તો તેમને નળી વાટે ખવડાવવામાં આવતું.

આવા તોફાની અને ભયરૂપ ગાંડાઓની સંખ્યા સારી મોટી હતી. રાત્રે દરેકને છૂટી છૂટી ઓરડીઓમાં રહેવાનું મળતું પણ કોઈ પણ રીતે આપઘાત કરી ન શકે તેવી વ્યવસ્થા રાખવામાં આવતી હતી.

આ મકાનમાં છેક ઉપલા માળ પર અત્યંત તોફાની ગાંડાઓને માટે હતી. આ બધા પુષ્કળ બરાડા-બુમરાણ કરતા અને પુરુષ નર્સોને મારવાનો પ્રયત્ન કરતા. પુરુષ નર્સોની સંખ્યા ઘણી મોટી હતી. બધાને

ધીરજ તથા શાંતિથી કામ લેવાની તાલીમ આપવામાં આવેલી. ઊંચા કદાવર અને ઘણા જબરા હોય તેવાને જ નર્સ તરીકે રાખવામાં આવતા, તે છતાં કેટલાક ગાંડાઓને કાબૂમાં રાખવા માટે ચાર ચાર પુરુષોની જરૂર પડતી.

આવા ગાંડાઓ ગુસ્સામાં પોતાનું માથું ભીંત જોડે અફાળે એવા હતા. તેથી તેમના ઓરડાની ભીંતો તળિયાથી ૧૦ ફૂટ ઊંચે સુધી ખાસ બનાવેલા ચામડાથી મઢી લેવામાં આવેલી કહેવાની જરૂર ભાગ્યે જ હોય કે આવા ગાંડાની ઓરડીમાં કોઈ પણ ચીજ રહેતી નહીં.

નખથી ચામડું ફાટે તેવું નહોતું તે છતાં જો જરૂર પડે તો તેમના પંજા પર એવાં મોજાં પહેરાવવામાં આવતાં કે એ કોઈ જાતનું નુકસાન કરી શકે નહીં.

મેં દાક્તરને પૂછ્યું કે આ વિભાગમાં કામ કરતા બધા કાર્યકરોના મગજ પર ખરાબ અસર થાય છે કે નહીં? ત્યારે એમણે કહ્યું કે દર વર્ષે તેમને ત્રણ મહિના સુધી કોઈ સારા સેનેટેરીઅમમાં હવાફેર માટે મોકલવામાં આવે છે

ગાંડપણના જુદા જુદા પ્રકારો છે તેના વર્ણનમાં હું ઊતરતો નથી. થોડા (પંદરેક) દિવસો માટે મને એક બીજો જુવાન સોંપાયો હતો, તેને પણ મારી સાથે જ રાખેલો. તેના ઇતિહાસમા પણ હું ઊતરતો નથી. તેને દારૂનુ વ્યસન મુકાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો હતો.

દારૂ ન મળ્યો તેથી એ દરરોજ ચાળીસેક બાટલીઓ સોડા વૉટરની પીતો અને આશરે ૮૦–૧૦૦ સિગારેટ ફૂંકતો. એને ઔષધિઓ આપવામાં આવતી તેની ખાસ અસર થઈ નહીં.

એણે મને ત્રાસ આપવામાં કંઈ બાકી રાખ્યું નહોતું. છેવટે એને એપેન્ડીસાઇટિસનો રોગ થયાનો ઢોંગ એણે કર્યો. એ બહાનાનો લાભ લઈ ને મેં એને એના માબાપને સોંપી દીધો. દારૂનું વ્યસન મુકાવવા માટે અનેક ઉપાયો, માંનસિક ઉપચારો તેમ જ ઔષધિઓનાં

ગુણગાન આપણે સાંભળ્યાં છે પણ હજી કોઈ ચોક્કસ રીત કામયાબ નીવડી નથી.

## મારી દિનચર્યા

આ પ્રસંગો બન્યાને ઘણાં વર્ષો વીતી ગયાં, અને મને જે ત્રાસ પડેલો તેનું સ્મરણ ઘસાઈ ને ઝાંખું થઈ ગયું ત્યાર પછી મને ક્વચિત્ વિચાર આવતો કે આઠ મહિના જેટલા લાંબા કાળ સુધી હું જર્મનીમાં રહ્યો તે છતાં હું જર્મન ભાષા કેમ શીખ્યો નહીં, અને મેં બર્લિનમાં સારી ઓળખાણો કરી નહીં ? તે દિવસોની વસ્તુસ્થિતિ સમજવાને માટે આ ગાંડાની હૉસ્પિટલમાં મારી દિનચર્યા કેવી હતી અને મારી ફરજો (કર્તવ્ય) શી શી હતી તેનું થોડું વર્ણન કરું છું.

કોઈ પણ પેશંટ (દર્દી)નાં સગાંઓને કે વાલીને રહેવા માટે આ હૉસ્પિટલ કોઈ પણ જાતની સગવડો કરતું નહીં. હું ડાક્તર હતો તેથી અને મારી સાથેના પરિચયથી મુખ્ય ડાક્તર જે આ દવાખાનાનો માલિક-સંચાલક હતો તેણે મને પોતાના ઘરમાં જ એક સારી સગવડોવાળો ઓરડો ભાડે આપ્યો હતો.

અમે હૉસ્પિટલના બંધ કમ્પાઉન્ડમાં જ રહેતા હતા. નાહવા માટે સારી સગવડ હતી. ડૉક્ટર એક વાક્ય પણ અંગ્રેજીમાં બોલતો નહીં પણ તેમનાં પત્ની તથા ૧૯-૨૦ વર્ષની દીકરી બહુ સારું અંગ્રેજી બોલતાં.

એ છોકરી ઓરિયેન્ટલ સ્થાપત્યનો અભ્યાસ કરતી હતી અને મને બૌદ્ધ તથા જૈન સ્થાપત્ય વિશે પ્રશ્નો પૂછીને મૂંઝવી નાખતી.

એમને ઘેર સવારના નવ પહેલાં હું વહેલી સવારનું ભોજન લેતો, પછી હું વાંચનાલયમાં જઈને વાંચતો, ૧૦ થી ૧૨ સુધી બિલિયર્ડ રમતાં રમતાં મારા પેશંટની શારીરિક તથા માનસિક સ્થિતિનું અવલોકન હું કરતો. પછી પેશંટનાં પત્ની સાથે વાત મસલતો થતી અને એમની મુશ્કેલીઓનો ઉકેલ આણતો.

અમે બન્ને ૧૨-૩૦ થી ૧-૩૦ સુધી જમવામાં અને કૌટુંબિક

સમાચારો જાણવામાં ગાળીને હું મારે ઘેર આરામ માટે ચાલ્યો જતો. આરામ પછી મારે હિસાબો લખવાના હોય, રિપોર્ટો મોકલવાના હોય, મારી પોતાની તેમ જ પેશંટની રોજનીશી લખવાની હોય તે બધું આટોપી લઈને સેનેટેરીઅમના દાક્તર Schlomer શ્લોમરને મળીને પેશંટની સારવાર, ઔષધિઓ વગેરે માટે ચર્ચા કરતો અને ચાર વાગે ધી શકુંતલા રાજે (જયસિંહરાવના પત્ની) સાથે ચા પીવા જતો.

એ મારે માટે અનેક જાતની વાનગીઓ બનાવતાં. બેંકો અને ઑફિસોનો લત્તો દૂર હતો ત્યાં દર અઠવાડિયે મારે ત્રણ ચાર વાર જવું પડતું. અને દર સાંજે હું પરાંની બહારના વસ્તી વિનાના ખુલ્લા બાગમાં કલાક દોઢ કલાક ફરતો અથવા એકાંતમાં બેસીને વિચાર કરતો.

મારી જવાબદારી ભારે હતી, સેનેટેરીઅમનું વાતાવરણ ગમગીની અને ઉત્સાહભંગ કરે તેવું હતું. થોડા દિવસ વીત્યા પછી મને વિચાર આવ્યો કે ૨૬–૨૭ વર્ષની આ યુવતી (રાજે) રાતદિવસ ચિંતા કર્યા કરે અને આવા નિરાશાજનક વાતાવરણમાં રહે તે એમના મનને માટે સારું નથી. તેથી મેં મહારાજા–મહારાણીને બધી હકીકત લખી અને રાજેને બાલશિક્ષણની તેમ જ સામાજિક સેવાની અનેકવિધ સંસ્થાઓ બતાવવા માટે લઈ જવાની પરવાનગી માંગી લીધી.

આવી રીતે મેં મારા કામનો બોજો વધાર્યો અને એક જુવાન સ્ત્રી સાથે રખડવાની જવાબદારી વહોરી લીધી.

મુખ્ય ડૉકટરના પત્ની અથવા તેની છોકરી અમારી સાથે દુભાષિયા તરીકે આવતી.

અમે ૪૦–૫૦ સંસ્થાઓ જોઈ હશે, પહેલા યુદ્ધ પછી નિરાધાર છોકરાંઓ, વિધવાઓ વગેરેને ભણાવીને સ્વાશ્રયી બનાવવા માટે અમેરિકાની રેડક્રોસ સોસાયટી જે કામ કરતી હતી તેમાં અમને ઘણો રસ પડ્યો. તેમાં વળી ભાષાની સગવડ પણ હતી, એક સંસ્થામાં અનેક ફળો–નારંગી, નારંગીની છાલ, ટમાટા, ચેરી, સ્ટ્રૉબેરી, ગુઝબેરી, સફરજન વગેરેના મુરબ્બા, અથાણાં, જેલી વગેરે બનાવવાનું શિખવાડવામાં

આવતું હતું. આ વર્ગમાં ગાંડાંએ શિક્ષણ લીધું, અને ઘણી ઘણી ચાલો બનાવી, પણ એ ઓફિસવાળા પદાર્થો ખાતી નહોતી તેથી બધાં જેમ-જમણવાનો લાભ મને જ મળતો.

આવી રીતે આ યુવતીના જીવનમાં મેં ઉમંગ રેડ્યો. રાત્રે આઠથી નવ અમે જમણમાં ગાળતાં. ખોરાક ઉત્તમ પ્રકારનો મળતો. સાડા નવ વાગે હું મારા કમરામાં જતો, અર્ધસ્નાન કરીને પત્રો લખતો અને પછી વાંચવા બેસતો આવા ભરચક કાર્યક્રમ, ચિંતા અને જવાબદારીના વાતાવરણમાં મને જર્મન ભાષાનો રીતસરનો અભ્યાસ કરવાનો ઉમંગ શી રીતે થાય ?

## ગાંડપણ એટલે શું ?

ગાંડપણ વિશે સૌથી પહેલી વાત એ વિચારવાની છે કે શાણપણ અને ગાંડપણ વચ્ચે કોઈ બહુ સ્પષ્ટ ભેદ છે ખરો ?—એવો ભેદ કે આપણે ચોખ્ખું કહી શકીએ કે અમુક માણસ નૉર્મલ—સામાન્ય છે અને આ અમુક ગાંડો છે ? હું એક માણસને ઓળખતો હતો કે જે એમ જ માનતો કે ગુજરાતના બધા લેખકો મામુલી અને વામણા છે અને માત્ર એની કૃતિઓમાં જ સાચી કળા છે.

બીજા એક તેજસ્વી ભાઈ સૌના મનમાં એવું ઠસાવવા ઘરજતા હતા કે સારા ભારતદેશમાં કોઈ પણ મનુષ્ય ફિલસૂફીનું સાચું રહસ્ય સમજ્યું નથી. પોતે સમજ્યા છે પણ તેમની કદર અદેખાઈને લીધે થતી નથી. પોતપોતાની કારીગરીમાં પોતે એક જ સર્વશ્રેષ્ઠ છે એવી ભ્રમણા મેં અમુક દરજી, સુથાર અને લુહારમાં જોઈ જાણી છે—આવા માણસો નૉર્મલ (સામાન્ય) કહેવાય છે ખરા ?—અને ગાંડા પણ કેમ કહેવાય ?

મારા એક મિત્ર હતા તેમને એવી ભ્રમણા હતી કે તેમની પીઠ પાછળ લોકો છાનામાના ગુસપુસ વાતો કરે છે, તે સિવાય તે કોઈ પણ રીતે જુદા નહોતા.

સામાન્ય ભાષામાં એમ કહેવાય છે કે અમુક માણસનું ચક્કર ખસી ગયું છે. એવા માણસો ચક્રમ પણ કહેવાય છે, ઘડિયાળના યંત્રોમાંથી કોઈ એક ભાગ ખસી જાય છે, કે ચક્કરનો એક દાંતો તૂટી જાય છે તો ઘડિયાળ બરાબર ચાલતી નથી. મગજના સંચા વિશેનું આપણું જ્ઞાન અત્યંત અપૂર્ણ છે.

કોઈ માણસને ઘણો સખત માનસિક આઘાત પહોંચ્યો હોય તો તેને એક ક્ષણની અંદર ગાંડપણ લાગુ પડે છે તેનું એક દૃષ્ટાંત અહીં નોંધું છું.

મારા એક મિત્ર હતા તે ખરેખરા અનુભવી, શાણા, વિચારશીલ તથા ઉમંગી હતા. પોતાના ગામડામાં એમની એક વાડી હતી. તેમાં પોતાના મસિયાઈ ભાઈ સાથે ફરતા હતા, એટલામાં એ ભાઈએ કહ્યું કે એને ચક્કર આવે છે, મારા મિત્રે જમીન પર બેસી જઈને તેમનું માથું પોતાના ખોળામાં મૂક્યું. મિત્રે એક ઊંડો શ્વાસ લઈને પ્રાણ છોડ્યો.

તે ક્ષણથી મારા મિત્ર ગાંડા થઈ ગયા. સૂનમૂન જેવા ફરે પણ કોઈની સાથે વાતો કરે નહીં. પોતાની પત્ની, છોકરાં કે મિત્રો કોઈને જાણે ઓળખતા જ ન હોય કવચિત્ એ એના મરતા ભાઈની જેમ ઊંડો શ્વાસ લઈને અવાજ સાથે બહાર કાઢે દાતણ કરે, બધાં નિત્યકર્મ કરે. ખાવાનું સામે મૂક્યું હોય તો ખાય, ઊંઘે, એ બધું કરે. મેં એમને મારે ઘેર પણ રાખ્યા

વર્ષો સુધી જીવ્યા પણ કોઈને ઓળખે નહીં, કોઈની સાથે વાતો નહીં. બેત્રણ વર્ષ પછી હું એમને ગામડે ગયો ત્યારે એ મને પગે લાગ્યા છતાં એક શબ્દ ઉચાર્યો નહીં અને મારા પ્રશ્નોનો ઉત્તર આપ્યો નહીં.

હવે બીજા એક પ્રશ્નની ચર્ચા ટૂંકમાં કરીએ. એક સામાન્ય કહેણી છે કે જીનિયસ—અતિ પ્રતિભાશાળી માનસ અને ગાંડપણ એ બન્ને સરખાં છે. આ માન્યતામાં થોડું કંઈ સત્ય છે ખરું. જો

મનુષ્યમાં જીનિયસ છે તે ઘણો સંવેદનશીલ (સેંસીટિવ) અને તીવ્ર લાગણીવાળો હોય છે. તેમની માનસિક સ્થિતિ તંબૂરાનો તાર જે વધારે પડતો ખેંચાયો હોય તેના જેવા હોય છે.

જગતના અજોડ સંશોધકો, ઉત્તમ અને original લેખકો, વખતે કોઈ કવિઓમાં થોડું કે વધારે ગાંડપણ જોવામાં આવે છે, તેમનું ચક્કર કદાચિત્ ખસી જાય છે.

જર્મન ફિલસૂફ નિત્શે આ વાતના દૃષ્ટાંતરૂપ એક મનુષ્ય હતો. એણે જગતની સમક્ષ તદ્દન નવા વિચારો રજૂ કર્યા હતા એ વખતો-વખત એવો સખત ગાંડો થઈ જતો કે એને હૉસ્પિટલમાં ગોંધી રાખવો પડતો. એનો રોગ મટી જાય ત્યારે એ છૂટો થઈને ફિલસફીના વિષય પર એકએ પુસ્તકો લખી કાઢતો અને પાછાં થોડાં વર્ષો ગાંડાના દવાખાનામાં એને રાખવો પડતો. આ પ્રશ્ન—ગાંડપણ અને જીનિયસ વચ્ચેના સંબંધ વિષેનો પ્રશ્ન—હજી અજ્ઞાત રહી ગયો છે.

હવે એક ત્રીજા પ્રશ્નનો ઉલ્લેખ કરવાનું મને યોગ્ય લાગે છે. મોટું ફેફરું એટલે એપિલેપ્સીના રોગમાથી કોઈ વાર ગાંડપણ ઉત્પન્ન થાય છે. ફેફરું એ બહુ અજાણ્યો રોગ નથી, પણ ઘણાખરા માણસો ફેફરાં તથા ગાંડપણનો સંબંધ જાણતા—સમજતા નથી. ઘણીવાર સામાન્ય માણસો તથા મામૂલી દાક્તરો કોઈ જુવાન પુરુષને ફેફરું થયું હોય તેને લગ્ન કરવાની સલાહ આપે છે આ સલાહ સારી નથી એટલું જ નહીં પણ એક સામાજિક ગુનારૂપ છે—આવા લગ્નથી એક સ્ત્રીનું જીવન ઘણું જ બગડે છે અને તેમનાં છોકરાં ગાંડાં જન્મવાનો ભય પણ રહે છે. મારા અનુભવમાં આવા કેસો આવી ગયા છે, અને મારી સ્પષ્ટ સલાહ હતી તે ન માની તેના પરિણામે એક મારા જુવાન મિત્રને ફેફરાઓળો છોકરો થયો હતો તેને મેં ગાંડાના દવાખાનામાં જોયો છે

હું વિચારપૂર્વકનો તેમ જ અનુભવસિદ્ધ અભિપ્રાય આપું છું કે આપણા દેશનાં દરેકેદરેક ગાંડાં સ્ત્રીપુરુષોને એક નાનું આપરેશન કરીને સંતતિ ન થાય તેવાં, સ્ટેરિલાઈઝ કરવાનો કાયદો થવો જોઈએ.

## જ્વાળામુખીના બળતા મોંમાં

ભારતદેશ જેવડા અતિવિશાળ દેશની અંદર એક પણ સળગતો જ્વાળામુખી પર્વત નથી એ નવાઈની વાત છે. અને તે છતાં ગુજરાતમાં જ એવા બે સ્થળો છે કે જ્યા હજારો કે વખતે લાખો વર્ષો પહેલાં જ્વાળામુખી હતા અને જ્યાં એ મોંમાંથી અગ્નિ ભભૂકતો હતો.

પહેલુ સ્થળ છે આબુ પર્વત પરનુ નખી તળાવ અને બીજુ છે તારંગાની ટોચ. એ બન્ને સ્થળે તાસળાંના કે રકાબીના આકારની બહુ મોટી મોટી બખોલ છે. બન્ને મોં ઘણા ઘણાં વર્ષોથી બંધ થઈ ગયાં છે, એકમા પાણી ભરાઈ ને ( આબુ ) તેમા સરોવર ( તળાવ ) ભરાયું છે અને બીજામાં સુંદર મંદિરો, ધર્મશાળાઓ અને થોડા લોકોનો વસવાટ છે.

આપણી પૃથ્વીનો ગોળો સૂરજના જેવો ગરમ છે તેમાં જે ખડકો અને ખનિજના પદાર્થો છે તે બધા લાલચોળ અથવા તેનાથી પણ વધારે ગરમ ધોળા સફેદ પ્રવાહી સ્થિતિમા –રેલાય એવા પાણીના જેવા પ્રવાહી, અગર વરાળવાયુના જેવા–' ગૅસ '–હોય છે.

આ પૃથ્વીના પેટાળમા વધારે જથ્થામાં પાણી જાય કે એવા કોઈ કારણને લીધે જો પુષ્કળ વરાળ એકઠી થઈ જાય છે, તો તે ઠંડી થવાના કારણે ઘન અથવા નક્કર થઈ ગયેલા પૃથ્વીના પડમાથી બહાર નીકળવાના પ્રયાસો કરે છે.

આવા ખડકના તથા પાણીના બનેલા પ્રવાહીઓ પેટાળમાં ધસે છે ત્યારે પૃથ્વીની અંદર ગડગડાટ જેવા અવાજો થાય છે આપણા આંતરડામાંથી પણ પવન છૂટે ત્યારે પેટમાં ગડગડાટ થાય છે તેના જેવું બને છે. પછી જે જે સ્થળોએ પૃથ્વીનું પડ ઓછું કઠણ અને નબળું હોય છે તેને ઉડાડી મૂકી એક બાકોરું પાડે છે અને તેમાંથી પછી ધગધગતા ખડકો, ખડકના પથરા, ધૂળ, વરાળ પુષ્કળ જોરથી બહાર નીકળી પડે છે, પૃથ્વીથી ઉંચે હવામાં જાય છે. વરાળ અને ધૂળ દૂર કે પાસે પડે છે અને પીગળેલા ખડકો વધારે પામે જમીન પર પડે છે એવું પણ બને છે કે આ પૃથ્વીના કાણામાંથી પ્રવાહી ખડકો હવામાં ઊંચે ન જતા કાણાની બહાર, નદીની જેમ વહે છે.

આ લાલચોળ, પ્રવાહી ખડકોની નદી અને તેના પદાર્થ ' લાવા ' કહેવાય છે પાણીની વરાળ હવામાં ઊંચા પછી જ્વાળામુખીની ઉપર ફેલાઈને વાદળાની જેમ ધાબા દેખાય છે અને કવચિત્ તે વરસાદ થઈને જમીન પર પડે છે

જ્યારે જ્વાળામુખી ફાટે છે ત્યારે છેક પહેલા તો જે ખડકોના પથરાઓ, ધૂળ ઝાડવા વગેરે તેના મુખમાં બૂચની માફક ભરાઈને બાકોરું પૂરી દે છે તેને હવામાં ઉડાડી મૂકે છે, એટલે પથરા, ધૂળ અને નાનામોટા ( પણ નક્કર ) ખડકોનો વરસાદ આસપાસ ઉડાડે છે પણ પછીથી પીગળેલા તથા લાલચોળ અત્યંત ગરમ પ્રવાહી ખડકો તથા વરાળને પુષ્કળ જોરથી હવામાં ફેંકે છે

સળગતા તથા ફૂટતા જ્વાળામુખીને લીધે માઈલોના માઈલો સુધી લાવ પ્રસરી પથરાઈ જાય છે, અને વરાળ તથા ધૂળ તો ( હવાની દિશા તથા તેના વેગના પ્રમાણમાં ) માઈલો દૂર જઈને વસે છે

આ જાતની ખાનાખરાબી એટલે પાયમથી ઐતિહાસિક યુગમાં બની ગઈ છે અને આપણી પાસે તેના જૂના વર્ણનો પણ છે

ઈટાલીના નેપલ્સ શહેરથી ૭૦ માઈલ દૂર વિસુવીઅસનો પર્વત

છે તે આજે લગભગ ૪૦૦૦ ફૂટ ઊંચો છે. ખ્રિસ્તી સન ૬૩ની અંદર એ પર્વત ફાટ્યો હતો. એની અંદરથી ધૂળ, વરાળ, ખડકો હવામાં ઊડ્યાં હતા. પર્વતના પેટાળમાં ઘણા દિવસો સુધી ગડગડાટ, ધડાકા–ભડાકા થયા કરતા હતા, તે છતા તેની નીચેના ભાગમાં વસેલાં ગામડાંના માણસો પોતાનુ નિત્યજીવન નિરાંતે ગાળતા હતા.

ઈ. સ. ૭૯માં એ પર્વતે ઉલ્કાપાત મચાવી મૂક્યો. નીચે વસેલાં ત્રણ ગામડા પોમ્પીઈ, સ્ટેબિઈ અને હર્ક્યુલેનિયમને લાવાના વરસાદથી પાયમાલ કરી નાખ્યા.

લોકો નાસી શક્યા નહી બે લાખ માણસો મરી ગયાં ઘણા ઘવાઈને નાસી છૂટયા હશે આસપાસના ખેતરો બરબાદ થઈ ગયાં. જે રોમનોએ એ દૃશ્ય આંખે જોયુ હતુ તેમના વર્ણન હજી મોજૂદ છે, હજી ૧૯૦૦ વર્ષ પછી પણ આ જ્વાળામુખી પૂરો શાંત પડયો નથી. ક્વચિત્ તેમાંથી વરાળ અને ધુમાડા અને વખતે લાવા નીકળી પડે છે બળતો જ્વાળામુખી કોઈ દિવસ સહીસલામત નથી.

## મારા પોતાના બે અનુભવો

૧૯૦૨ના નવેમ્બરમા અમે ફ્રાંસના દક્ષિણ બંદર માર્સેલ્સથી હિંદ જવા માટે ઉપડયા

હું મારા પિતાની સાથે હતો ભૂમધ્ય સમુદ્રમા કોર્સિકા (નેપોલીઅનની જન્મભૂમિ) અને સાર્ડિનિયાના બે મોટા બેટ છે તેની વચ્ચે બોનિફાસિઓની સામુદ્રધૂની છે તેમાથી પસાર થઈને અમે સિસિલી બેટની ઉત્તરે આવેલા લીપારી દ્વીપમડળ ( નાના નાના બેટોનુ જૂથ ) પાસેથી પસાર થતા હતા

સમુદ્ર થોડો તોફાની હતો દરિયાઈ મુસાફરી મને સદતી નથી. પહેલા એક બે દિવસો હુ ઊલટીઓ કરવામા ગાળુ છું બીજી રાત્રે હું ભરઊંઘમા હતો ત્યારે મારા પિતાજીએ મને જગાડ્યો અને કહ્યુ કે,

' આપણે સ્ટ્રોમ્બોલી ની પાસેથી પસાર થઈ રહ્યા છીએ, તેનો જ્વાળામુખી ફાટ્યો છે, હવામાં લાવા ઊડવાનું અદ્ભુત દૃશ્ય ફરીથી કદી જોવા મળશે નહિ, માટે લાંબો કોટ પહેરીને ઉપર ( તૂતક પર ) ચાલ ' મેં કહ્યું કે ' પણ મારા પેટાળમાંથી પિત્તની ઊલટીઓ ઊછળી રહી છે તેનુ શુ ! '

મારા પિતા ઘણા ઉત્સાહી હતા. તેમણે પીડાતા માણસની આ દલીલ ગણકારી નહીં અને મને તૂતક પર લઈ ગયા. મેં જોયું તો આખું જગત લાલ, પીળા અને નારંગી રંગથી છવાઈ ગયું હતું.

દિવાળીના દિવસોમા વર્ષો પહેલાં બહુ મોટી કોઠીઓ મળતી અને તેને સળગાવીએ ત્યારે આગ અને તણખાનો વરસાદ હવામાં ખુબ ઊંચે સુધી જતો, જે ભાગ કોઠીમાંથી નીકળતો હતો તે સાવ કેસરી લાલ રંગના ધોધ જેવો જણાતો તે કોઠીઓથી હજારોગણી વધારે મોટી કુદરત ફોડી રહી હતી.

તે પ્રવાહ એક સરખો ચાલતો નહોતો, પણ થોડી સેંકડો સુધી જોર નરમ પડે, લાલ પથ્થરો જરા ઓછા ઊંચા જાય, પણ એટલામા જ ગડગડાટ વધે, તેજ વધે અને કોઠીનું જોર વધે.

અમે આશરે બે માઈલ દૂર હોઈશું તે છતા કાળી રાત્રે વીજળીની સેંકડો લાઈટની જેમ અમે બધું જોઈ શકતા જ્વાળામુખીમાંથી જે આગના ભભૂકા નીકળતા હતા તે ભવ્ય તો હતા, પણ બિહામણા હતા

મે ચાર પાંચ વાર બળતા ઘરની આગના ભડકા જોયા છે આગની લાંબી લાંબી જીભો જગતને ભરખી જવા માટે લાંબીટૂંકી થતી તે ભયાનક દૃશ્ય પણ મેં જોયું છે જો કોઈ ઠેકાણે આવો ભયંકર અગ્નિ જોયો હોય તો તે લોઢાં અને પોલાદનાં મોટાં કારખાનાંમા પણ આ પ્રકૃતિનો પ્રકોપ તો તેનાથી હજારોગણો મોટો હતો

આ દૃશ્ય જોયાને આજે ચોપન વર્ષ થઈ ગયા છે, તેની થોડી વિગતો ઝાંખી પડી ગઈ છે, પણ મારા મન પર આ દૃશ્યની ભવ્યતાની જે છાપ પડી હતી તે હજી તાજી છે

પ્રકૃતિનું એક ભયંકર તાંડવનૃત્ય મેં ખળખળતી નદીની રેલમાં જોયું છે, જેમાં ગામડાં ઘસડાઈ ગયાં, ઝૂંપડાંનાં બારણાં, ગાય, બળદ, ઘોડા, ઘરનાં વાસણો, ખાટલા, માટલાં વગેરે ઘસડાઈ જતાં મેં જોયાં છે, પણ આ દૃશ્ય તો જ્યારે નટરાજ આખા જગતનો સંહાર કરશે તે વખતે જે સત્યાનાશ થશે તેનો ઓછો ખ્યાલ આપતું હતું. કલ્પનાથી ખ્યાલ આવે એવું આ દૃશ્ય નહોતું. એની ભવ્યતા, ભયંકરતા તથા સાથે સાથે તેનાં સૌંદર્યનું વર્ણન કરવા માટે મારી પાસે શબ્દો નથી.

બીજે દિવસે એક મિત્રે મને પૂછ્યું કે શા માટે ઘણાય જ્વાળામુખીઓ બેટ પર હોય છે ? મેં એમને કહ્યું કે હકીકત તેનાથી ઊંધી હશે. સમુદ્રની ખડકોમાંથી આ જ્વાળામુખી નીકળ્યા હશે. ધીમે ધીમે સમુદ્રને પૂરીને જમીન સમુદ્રની સપાટી પરથી ઊંચી આવી, ટોચ આવી, અને ત્યાર પછી તેનો ઘેરાવો ફેલાતો ગયો એટલે એક બેટ બન્યો, એવું થતું હશે

અમે વધારે દક્ષિણમા ચાલ્યા અને ઈટાલી તથા સિસિલીની વચ્ચેની સામુદ્રધૂનીમાંથી પસાર થયા—જમણા હાથ પર ( પૂર્વમાં ) સિસિલીનો બેટ હતો. તે બેટમા ' ઈટના ' નામનો જ્વાળામુખી છે. સાધારણ રીતે સુષુપ્ત સ્થિતિમાં હોય છે, પણ આ વખત એ સ્ટ્રૉમ્બોલીની સાથેની સહાનુભૂતિને કારણે ચિડવાયો હતો, અને તેના મુખમાથી આગ નહિ પણ ધુમાડા અને વરાળના ગોટા ઊડતા હતા.

## જાપાનના હાકોનીનો જ્વાળામુખી

આઠેક વર્ષ પછી અમે જાપાન ગયા. હું વડોદરાના મહારાજાની સાથે હતો. અમારે હાકોનીના પર્વત પરના જ્વાળામુખી પર ચડવું હતું.

અમે રેલવેથી અને રિક્ષાથી મીઆના શીટા નામના એક નીચા પહાડ પર આવેલા ગામડામાં જઈ ને રાતવાસો કર્યો. આપણે જેને

તરત એ જગ્યાએ કાણું પડ્યું અને તેમાંથી ઊનો વાયુ નીકળ્યો. લાકડીના છેડા પર લાવા ચોંટી ગયો. પહાડના આ ભાગને જાપાની લોકો ઓઇ–ગોકુ કહે છે અને તેનો અર્થ થાય છે 'મોટું નરક'

અમે જ્વાળામુખીના મોંમાં ચાલી રહ્યા હતા. અમારી આસપાસ ઠેરઠેર નાના ખાડા હતા અને તેમાંથી ગરમ વાયુ નીકળતો હતો. અમારા માર્ગદર્શકે (ગાઈડે) કહ્યું કે અહીં થોડા દિવસ પહેલાં લાવા વહેતો હતો. મુસાફરોને આ રસ્તે લાવતા પહેલાં આ અનુભવી ગાઈડો જ્વાળામુખીના બધા લક્ષણો તપાસે છે અને જો સહીસલામત ચિહ્નો હોય તો જ પર્વત પર લઈ જાય છે

મારા એક સાથીએ ગાઈડને પૂછ્યું કે, 'ધારો કે તમારી ભૂલ થઈ જાય અને જ્વાળામુખી ભભૂકી ઊઠે તો શું થાય?' ગાઈડે જરા પણ એના મો પર લાગણીનો છાંટો બતાવ્યા વિના ઉત્તર આપ્યો કે 'તો તમે બધા અને હું જીવતા ન રહીએ'

મારો સાથી ઠંડો પડી ગયો. થોડી વાર પછી ગાઈડે ઉમેર્યું કે, 'મારે પત્ની ને છોકરા છે, મને પણ જીવવાનું મન હોય ને?'

જે દિવસે વાદળાં હોય છે ત્યારે આ 'મોટું નર્ક' ઘણું જ ભયાનક જણાય છે, અને અમારા સારા નસીબે અમે ત્યાં ચડ્યા તે દિવસે વાદળાં હતાં અને ઝીણા છાંટા પણ પડતા હતા

આ નરકમાં વીસેક મિનિટ ચાલ્યા પછી અમે એક સપાટ ટેકરા પર જઈ પહોંચ્યા. અમારી નજર સમક્ષ જે દૃશ્ય ખડું થયું તે અજબ સુંદર હતું. બાગર સામે જાપાનના સ્વર્ગ સમો ઊંચો ફુજી–યામા જણાતો હતો. મથાળેથી ઢંકાયેલી એની ટોચ આકાશમાં અદૃશ્ય થઈ જતી હતી

હિંદુઓને હિમાલય માટે જે માનનું આકર્ષણ છે તેવું જ આકર્ષણ જાપાનીઓને ફુજી માટે છે; તે એટલે સુધી કે જાપાની પોસ્ટની ટિકિટો પર ફુજીનું ચિત્ર હોય છે

ચિત્રકારો ફુજીને ચીતરતાં કદી થાકતા નથી. એની ઊંચે એવ-રેસ્ટના જેટલી ૨૯૨૦૨ ફૂટ નથી, પણ એનો આકાર અત્યંત 'સમતોલ' છે. તેની જમણી બાજુએ બરફથી છવાયેલાં બીજાં અનેક શિખરો દસ્તાર ઊભાં રહ્યાં હતાં. અમારા ટેકરા પરથી ત્રણ બાજુએ પર્વતો અને લીલી ખીણો ને પાણીના ઝરા અને નાની નદીઓ દેખાતી હતી. એક બાજુ જે જણાતી નહોતી તે અમારી પીઠની પાછળની અને ત્યાં ધગધગતું નરક હતું.

આ પહાડ પરથી અમે નીચે ઊતર્યાં. આ હાકોના પર્વત પર નાનું સરખું હાકોની નામનું ગામડું છે અને તેની બે બાજુએ મોટું હાકોનીનું સરોવર છે.

અમે આ ગામડામાં ગયા. ઘણી સુંદર નાની હોટેલ સરોવરના કાંઠા પર હતી અહીં આખું વાતાવરણ શાંતિનું હતું. યુરોપ-અમે-રિકાની જેમ મુસાફરોની દોડધામ, મોટા અવાજે વાત કરવાની અશિષ્ટ ટેવ વગેરે નહોતું.

અમે કાંઈ નહીં તો ૧૨-૧૫ માઈલ ચાલ્યા હતા, કેટલું ઊંચું ચડ્યા હોઈશું તેનો આજે મને ખ્યાલ નથી, સમશીતોષ્ણ કટિબંધમાં હોઈ ને એનાથુ હજાર ફૂટની ઊંચાઈએ સારી ઠંડી લાગતી હતી. નાની મોટી હોડીઓ (આપણા કરતાં જરા જુદી જાતના સઢવાળી) સરો-વરોમાં ધીમે ધીમે ફરતી હતી. ફુજી-યામા દર્શન દેતો હતો. અમે બાગમાં જ બેસીને જમ્યા અને પછી આરામ લેવા ચાલ્યા ગયા.

## હું અંગારા પર ચાલ્યો !

**આજથી** પચાસેક વર્ષ પહેલાં ગ્રેટ બ્રિટનમા એક સચિત્ર માસિક પ્રગટ થતું હતું. તેનુ નામ વિશાળ જગત (ધ વાઈડ વર્લ્ડ) હતું અને તેનું સૂત્ર હતું: 'વાસ્તવિક હકીકતો કાલ્પનિક બનાવો કરતાં વધારે અદ્દભુત હોય છે.' આ માસિકમાં પાસિફિક મહાસાગરના એક ટાપુમાં (ઘણું કરીને બોર્નિયોમાં) ત્યાંના લોકો અમુક પ્રસગે બળના અંગારા પર નાચે છે, તેનો હેવાલ અને તેનાં ચિત્રો મારા જોવામાં આવેલાં. નાના સરખા ગામડાની આખી પ્રજા અંગારા પરથી નાચની ચાલી જતી. સાથે ઢોલ પણ વાગતાં હોય અને લોકો ગામ-ઉત્સવના આનંદમાં હોય.

મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આવું દશ્ય બહુ થોડાં જ વર્ષો પછી મને જોવાનું પ્રાપ્ત થશે.

વડોદરાની વરિષ્ઠ ન્યાયાધીશી (હાઈકોર્ટ)માં શ્રી અભ્યાસ તૈયબજી એક ન્યાયાધીશ હતા. પછીનાં વર્ષોમાં એમણે વડોદરા રાજ્યમાં પ્રજામંડળમાં સુંદર કામ કરીને પ્રમુખપદ મેળવ્યું હતું.

એક દિવસ તેમણે અમને કહ્યું કે, એમના એક કારકુનને ઘેર અમુક ધાર્મિક ક્રિયાને અંગે બળના અંગારા પર ચાલવાનો પ્રયોગ થવાનો છે, તે જોવાની પરવાનગી અમને મળી છે. એ દિવસ હતો માગશર સુદ ૭૬, એટલે ચંપાછઠીનો.

આપણા ગુજરાતમાં ચંપાષષ્ઠીનો ઉત્સવ મનાવવામાં આવતો નથી, એ ઘણું કરીને માત્ર મહારાષ્ટ્રના થોડા ભાગમાં જ ઊજવાય છે. માગશર સુદ ૧ થી ૬ સુધીનો ઉત્સવ શિવાલયોમાં અને ખાસ કરીને માતાનાં મંદિરોમાં ઊજવવાની પ્રથા છે.

અમે જે કુટુંબમાં ગયા હતા તે મરાઠા નહિ પણ દક્ષિણી બ્રાહ્મણનું કુટુંબ હતું, અને ઉત્સવ પોતાના ઘરમાં જ હતો. ઉત્સવમાં કુટુંબીજનો સિવાય બીજા કોઈને આમંત્રણ આપવામાં આવતાં નથી. આ ઉત્સવ કેવળ કુલધર્મનો છે, એટલે કોઈને બનાવવા માટે તો જરાય નથી.

સવારે સૌએ વહેલાં સ્નાન કરીને માતાની પૂજા કરી હતી. કુટુંબના મુખ્ય પુરુષે ઉપાસનાનો બોજો ઉપાડી લીધો હતો.

આજે જ્યુબિલી બાગ અને ન્યાયમંદિરનો જે રસ્તો છે, તે પહેલાં અત્યંત સાંકડો અને કોર્ટની નધારે પાસે એટલે બાજવાડા તરફ હતો અને તે રસ્તા અને સુરસાગર તળાવની વચ્ચે નાનાં નાનાં ઘણાં ઘરો હતાં. તેમાં મોટે ભાગે દક્ષિણી બ્રાહ્મણો રહેતા હતા; કારણ કે સૌ પહેલાં વડોદરાની કચેરીઓમાં ગુજરાતીને બદલે દક્ષિણી બ્રાહ્મણો જ રાખવામાં આવતા. અમુક ખાતાંઓમાં તો સરકારી પત્રવ્યવહાર નાગરીલિપિમાં નહીં પણ 'મોડી' લિપિમાં થતો, જે આજે દક્ષિણી બ્રાહ્મણો પણ વાંચી શકતા નહીં હોય.

અમે જે ઘરમાં ગયા હતા, ત્યાં બે ઓરડા નીચે માળે હતા અને તેની પાછળ વાડો હતો. તેમાં થોડી લીલોતરી અને ફૂલનાં ઝાડ હતાં. વાડાની વચ્ચોવચ અને ઘરથી બારેક ફૂટ આઘે એક ખાડો ખોદ્યો હતો અને તે લાકડાં બાળીને અંગારાથી ભરી દેવામાં આવેલો.

અમે એ ઘરમાં જઈ પહોંચ્યાં ત્યારે કુલદેવીની પૂજા, પાઠ વગેરે કામ પૂરું થઈ ગયું હતું. અમે ઉપલા માળે ગયાં. ત્યાં બે બારીઓ આથી બધું બહુ સારી રીતે જોઈ શકાતું હતું, કારણ કે માળ માત્ર

૧૦ ફૂટ ઊંચો હતો નીચે અગારાનો તાપ અને તેની ઝાળ એટલી બધી સખત હતી કે થોડે થોડે વખતે અમારે ઠંડા પાણીમા બોળેલા રૂમાલથી મોં ભીનુ કરવુ પડતુ હતુ

અમે ઉપર ગોઠવાઈ ગયા એટલામા આ ઘરવાળાનુ કુટુંબ, પોતે તેમના પત્ની અને બે બાળકો વાડામા ઊતર્યા પુરુષે સંસ્કૃત શ્લોકોનો પાઠ કરતા કરતા અને એક હાથે ઘટડી વગાડતા વગાડતા ખાડાની પ્રદક્ષિણા શરૂ કરી તેમની પાછળ તેમના પત્ની દૂધ રેડતાં રેડતાં ચાલતાં હતાં અને બાળકો ફૂલ નાખતા હતા જે ફૂલો ખાડામા પડતા હતાં તે અગારાને અડકે ત્યાર પહેલા બળીને ખાખ થઈ જતા

સવારના નવેક વાગ્યા હશે તે વખતે અગારાનો તાપ અસહ્ય હતો ત્રણવાર બધા કુટુંબીઓ પ્રદક્ષિણા કરી રહ્યા એટલે જાણે રસ્તા પર ચાલતો હોય એવી સ્વાભાવિક સરળતાથી પુરુષ ખાડા પર પડેલા લાલચોળ અગારા પર ત્રણ પગલા લઈને ખાડાના પાર પહોંચી ગયો

ખાડો સાતેક ફૂટ લાંબો અને અઢી-ત્રણ ફૂટ પહોળો હશે અગારાનો ઉપરનો ભાગ જમીનની સપાટીની સરખો હતો કુદરતી ત્રણ પગલા લઈ શકાય એટલો લાંબો હતો તેના પર ચાલતી વખતે જો હાથમાથી ફૂલ પડતા તો તે તરત ખાખ થઈ જતા

પુરુષના જેવી સ્વસ્થતાથી જરાય ઉતાવળ કર્યા વિના એમના પત્ની ચાલ્યા અને તેમની પાછળ બન્ને બાળકો ચાલ્યાં આવી રીતે પૂર્વથી પશ્ચિમ દિશામા આ કુટુંબ ત્રણવાર અગારા પર ચાલી ગયુ અગ્નિદેવને નમસ્કાર કરીને એ બધા ઘરમા પેઠા

અમે તરત જ નીચે ઊતરી પડ્યા મે એ ગૃહસ્થને વિનતી કરી કે મને એમના પગનાં તળિયાં બતાવે એમણે સહેજ મો મલકાવ્યુ અને જમીન પર બેસી ગયા હુ પણ નીચે બેઠો અને એમનો પગ હાથમા લઈને તપાસ્યો

ચામડીનુ ઉપર પડ ઘણુ બાગીક એટલે પાતળુ હોય છે

આપણને કોઈ તીક્ષ્ણ પદાર્થ ઘસાય છે, તો તેના ઉઝરડાથી ઉપરનો ભાગ નીકળી પડે છે, મરી જઈ ને સુકાઈ જાય છે. આ પુરુષના કે બચ્ચાંઓના પગ દાઝ્યા તો નહોતા જ, કે ચામડી પર કંઈ અસર થઈ નહોતી, ચામડી લાલ પણ થઈ નહોતી.

મેં એમને કહ્યું કે અમારાથી તો દૂરનો તાપ સહન થતો નહોતો અને તમારી ચામડીને કેમ કોઈ પ્રકારની ઈજા થઈ નથી ? ત્યારે એમણે કહ્યું કે, એ બધા માતાજીના પ્રતાપ છે

"મેં એમને ફરીથી પૂછ્યું કે, ભાઈ, અસભ્યતા માફ કરજો. પણ તમે બધાયે પગે કાંઈ ચોપડ્યું હતું ખરું ?" ત્યારે એમણે કહ્યું કે, અમારા કુટુંબમાં આ કુલધર્મ છે, અનેક પેઢીઓથી અમે આ જાતની ઉપાસના કરતાં આવ્યાં છીએ, અમે અમારાં સગાંઓને કે મિત્રોને કોઈને આ જોવા માટે બોલાવતાં નથી આ કંઈ તમાશો નથી કોઈ પણ મનુષ્ય આ ક્રિયા જુએ એવું અમે ઇચ્છતાં નથી

જ્યારે અબ્બાસ સાહેબે જોવાની ઇચ્છા દર્શાવી ત્યારે અમે તેની હા પાડી. અમારે શા માટે કોઈ વનસ્પતિ કે બીજી કોઈ ચીજ લગાડીને અગ્નિ પર ચાલવું જોઈએ ? અમને કોઈ ફરજ તો પાડતું નથી. આ ક્રિયાને લીધે સમાજમા અમારી આબરુ-પ્રતિષ્ઠા વધતી નથી, ખરું જોતાં એમ કહી શકાય કે ઘણા જ થોડા મિત્રો જાણે છે કે અમારું કુટુંબ અગ્નિ પર ચાલી શકે છે.

મેં કહ્યું કે હું તમારો અક્ષરે અક્ષર માનું છું, પણ જો મને એક અંગારો અડકે તો હું દાઝું પણ ખરો, ચામડી પર તેની અસર થાય અને વખતે હું ચીસ પણ પાડું. એમણે તો ટૂંકા જવાબથી પતાવી દીધું કે આ અમારો કુલધર્મ છે, માતાજી અમારું રક્ષણ કરે છે.

વડોદરામાં એક સાહિત્ય અને વિજ્ઞાન મંડળ હતું તેમાં મેં આ

વિષય પર એક લેખ વાંચ્યો. આજે મને સાંભરે છે તે પ્રમાણે મેં નીચે પ્રમાણે કેટલાક મુદ્દાઓની ચર્ચા કરી હતી :

(૧) અંગારાની બાબતમાં કોઈ પણ પ્રકારનો ગોટાળો હતો નહીં, અંગારા લાલચોળ હતા, તેના પર રાખનો થર હતો નહીં અને ફૂલ કે દૂધ કે એવી જે કોઈ ચીજ તેના પર પડતી હતી, તે ક્ષણમાં બળી જતી હતી.

(૨) ચાલનારના પગ પર કોઈ જાતનું રસાયણ લગાડયું હોય, એવું માનવાને કારણ મળ્યું નહોતું અને સૌથી મોટી હકીકત તો એ છે કે, આ અગ્નિપ્રવેશ બીજા લોકોને બતાવવા માટે હતો જ નહીં. આપણને સંતોષ આપે એવું વૈજ્ઞાનિક કારણ જડે નહિ, માટે આ કુટુંબ પર છેતરપિંડીનો આરોપ મૂકવો એ ગેરવાજબી હતું.

(૩) હિપ્નોટિઝમ, જેને ફારસીમાં નજરબંધી કહે છે, તેનો મને થોડો અનુભવ હતો. નજરબંધી અમુક માણસો પર જ સફળ થાય છે. એવા એક માણસને મેં ઊંઘાડીને તેના પર નાનું ઑપરેશન કર્યું હતું.

ચંપાષષ્ઠિના દિવસે અમે પાંચ-છ માણસો જે આ વિધિ જોવા ગયા હતા, તે બધાંને નજરબંધીથી ભ્રમમાં નાખ્યાં હોય એ માનવાને હું તૈયાર નહોતો. પણ આ બધી દલીલો નકારાત્મક હતી.

આ બ્રાહ્મણનાં કુટુંબીઓ શા માટે દાઝયાં નહીં, તેનું કારણ આપવા માટે હું અસમર્થ હતો. મેં તો એક લૂલી દલીલ કરી કે, આજે આપણે સમજતા નથી એવું કોઈ વૈજ્ઞાનિક કારણ હોવું જોઈએ; અને તેને માટે 'ક્ષ' કિરણોનું દૃષ્ટાંત આપ્યું.

૧૮૯૪માં રેંટિગને આ કિરણો શોધી કાઢયાં, જેના પ્રતાપથી આજે આપણે ફેફસાં અને હૃદયને કામ કરતાં પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. તેની પહેલાં, એટલે ૧૮૯૩માં આવા કિરણો હોઈ શકે છે એવું જો કોઈએ કહ્યું હોત, તો તેને આપણે અવૈજ્ઞાનિક, વહેમી કે પાગલ કહેત કે નહીં ?

આ કિસ્સો અને આ પ્રકરણ ખતમ થાય છે ત્યાર પછી ઠીકઠીક વર્ષો વીતી જાય છે

હું ૧૯૧૦મા પૃથ્વી–પ્રદક્ષિણા કરી આવુ છુ મુંબઈથી લકા અને ત્યાંથી અગ્નિ તથા દૂર પૂર્વ એશિયાના મહાન દેશો ચીન અને જાપાન, અમેરિકા અને કૅનેડા, યુરોપના લગભગ બધા દેશો, પણ તુર્કી અને રશિયા નહીં ઇજિપ્ત વગેરે

દરેક દેશમા પ્રખ્યાત મનુષ્યોને મળવાની અને તેમની સાથે ચર્ચા કરવાની સગવડ મળી હતી રાજપુરુષો તેમ જ વિપ્લવવાદીઓ સાથે ઓળખાણ થયા બળતા અગારા પર ચાલવાના કર્તા વધારે કપરા પ્રયોગો હિંદના ઇજિપ્ત અને યુરોપના વિપ્લવવાદીઓ કરી રહ્યા હતા

૮ વડોદરાના સયાજીરાવ મહારાજાનો દાક્તર અને સાથી હતો વડોદરામાં મને રહેવા માટે રાજમહેલના બાગની અદર મસ્તુરબાગનુ મકાન મળ્યુ હતુ એવામાં અમે સાંભળ્યુ કે રાજમહેલની બરોબર સામે જ, બાગની અદર અગારા પર ચાલવાનો પ્રયોગ થવાનો છે

વર્ષો પહેલાં મે એમ પ્રયોગ જોયો હતો તેથી આ બીજા પ્રયોગમા મને પુષ્કળ રસ હતો આ ખેલ ની બધી વ્યવસ્થા ખાનગી કારભારીને હસ્તક હતી અને તે મહારાજાના નાના ભાઈ હતા એટલે મને બધી વ્યવસ્થા જોવાની સગવડ મળે તેમ હતુ

રાજમહેલમાં બેસીને સહેલાઈથી જોઈ શકાય તેટલા જ અતરે ખાડો ખોદવામાં આવેલો ‘ખેલ’ કરનારો માણસ મુસ્લિમ ફકીર હતો ખાડો પેલા કારકુનના ખાડા કરતા વખતે એક ફૂટ વધારે લબિ હશે પણ તેના પર પણ માત્ર ત્રણ જ પગલાં ભરવાનાં હતાં કેટલી કળશી લાકડાં બાળ્યા તેનુ મને આજે સ્મરણ નથી પણ ખાડામા અગારા સિવાય બીજુ કાઈ નથી તેની ખાતરી મે કરી લીધી હતી

અહી કોઈ જાતની ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવી નહોતી

રાજમહેલના ત્રણે માળની ત્રણ ગૅલેરીઓમાં અને બાગમાં વડોદરાનાં આશરે ૨,૦૦૦ સંભાવિત સ્ત્રીપુરુષો એકઠાં થયાં હતાં.

આ ખાડાની સામી બાજુએ ચારપાંચ ખુરસીઓ પર મહારાજાના ભાઈ સંપતરાવ, હું, બાગના સુપરિન્ટેન્ડન્ટ કોટવાળા બેઠા હતા અને સંપતરાવના થોડા મદદનીશો તથા નોકરો અમારી પાછળ ઊભા રહ્યા હતા.

આ 'ખેલ'ની શરૂઆત થાય ત્યાર પહેલાં મેં સંપતરાવને કહ્યું કે, મારે ફકીરના પગ તપાસવા છે; કારણ કે હું અત્યંત શંકાશીલ હતો.

પગ પર કોઈ ચીજ જોઈ નહીં ત્યારે મેં ફકીરને કહ્યું કે, અમારા બધાની ખાતરી કરવા માટે તમે પગને બરોબર ધોઈને ટુવાલ ઘસીને સાફ કરો તેમણે તેમ કર્યું ત્યાર પછી બે માણસોને મોટાં વીંજણા (પંખા) આપીને અંગારા પરથી રાખ ઉડાડી મૂકવામાં આવી, અંગારાનો તાપ એટલો બધો આકરો હતો કે અમારે વખતોવખત ખુરસીઓ દૂર ખસેડવી પડતી હતી

એ લાલચોળ અંગારા પર ફકીરે થોડાં ગુલાબના ફૂલ નાખ્યાં અને એક ક્ષણમાં તે બળી ગયાં પછી બન્ને હાથમાં કાગળનાં ફૂલનો હાર લઈને ફકીર અંગારા પર ચાલ્યો, દરેક પગલું ધીરે ધીરે મૂકતો હતો જરા પણ ઉતાવળ નહીં. અંગારાને પહોંચ્યા એટલે તરત પેલા હાર સળગી ઊઠ્યા

બન્ને હાર અંગારાથી ઊંચા રાખ્યા હતા એટલે માત્ર ઝાળથી તે સળગી ઊઠ્યા હતા તેવી જ રીતે પછી તાડછાની સાદડીઓ લઈને ચાલ્યો, ત્યારે સાદડીઓ પણ સળગી ઊઠી પછી એ ત્રીજી વાર ખુલ્લા હાથે ચાલ્યો. બહાર આવીને એણે કહ્યું : 'જો કોઈ પણ પ્રેક્ષકમાં હિંમત હોય, તો તે અંગારા પરથી સહીસલામત ચાલી શકશે.'

આવી જાહેરાતની અમે આશા રાખેલી નહીં અમને એવો વિચાર જ આવ્યો નહોતો, જેવું મેં આ સાંભળ્યું કે તરત મેં બૂટમોજાં કાઢી નાખ્યાં ને પાટલૂનની બાંયો ઊંચી ચઢાવતો હતો એટલામાં

સંપતરાવે મારો હાથ જોરથી પકડયો અને કહ્યું કે, તમને હું જવા દઈશ નહીં. મેં કહ્યું કે, મને ડર નથી તો તમે શું કરવા બીઓ છો? એમણે કહ્યું કે, શારદાબહેન સામે બેઠાં છે, તેમની રજા લઈ આવો. મેં કહ્યું હવે હું મહારાજાનું પણ માનવાને તૈયાર નથી, છતાં જો હું દાઝું તો મને પગે પવન ન લાગે તેવી રીતે વાંટાળાને દવાખાને લઈ જજો.

બે હજાર પ્રેક્ષકો આ બધું સાંભળતા નહોતા, પણ તે આખો મામલો સમજી ગયા હતા.

કોઈએ મને વારવાનો પ્રયત્ન કર્યો નહીં. ફકીરની પાસે જઈને ઊભો રહ્યો. ફકીરે કહ્યું: શાબાશ! તમે જરા પણ ઉતાવળ કરીને દોડશો નહીં, ધીરે ધીરે સામાન્ય રીતે ચાલતા હો તેવાં પગલાં ભરજો.

હું અંગારા પર એક પછી એક એમ ત્રણ પગલાં ભરીને સામે 'કિનારે' પહોંચી ગયો. હું ઉશ્કેરાયલો હતો એ ખરું છે પણ સંપૂર્ણ ભાનમાં હતો. હું દાઝીશ નહીં એવી ખાતરી મને હતી નહીં. મેં એટલો જ વિચાર કરેલો કે:

(૧) જો આ ફકીર ચાલી શકે છે તો હું શા માટે ચાલી ન શકું? અને

(૨) મારા મનમાં એ વિચાર આવેલો કે હું દાઝી જાઉં તો ફકીરની આબરૂ જાય અને તેને ઇનામ મળે નહીં, તો પછી આવી રીતે બીજાઓને ચાલવાનું આમંત્રણ આપે શા માટે? આવી રીતે કોઈ જાતનો આકર્ષક પુરુષાર્થ કર્યા વિના હું સળગતા અંગારા પરથી ચાલી ગયો

મારા પગનાં નળિયાંને કોઈ જાતની ઈજા થઈ નહોતી. મારું 'પરાક્રમ' જોઈ ને શ્રી કોઠાવાળા પણ ચાલ્યા અને તેમને કંઈ થયું નહીં. પછી સંપતરાવનો એક હજામ બેઠો હતો તેને સંપતરાવે કહ્યું કે, તું પણ જા. એણે બિચારાએ આનાકાની કરી પણ પોતાના શેઠના ફરી ફરીને થયેલા હુકમનો અનાદર તે કરી શક્યો નહીં.

ફકીરે એને પણ સમજાવ્યો કે આસ્તે–કદમ ચાલજે, પણ આ ગભરાયલા માણસે ઉતાવળાં પગલાં ભર્યાં અને તે થોડું દાઝ્યો. જ્યારે હું મારા મિત્રોને મળવા ગયો ત્યારે મને સેંકડો લોકોએ ધન્યવાદ આપ્યા. થોડા ઠપકા પણ મળ્યા અને ખેલ ખલાસ થયો.

હવે એ વિચારવાનું રહ્યું કે, બળતા અંગરા પર ચાલવાના પરિણામે અમે શા માટે દાઝ્યા નહીં ? મારા પહેલા અનુભવની સરખામણીમાં આ બીજા પ્રયોગમાં થોડાં નવાં તત્ત્વો હતાં :

(૧) પહેલા પ્રયોગમાં માતાના રક્ષણનું કારણ અપાયું હતું. આ ફકીરે તો પોતાનું માહાત્મ્ય આગળ ધર્યું હતું. મને ફકીરની પવિત્રતા અગર માહાત્મ્યનો વિચાર સરખો આવ્યો નહોતો. હું રક્ષિત રહીશ એવી મને પૂરી શ્રદ્ધા નહોતી. અર્થાત્ મને કોઈની શક્તિમાં વિશ્વાસ હતો, તેથી હિંમતથી ચાલ્યો એવું હતું નહીં. વિશેષમાં એકમાં માતા રક્ષક હતી, બીજામાં ફકીર હતો.

(૨) બીજું જુદું તત્ત્વ એ હતુ કે, ધીરેથી ચાલનાર દાઝ્યા નહોતા, ઝડપથી ચાલનારો દાઝ્યો હતો. આમ થવાનું એ કારણ હોઈ શકે કે ઝડપથી ચાલવામાં પગ વધારે ભારથી મુકાય અને ઉપાડતાં વધારે દબાણ થાય, તેથી જો કોઈ અંગારા પર વધારે ભાર પડે તો માણસ દાઝે. કોઈ સ્થળે એક અંગારો છૂટો પડ્યો હોય તેના પર જો પગ ચ પાય છે, તો સારો ડામ પડે છે તેવી રીતે સપાટ અંગારાઓ પર માણસો ચાલી શકતા હશે, પણ જો સપાટી તૂટે અને એક અંગારો વધારે ઊંચો રહે, તો તેનો ડામ લાગે

(૩) ૨,૦૦૦ માણસોને આંજી નાંખ્યાં હતાં, (નજરબંધી) એ વાત વધારે અશક્ય બને છે. મેં નજરબંધીનો જે અભ્યાસ કર્યો છે, તે પરથી એમ કહી શકાય કે, કોઈ માણસને એની ઇચ્છાની વિરુદ્ધ નજરબંધ કરી શકાતો નથી નજરબંધીની બાબતમાં આપણા સમાજમાં (અને લોકવાર્તાઓમાં) એક એવી માન્યતા છે કે, નજરબંધી

જાણનાર સિદ્ધ પુરુષ સેંકડો-હજારો પ્રેક્ષકોને નજરબંધ કરી શકે છે, પણ જો કોઈની પાસે અમુક વેલો હોય તો તેને નજરબંધી લાગુ પડતી નથી. આવી રીતે ઘાસનો ચારો ઉપાડી લાવતી કોઈ સ્ત્રી નજરબંધ ન થતાં બધી સાચી હકીકત જાહેર કરી દે છે એવી લોકવાયકા છે. મને પોતાને આ પ્રકારની રજ જેટલી પણ શ્રદ્ધા નથી.

(૪) આ બાબતમાં મેં રસાયણશાસ્ત્રીની તથા પદાર્થવિજ્ઞાન (ફિઝિક્સ)ના નિષ્ણાતો સાથે ચર્ચા કરી છે. તેઓ કહે છે કે, આ પ્રયોગનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ કારણ આપી શકાય એમ નથી. એક મિત્રે કહ્યું કે ચામડી પર કુદરતી રીતે થોડો ભેજ હોય છે અને ભેજને લીધે દઝાતું નથી. આ દલીલ મારે ગળે ઊતરી નથી.

(૫) છેવટે બીજા મિત્રે કહ્યું કે, મનુષ્ય જ્યારે દૃઢ નિશ્ચય કરે છે, ત્યારે અશક્ય કામો શક્ય બનાવે છે. આ દલીલ પણ સંતોષકારક નથી.

એક વાત ખરી છે કે, હું લાલચોળ અંગારા પર ચાલ્યો અને દાઝ્યો નહીં

# અંતરનો અવાજ

**આજથી** પચાસેક વર્ષો પહેલાં જ્યારે દેશપરદેશની મુસાફરીઓ કરવાનું આજના જેવું સહેલું અને મામૂલી બની ગયું નહોતું ત્યારે હું જાપાન ગયો હતો.

લગભગ ૧૮૮૦ સુધી ભારત અને ચીનના જેવો જૂની રૂઢિયો અને રિવાજોમાં જકડાઈ ગયેલો આ જાપાન દેશ ખૂબ પછાત ગણાતો હતો. ખુદ ઈશ્વરના પેટથી જન્મેલો તેનો રાજા મિકાડો એટલો બધો પવિત્ર અને તેજસ્વી ગણાતો હતો કે કોઈ પણ પ્રજાજન એમનાં દર્શન કરી શકતું નહીં. એના રાજ્યમાં સેંકડો શૂરવીર સામંતો હતા, જેમણે આખું રાજ્ય માહોમાંહે વહેંચી લીધું હતું. આ બધા સમશેરબહાદુરોએ જ્યારે નવી દુનિયા ( અમેરિકા )ની તોપો અને બંદૂકોથી પોતાના સૈનિકોનો સંહાર થતો જોયો ત્યારે એ દેશના ડાહ્યા શાણા વડા સમજી ગયા કે તલવારો અને ભાલા પોતાના દેશનું રક્ષણ કરવામાં સફળ નીવડશે નહીં.

તેથી આ રૂઢિચુસ્ત જૂની પ્રજાએ નવી ઢબનું શિક્ષણ, નવી ઢબની સમાજવ્યવસ્થા, નવી ઢબના ઉદ્યોગો પોતાના દેશમાં દાખલ કરી દીધાં. ૨૦–૨૫ વર્ષના તનતોડ પ્રયાસના પરિણામે એ ખૂબ ખૂબ પ્રગતિશીલ બની ગયો અને તેથી આ દેશ વખણાયો.

નવી ઢબનાં શસ્ત્રઅસ્ત્રથી સજ્જ થયેલા અને જર્મન અફસરોએ

તાલીમ આપેલા જાપાની સૈન્યે રશિયા જેવા પ્રચંડ દેશને શિકસ્ત આપી ત્યારથી જાપાન દેશને યુરોપના સુધરેલા દેશોની હરોળમાં સ્થાન મળ્યુ.

જાપાન દેશની આબોહવા ઘણી સારી છે. એ સમશીતોષ્ણ કટિબંધમા આવેલો હોઈને ત્યાં શિયાળામા ઠંડી સારી હોય છે અને વસંત તથા ઉનાળામાં વાતાવરણ ખુશનુમા હોય છે એ દેશ એક નહી પણ અનેક ટાપુઓ પર વસ્યો હોઈ ટાપુઓની વચ્ચે આવેલા દરિયાઈ પ્રદેશો ખૂબ સુંદર હોય છે પણ સૌથી વધારે નોંધપાત્ર હકીકત તો એ છે કે જાપાની પ્રજામાં સૌન્દર્યની દૃષ્ટિ છે

આખી પ્રજા અત્યંત ચોખ્ખી છે જાપાનીઓથી ગંદવાડ સહન થતો નથી તેમનો પહેરવેશ, કેશભૂષા વગેરેમા અજબ સૌદર્ય જણાઈ આવે છે વાંસ જેવી મામૂલી ચીજમાંથી બારીઓ, મેજો, પુસ્તકો મૂકવાની બુકકેસ, છત્રી-લાકડી મૂકવાના સ્ટેંડ, કચરો નાખવાની ટોપલીઓ વગેરે દરેક ચીજમાં માની ન શકાય એટલુ સૌદર્ય હોય છે અને એમની લિપિ તો સુંદર ચિત્રોના જેવી જ હોય છે જાપાની ચિત્રકારોનાં (જૂનાં તેમજ નવાં) ચિત્રો આખા જગતમા વખણાય છે આબોહવાને લીધે સંકડો જાતના ફૂલો એ દેશમાં ઊગે છે અને આ ફૂલોના ઝૂમખાથી છવાઈ ગયેલાં ઝાડોનુ અજબ મનોહર સુંદર દૃશ્ય જોવા માટે વૃદ્ધો, જુવાનો અને બાળકો-સૌ બાગોમા ફરવા નીકળી પડે છે

શહેરોના બાગબગીચામા જ્યારે અમુક ઝાડોનાં ફૂલો ખીલી ઊઠે છે-ચેરી બ્લૉસમ કે લૅબરનમ કે વિસ્ટેરિયા કે ગુલમહોર-ત્યારે બધી ઑફિસો, કારખાનાં, શિક્ષણની બધી સંસ્થાઓ રજા પાળે છે અને બધા પ્રજાજનો આ અદ્ભુત દૃશ્યો જોવા માટે બાગબગીચામાં જાય છે, ત્યા ફરે છે, બેસે છે અને પોતપોતાની શક્તિ પ્રમાણે ફૂલો અને સૌન્દર્ય વિશે કાવ્યો રચે છે

ચીન-જાપાનની પ્રજાઓ ચિત્રકળાને માટે પ્રખ્યાત છે અને

હજારો વર્ષથી એ પ્રજાઓનાં ચિત્રો જગતભરમાં પ્રખ્યાત ગણાયા છે. જાપાનમાં વખતોવખત પાટનગરો બદલાયા કર્યા છે અને એ પાટનગરોના રાજમહેલોમાં તેમજ ત્યાંના સંગ્રહસ્થાનોમા આવા ચિત્રો હજી મોજૂદ છે રાજમહેલોની દીવાલો પર (જાપાનમા ઘણી દીવાલો જાડા કાગળની રાખતા હતા) આવા ચિત્રો આલેખવામાં આવ્યાં હતા

એક પાટનગરના મહેલના દીવાનખાનાના ખંડની દીવાલો પર મેં અતિ સુંદર ચિત્રો જોયા જાપાની ચિત્રોનુ વિશિષ્ટ આકર્ષણ અને મહત્ત્વ રેખા એટલે લાઈનમાં આવી જાય છે આ ચિત્રો ઘણા પુરાણા હતા દરેક દેશના ઇતિહાસમા અમુક યુગ એવો આવી જાય છે કે જ્યારે બધી કળાઓની ઉત્તમોત્તમ કૃતિઓ ખીલી આવે છે આ ચિત્રો એવા યુગના હતા સૌ કોઈ તે સગ્રહને જોઈ ને છક થઈ જતું હતું. સરકારે આ ચિત્રોનુ એક આલબમ તૈયાર કરાવ્યુ હતું, પણ તે માત્ર દેશપરદેશના રાજાઓ, ધર્મગુરુઓ કે અતિમહાન પુરુષોને ભેટ આપવા માટે જ છપાવ્યુ હતું; તે બજારમા મળી શકે તેમ નહોતુ તે છતાં મે એ આલ્બમની એક નકલ મેળવવાનો પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો

આ શહેરમાં એક ઘણો મોટો બૌદ્ધ મઠ હતો તે કયા સપ્રદાયનો હતો તેનુ મને સ્મરણ નથી, પણ ઘણુ કરીને હોંગવાનજી નામનો મોટો સપ્રદાય છે તેનો હશે

એ મઠમાં સેકડો ભિખ્ખુઓ બૌદ્ધ ધર્મની તાલીમ લઈ રહ્યા હતા તેમા જાપાન, ચીન, સિલોન, સિયામ, મલાયા, બર્મા વગેરે દેશોના વિદ્યાર્થીઓ હતા એ વિશાળ મઠમા સારા ચોખ્ખા ઓરડાઓમાં રહેવાનુ હતુ, અને ખાવા માટે સાદો પણ પૌષ્ટિક ખોરાક તેમને મળતો હતો એ મઠ જોવા માટે હું ફરતો હતો ત્યારે એક ભિખ્ખુએ અગ્રેજી ભાષામા મને પ્રશ્નો પૂછ્યા અને પોતાના ઓરડામા મને લઈ ગયો એનુ નામ હતુ ભિખ્ખુ આનંદ એ બરમી હતો અને કલકત્તામા જઈ ને એણે સંસ્કૃત તથા પાલી ભાષાઓનો અભ્યાસ કરેલો

અમે દોસ્તો બની ગયા અને અનેક વાર મળ્યા એક દિવસ મે એને પેલાં ચિત્રોના આલ્બમ વિશે વાત કરી ત્યારે એણે પોતાની પાસે તે આલ્બમની નકલ હતી તે મને બતાવી અને કહ્યુ કે અમારા મઠના મુખ્ય મઠાધીશે એ નકલ એને આપી હતી મે મારે માટે એક નકલ મેળવી આપવા માટે ઘણો આગ્રહ કર્યો, પણ એણે મને સમજાવ્યુ કે નકલ મેળવવાનુ અશક્ય હતુ

બીજે દિવસે સવારે એ મારી હોટેલમાં આવ્યો અને મને એક વસ્તુની વિદાયભેટ આપી પેકેટ ઉઘાડીને જોઉ છુ તો તેમાં પેલાં ચિત્રોનુ આલ્બમ હતુ મે તે સ્વીકારવાની ચોખ્ખી ના પાડી ત્યારે એમણે મને કહ્યુ કે જુઓ દાક્તર! ગઈ કાલે મધરાતે હુ જાગી ગયો અને જોઉ છુ તો મારી સામે બુદ્ધ ભગવાનની પ્રશાંત ધ્યાનસ્થ મૂર્તિ બેઠી હતી મે આદરપૂર્વક પ્રણામ કર્યા ભગવાને આખ ખોલી તેમની આખમાં વાત્સલ્યભાવ અને કરુણા હતા તેમણે મો ખોલ્યા વિના અત્યત પ્રેમપૂર્વક મને કહ્યુ, 'ભિખ્ખુ! તે અહિંસા અપરિગ્રહ અને અસ્તેયનુ વ્રત લીધુ છે તુ આલ્બમ રાખીને શુ કરશે? તુ એવો મોહ છોડી દે!' આટલુ કહીને ભગવાન અદૃશ્ય થઈ ગયા

મારા મિત્રના મો પર નમ્રતા હતી, પણ સાથે સાથે ઓજસ હતુ મે એના બન્ને હાથ પકડીને દબાવી રાખ્યા અમો બન્નેમાથી કોઈ બોલ્યુ નહીં મને એ પુસ્તક રાખવાનુ જરાય મન રહ્યુ નહોતુ દેવના દર્શન અતરનાદના પરિણામરૂપ હોય છે ખરા મોહ તો મારો હતો

અમે છૂટા પડયા, અને કદી ફરીથી મળ્યા નહીં પણ પછીથી મે સાંભળ્યુ કે એ રગૂનના મોટા પૅગોડામાં રહીને એમની ફરજો બજાવવા ઉપરાત એમણે બર્માની દેશભક્તિના સગ્રામમાં ઝપલાવ્યુ હતુ તે દિવસોમાં બર્મા હિંદુસ્તાનની સાથે જોડાયેલો એક પ્રાંત હતો. એ ભિખ્ખુ હિંદી રાષ્ટ્રીય મહાસભાના અને અ હિં કોંગ્રેસ મહાસમિતિના સભ્ય બનીને હિંદ દેશમાં એક વાર આવેલા, પણ અમે મળી ન શક્યા, પણ મારા જીવનને આ ભિખ્ખુ સમૃદ્ધ કરતા ગયા

## માનસપ્રદેશના અનુભવો

**નીચે** આપેલો અનુભવ પાંત્રીસ વર્ષ પહેલાંનો છે અને તેની પછીના બે અનુભવો તેનાથી ૧૦ વર્ષ વધારે જૂના છે.

કાઠિઆવાડમાં, વડોદરા રાજ્યનો એક આખો મોટો પ્રાંત (જિલ્લો) હતો. તે અમરેલી પ્રાંત કહેવાતો હતો અને તેમાં અમરેલી, ધારી, ખાંભા, કોડીનાર, દામનગર, અને ઓખામંડળ (દ્વારકા) મુખ્ય તાલુકા હતા. થોડાં ગામડાં વળા (વલભીપુર)ની આસપાસ હતાં.

શિક્ષકોને શિક્ષણ ઉપરાતના બીજા કેટલાક વિષયોનું જ્ઞાન આપવાની એક યોજના થઈ હતી. તેમાં સહકારી મંડળીઓને લગતું કામ, ગ્રામ–સફાઈ તથા આરોગ્યવિજ્ઞાનને લગતી માહિતી, ગામડાંઓમાં સાદા રોગોને મટાડવાના ઉપાયો વગેરેની તાલીમ આપવાની હતી; અને વડોદરા રાજ્યના સેનિટરી કમિશ્નર તરીકે મારે આરોગ્યને લગતા પ્રશ્નો અને તાત્કાલિક વૈદકીય ઉપચારોનુ જ્ઞાન આપવાનું હતું.

એક પછાત રહી ગયેલ તાલુકામાં જાગૃતિ આણવા માટે અમે કોડીનાર પસંદ કરેલું. દસબાર દિવસનો ભરચક કાર્યક્રમ હતો. મારે તો તે ઉપરાંત કોડીનારની મ્યુનિસિપાલિટી તથા આસપાસનાં ગામડાંઓની તપાસણી કરવાની હતી.

એક દિવસ પ્રાંત વિદ્યાધિકારી (એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર) ને

સાથે લઈને એક મુસ્લિમ શિક્ષકે મને વિનંતી કરી કે એની એકની એક છોકરી ઘણી જ બિમાર છે. તે લગભગ મરી જાય તેવી સ્થિતિમાં છે, તેને જોઈને મારે સલાહ આપવી. મારાથી કોઈ પણ ગામમાં સ્થિર થઈને રહી શકાય તેમ નહોતું કારણ કે, વર્ષમાં ૨૨૦ દિવસની ફરજિયાત મુસાફરી ગામ-ગામડાંઓમાં કરવાની હતી.

જો હું કોઈ પણ દરદીની દવા શરૂ કરું, તો મારાથી તે ચાલુ રાખી શકાય નહીં, પછી તે કેસ ગમે તેટલો ગંભીર હોય પણ મારે તો તે છોડવો જ પડે; કારણ કે, મારો કાર્યક્રમ પહેલેથી નક્કી થઈને મંજૂર થતો હતો. વધારે ભયાનક અનુભવ તો મને એવો થયો હતો કે કોઈ કેસમાં મારી દવાથી લાભ થયો હોય તો દર્દી તે દવા ચાલુ રાખે.

જો તે દવામાં પારો હોય તો જે દવાથી લાભ થયો હોય તે દવા જ ભારે નુકસાન કરે. આવા કારણોને લઈને મેં નિશ્ચય કરેલો કે મારે કોઈની ચિકિત્સા કરવી નહીં, આ બધું મેં પેલા ભાઈ તથા ઇન્સ્પેક્ટરને સમજાવ્યું. પણ બન્નેમાંથી કોઈએ માન્યું નહીં.

એક તો આ ગામમાં એક સાધારણ દાકતર હોય તેને વધારે જાણકાર દાકતરની સલાહ, મદદ મળવી અશક્ય હતી અને બીજું કે વડોદરાનું દવાખાનું તો તે દિવસોમાં અમદાવાદ અને સુરત કરતાં પણ મોટું હતું અને હું તેનો મુખ્ય દાકતર અને પછીથી ત્રણેક વર્ષ સુધી મહારાજાનો દાકતર થઈ ગયો હતો. અર્થાત્‌, મારા કામની ખ્યાતી હતી.

ઘણી અનિચ્છા હોવા છતાં હું આ શિક્ષકના દર્દીને તપાસવા માટે ગયો. સ્થાનિક દાકતરે મારે જે જે ઓજારો અને સાધનો રોગ તપાસને માટે જોઈએ તે તૈયાર રાખ્યાં હતાં. આ 'કેસ' એવો હતો કે દર્દી ૧૬-૧૭ વર્ષની જરા લાંબી, એકવડા શરીરની, ઊજળી ચામડીવાળી ખૂબ પાતળી થઈ ગયેલી છોકરી હતી. એને પહેલાં તો ખાવાની અરુચિ જણાઈ હતી. પણ ધીમે ધીમે ગળામાં એવું રોકાણ થઈ ગયું કે એનાથી ખોરાક તો શું પણ દૂધ ગળે ઉતારી શકાય નહીં.

અનેક ઉપાયો એના પર અજમાવ્યા છતાં આ રોગ એને મટ્યો નહીં. દૂધ કે પાણી કોઈ ચીજ ગળાની નીચે ઊતરે જ નહીં તેથી તે પોષણ વિના મરી જતી હતી.

એની સ્થિતિ દયાજનક હતી. મેં પાણી કેવી રીતે રોકાય છે તે બધું જોયું પાણી આપ્યું ત્યારે તે અકળાતી નહીં પણ ધીરજથી પીવાનો પ્રયત્ન કરે તે છતાં પાણીની ઉલટી થઈ જાય જે યંત્રો દવાખાનામાં મોજૂદ હતાં તેનાથી ગળું અને નાક તપાસ્યું ગળાનો માર્ગ ખુલ્લો નહોતો તેની તો ખાતરી થઈ. પણ ત્યાં કોઈ જાતની ગાંઠ (કેન્સર જેવું ?) જણાયું નહીં. પછી તો નિયમ પ્રમાણે રીતસર છાતીનાં ફેફસાં, હૃદય વગેરે તપાસ્યાં પેટનાં અંગો તપાસ્યા, એના ઋતુદર્શન વગેરેની બધી વિગતવાર હકીકતો પૂછી લીધી. અનેક પ્રશ્નો પૂછ્યા પણ છેવટે મારે કહેવું પડ્યું કે વધારે સારાં યંત્રો વિના આ તપાસ પૂરી થઈ શકે તેમ નથી

હું જાણી જોઈને ખૂબ ખૂબ વિગતોમાં ઉતરતો હતો કારણકે, મારે આ રોગ શું હોઈ શકે તેનો તાત્કાલિક વિચાર કરવાનો હતો પછી સ્થાનિક દાકતર સાથે અંગ્રેજી ભાષામાં ચર્ચા કરી અને એ છોકરી પર જે જે પ્રયોગો થયા નહોતા તેનાથી રોગ મટે નહી તો પણ જિંદગી લંબાય એવી એવી સૂચનાઓ કરી.

મારા મો પરથી સર્વાંવહાલાં સમજી તો ગયાં હશે કે, રોગનું સાચું નિદાન હું કરી શક્યો નહોતો. એટલામાં વીજળીની માફક મારા મનમાં એક વિચાર સ્ફૂર્યો. મેં માસ્તરને કહીને આ ઓરડામાથી બધા પુરુષોને દૂર કરાવ્યા. દર્દીની મા, માસી, ફોઈ એવી પાંચ ૭ સ્ત્રીઓની હાજરીમાં મેં એના ગુહ્ય ભાગો બહારથી તપાસ્યા આ પરીક્ષા પણ સાવ નિષ્ફળ નીવડી. એમ તો હું બહુ સારી રીતે સમજતો હતો કે, અમારી દાકતરી વિદ્યા અપૂર્ણ છે, અમે બધા રોગોને પારખી શકતા નથી અને પારખ્યા પછી તેને મટાડી શકતા નથી.

મે એક પ્રયોગ કર્યો આંખની કીકી તપાસવાના બહાને મે એને મારી આંખ સામે તાકી રાખવાનુ કહ્યુ

આમ અમે થોડી વાર એકમેકની સામે જોઈ રહ્યાં પછી મે એની બન્ને આંખો દાબીને હાથ કપાળ પર મૂકીને કહ્યુ કે, "બેટા તારો રોગ કપરો છે પણ ખુદાતાલા, રહીમ ઓ રહેમાન, તારો રોગ મટાડી દેશે"

છોકરી તો જરાય હાલતી ચાલતી નહીં બિચારી શ્રદ્ધાળુ આઓએ પ્રાર્થના કરી અને મને દુઆ પણ આપી મે ફરીથી પેઢુ પર (જ્યા ઓરતી એવે બીજાશય હોય છે ત્યા) મારો હાથ દબાવ્યો, અને ફરીથી કહ્યુ કે તારો રોગ મટી જશે મને સાંભરે છે તે પ્રમાણે આવુ કંઈક નાટક ભજવીને મે આ મુસ્લીમ શિક્ષકનુ ઘર છોડયુ

મારા મનમાં લગભગ ૧૦૦ ટકા નવ્વાણુ ટકાના બીજી હું, ખાતરી હતી કે આ છોકરી બે ત્રણ દિવસમાં મરી જશે મારે બીજે દિવસે તો ગામડે જવાનુ હતું જ્યારે હું પાછો કોડીનાર આવ્યો ત્યારે જે રસ્તામા શિક્ષકનુ ઘર હતુ તે ચૂકવીને બીજે રસ્તે મારા કામ પર ગયો ઈશ્વરનો પાડ માન્યો કે પેલો શિક્ષક મને ફરીથી મળવા આવ્યો નહિ હું સમજ્યો કે આ પ્રકરણ ખતમ થયું

ત્રીજે દિવસે હુ મારા રસ્ટ હાઉસમાં કામ કરતો હતો ત્યા પ્રાંત વિદ્યાધિકારી આવ્યા અમારે ગીરનાં જંગલમાં તુળસીશ્યામના ગરમ પાણીના ઝરા જોવા જવાનુ હતુ તેથી તેની વાતો થઈ રહ્યા પછી ધડકતે હૈયે મે પેલી મુસ્લીમ છોકરીના ખબર પૂછ્યા

વિદ્યાધિકારી કહે કે શુ તમને માસ્તર મળ્યા નથી? તમે એમનુ ઘર છોડયુ પછી એ છોકરી ઘોર નિદ્રામા પડી ગઈ બધાં સગાવહાલાં એ સમજી ગયાં કે એના જીવનનો અંત આવી ગયો છે બે કલાકની ઊંઘ પછી એ જાગી અને પાણી માગ્યુ એ પાણી પી શકી પછી થોડુ દૂધ પીધુ અને ગળવામાં કાંઈ વાંધો આવતો ન હતો એટલે

તેણે તો ખીચડી કરાવીને ખાધી. એના બાપે તો તમારે માટે જીઆફ્ત રાખી છે. મારા આનંદનો અને આશ્ચર્યનો પાર ન રહ્યો. એક છોકરી મરતી હતી તે બચી ગઈ.

હવે આ કેસ સમજવાનુ બહુ અઘરુ નથી. જો દર્દીના હૃદયમાં દાક્તરને વિશે શ્રદ્ધાની લાગણી ઉત્પન્ન થઈ હોય તો તે જ્યારે શાંત અને સ્વસ્થ હોય ત્યારે તેને કોઈ પ્રતિભાશાળી વ્યક્તિ તરફથી સ્પષ્ટ સૂચન કરવામાં આવે તો દર્દી તે સૂચન સ્વીકારી લે છે.

આ મુસ્લીમ છોકરીને ખરાબ જાતનો સખત હિસ્ટીરીઆ હોવો જોઈએ. એનું ગળું બંધ થાય એ બનવાજોગ છે. આત્મશ્રદ્ધા અને દૃઢતાથી મેં જે આશીર્વાદ આપેલા તેની અસર એના માનસ પર થઈ.

એના રોગને લીધે એને વિચાર આવેલો કે એનાથી કંઈ ગળાશે નહીં. જેમ જેમ ખવડાવવાનો વધારે પ્રયાસ થયો તેમ ગળું વધારે હઠીલુ થયુ, વધારે સંકોચાયું, અને છેવટે બંધ થઈ ગયું. આવી રીતે આપસૂચન (ઑટો-સજેશન) અને મારા સૂચને (સજેશન) એના માનસ પર અસર કરી હોવી જોઈએ જેણે માનસશાસ્ત્રનો થોડો પણ અભ્યાસ કર્યો છે તે આ બન્ને શક્તિઓ વિશે જાણકાર હોય છે.

જિસસ ખ્રિસ્તે ચમત્કાર કરેલા કે જેમા અપંગો ચાલતા થયા, અને મૃદદાં (લગભગ મરી ગયેલા માણસો) બેઠાં થઈ ગયાં, એ વાતો જુઠ્ઠાણા છે એમ માની લેતા પહેલાં આ હકીકત લક્ષમા રાખવા જેવી છે. સાધુ પોતાની ધૂણીમાંથી રાખ આપે તે ખાવાથી રોગ મટી ગયાનાં દૃષ્ટાંતો ખરા પણ હોય, જુઠાં પણ હોય; આપણે વધારે શ્રદ્ધાળુ, અંધશ્રદ્ધાળુ થવુ ન જોઈએ દરેકને વહેમ માની લેવો તેમા ડહાપણ નથી, પુરાવા માગવા અને તપાસવા એ જ સત્ય શોધવાનો માર્ગ છે, તે છતાં એક નાની બારી મગજમા રાખવી કે જેમાંથી આપણે જોઈ શકીએ કે જે ચીજ આજે કેવળ અશક્ય જણાય છે તે નવા જ્ઞાનના પરિણામે શક્ય હોઈ શકે.

## મેસ્મેરિઝમ અથવા હિપ્નોટિઝમ.

એ તદ્દન ખોટી વાત છે કે જો એક માણસને બીજામાં શ્રદ્ધા હોય અગર તેને માટે માન હોય તો તે બીજો માણસ પહેલાને સુવાડીને કે સ્વસ્થ કરીને તેને ઊંઘવાનું ફરમાન અગર સૂચન કરે તો પહેલો માણસ ઊંઘી જાય છે, અથવા ઊંઘી ગયો હોય તેમ જણાય છે એ તદ્દન ઊંઘેલો હોતો નથી કારણ કે તેની ઊંઘમા બીજા નવાં સૂચન કર્યાં હોય તેનો અમલ કરે છે અથવા તેનુ પાલન કરે છે

આવી રીતે ઊંઘેલા માણસને કહ્યુ હોય કે જો આ તારો પગ છે તે તદ્દન બહેર મારી ગયો છે હુ ચિમટી ભરુ છુ પણ તે તને જણાશે નહીં, આ ટાકણી ભોંકુ છુ તે તને જણાશે નહીં આવી રીતે માનસિક સૂચનથી દર્દીના પર ઓપરેશન કરાય છે

મારી ફોઈના એક દીકરાએ તેના હાથ નીચેના એક શિક્ષકને આવી રીતે ઊંઘાડીને તથા તેના પગને જડ બનાવી દઈ ને તેના પર નાનુ ઓપરેશન કરવાનુ મને કહ્યુ અને મે સફળતાથી ઓપરેશન કર્યું દર્દીએ પગ જરા પણ હલાવ્યો નહીં હુ કોઈનની પીચકારી ચામડીમાં આપીને તે ભાગ બહેર મારી જાય એવો કરી શકત પણ આ એક નવો અખતરો હતો

ત્યારપછી મે પોતે બીજા દર્દી ઉપર નાનુ ઓપરેશન કર્યું દવાખાનામાં જ તેને ટેબલ પર સુવાડયો અને તદ્દન સ્વસ્થ થઈ જવાનુ કહ્યુ

ઓરડામા માત્ર અમે બે જ હતા પછી તેની સામે તાકીને ધીમે ગણીને એની બન્ને આંખો પર હથેલીઓ મૂકી એને સુચવ્યુ કે હવે ઊંઘ આવશે એના શ્વાસોચ્છ્વાસ ધીરા પડી ગયા એના હાથમાં એક ઇંચ લાંબી કાચની ભૂંગળી અકસ્માતથી પેસી ગઈ હતી એ જાગતો હોત તો તેનામાં ઘણી ધીરજ હોત તો પણ આ ઓપરેશનનુ દુ:ખ

સહન કરી શકત નહી. પછી મે કહ્યુ કે, હવે તને હાથમાં કાપ મૂકીશ તેની ખબર તને નહી પડે

આવી રીતે તેના પર કાપ મૂક્યો, ભૂગળો કાઢી જખમને સારી રીતે ધોયો, ચીપિયાથી ચામડી પકડીને ત્રણ ટાંકા માર્યા, પાટો બાધ્યા પછી મે એને ઉઠાડયો અને તરત હસતા હસતા પૂછ્યુ કે કેમ ઓપરેશન પૂરુ થયુ ?

પણ આ બન્ને કેસોની સાથેસાથે એક ઉત્તર પ્રદેશના સૈનિકની વાત પણ લખવી જોઈએ

એ વડો રાના સૈન્યમા જમાદાર હતો દેશમાં રજા પર ગયેલો, અગુઠો પાકયો, ગામડાના વૈદ્યોએ પાટાપિંડી કર્યા અને મનમો લગાડ ા, ચેપ ફેલાતો ગયો, હાડકુ સડ્યુ અને તેથી પાડો વડો રા આવતો રહ્યો

મે જ્યારે એને જોયો ત્યારે હાડકુ મરી ગયુ હતુ, ચામડી પરથી સડી ગઈ હતી, હાડકાને તેના પાસેના હાડકા સાથેના સાધામાથી છૂટુ પાડવાનુ હતુ, ચામડીને પણ કાપીને સાધવા માટે લાયક કરવાની હતી પરૂ ચેપી જતુઓથી મુક્ત કરવા માટે પાચેક દિવસ પછી ઓપરેશન કરવુ પડશે, અને ઓપરેશન નાનુ છે તે છતા એને બેભાન કરવા માટે કલોરોફોર્મ આપવુ પડશે એવી સલાહ મે આપી

એણે મને લશ્કરી સલામ કરી ( પથારામા બેઠે બેઠે ) અને કહ્યુ કે " સાહેબ હુ સિપાહી છુ અને સિપાહીનો બચ્ચો છુ હુ ઓરત નથી કે મને બેભાન કરવો પડે હુ તમને ખાતરીથી કહુ છુ કે, હુ ચુ કે ચા નહી કરુ " મારે શુ શુ કરવુ પડશે તે બધુ એને સમજાવ્યુ અને કહ્યુ કે મારે વચમાથી કલોરોફોર્મ આપવુ પડે તો અમને બધાને ત્રાસ થશે કારણ કે જબરો માણસ બેભાન થાય ત્યાર પહેલા કોઈ કોઈ વાર હાથપગ બહુ અફાળે છે

એણે સપૂર્ણ મક્કમતાથી કહ્યુ કે ' હુ મારા બાપનુ નામ બોળીશ નહીં, કોઈએ મને પકડવાની જરૂર નથી "

આ ઓપરેશન છેક નાનું નહોતું. હાડકાં સુધી કાપ મૂકયો, ચીપિયાથી નાની ધોરી નસ પકડવી પડે, અંગૂઠામાં બે હાડકાં છે, એ બન્નેની વચ્ચેનો સાંધો ખોલ્યો, સડેલું હાડકું કાઢ્યું, ચામડી અને તેની સાથેના સ્નાયુ વગેરેને ખૂબ ધોયા, કાતરથી કાતરીને સરખા કર્યાં અને આગળ પાછળની ચામડીને અર્ધ ચંદ્રકાર કાપી, ગોઠવીને, ઠીક સંખ્યામાં ટાંકા માર્યા. આ મરદ માણસે બૂમ ન જ પાડી. પણ એના મોં પર દુઃખની રેખા આવવા દીધી નહીં. હવે આને આપણે દૃઢ નિશ્ચય કહીએ કે સ્વસૂચન કહીએ (ઓટો-સજેશન). એ આખા ઓપરેશન વખતે બે-પરવા રહી શકયો.

### માનસ પ્રદેશ

ઉપર જે દષ્ટાંતો આપ્યાં છે તેમાં મેં કોઈ પણ એવી વાત કરી નથી કે જે જાણીને વાંચનાર આશ્ચર્યચકિત થઈ જાય, અગર આનાકાની કરે. બનવાજોગ છે કે પહેલાં એટલે મુસ્લિમ છોકરીના કેસમાં ઘણા દાક્તરો નિષ્ફળ જાત. મારી દાક્તરીની પ્રતિષ્ઠા કોડીનારમાં તો ઓછી થાત.

દર્દીઓની ચિકિત્સાના વિષયમાં ઘણાં ઘણાં વર્ષોથી હવે મને જરાય રસ રહ્યો નથી. હું આ દૃષ્ટાંતો રજૂ કરીને એવું પ્રતિપાદન કરવા ઇચ્છું છું કે, આ માનસપ્રદેશ વિષે આપણે હજી ઘણા અજ્ઞાન છીએ. જેવી રીતે આપણે તિબેટના કેટલાક પ્રદેશથી કે એન્ટાર્ટિકથી અજ્ઞાન છીએ તેના કરતાં વધારે અજ્ઞાત માનસપ્રદેશ વિશે છીએ.

એક અભણ જેવો મામુલી રંગારો પહેલા યુરોપીય યુદ્ધ પછી પોતાના આત્મબળથી આખા જગતને, પાંચે પાંચ ખડુંને, હચમચાવી મૂકે છે. એના વિચારો જગતની જે વધારેમાં વધારે બુદ્ધિશાળી પ્રજા ગણાતી હતી તે જર્મન પ્રજાને ભૂરકી નાખે છે.

જર્મન પ્રજા માને છે કે, માત્ર પોતે જ નિર્ભેળ, સાચા, એક જ માત્ર આર્ય પ્રજાજનો છે, અને તેથી તે ધજાઓ પર "સ્વસ્તિક"નું

ચિહ્ન સ્વીકારે છે એની તદ્દન જુઠી ખોટી ફિલસૂફીને લીધે લાખો યહૂદીઓની કતલ થાય છે, કરોડો યહૂદીઓને પોતાના દેશ, પોતાના ઘર, ખેતર, માલમિલકત છોડીને બીજા સ્વતંત્ર દેશોમાં કંગાલ દુ:ખી નિર્વાસિત તરીકે રહેવું પડે છે

આખા યુરોપ એશિયા, અમેરિકા, આફ્રિકામા અને ઓસ્ટ્રેલિયામાં વિશ્વયુદ્ધની અસર થાય છે આવી રીતે ઇટાલીમા ફાસિઝમે આખી પ્રજાને ભૂરકી નાખી, કોમ્યુનિઝમે આજે રશિયાને એકત્ર કરી એક મંત્ર આપ્યો, મંત્રની સાથે એક વિચાર ફેલાવ્યો

જર્મનીનુ બળ અજોડ હતું હિટલરે માત્ર નુકસાન જ કર્યું છે એવુ હુ જરા પણ માનતો નથી હુ તો સજેશન, અને ઓટોસજેશન–સૂચનપ્રવાહ અને આપસૂચનપ્રવાહ શક્તિનુ બળ બતાવુ છુ કોમ્યુનિઝમે જે શીખવ્યુ છે તે બધુ સારુ છે એવુ હુ માનતો નથી હુ તેના કેટલાક તત્ત્વોને જરૂર વખોડુ છુ અને જે બહુ દૂરના ન કહેવાય એવા દિવસોમા આપણા પોતાના દિવસોમાં હિંદી પ્રજાએ શુ બતાવી આપ્યુ ? ગામડાઓમા અને શહેરોમાં, અરે મુંબઈ જેવા મોટા શહેરોમાં મોટર ચલાવનારા અને વિક્ટોરીઆ ચલાવનારા, ચપરાસીઓ અને હેલકરીઓ પોતાને નવરાશ હોય ત્યારે કપાસ કાતવા મંડી પડયા

લાખો તકલીઓ અને ત્રાકો પરદેશથી મંગાવવી પડી અને થોડા સમય પછી એ તકલીઓ થોડા ખાદીધારીઓ સિવાય બધા ભૂલી ગયા, અને મે તકલી માગી તે એક આખા ગામમાંથી મળી શકી નહી

આ લેખ લખવાનો હેતુ તો એ છે કે સૂચનશક્તિનો ઉપયોગ આડી રીતે થઈ શકે છે તેવી જ રીતે સારી રીતે પણ થઈ શકે છે. આપણે યોજનાપૂર્વક પ્રજાને ઉચ્ચ માર્ગે દોરી શકીએ છીએ.

વ્યક્તિના તેમજ રાષ્ટ્રોના ઝગડા લડીઝઘડીને નહીં પણ આપલે અને પતાવટથી થઈ શકે છે. સર્વધર્મસમભાવ ભાવના આખા

જગતની ૨૪૦ કરોડ મનુષ્યોની વસ્તીમાં ફેલાવવાની છે: રંગભેદનો દુષ્ટ વિચાર કે, જેમાં એવું જ મનાતું હતું કે, કાળી પ્રજા તો કેવળ લાકડાં કાપવા અને પાણી ખેંચવા માટે જ સર્જાઈ છે તે જગતના માનસ પરથી ભૂંસી નાખવાનો છે. કાતિલ હરીફાઈથી નહીં પણ સમજપૂર્વકના સહકારથી જ મનુષ્ય જાતિનું કલ્યાણ થશે એ બાબતનો આપણે પ્રચાર કરવાનો છે.

મનુષ્યમાં ઘણી ઊંચી (તેથી કહેવાય છે દૈવી એવી) શક્તિઓ દરેક વ્યક્તિ ખીલવી શકે છે, જો તે તેટલા માટે સતત પ્રયત્નશીલ રહે તો, એનું ભાન આખા જગતને આપવાનું છે. પ્રભાવશાળી અને ચારિત્ર્યવાન સ્વાર્થરહિત મનુષ્યો આવા વિચારો આખા જગતમાં ફેલાવી શકશે, ભલેને થોડા એટમબોમ્બો નાંખીને લાખો મનુષ્યોનો સંહાર થઈ જાય.

## પ્રેરણાત્મક અનુભવો

જે મનુષ્યનું હૃદય સંવેદનશીલ છે, જેમને મનુષ્યો પ્રત્યે સાચી સહાનુભૂતિ છે, અને દુઃખી પીડિતો માટે કરુણા છે તેમના જીવનમાં હરહંમેશ એવા પ્રસંગો બન્યા કરે છે કે જેમાંથી ખુદ પોતાને તથા બીજા જાણનારાઓને નાની કે મોટી પ્રેરણાઓ મળ્યાંજ કરે છે.

મારા જીવનમાં બનેલા એવા થોડા કિસ્સાઓ મારે લખી મોકલવા એવું મને ફરમાન થયું છે. તાત્કાલિક જે પ્રસંગો મારા મનમાં ખડા થયા છે તેનું વર્ણન કરું છું.

૧૯૩૧ની આખરે કે ૩૨ની શરૂઆતમા, પહેલી ગોળમેજી પરિષદની નિષ્ફળતા પછી, ગાંધીજી તથા દરેક ઇલાકા (પ્રાંતો)ના મુખ્ય નેતાઓને ગીરફતાર કરીને જેલમાં ધકેલી દીધા.

મારો આશ્રમ સાબરમતી આશ્રમથી સાતેક માઈલ ઉત્તર વડોદરા રાજ્ની હદમાં હતો તેથી હું બચી ગયો. વડોદરા સરકારની પરવાનગી મેળવીને બે મહિના પછી મને સુરત લઈ ગયા. મને હુકમ કર્યો કે મારે દરરોજ સવારે નવ વાગે પોલીસચોકી પર હાજરી પુરાવવી. આ હુકમનો હું અવશ્ય ભંગ કરીશ એમ જાણીને બીજે દિવસે મને સજા ફટકારવાની હતી.

મારા પરમ મિત્ર ડો. હરસુખભાઈ દેસાઈને ત્યાં હું રાત ગાળવાને

ગયો, પણ પછી પાસે જ રહેતાં મારાં માસીને ઘેર ગયો અને મારે ત્યાં રહેવું પડ્યું.

મારાં માસીને પોતાનું ઘર હતું અને તેમની પાસે પોતાના નિર્વાહ માટે પૂરતાં નાણાં હોવા છતાં તે કેવળ સેવાભાવથી પોતાની સાથે ૭–૮ વિદ્યાર્થીઓને રાખતાં હતાં. આ જુવાનોમાં પણ દેશમુક્તિ માટે ભોગ આપવાની ઝંખના હતી પણ તેમની મુઝવણ એ હતી કે દસ મહિના સુધી પરીક્ષા માટે મહેનત કરેલી તેથી બે મહિના પછી પરીક્ષા આપ્યા બાદ લડતમાં જોડાવું કે તરત જ.

આ બાબતમાં મારી સલાહ માંગી, મેં વિચાર કરીને કહ્યું જો ઝડપથી જેલોમાં એક લાખ માણસો ખડકાવી દઈશું તો સરકારને ભારે મુઝવણ થશે જ્યારે લક્ષ્મી ચાંદલો કરવાને આવે ત્યારે આપણાથી મોં ધોવા ન જવાય, તે છતાં તમે પોતે તમારી વિવેકબુદ્ધિથી નક્કી કરજો કે આખું વર્ષ બગડવા દેવું કે કેમ.

એટલામાં એક ભાઈએ ટીકા કરી કે તમે આગેવાનો અમને વિદ્યાર્થીઓને આ લડતમાં શા માટે સંડોવી દો છો ? મેં તેમને સમજાવ્યા કે જૂઓ ! ! મને ૫૫ વર્ષ થયાં છે, જ્યારે સ્વરાજ્ય આવશે ત્યારે તેનો લાભ મને ઓછો મળશે પણ જો તમે જોડાશો નહિ તો તમે હરામનું ખાઓ છો એવું તમને લાગશે નહિ ? અને પછી હસતાં હસતા મેં ઉમેર્યું કે આપણી તેત્રીસ કરોડની વસ્તીમાંથી ૫૫ કે ૬૦ વર્ષની વયના ચાર પાંચ લાખ ઘરડાં સ્ત્રી પુરુષોને જેલમાં મોકલ્યાં હોય તો કેવું ?

આ અનાયાસે થયેલી ટકોરની અસર વીજળીના જેવી થઈ. સૌ ગંભીર થઈ ગયા અને બે ત્રણ જુવાનોની આંખ ભીની થયેલી મેં જોઈ.

આ પ્રકરણ પૂરું થયું, મને દોઢ વર્ષની "સી" વર્ગની સજા થઈ.

નાસીક જેલમાં મને "બી" વર્ગમાં મૂક્યો. અમારી સાથે

૨૦૦૦ "સી" વર્ગના કેદીઓ હતા તેમને જેલના અધિકારીઓ ખૂબ ત્રાસ આપતા જેલમા ગુનેગાર કેદીઓને માટે એક નિયમ હતો કે રસ્તામા કામ માટે ચાલતા હોય તે વખતે જો કોઈ અમલદાર સામેથી જોવામાં આવે તો એકદમ ઊભડા બેસી જઈને હાથની પહોળી હથેલીઓ પગના પજા પર મૂકવી

એક દિવસે એક રાજકીય જુવાન કેદીએ આ અપમાનજનક નિયમ પાળવાની ના પાડી એને ખૂબ માર્યો, પણ એણે હુકમ માન્યો નહિ સત્યાગ્રહી મિત્રોએ એને ખૂબ સમજાવ્યો કે આપણે જેલના નિયમો પાળવા જોઈએ આ ભાઈએ કહ્યુ કે હુ સ્વમાનને ખાતર હુકમ નહિ પાળુ, ગાધીજીએ પોતે કહ્યુ છે કે સ્વમાન હમેશ જાળવવુ

પછી આ જુવાનને એકાત કોટડીમા પૂર્યો ભૂખ્યો રાખ્યો, ખૂબ ખૂબ માર્યો, જેમ મારતા જાય તેમ એ વધારે મક્કમ થતો ગયો, અને અમલદારો વધારે ઘાતકી થયા એને લોહીલુહાણ કરી મૂક્યો, દવા લગાડવી પડી પણ જુવાન ડગ્યો નહિ છેવટે અરધી બેભાન સ્થિતિમાં એને બે ત્રણ વોર્ડરો ૪-૪।। ફૂટ ઊચે ઉચકે અને પછી છોડી દે એટલે એક પથ્થરની જેમ એ કઠણ જમીન પર પછડાય

દરરોજ આવી ભયકર સજા થવાને લીધે બેભાન સ્થિતિમાંથી એને ચિત્તભ્રમ થઈ ગયો, અને જેલઅધિકારીઓ ગભરાયા એને હોસ્પિટલમા ખસેડવો પડયો ગમે તેટલો જાપ્તો હોવા છતા આ વાત અમારે કાને આવી અને બધા રાજકીય કેદીઓ ઉપવાસ પર ચઢ્યા અને માગણી કરી કે અમારા બે પ્રતિનિધિઓને નવજુવાનને જોવા દો

આ વાત ટુકાવી દઈને લખુ છુ કે કેટલાક અધિકારીઓને સજા થઈ ગોરી ચામડીના જેલરને નોકરીમાથી રૂખસદ મળી અને સુપરિન્ટેન્ડન્ટને સખત ઠપકો મળ્યો આ પ્રકરણ પૂરું થયુ

અમે જેલમાંથી છૂટીને પોતપોતાને ઘેર ગયા આ વાત ભૂલાઈ ગઈ

આશરે બે વરસ પછી મને ખબર મળી કે મુંબઈની હૉસ્પિટલમાં રાખીને આ ભાઈનો રોગ દાક્તરોએ મટાડયો હતો.

અને એ હતો મારી મામીના ઘરમાં મારી સાથે ચર્ચા કરનારા વિદ્યાર્થીઓમાંનો એક. એ તાત્કાલિક લડતમાં જોડાઈ ગયો હતો બહાદૂર નવજુવાન !

*                    *                    *

૧૯૪૪ કે ૪૫નું વર્ષ હશે. ઉત્તર ગુજરાતના ઉત્સાહી વીસનગર ગામમાં એક બહુ જાણીતા સમાજસેવક રહેતા હતા. તેમણે વર્ષો સુધી ખાસ વીસનગર ગામની, મહેસાણા જિલ્લાની અને આખા વડોદરા રાજ્યની સેવા અનેક ક્ષેત્રે કરી હતી. એમના જેવા સતત સેવા કરનાર નાગરિક મેં ઓછા જોયા છે. એમના મૃત્યુ પછી એમની અખંડ સેવાઓની કદર કરવા માટે ગામલોકોએ તેમની આરસની પ્રતિમા તૈયાર કરાવી અને ગામના જાહેરબાગમાં તેને ગોઠવી તેને ખુલ્લી મુકવાની ક્રિયા મારે હાથે થવાની હતી.

લગભગ ૭૦ વર્ષની વયે મેં આ કામ સ્વીકાર્યું અને હું નાગપુરથી ૭૦૦-૮૦૦ માઈલની મુસાફરી કરીને વીસનગર ગયો. ત્યાં શાનદાર મેળાવડો થયો, ઘણી ઘણી અંજલિઓ અપાઈ અને સૌને સંતોષ થાય તેવી રીતે સમારંભ ખતમ થયો.

મોડી સાંજે ૫૦-૬૦ નવજુવાનોએ મારી સાથે પ્રશ્નોત્તરી રાખેલી તેમાંથી અમે તે સભામાં ગયા. વાત વાતમાં કહ્યું કે જો આપણા ગામડાઓની પ્રજા (જે કુલ વસ્તીના ૭૦ ટકા જેટલી છે તે) અને આપણા નાનામોટા ગામોની સ્ત્રીઓ પોતાના હક્કો જાણે નહિ, પોતાના શું દુ:ખ અને અન્યાયો છે તે સમજે નહિ, તો તે સ્વરાજ્યનો અર્થ શો ? માટે તમે ગામમાં અને ગામડાઓમાં વારંવાર જાઓ, રાતવાસો ત્યાં કરો, ગામડાંની સ્થિતિનો સારો અભ્યાસ કરો, ગામડાઓની પ્રજાના કામો છેવટે ગામજનોએ જ ઉપાડવાના છે

ચર્ચા બહુ સારી થઈ કારણ કે એ બધા જુવાનો ખંતીલા અને કામ કરવાને તત્પર હોય તેવા દેખાતા હતા. સભા ખતમ થાય ત્યાર પહેલાં એક જરા પુખ્ત વયના જુવાને ટકોર કરી કે ડાક્તરસાહેબ! અમને સલાહો તો ઘણી મળે છે કે તમે આમ કરો ને તેમ કરો, પણ ગામડે જઈને કેવી રીતે માહિતીઓ એકઠી કરવી, કેવા સવાલો ગ્રામજનોને પૂછવા, તેમના ઉત્તરો કેટલે અંશે માનવા, સામાજિક અને આર્થિક પ્રશ્નો કયા છે તે બધું અમને રૂબરૂ કોઈ બતાવે, ગામડાંઓમાં ભાષણ કે વાર્તાલાપ કેવી રીતે કરવા, એ બધું અમારે શીખવું હોય તો અમારે શું કરવું, અમને કોણ શીખવે?

"મેં ઉત્તર આપ્યો કે જુઓ ભાઈ!" આપણાં શાસ્ત્રોએ કહ્યું છે કે જ્યાં જીજ્ઞાસા છે ત્યાં જ્ઞાન મળી રહે છે. જો તમને શીખવાની સાચી તત્પરતા હશે તો તમને કોઈ માર્ગદર્શક મળી રહેશે તત્પરતા કેટલી તીવ્ર છે તે બતાવો તો જોઈતું મળી રહે. સભા લાંબો વખત સુધી ચાલી અને મને સંતોષ થયો.

અમે અમારા મુકામ પર ગયા. બીજે દિવસે સવારે આરામ લઈને બપોરે અમદાવાદ જવું એવો અમારો પ્રોગ્રામ હતો.

બીજે દિવસે સવારે વીસનગરના ત્રણચાર સારા કાર્યકરો મારી મંગલી પર આવ્યા અને કહ્યુ કે ગઈ કાલે મોડી રાત સુધી અમે ખૂબ ચર્ચા કરી. અમે આપને પૂછવા આવ્યા છીએ કે તમે અમારે માટે કોઈ માર્ગદર્શક મોકલી શકશો? મેં લગભગ તરત જ કહ્યું કે જો તમે મારી શરતો પાળો તો હું પોતે ગામડે જવાને તૈયાર છું, પણ મારી કડક શરતો છે.

(૧) તમારે કામ ધંધો છોડીને અઠવાડિયામાં પાંચ દિવસ ગામડે ફરવું અને ત્યાં રહેવું પડશે બે દિવસ આપણે નગરમાં રહીશું તમારે તમારા કામધધાનુ કામ સંભાળવુ. (આ ઉત્સાહી મંડળીમાં વકીલ ને વૈદ્ય, વેપારી અને ઘણાખરા કમાનારા હતા, મ્યુનિસિપાલિટીના સભ્યો પણ હતા.)

(૨) આ બે દિવસો અમને સંપૂર્ણ આરામમાં રહેવા દેવા કારણ કે અમે બહુ વૃદ્ધ થયા છીએ.

(૩) જો બહુ જ જરૂરી કામ હશે તો મારી રજા લઈને વીસનગર જવાશે અને

(૪) તમારે પોતાનાથી ઉચકાય તેટલો જ સામાન લઈને ચાલતાં ફરવાનું હશે, અને

(૫) અમારે માટે એક બળદનું દમણિયું (ગાલ્લી) રાખવી અને ૭-૮ માણસો મારી પાસે આવીને પ્રતિજ્ઞા લે તો મારો અમદાવાદ જવાનો પ્રોગ્રામ રદ કરું.

આવી રીતે દોઢેક દિવસ માટે અમદાવાદ છોડેલું પણ અમે પાંચ અઠવાડિયાં વીસનગર તાલુકામાં રહ્યા. મોટે ભાગે મારી શરતો બળાઈ હતી જેમણે પ્રતિજ્ઞા લીધેલી નહિ તેવા પણ ટૂંક સમય માટે સાથે રહ્યા.

બધા પુરુષોએ સ્ત્રીઓએ વારાફરતી પ્રશ્નો પૂછ્યા અને નોંધ્યા. જેમણે ભાષણો કદી કરેલા નહિ તે અમારાં ભાષણો સાંભળીને અજબ બોલતા થઈ ગયા સૌને (અમને પણ) ખૂબ જાણવાનું મળ્યું, જો કે મારી સાથેના એક બે ભાઈઓને અમુક પ્રકારની માહિતીઓ તો મારા કરતાં ઘણી વધારે હતી

૩૪-૩૫ દિવસ પછી અમે છૂટા પડયા. આ અણધાર્યો અનુભવ સૌને કામ લાગ્યો હશે કારણ કે થોડાજ સમય પછી આ ભાઈઓમાંથી કેટલાકે પ્રજાની નેતાગીરીનુ કામ ઉપાડી લીધુ અને હજી સરસ કામ કરે છે.

એક ભાઈએ સારી વકીલાત છોડી દીધી અને માત્ર રૂ ૩૦ માસિક લઈને આજીવન સેવા કરવાનું કામ ઉપાડી લીધું. આજે તેઓ મોટો આશ્રમ ચલાવે છે

જે પરિણામ આવ્યું તેનો લેશમાત્ર યશ મને મળતો નથી મારી ઓચિંતી મદદને લીધે અમુક ભાઈબહેનોની આગવી સદ્વૃતિઓ ખાલી એનો યશ તેમને પોતાને ઘટે છે.

૧૯૧૨ કે ૧૩નું ચોમાસુ હતું, અને સુરતની પાસેના ગામ નવસારીમાં હુ સિવિલસર્જન હતો. ત્યારે પહેલાં હું સાતેક વર્ષ સુધી વડોદરાની મોટી હોસ્પિટલમાં સર્જન હતો

આખા ગુજરાતમા આ સૌથી મોટુ અને સારી સાધનસામગ્રીઓથી સુસજ્જ દવાખાનુ હતું, અને પાછો ત્રણ વર્ષ સુધી વડોદરાના મહારાજાનો હું અંગત દાક્તર થયો હતો ૨૦૦ દર્દીઓની પથારીઓવાળા દવાખાનામાંથી મારી બદલી એવા ગામમાં થઈ કે જ્યાં ૬ પથારીઓની સગવડ હતી, પણ ત્યા લગભગ ૩–૪થી વધારે દર્દીઓ રહેતા નહોતા.

તે જમાનામા હુ બ્રિટિશ ડિગ્રીઓવાળો ખૂબ અનુભવી માણસ અને મહારાજાનો દાક્તર હતો, તેથી મારી પ્રતિષ્ઠા જબરી હતી અને જોતજોતામા એવા ઓપરેશનો કર્યા કે ૧૫–૧૬થી ૨૦ દર્દીઓ દવાખાનામાં રહેતા ખાટલા, ગાદલા, ચાદરો, ઓશીકા વગેરે બધી વિશેષ સગવડો ગામના જુવાન ભાઈઓ પૂરી પાડતા હતા આસપાસના ગામડાઓમા પણ મારે વખતોવખત જવુ પડતુ

એક બપોરે ૭–૮ માઈલ દૂર આવેલા એક ગામડામાંથી બે જુવાનો મને પોતાને ગામડે લઈ જવા માટે આવ્યા વર્ષ પૂરુ થવાના કારણે મારે દવાખાનામા કામ કરવાનુ હતુ અને બે ત્રણ દિવસથી દક્ષિણ ગુજરાતમા પડે છે તેવો ધોધમાર વરસાદ પડતો હતો

એ ભાઈઓને મે કહ્યુ કે મારે આજે બહુ કામ છે અને મારા કરતા વધારે સારી રીતે પાસ થયેલા દાક્તર પર હુ ચિઠ્ઠી લખીશ તો તે આવશે તેમણે કહ્યુ કે અમને બાપાએ કહ્યુ છે કે જે ફી માગે તે આપજો પણ મારે તો સુમંત સાહેબનું જ કામ છે, એ

અને પહેરણ આપ્યાં, પરસેવા અને વરસાદથી રેબઝેબ થઈ ગયેલાં કપડાં બદલાવ્યાં, મારું આખું શરીર તેમણે જ ધોઈને લૂછી કાઢ્યું, મને ગરમાગરમ ચા (સૂંઠ અને પીપર નાખેલી) પીવડાવી પછી તાજું દૂધ આપ્યું અને સૂઈ જવાનું સુચવ્યું.

હું હવે સ્વસ્થ તો થયો હતો સુનમૂન થઈ ગયો હતો. મેં કહ્યું કે કોઈ પણ રીતે મારે મારા દવાખાનામાં પહોંચી જવું જોઈએ (આ વાત ટુંકાવી દઉં છું.)

આ પાટીદાર ભાઈઓના કપડાં બગાડીને પણ હું નવસારી પહોંચી ગયો. એ લોકોએ મારા ગજવામાં નોટોનો થોકડો સરકાવી દીધેલો તે મે લેવાની ચોખ્ખી ના પાડી. છેવટે એ નાણાં મારા દવાખાના ગરીબ દર્દીઓ માટે રાખેલી પેટીમાં મૂકી દીધા, અને દવાખાનેથી ઘેર ગયો.

મારાં પત્ની અને છોકરાં મને જોઈને હેબતાઈ ગયાં. હું અત્યંત થાકી ગયો હતો અને તેના કરતાં તો માનસિક આઘાતને લીધે મારા મોં પર ઘણું જ ભારે દુઃખ છવાઇ ગયું હતું. ધીમે ધીમે મેં એમને મારી કહાણી કહી.

બીજે દિવસે ગામના યુવાનોને બોલાવીને તેમને બધું કહ્યું, દિવસો સુધી મને ચેન પડયું નહિ અને રાત્રે મારી ઊંઘ બગડી. આજે ૫૦ વર્ષ પછી દરેક ગામડે જવાના રસ્તા પાકા થયા છે કે નહિ તે હું જાણતો નથી. થોડા જ થયા છે.

વર્ષો વીતી ગયા, પણ આ વાત મારા મગજના ખૂણામાં ઘૂમ્યાં કરતી હતી. ૭ વર્ષ પછી મારા જુવાન મિત્ર ઇન્દુલાલ યાજ્ઞિકનો જબરો સાથ મેળવીને અમે ગામડાઓમાં ખાનગી નાના દવાખાના કાઢવાની યોજના અમલમાં મૂકી તે આમજનોને ઘણી ગમી ગઈ પણ અમે ૫૦થી વધારે દવાખાનાં કાઢી શક્યા નહિ. એકલા વડોદરા રાજ્યમાં ૨૯૨ દવાખાનાં થયેલાં અને સાંજરે છે.

આ યોજનાની પાછળ હતી ઉપર વર્ણવેલી કરુણ અસર.

# વાઘનાં જંગલોમાં

ટૂંક સમય પહેલાં મારાં છોકરાં ગીરનાં જંગલમાં સિંહ જોવા માટે ગયાં હતાં. કૌટુંબિક કાફલો મોટરમાં ધીમે ધીમે જતો હતો. એમણે થોડે જ દૂરથી એક સિંહણને મોટરની પાસેથી થઈને પગથી ઓળંગતી જોઈ

સિંહણે આવડી મોટી મોટરને જોઈ ન હોય એવું તો બને જ નહીં. છોકરાઓ પથરો ફેંકી શકે એટલું અંતર સિંહણ અને મોટર વચ્ચે હતું તે છતાં સિંહણ વિના ફિકર, વિના તમા, વિના ડર, જરા-પણ ઉતાવળ કર્યા વિના રસ્તો ઓળંગી ગઈ અને તેની પાછળ તેનાં બચ્ચાં પણ ગયાં.

સિંહ એ નિડર પ્રાણી છે, અને 'જંગલ'ની માન્યતા એવી છે કે સિંહ (અને સિંહણ) બહુ જ ભૂખ્યાં હોય તો અથવા તેને છંછેડ્યા હોય તો જ મનુષ્ય પર હુમલો કરે છે.

મનુષ્ય માત્રને આવાં હિંસક પ્રાણીને જોઈને જે કુદરતી ડર લાગે તે સિવાય આ મોટરમાં બેઠેલા પ્રેક્ષકોએ વધારે ડર કે બીજી કોઈ લાગણીઓ અનુભવી નહીં. જોનારાં તો સિંહણની સ્વસ્થતા, બેદરકારી અને આત્મશ્રદ્ધાથી આશ્ચર્યચકિત થઈ ગયાં હતાં.

મને સિંહના નહીં પણ વાઘના થોડા અનુભવો થયા છે તે, અને

એક રાત્રે સિંહોના બે ટોળાં વચ્ચે જે ભયાનક પડકાર અને પોકારો સાંભળ્યા હતા એવા અનુભવોનાં ટૂંકાં વર્ણનો આ લેખમાં આપું છું.

એ વર્ષ હતું ૧૯૧૯નું, દિવસો હશે શિયાળાના, અને વખતે મહિનો હશે પોષ. રાત્રે ઠંડી જણાતી હતી પણ વધારે મહત્ત્વની હકીકત તો એ છે કે સાંજ વહેલી પડી જતી હતી.

કાઠિયાવાડના અમરેલી પ્રાંત (જિલ્લા)ના વિદ્યાધિકારી જેને અંગ્રેજીમાં એજ્યુકેશન ઇન્સ્પેક્ટર કહે છે તે મારા મિત્ર હતા, અને હું રાજ્યના આરોગ્ય ખાતાનો મુખ્ય અધિકારી (સેનિટરી કમિશ્નર) હતો.

અમે એવું નક્કી કર્યું હતું કે અમારે સૌરાષ્ટ્રના દક્ષિણે આવેલા કોડીનાર ગામમાં મળવું, ત્યાં અમારે શિક્ષકોને શિક્ષણ કળા ઉપરાંત, આરોગ્ય વિદ્યા, સ્વચ્છતા, ગામડાંનાં દવાખાનાં ચલાવવાનું, સહકારી મંડળીનું કામ કરવાનુ, સમાજ સેવા કરવા વિશેની માહિતી વગેરે વિષયોનું જ્ઞાન આપવુ, અને પછી કોડીનાર તાલુકાનાં ગામડાંઓમાં અમે બન્નેએ સાથે ફરીને અમારું પોતપોતાનું કામ કરતાં કરતાં ગીરનું આખું જંગલ દક્ષિણથી ઉત્તરે વટાવીને ધારી તાલુકામાં જવાનું રાખ્યું.

વચમાં તુળસીશ્યામના ગરમ પાણીના ઝરા આવતા હતા તે અમારે બન્નેને જોવા હતા. આ તાલુકાની ઉત્તરે ધાંટવડ નામનું એક નાનું ગામ છે આજે તો ધાંટવડની પાસેથી રેલવે પસાર થાય છે, પણ ૧૯૧૯માં ધાંટવડ એ ગીરની પાસે આવેલું ગામ હતું. બધાં ઘરોની આસપાસ કાચીપાકી પણ ઊંચી દીવાલો રાખવી પડતી કારણ કે દરરોજ ત્યાં વાઘ આવતા અને ઢોરને પકડવાના પ્રયત્ન કરતા.

આ ગામમાં અમે અને અમારા કાફલાએ આખો દિવસ વાઘોના પરાક્રમોની, તેમના ઓચિંતા હુમલાઓની, અને ઢોરને થતા નુકસાનની વાતો સાંભળ્યાં કરી હતી. સરકારી હુકમ એવો હતો કે વાઘને હાંકી મુકાય, પણ બંદૂકથી ઠાર કરી શકાય નહીં.

જો કોઈ ખેડૂતનું ઢોર ઉંચકી જાય અગર ઢોરને મારી નાખે તો

તે ખેડૂતને સખત નુકસાની આપે પણ બિચારા ખેડૂતનો બળદ જાય તો એ ખેની શા રીતે કરે? નુકસાનીનો રિપોર્ટ થાય પછી છ બાર મહિના સુધી પૈસા મળે નહીં અને મળે તો તે ખેડૂતને મળતા પહેલાં ગામના આગેવાનો મોટો ભાગ પડાવી લે

સૌરાષ્ટ્રના ઘણા ઘણા માણસોને એ ખબર નહીં હોય કે ઘાટવડથી થોડા વાર દૂર સીંગોડા નદીનો ધોધ છે નદી અહીં નાની છે તે છતાં ધોધ ઠીક પહોળો છે અને ઊંચી ટેકરી પાસેથી આવીને ૨૦–૨૫ ફૂટ નીચે કૂદી પડીને ઘાટવડની પાસેથી વહી જાય છે ખૂબ સુંદર દૃશ્ય છે દરેક જોનારને આટલા બધા પાણીનો પછાડ તેનો સતત ઘુઘવાટ, અને કૂદતા નાચતા પાણીનું દૃશ્ય ઘણું આકર્ષક લાગે છે

અમારો આખો કાફલો આ ધોધ જોવા માટે ગયો, કારણ કે અહીંથી બપોરના ત્રણેક વાગે જ અમારે ઘાટવડની પૂર્વ દિશામાં આવેલા પહાડી જંગલી પ્રદેશમાં આવેલા દરમડીઆ ગામડે જવાનું હતું

મેં કાફલો શબ્દ જાણીજોઈને વાપર્યો છે મારી સાથે ત્રણેક કારકુનો, અને ત્રણેક નોકર અને એક રસોઈઓ હતો મારા મિત્રની સાથે એક બે માણસો ઓછા હશે અને અમને બન્નેને દરેકના રક્ષણ માટે બંદૂક ધારી ત્રણ ત્રણ પોલીસના સીપાઈઓ મળ્યા હતા અમે ધોધ જોવામાં તલ્લીન થઈ ગયા હતા એટલામાં ગામના લોકોએ આવીને કહ્યું કે જો મોડું કરશો તો હવે રસ્તામાં જવાનું ભયભરેલું બની જશે

આ ગામડાના લોકોના ભયની અમે મશ્કરી કરતા કરતા આગળ ચાલ્યાં ગાડાં પણ સાથ હતાં કાફલાની આગળ અને પાછળ પોલીસ ચાલતા હતા અને તેની પણ આગળ મારા મિત્ર ને હું ચાલતા હતા. એટલામાં અમે ઓચિંતી હોકા અને બૂમરાણના અવાજો સાંભળ્યા

ગામના લોકો કડીઆળા ડાંગો લઈને રણમેદાનમાં કૂદી પડ્યા, અને અમે શહેરી લોકો આ બધી બુમરાણ તથા કોલાહલનું કારણ સમજી શકીએ તે પહેલાં એક વાઘે વાછરડાને ખાંધ પર ચડાવીને

જગત નરક દોટ મૂકી ગામ લોકોએ પૂંછ પકડી પણ વાઘ વીજળી વેગે અદૃશ્ય થઈ ગયો

અમે મો વિકાસીને આ કદી નહીં ભૂલેતુ એવુ દૃશ્ય જોઈ રહ્યા હતા અમારા ૭ પોલીસમાંથી એકેને ગોળી મારવાનો વિચાર સરખો આવ્યો નહીં હોય ! એન ખલાસ થઈ ગયો ગામ લોકો કહે કે હવે તમે જાઓ નહીં, પણ શહેરી લોકોથી પ્રોગ્રામ કેમ ચૂકાય ? અને અમે બે બહુ હઠીલા મને લાગે છે કે અમારા કારકુનોને તો ઊંચી દીવાલની અંદરનો સરકારી ઉતારો વધારે પસંદ હતો

અમે હરમડીયા જઈ પહોંચ્યા, ત્યા ગામ લોકોને મળ્યા સગી આંખે વાઘનુ પરાક્રમ જોયુ હતુ એંગે વાતો તો વાઘની જ થઈ, પણ ઉતારો ઠીક સારો ને મોટો હતો અમે બન્ને એકેક નાની ઓરડીમાં હતા, અને કારકુનો આ ઓરડીની પાસે આવેલા મોટા હોલમા સૂતા પોલીસ પોલીસ—લાઈનમાં ગયા એક પગી હતો તેણે અમારા બારણાથી ૧૨–૧૫ ફુટ દૂર એક તાપણું કર્યું એણે કહ્યુ કે વાઘ તો એવા ધરાયેલા થઈ જાય છે કે તાપણી પાસે આવીને કૂતરાની જેમ ઊંઘ્યા કરે છે

રાત્રે નવેક વાગ્યા હશે એટલામા અમે વાઘોના બરાડા સાંભળ્યા ઘાંટા એવા હતા કે અમે અનુમાન કર્યું કે વાઘ ઘણા છે શરીરે મોટા હશે અને વિકરાળ હશે મે ઇન્સ્પેક્ટરને અંગ્રેજીમાં કહ્યુ કે હવે આ વાત છોડો કારણ કે કારકુનો ગભરાઈ ગયેલા છે, એ હતા બ્રાહ્મણ ને વાણિયા ઇન્સ્પેક્ટરનો એક કારકુન હતો ટૂંકો પાતળો નાતે હતો વાણિયો કન્યાશાળામાં હતો અને માસ્તર હતો મને પેની લીટીઓ સાંભરી આવી :—

"ટીલાં ટીલા પોતિમાં અને ઝીલાં ઝીલાં મ્હો,
મને લાગે છે કે રખે ને—તમે માસ્તર હો "

અમે ઠીક ૭ સાત માઈલ ચાલેલા એટલે સૌ ઊંઘી ગયા થોડા

સમય પછી પેલા ટૂંકા માસ્તરને 'એકી' કરવાની હાજત (શંકા) થઈ આવી. જ્યાં સુધી અટકાવી શકાય ત્યાં સુધી બિચારાએ હાજતને દબાવી. પછી એ ધીમે રહીને ઊઠયા અને ઓરડાની ચારે તરફ ભીંતના ઉપરના ભાગમાં વાંસની જાળી હતી તેમાંથી બહાર જોઈને બારણાની સાંકળ ઉઘાડી. જેવો એ બહાર નીકળવા જતો હતો ત્યાં એની નજર તાપણી તરફ ગઈ. ઠરી ગયેલી તાપણીની પાસે વાઘ જેવું પ્રાણી ઊંઘતું હતું તે જોઈને તેણે એક કારમી ચીસ પાડી, ઢગલો થઈને જમીન પર બેસી ગયો. અને બેભાન થઈ ગયો.

અમે સૌ પથારીમાંથી છલંગ મારીને બહાર નીકળી આવ્યા. વસ્તુસ્થિતિ સમજી ગયા. માસ્તરને વંડા પર ઘસડી લાવ્યા અને કોલાહલ મચાવ્યો પણ તેની અસર 'વાઘ' પર પડી નહીં. અમે તે દિશામાં ચાંજો ફેંક્યો છેવટે પશુ ઊઠ્યું ત્યારે અમે જોયું કે એ તો ગધેડું ગરમ રાખની મજાહ માણતું હતું. માસ્તરે ધોતિયાને પલાળ્યું હતું તે ભરસાવીને અને બની શકે તેટલું હસવું દબાવીને અમે પાછા સૂઈ ગયા. આ અમારો વાઘનો બીજો અનુભવ થયો.

આ જમાનામાં ગીરનાં જંગલોમાં મોટરો દોડતી નહોતી. રસ્તા અત્યંત વિકટ હતા. ઊંચી નીચી ટેકરીઓ પર અમારે ચડઊતર કરવાનું હતું. કોઈ નાની નદી મળતી ત્યારે ત્યાં માલધારી (રબારીઓ) ના નેસડા જોવામાં આવતા. કોઈ કોઈ સ્થળે પાણી વહેતાં હોય તો બન્ને કિનારે ઝાડોના ઝુંડ પણ ઊગ્યાં હોય. આવાં એક સ્થળે તો મહાદેવનું મંદિર પણ જોયું, પણ ત્યાં પૂજારી નહોતો, સુંદર શીતલ સ્થાનોમાં સારો પવન પણ આવતો હતો. કોઈ કોઈ સ્થળે તો બળદોથી ગાડાં ઊંચે ખેંચાતાં નહોતાં. ખેડૂત અને અમે બધાં ગાડાંઓને ધકેલતા હતા. આવી રીતે અમે તુળસીશ્યામ આવી પહોંચ્યા.

મહંતે અમારું સ્વાગત કર્યું. મંદિરની આસપાસ ૨૦-૩૦ માણસો વસતા હતા. બધાં મકાનોની બહાર કિલ્લાના જેવો ઈંટ ચૂનાનો પાકો ગઢ હતો એટલે કોઈ હિંસક પ્રાણી અંદર જઈ શકે નહીં.

અમે ગરમ પાણીના કુંડમાં બે કલાક સુધી નાહ્યા, એટલામાં મહંત પોતે આવીને કહ્યું કે હવે ગઢના દરવાજા બંધ થઈ જશે માટે અંદર આવતા રહો.

અમે અંદર ગયા, જમ્યા અને વાતોએ ચઢયા જરા મોડી સાંજ થઈ હતી એટલામાં સિંહોની બે ટોળીઓએ એકબીજાની સામે ગર્જના કરવા માંડી અમે તો સ્તબ્ધ થઈ ગયા હૃદય અટકી પડે એવી ભારે ગર્જના હતી અમે દીવાલના પગથિયાં ચઢીને સિંહ જોવાનો પ્રયત્ન કર્યો સિંહો ઘણા હતા પણ અમારાથી જોવાયા નહીં

તુળસીશ્યામ છોડીને અમે ધારી તાલુકાનો માર્ગ લીધો અમારે ડુંગરા ચઢવાના હતા આ ગીર જંગલ તો જુનાગઢ રાજ્યનું હતું કોડીનાર અને ધારી વડોદરાના તાલુકા હતા

ધારીના પહેલા ગામડામાં અમે વિસામો લીધો માલધારીઓનું ગામડુ હતુ ત્યાં શાળા નહોતી પણ ચોરો હતો જે પહેલા જ ભાઈ મળ્યા તેનો ડાબો હાથ કોણી આગળથી કાપી નાખેલો જુવાનજોધ માણસ અને લોખંડી શરીર એને એક સિંહ સાથે ઝપાઝપી થઈ હતી સિંહે હાથ મોમાં ઘાલેલો પણ આ શૂરવીર જુવાને મોટો છરો છાતીમાં હુલાવી દીધો એણે કહ્યું કે અમે સિંહથી ડરીએ નહીં અને અમારી ભેંસો પણ સામનો કરે પણ જો ગાય ભેંસનું બચ્ચું છૂટું પડી ગયું હોય તો સિંહ તેને ફાડી ખાય

## સોનગઢનાં જંગલોમાં

સૌરાષ્ટ્રમાં સોનગઢ નામનું નાનું ગામ છે પણ ત્યાં જંગલ નથી તાપી નદીની દક્ષિણે સુરતથી ૪૦ માઈલ દૂર પૂર્વ દિશામાં આવેલું સોનગઢ ગામ છે અને સોનગઢનો, તાલુકો છે.

જ્યારે પેશવાના હાથ નીચેના સરદાર પીલાજી ગાયકવાડે ગુજરાતમાં પ્રવેશ કર્યો ત્યારે તેણે સોનગઢનો કિલ્લો સર કર્યો આજ સુધી સોનગઢના

કિલ્લામાં ગાયકવાડની ગાદી રહે છે, પણ રાત્રે કોઈ ચોકીદાર પણ ત્યાં રહેતો નથી અને કિલ્લાના જંગલમાં લગભગ દરરોજ વાઘ આવે છે

સોનગઢથી થોડા માઈલ દૂર ઉત્તરમાં, તાપી નદી વહી જાય છે. જંગલ એટલાં બધાં ગાઢ છે કે એક વખત ગાયકવાડે ત્યાં સરકારી મકાનો બંધાવેલા અને વાજપૂરને ( તાપીની ઉત્તરે સોનગઢનો ભાગ ) પેટા તાલુકો કરવો હતો. મેલેરિયાના ભયંકર ઉપદ્રવને લીધે એ વિચાર તથા મકાનો પડતાં મૂક્યાં. થોડાં વર્ષો પછી આ મકાનો ક્યાં છે તે શોધવું અઘરું પડી ગયું હતું.

આ જંગલમાં ગાયકવાડ મહારાજા શિકારે ગયા હતા. દાક્તર તરીકે હું સાથે હતો. અમે ઊંચા ઝાડ પર માંચડા પર બેઠા હતા માંચડા કે મચાને શિકારી ભાષામાં 'મંચન' કહે છે. અમે એક ટેકરીની ટોચ પર હતા, એટલે અમારી સામે જે જંગલ જણાતું હતું તે બધું નીચાણમા હતું. બીજુનો ભાગ લગભગ ૧૦૦ ફૂટ નીચાણમાં હશે

મે આવુ ગીચ જંગલ કદી જોયું નહોતું અને હજી જોયું નથી, પણ તેમા થોડો ભાગ ખુલ્લો હતો. અમે મંચન પર સ્વસ્થ થઈ ગયા પછી હાકો ચાલ્યો. હાકો એટલે વાઘને જગાડીને અમુક દિશામાં હાંકવાનું ધુમરાણ ( હાક મારવી ) ક્રિકેટ કે કુસ્તી, કે એવી રમતો જોવા માટે સ્ટેડિઅમ અગર એમ્ફીથિયેટર હોય છે ( જેમા પાછળની બેઠક થોડી વધારે ને વધારે ઊંચી ઢોળાવવાળી હોય છે ) તેવું દૃશ્ય હતું. મોટાં પ્રચંડ ઝાડો ઊડવા જેવાં જણાતાં હતાં. ઝાડીઓનો રંગ વધારે કાળાશ પર હતો પહાડી ખુલ્લી જમીન પણ દેખાતી હતી.

અમે ધારીને જોઈ રહ્યા હતા. એટલામાં એક બહુ મોટો જંગી અને ઘરડો વાઘ અમારી સામે, બસોનાર દૂર, ચાલતો જણાયો. એની પાછળ ઢોલ અને બરાડાના અવાજ થતા હતા તે છતાં આ જંગલનો

રાજા સંપૂર્ણ સ્વસ્થતા અને ગંભીરતાથી આસ્તે કદમ, ધીમેધીમે ચાલતો હતો, આસપાસ જોવાની જરાય દરકાર કરતો નહોતો. એટલામાં બંદૂકનો એક ભારે ભડાકો થયો, અને પછી તેના પડઘા સંભળાયા, પણ ગોળી તો ક્યારનીય વાઘની બાજુમાંથી પસાર થઈ ગયેલી. અવાજ સાંભળતાંની સાથે, સેકંડના સોમા ભાગની અંદર આ ભારે શરીરના વાઘે છલાંગ મારી અને વીજળીની જેમ ઝાડીમાં ચાલ્યો ગયો. ગયો તે ગયો એ ફરી દેખાયો નહીં. અમે અમારા તંબુઓ તરફ ચાલ્યા ગયા.

બીજે દિવસે અમે તાપી નદીની દક્ષિણે આવેલાં જંગલોમાં ગયા. આ તરફ સાલ્હેરના ડુંગર દૂર દૂર જણાય છે. સાલ્હેરનો કિલ્લો ખાનદેશમાં ગણાય છે

અમે ઘોડા પર મુસાફરી કરી. મને ઘોડેસ્વારી સારી આવડતી હતી, પણ જંગલોમાં જવાની ટેવ નહીં. મારી આગળ મહારાજા અને શિકારીઓના ઘોડા જોરથી દોડતા હતા એટલે મારે પણ તેટલા જ વેગથી જવું પડતું હતું. ઝાડની નીચી ડાળીઓ આવે ત્યારે પૂરા સાવચેત ન હોઈએ તો માથું અફળાઈ ને મરી જવાય એવો મામલો હતો. આ જંગલમાં પણ અમે ઝાડ પર ચઢીને માંચા પર બેઠા. ઝાડી ખૂબ ગીચોગીચ હતી તેથી સામેનું દૃશ્ય તદ્દન સંકુચિત હતું.

અમે ગાઢ જંગલની અંદર જ બેઠા હતા. બહુ જ થોડી જગ્યા ઝાડ વિનાની હતી પણ છોડવા અને ઝાંખરાંથી જંગલ છવાઈ ગયું હતું. અમે માંચા પર બેઠા ને થોડી જ વારમાં શિકારીએ કહ્યું કે હવે એકદમ અવાજ અને હાલચાલ બંધ કરી દો.

આ હુકમનું પાલન અત્યંત કડક રીતે બધાને પાળવું પડતું હતું કારણ કે એક માણસની ભૂલને લીધે આખો શિકાર બગડે. નાણાં બગડે, શક્તિ વ્યર્થ જાય એ તો જાણે ઠીક પણ મોટા માણસોના મિજાજ બગડે એ ભારે કપરી વસ્તુ હતી. જ્યારે અવાજ ન કરવાનો હોય ત્યારે જ ખાંસી ખાવાની જબરી હાજત થઈ આવે.

ગણું ખખેરવાનું પણ અશક્ય હતું. હલનચલન કરાય નહીં એટલામાં એરી લાલ મોટી કીડીઓની એક હારની હાર ને હાર મારા કોટ પર થઈને ગળા ને મોં પર થઈને વાળ તરફ કૂચકદમ કરતી હતી

હું બેજાર થઈ ગયો થોડી કીડીઓને ખંખેરી નાખવી પડી શિકારી મારા પર કાતીલ ડોળા કાઢે પણ મારે કરવું શું ? જરાપણ અતિશયોક્તિ વિના કહુ છુ કે અમને માત્ર શ્વાસ લેવાનો જ અધિકાર હતો, બાકી અમે હતા જીવતાં મુડદાં એટલામાં પચાસેક વાર દૂરના ઝાડો પર વાંદરાઓએ ચિચિયારી પાડવા માંડી ઇશારતથી અમે સમજ્યા કે વાઘજીભાઇ નજીક આવે છે, પણ કઈ દિશામાથી તે બરાબર સમજાય નહીં પછી પાસેના ઝાડો પર ખિસકોલીએ બીકની ચીસો શરૂ કરી

હવે તો અમારા શરીરને રૂવાડેરૂવાડે આંખો આવી ગઈ અમે સાવચેત હોશિયાર રહીને જોતા હતા કે ક્યારે વાઘ આવે છે સૌની આટલી બધી સાવચેતી હોવા છતાં અમારા ઝાડની નીચે માત્ર ૮ કે ૧૦ વાર દૂર વાઘ આવીને ઊભો હતો અને ઝાડ પર ગોઠવાઈ ગયેલી આકૃતિઓ તરફ બન્ને ડોળા ફાડીને જોતો હતો

જ્યારે અમે વાઘને આટલો બધો નજીક જોયો ત્યારે અમે આશ્ચર્યચકિત થઇ ગયા, અને અમારા રૂવાડા ખડા થઈ ગયા એ મોટી મોટી નિર્દોષ આંખો ફાડીને આ વિચિત્ર આગતુકોને જોઈ રહ્યો હતો

ઝાડવા અને ઝાંખરામાં સૂકાં પાંદડાં પણ હતાં જ તે છતાં વાઘનુ હલનચલન, રંગભેદ કે પગલાંનો અવાજ કે કંઇથી અમને એના આવવાની ખબર પણ પડી નહિ આ વિચાર કરીએ ત્યાર પહેલાં તો બંદૂકનો ગગનભેદી અવાજ થયો મારા માંચડા પરથી જ અવાજ થયો હતો અને વાઘ અદૃશ્ય થઈ ગયો

ઉત્તરના જગલમા જ્યારે હુ પહેલી જ વાર માંચડા પર બેઠો

હતો ત્યારે મને વિચાર આવેલો કે આજના જમાનામા બદૂકો એટલી સારી હોય છે કે હાથ જરા સ્થિર રહી શકતો હોય તો નેમ ચૂકવી અઘરી પડે માંચડા પર બેસીને આવી રાઈફલથી શિકાર કરવામા પુરુષાર્થ શું છે? પણ આ દક્ષિણના જગલમા મે અનુભવ્યુ કે તમે વાઘને જોઈ શકો ત્યાર પહેલા તો તમારા શરીરનો કોઈ ભાગ વાઘના મોંમાં હોય, એવું બનવાનો પૂરો સંભવ છે.

આ લેખ પરથી કોઈ એવુ અનુમાન ન કરે કે રાજકુટુબીઓ વાઘનો શિકાર કર્યા વિના પાછા આવ્યા જ્યારે શિકાર થયો ત્યારે હું સાથે હતો નહીં. મારુ કામ તો જખ્મી થયેલા શિકારી કે હાંકો કરનાર રાનિપરજની વૈદકીય સારવાર કરવાનુ હતું મે અગ્રેજી સૈન્યમા ટેરિટોરીઅલ (સ્વયંસેવક) તરીકે ત્રણ વર્ષની તાલીમ લઈને સર્ટિફિકેટ મેળવ્યું હતુ અને તેને અગે મને શૂટિંગ સારુ આવડતું હતું મે કદી કબૂતર કે હરણનો પણ શિકાર કર્યો નથી અમે તાપી નદીમા નારિયેળ ફેંકીને તે તરતા નારિયેળને ગોળીથી વીંધી નાખવાની હરીફાઈઓ કરતા હતા

૧૯૧૯ની સાલમાં મારુ આખુ કુટુબ અને ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક વડનગરની ઉત્તરે આવેલા જૈન તીર્થ તારગામા ગયા ટ્રેઈન મોડી પહોંચી હતી તેથી સાંજ થઈ ગયેલી ધર્મશાળામાં અમને કહ્યુ કે તારંગામા વાઘ જણાયા છે માટે આ સાંજના વખતે તમો ચઢો નહીં, છતાં અમે ચઢવા માડ્યુ

ઇન્દુલાલ મોટા છોકરાઓને લઈને વહેલા ચઢી ગયા શારદાબહેન, હુ અને નાના છોકરા ધીમે ધીમે ચઢતા હતા અમારી સાથે કોઈ હતું નહીં અને અધારુ એકદમ વધી ગયુ અમે પોણો ડુગર ચઢ્યા હોઈશુ એટલામા ઉપરના ભાગમાં વીજળીની ટોર્ચ જેવાં બે લાઈટ જણાયા મે કહ્યુ કે ચાલો! ફાનસ કે ટોર્ચ આવે છે થોડી વાર પછી મંદિરમાથી એક રાણુ ફાનસો સાથે દોડતું દોડતું નીચે આવ્યું એટલે પેલા દીવા ગૂમ થઈ ગયા

અમે ઉપર ચડી રહ્યા ત્યારે જાણ્યું કે એ વીજળીની ટોર્ચ નહોતી પણ વાઘના ડોળા હતા. મંદિરમાં ગયા અને સૌ ઊંઘી ગયા.

મધરાત થઈ હશે એટલામાં અમે એક ખરેખર વાઘનો ભયંકર ખરાડો સાંભળ્યો, હું એકદમ બારી તરફ દોડ્યો. સાધુઓ અને યાત્રીઓએ ભારે કોલાહલ મચાવ્યો હતો, એ કોલાહલથી ઇન્દુલાલ જાગી ઊઠ્યા (વાઘનો ખરાડો એમણે સાંભળ્યો જ નહોતો) અને એકદમ બૂમ પાડી કે દાક્તર દાક્તર કોઈ ચોર છે, એમણે મને બારીમાં ઊભેલો જોયેલો. અમે તજવીજ કરી ત્યારે માલમ પડ્યું કે વાઘ બહુ મોટો અને જબરો હોવો જોઈએ. જે આંગણામાં કોઈ વાઘ પેઠો નહોતો ત્યા એ પહોંચી ગયો, એક વાછરડું પકડીને તેટલા બધા ભાર સાથે દીવાલ ફરીથી કૂદી ગયો અને પછી વિજયનો ખરાડો પાડીને નાસી ગયો.

આવા આવા અનેક વિચિત્ર અનુભવો મને થયા છે.

ખંડ ૩ જો

# ગામદર્શન, દેશદર્શન, યુગદર્શન

**આજથી** વીસેક વર્ષ પહેલાં ગ્રેટબ્રિટનમાં ચેસ્ટર્ટન નામના પ્રખ્યાત લેખક હતા. એમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. એમનામાં ઊંડા તત્ત્વચિંતનની શક્તિ હતી. એમની ખાસિયત એ હતી કે સમાજમાં રૂઢ થઈ ગયેલી માન્યતાઓ, રીતરિવાજો, ટેવો, રીતિનીતિમાં જે કાંઈ ખામી કે નબળાઈ હોય તેની મશ્કરીઓ કરીને તેવી રૂઢ માન્યતાઓ બદલવા વિષે નવું દૃષ્ટિબિંદુ રજૂ કરતા નિબંધો, ટૂંકી વાર્તાઓ અને ટૂંકાં કાવ્યો દ્વારા એ પોતાના વિચારો જણાવતા.

'યુગદર્શન'ને વિશે વિચાર કરતાં મને એમની એક વાત સાંભરી આવે છે. યુરોપ અમેરિકાના પ્રજાજનો હિંદી પ્રજાની જેમ વારવાર તહેવારોની રજાઓ ભોગવી શકતા નથી.

બાર મહિનામાં તેમને જૂજ રજાઓ મળે છે, પણ એ દેશોમાં એક રિવાજ પડી ગયો છે કે દરેક મનુષ્ય ઉનાળાના દિવસોમાં બે–ચાર અઠવાડિયાં દરિયાકિનારે, ગામડે કે કોઈ પહાડપરના રમણીય સ્થળે જાય છે. ત્યારે લેખકો આવી મુસાફરીએ નીકળી પડે છે, પછી તે મુસાફરી પોતાના જ દેશમાં હોય કે પરદેશમાં હોય, ત્યારે તેમને લોકોની

નવા પ્રકારની રહેણીકરણી, રીતરિવાજો જોવા મળે છે, અને તે ભવિષ્યનાં લખાણો માટે ઉપયોગી થઈ પડે છે.

આ વાતની અંદર એમણે પરદેશની મુસાફરી માટે તૈયાર થતા એક લેખકના અનુભવો વર્ણવ્યા છે. બંધ કરવાના પોતાના ઘરનો સામાન ઠીકઠાક ગોઠવી દેવો, સાથે લેવાનાં કપડાં, પુસ્તકો, દરરોજના વપરાશની બધી સાધનસામગ્રીઓ, કવચિત જરૂર પડે તેવી ઔષધીઓ, દૂરબીન અને ટોર્ચલાઈટ જેવી વસ્તુઓ વગેરે વગેરેનો મોટો ઢગલો કર્યા પછી તેને એક પેટીમા કેવી રીતે ગોઠવવો—આવું બધું મહાભારત કામ એમના માથાપર આવી પડે છે.

યુરોપ અમેરિકામાં મજૂર ઘણા મોંઘા હોય છે એટલે મોટે ભાગે દરેક મનુષ્ય પોતાનો સામાન પોતે જ ઊંચકી લે છે. સામાન પેટીમાં માતો નથી તેથી પેટી પર બેસી કૂદીને પટા બાંધવાના પ્રયત્નોમાં તેનો દમ નીકળી જાય છે થોડો સામાન ઓછો કરવો પડે છે. ઓછું શું કરવું એ મોટો સવાલ ખડો થાય છે.

સામાન ગોઠવીને થાક્યો પાક્યો એ ટિકિટ લેવા જાય છે. ક્યાં ક્યાં જવું તે નક્કી કરી શકતો નથી. મહા ચિંતામાં ડૂબી જાય છે. ટિકિટ મળશે કે નહીં, જગ્યા રિઝર્વ થશે કે નહીં એવી એવી નવી ચિંતાઓ ઊભી થાય છે. આ બધું પતાવીને ઘેર જઈને ટેક્સી માટે ફોન કરવા પહેલાં એ આરામખુરશીમાં વિસામો લેતો હતો ત્યારે એને વિચાર આવ્યો કે ઘર છોડીને બહારગામ જવાની એટલે ઠામઠેર (ચેઈન્જ) કરવાની બધી મજાહ, બધી ચિંતાઓ, બધી તકલીફ, બધા અનુભવો તો મને મળી ચૂકયા છે. ગામ છોડવાનો જે ઉમંગ થાય છે તે પણ ભોગવ્યો. હવે મુસાફરી કરીશ તો માત્ર એની એ આંખે જોવાનુ છે

પરદેશમાં બધું નવું જણાશે એ વાત સાચી, પણ આ મારા પોતાના દેશમાં જ અને મારા ગામમાં જે જે જોવાનું છે તે મેં ક્યાં

બારીકીથી જોયું છે ? શા માટે મારે મારા પોતાના જ દેશનું બારીક નિરીક્ષણ ન કરવું ? એટલે એણે પરદેશ જવાનું માંડી વાળ્યું, ટિકિટો પાછી આપી અને નવી દૃષ્ટિથી, અને તાજા (એટલે જાગૃત) મનથી પોતાની આસપાસના વાતાવરણનું અવલોકન તથા અભ્યાસ શરૂ કરવાનો નિર્ણય કર્યો.

## છતી આંખે આંધળા

સાચી અને ખરી હકીકત તો એ છે કે આપણામાંથી ઘણા આંખ અને કાન બંધ રાખીને ફરે છે. આપણામાં જાણવાની જિજ્ઞાસા બુઠ્ઠી થઈ જાય છે. જિજ્ઞાસા સિવાય જ્ઞાનબુદ્ધિ થઈ શકતી નથી.

હું દરરોજ સાંજે દોઢ બે માઈલ ચાલીને એક મેદાનમાં બાંકડા પર બેસું છું. ચાલતો હોઉં છું ત્યારે શહેરમાં મજૂરીએ જઈ આવેલા કાઠિયાવાડી ઢેડ (વણકર કહેવાય પણ વણકરી નહીં પણ મજૂરી કરતાં) સ્ત્રીઓ, પુરુષો અને છોકરાંછોકરીઓ પોતાને ઝૂંપડે પાછાં જતાં મળે છે.

તેમની વાતો, તેમના ગીતોમાંથી મને કાંઈ કાંઈ નવું જાણવા મળે છે. મોટે ભાગે એ વાતો સામાજિક જીવન વિશે હોય છે. નાતમાં ફરજિયાત થઈ પડેલા ખર્ચાનું દબાણ, લેણદેણ, રીતરિવાજની ચર્ચાઓ સંભળાય છે.

હું મારી દાક્તરી આંખે તેમનાં શરીર તપાસું છું. છ સાત માઈલનો આવજા તથા આઠેક કલાકની મજૂરી કરીને વળનાં આ માણસો એટલી ઝડપથી ચાલે છે કે જો મારે એમની વાતો કે ગીત સાંભળવા હોય તો તેટલી જ ઝડપથી ચાલવું પડે અને છેવટે હું હાંફી જાઉં છું.

મધ્યમ વર્ગના વરવહુની વાતો પણ મારે કાને પડે છે. કૉલેજોના વિદ્યાર્થીઓને ગરીબીના કારણે શું શું મુશ્કેલીઓ સહન કરવી પડે છે

તે મારા જાણવામાં આવે છે. આવા નવજુવાનો પોતાની નાતની અંદર પ્રચલિત કુરિવાજો પર પ્રહારો કરતા હોય છે તે મારે કાને પડે છે, અને કોઈ વખત તો હું હિંમત કરીને વિશેષ હકીકત માટે માંગણી કરું છું.

થોડા સમય સુધી મેં આવી વાતો અને વાક્યો અને ગીતોની નોંધ પણ રાખી છે. મોટરબસમાં અને આગગાડીમાં થયેલા અનુભવો પરથી તો મેં અનેક લેખો લખ્યા છે. મુખ્ય પ્રશ્ન તો એ છે કે આપણી આંખોના ગોખલા (સોકેટ)માં 'ઈશ્વરે' આંખો મૂકી છે કે વાલના લીલવા?

પણ ઘણી ઘણી બાબતો એવી હોય છે કે જે જોઈ કે જાણીને ત્યાર પછી તે વિશે પુષ્કળ ચિંતન મનન કરવું પડે છે.

એક બહુ જ સારું સાદું દૃષ્ટાંત આપું. સવારે વાંચવા લખવા માટે હું મારા ઘરની આગળના ઓટલા પર બેસું છું. લગભગ સાડા-સાત વાગ્યા હશે, એટલે સહેજે વહેલું કહેવાય એવા વખતે, મેં એક સાતેક વરસના છોકરાને પોતાનું દફતર લઈને હસતે ચહેરે, ઉમંગથી નિશાળે જતાં જોયો.

એ છોકરો દરરોજ ઉત્સાહથી નિશાળે જાય છે, એકલો હોય છે તે છતાં એ રઝળતો નથી પણ ઠીક ઠીક ઝડપથી ચાલે છે. મને શેક્સ-પિયરમાં વર્ણવેલો વિદ્યાર્થી (મનુષ્યજીવનની સાત દશાઓમાં વર્ણવેલો) સાંભરી આવે છે.

શેક્સપિયરના યુગમાં એ સ્થિતિ સર્વસામાન્ય હશે તેથી જ એણે વર્ણન કર્યું છે કે છોકરો 'લથડતે પગે, કમને, નિશાળે જતો હતો.' આ યુગદર્શનનો વિષય થયો

આજે શહેરોમાં બાળકોને કેળવણી એવા પ્રકારની અપાય છે કે છોકરાંઓને શાળામાં જવું ગમે છે. હાલની કેળવણી બહુ ખરાબ એટલે અયોગ્ય છે એવી બુમરાણ તો કરીએ છીએ. આજે જ આપણાં લાખો

ગામડાંઓમાં આંક ગોખાવ્યા ઉપરાંત થોડું વાંચન અને હિસાબ શીખવીને તથા કવિતાના બેસૂરા રાગડા તણાવીને અને ચપાટીઆના થોડી કાંઈ પ્રસાદી વહેંચીને અભ્યાસક્રમ ખતમ થઈ જાય છે.

પણ શહેરોમા હવે સ્ત્રીશિક્ષિકાઓ અને ઘણા માસ્તરો ઠીક સારું શીખવે છે; અને શહેરોમાં બાલમંદિરોમાં તો છોકરાંઓને બહુ ગમી જાય એવું વાતાવરણ હોય છે

। છોકરાંઓને ઉત્તમ કેળવણી મળે, તેમનુ સ્વમાન ખીલે અને તેમનામાં સ્વાશ્રયની ભાવના ખીલે તો જ એ છોકરાંઓનો સારો વિકાસ થઈ શકે.

જો વિદ્યાર્થીઓને શાળામા ભણવામાં આનંદ આવતો હોય તો આ બાબત નાનીસૂની નથી એક મામુલી દશ્યમાંથી મારે આખા કેળવણીના પ્રશ્ન પર વિચારો કરવા પડયા પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ કેળવણી તથા દરેક વ્યક્તિને એની વિશેષ લાયકાત હોય તેવા વિષયના ધંધાની કેળવણી. સેંકડો અને હજારો માણસો છોકરાઓને સ્કૂલમાં જતા જુએ છે પણ તેમને ભાન થાય છે ખરુ કે યુગ પલટાયો છે?

, એક જુદા જ પ્રકારનો બહુ સુંદર અનુભવ કહુ. હું મુબઈ ગયો હતો અને ત્યા એક મિત્રે મને જમવા બોલાવ્યો એ મિત્ર હતા વેપારી, ભાવનાશીલ અને ઠીક સંસ્કારી આમ લખું છુ તેનુ કારણ એ છે કે તેમણે મને આદરપૂર્વક જમાડયો અને જો કે હું સાધુ કે બ્રાહ્મણ નથી તો પણ જમાડીને મને એક પાકીટ આપ્યું અને કહ્યું કે લોકકલ્યાણના કોઈ પણ કામમાં આ રકમ વાપરજો, અને વધારે જોઈતું હોય તો જણાવજો.

એમના એક મિત્ર થોડા જ દિવસ પહેલાં પારીસમાં પદર વીસ વર્ષો સતત ગાળીને સ્વદેશ આવેલા તે પણ મારી સાથે જમવામાં હતા. મે એમને પૂછ્યું કે તમને મુબઈના હિંદીઓ અથવા ગુજરાતી સમાજમાં કાંઈ પરિવર્તન થયેલુ લાગે છે? એમણે તરત ઉત્તર આપ્યો કે

હું તો આપણી ગુજરાતી છોકરીઓ અને સ્ત્રીઓને અજબ છૂટથી હરતી ફરતી, બજારોમાં ખરીદી કરતી, નોકરીઓ કરતી જોઈને માની જ શકતો નથી કે માત્ર ૧૫ વર્ષની અંદર આ બહેનોના વર્તનમાં આટલો બધો ફેર પડી જશે.

વાત ખરી હતી. એમણે જે જોયું તે થોડા થોડા પ્રમાણમાં બદલાતું આપણે પણ જોયું હતું, પણ જે પલટો અથવા પરિવર્તન થયું તે જોઈને આપણી આંખ ટેવાઈ જતી હતી, તેથી લાંબા વખતને અંતે જે કુલ ફેરફાર થયો તે વખતે સામાન્ય મનુષ્યો માપી ન શકે. આ પરદેશથી આવતા ભાઈએ નવી દૃષ્ટિથી, તાજા કુતૂહલથી સાચી હકીકત જોઈ લીધી. માણસોને આવી રીતે દેશદર્શન થઈ શકે છે.

આજનો યુગ વીજળીનો છે, વીજળીવેગનો છે, એરોપ્લેઈનનો છે. જરૂર પડે તો એક દિવસમાં અહીંથી લંડન પહોંચી શકાય.

હું દાક્તરી વિદ્યાભ્યાસ માટે ઈંગ્લંડ ગયો ત્યારે એ મુસાફરી માટે ત્રણ મહિના તો નહીં ( આફ્રિકાની દક્ષિણ પ્રદક્ષિણા કરીને ) પણ ત્રણ અઠવાડિયાં થયાં હતાં.

આજે રેડિયો પર હું સારામાં સારું સંગીત ( ક્રિયાઝખાન ) મારા ઘરમાં બેસીને સાંભળી શકું છું. મને આખા જગતના સમાચાર મળે છે. નેહરુ, વલ્લભભાઈ, રાધાકૃષ્ણન, મારી સમક્ષ આવીને ભાષણો કરી જાય છે; એટલે આપણા સમાજના વિચારો પણ થોડા ઘણા બદલાય છે. આપણી ભાષામાં નવા નવા શબ્દોનો ઉમેરો થતો જાય છે, ઘણાખરા સારા, વધારે યોગ્ય, વધારે બંધબેસતા, કેટલાક થોડા ખરાબ શબ્દો પણ ઘુસી જાય છે.

એક દિવસ એક રબારીને મેં પૂછ્યું કે તારો છોકરો કાલે મારી સાથે વાતો કરતો હતો તે ક્યાં ગયો? મને જવાબ મળ્યો કે "એ પેલા રોડ પર બેસીને વાતો કરે છે." મેં તો આખી જિંદગીમાં ગુજરાતી વાતચીતમાં રસ્તાને રોડ કહ્યો નથી.

એક રાનીપરજ બુઢ્ઢાને મેં પૂછ્યું કે તેને તાવ આવતો હતો તે હવે કેમ છે ? ત્યારે એણે કહ્યું કે ' સાહેબ હવે તો 'વેલ' થઈ ગયો ' પણ આ ' રોડ ' અને ' વેલ ' ઘણા ઘણા લોકો વાપરે છે તે તરફ મારું લક્ષ દોરાયું નહોતું.

## સમાજસુધારો, સંસારસુધારો, અને એવું તેવું

આજથી ૪૦–૫૦–૫૫ વર્ષ પહેલાં આપણા ગુજરાતમાં સંસારસુધારાની વાતો ઠીક ઠીક સંભળાતી હતી અને સંસારસુધારકોની વગોવણી પણ પુષ્કળ થતી હતી.

આજે આપણે સંસારસુધારાના પ્રશ્નોનો ઉકેલ જુદી રીતે આણવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણે ત્યાં બાળલગ્નો થતાં હતાં તે વિશે ઘણો ઘણો પ્રચાર થયો, પણ તેની અસર બહુ ન થઈ.

વડોદરા રાજ્યે બાળલગ્નપ્રતિબંધક કાયદો કર્યો તેને ૪૫ વર્ષ થયાં, લગ્ન કરનારાં માબાપોને દંડ ફટકાર્યા, પણ તેનું પરિણામ સારું આવ્યું એમ કહેવા હું તૈયાર નથી. 'બ્રિટિશ' ગુજરાત જોડે સરખામણીમાં પ્રજાની પ્રગતિ નહીં જેવી હતી. આર્થિક દબાણને લીધે અને બીજાં અનેક કારણોને લીધે જરૂર થોડો ફેરફાર થયો છે.

હવે તો આખા હિંદમાં આવો કાયદો લાગુ પાડયો છે, અને સજા વધારે કડક થઇ છે તે છતાં કાયદાથી વસ્તુસ્થિતિ બહુ સુધરી નથી. મરણપરણનાં જમણો પાછળ જે આંધળો ખર્ચ થતો હતો, થતો નહોતો પણ કરવો જ પડતો હતો તે કાયદાથી ઓછો થયો નથી.

આજે દેશમાં ખોરાક ઓછો છે, દેશબંધુઓના હિતને માટે તેનો સંભાળપૂર્વક વાપર કરવો જોઇએ, ૨૪થી વધારે મનુષ્યોને જમાડનાર મનુષ્યોને સખત દંડ થાય છે, તેમાં સંડોવાયલા લોકોની ફજેતી થાય છે, તે છતાં આવાં જમણો છાનાંમાનાં, સાયરસ્તન કે આંખમિચાં-મણાંથી ચાલ્યાં જ કરે છે.

સંસારસુધારામાં ખરાબ કુરૂઢિઓ વિશે ખૂબ ઉહાપોહ થયો

હતો. આ તો એક કવિ નર્મદના દિવસોની વાત છે. હાલમાં મારા થોડા મિત્રોનાં કુટુંબો ભરઉનાળામાં અંબાજીનાં દર્શને ગયાં હતાં.

એક પ્રોફેસરે યુરોપમાં કેળવણી લીધેલી. એક તો સમાજશાસ્ત્રના અભ્યાસક હતા. એમના લાડકા છોકરાને નજર લાગે માટે તે છોકરી જેવો દેખાય તેટલા લાંબા વાળ રાખેલા, અને વાળ અંબાજીના દર્શન કરાવીને જ કપાવી શકાય. આવા તો હજારો અને લાખો ગુજરાતી હશે. ભણેલા અભણ સહુ સરખા.

એક દાક્તર મિત્રને છોકરાં થતાં નહોતાં, તેથી બહુચરાજી માતાના દર્શને ગયા મેં કહ્યું કે અરે ભલા માણસ! તું તારી પોતાની અને તારી સ્ત્રીની બધી રીતે તપાસ કરાવ, તમારા બેમાંથી એકમાં (કે બન્નેમાં) કોઈ નાનો (સોજા જેવો) રોગ હશે કે બીજી કોઈ ઉણપ હશે તેના ઇલાજ કર. જો અસાધ્ય રોગ કે ઉણપ હશે તો બિચારી બહુચરા માતા શું કરશે? એણે મને સ્વસ્થ ચિત્તે કહ્યું કે એ તો શ્રદ્ધાનો વિષય છે.

થોડા જ દિવસ પહેલાં એક યુનિવર્સિટીમાં જઈ આવેલી બેરિસ્ટરની છોકરી મળી. વાતવાતમાં જાણ્યું કે બુધવારે મુસાફરી કરાય નહીં. શ્રાદ્ધ પક્ષના દિવસોમાં સ્થળાંતર કરાય નહીં.

એક ગ્રેજ્યુએટ શિક્ષક અને દેશસેવક જેણે જેલો ભોગવી છે તે મને કહે કે ઉત્તર દિશામાં માથું રાખીને સુઈએ તો (ઉત્તર ધ્રુવ) પોલર આકર્ષણને લીધે નુકસાન થતું હશે તેની તમે શી રીતે ના પાડી શકો! મેં કહ્યું કે ભાઈ પણ કરોડો બિનહિંદુઓ ઉત્તરમાં માથું રાખીને સુતા હશે તેનુ અકલ્યાણ થયેલું સાંભળ્યું નથી.

એ જ ભાઈ મને કહેતા હતા કે જનોઈને લીધે વીજળીની શક્તિનો સંચાર શરીરમાં થાય છે. અને એમની એવી માન્યતા હતી કે જ્યારે સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થાય છે ત્યારે તેવી સ્થિતિમાં જંતુઓ વધારે પાકે છે, માટે ઘરમાં જે અનાજ (રાંધેલું) હોય તે ફેંકી દેવું જોઈએ મેં પૂછ્યું કે જરા ગરમી હોય તો જંતુ વધારે પાકે છે,

ગરમી ઓછી થાય તો જંતુ ઓછા પાકે છે એવું જંતુશાસ્ત્રીઓ કહે છે. ત્યારે એમણે કહ્યું કે જંતુશાસ્ત્રીઓ તો સાવ અજ્ઞાન હોય છે.

હવે આપણે આ પ્રશ્ન પડતો મૂકીએ સંસારસુધારાની પછી અથવા તેની સાથે સાથે સમાજસુધારાનો પ્રશ્ન આવ્યો.

દારૂનો નિષેધ નહીં થાય તો સમાજ શી રીતે સુધરશે? આપણા સમાજમાં ત્રણ–ચાર કરોડ માણસો અછૂત ગણાય છે તેમનો ઉદ્ધાર થવો જોઈએ.

લગ્ન જેવા પ્રસંગે 'રામજણી' (ઘણુ ખરું વેશ્યાઓ)ને નાચવા બોલાવવી એ રિવાજ કાઢી નાખવો જોઈએ પચાસથી વધારે વર્ષો પહેલાં મે આવી નાચનારીઓના અસભ્ય ચાળા અને નખરા જોયાં છે સંસારસુધારો એ મોટેભાગે ન્યાતના નિયમોને સુધારવા વિશે હતો; સમાજસુધારો એ મોટેભાગે તે સિવાયના સુધારાઓને લાગુ પડતો હતો. પછી આવ્યા 'સમાજસેવા'ના વિચારો મજૂરોની સ્થિતિ સુધારવી, બધાં મનુષ્યને કાયદાની દૃષ્ટિએ (એટલે રાષ્ટ્રની નજરે) સમાન હકો હોવા જોઈએ

આપણા હિંદુ સમાજમા વર્ણવ્યવસ્થા છે તેના મૂળમાં અસમાનતા છે એવી દલીલ સાંભળવામાં આવી થોડા વર્ષો પછી સામી દલીલ થઈ કે વર્ણવ્યવસ્થામા ઊંચનીચની ભાવના નથી, બધા વર્ણો સરખા છે, પણ ઊંચનીચની ભાવના અમુક અધોગતિના યુગમા પેસી ગઈ છે આમાં કઈ દલીલ સાચી અને કઈ ખોટી? ત્યારે દેશદર્શન, લોકદર્શન કરવા માટે તો આવા હજારો વિષયો છે

ખરો પ્રશ્ન તો એ છે કે આવા પ્રશ્નોનો અભ્યાસ કરનારા ગુજરાતીઓ છે ખરા? જો એવા વિદ્વાનો છે તો તેમને આ પ્રકારનું સંશોધન કરવાની ફુરસદ છે ખરી? જો તેમને તેવી શક્તિ ને ફુરસદ છે તો તેમને માસિકોમા લખવાની ફુરસદ છે ખરી? ઘણા સારા સારા વિદ્વાનો લગભગ કાંઈ જ લખતા નથી, કેટલાક લખે છે તે ગુજરાતી ભાષામાં લખતા નથી, અને ચીન, જાપાન જેવા

દેશોમાં પણ લેખકોને જે પુરસ્કાર મળે છે તેટલો બદલો હિંદમાં કે ગુજરાતમાં મળે છે ખરો? ચીન, જાપાનમાં કેટલાક મનુષ્યો લેખનનું કામ ધંધાદારી રીતે કરી શકે છે.

મેં સંસારસુધારા વિશે લખ્યું છે તેમાં એક મહત્ત્વની બાબત અહીં ઉમેરું છું. સંસારસુધારાની અસર સમાજના કેટલા ભાગ પર થઈ?

આપણી ૮૦ ટકા વસ્તી તો ગામડાંમાં રહે છે. ત્યાં તો બાળલગ્નો થાય છે, ત્યાં સ્ત્રીકેળવણી નહિ જેવી છે, સ્ત્રીઓ ભણી હોય તો તેમને વાંચવાને પુસ્તકો મળતાં નથી. જો પુસ્તકો મળી શકે તો સાસુ તેને વાંચવાની ફુરસદ આપતી નથી આ હકીકતમાં અતિશયોક્તિ નથી.

ગામડાની સ્ત્રીઓ રસ્તામાં કૂદી કૂદીને છાતી કૂટે છે, જૂઠું જૂઠું રડે છે, જ્ઞાતિજનને બાળીને પાછા વળતા પુરુષોની પોક સાંભળીને તેમના જૂઠાણા માટે દયા આણવી કે તિરસ્કાર આણવો તે સમજાતું નથી.

બધાં લગ્નો લાકડે માકડા વળગાડયા જેવાં હોય છે. હજી સ્ત્રીઓ મલાજો પાળે છે મલાજો એ શબ્દનો તો સારો અર્થ પણ થાય અને ઢોંગી મલાજો પણ હોઈ શકે. આપણે 'કહેવાતો' સુધારો મોટાં શહેરોમાં આવ્યો છે. તે પણ અમુક ઊંચી કહેવાતી એટલે ભણેલી નાતોમાં.

જો હું કહું કે આપણા દેશની વસ્તીના એક ટકા જેટલા ભાગને પણ એ સુધારો અસર કરી શકેલ નથી તો તે ખોટું નથી. ૧ ટકો એટલે ૩૫–૩૬ લાખ મનુષ્યો થાય. જોકે એટલા માણસો જ વહેમમુક્ત થયા નથી. થોડી થોડી અસર ઘણા મનુષ્યો પર થઈ છે. મનુષ્યોના વિચાર બદલાયા છે પણ તેમનામાં રીતરિવાજો રૂઢિઓ બદલવાની હિંમત નથી.

આજના સ્વતંત્ર હિંદના યુગમાં કંઈ કંઈ ફેરફારો થઈ રહ્યા છે. વડોદરામાં યુનિવર્સિટી નીકળી, મહારાષ્ટ્રમાં નીકળી છે એટલે વખતે બીજી યુનિવર્સિટી અમદાવાદમા નીકળી છે.* ચરોતર, સૌરાષ્ટ્ર અને સુરત કહે છે કે "હમ ભી ડીય", અને શા માટે નહી?

આપણા દેશમા લોકનાટકોની પ્રથા પ્રસરતી જાય છે, નૃત્યકળા પણ સ્પષ્ટ રીતે ખીલતી જાય છે, આવી અનેક પ્રકારની પ્રગતિ થતી હશે, થઈ રહી છે. પણ આખી કેળવણીનો મુખ્ય પાયો પ્રાથમિક શિક્ષણનો છે એ વાત ભૂલાઈ ગઈ હોય એવુ મને લાગે છે.

જો કોઈ માણસ રેતીના પાયા પર ઘર બાધે તો તેને આપણે ગાંડો કે મૂરખ કહીએ. અને તે છતા આખા હિ દભરમા આપણે રેતીના પાયા પર જ યુનિવર્સિટીઓની ભવ્ય (?) ઇમારતો બાધવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ

આપણા શિક્ષકોને યોગ્ય તાલીમ અપાઈ નથી, એમને યોગ્ય પગાર આપવાની આપણે આનાકાની કરીએ છીએ, આપણો અભ્યાસક્રમ સારો નથી, કેળવણી આપવાની પદ્ધતિ સારી નથી, શિક્ષણ માટે જરૂરી એવા સાધનો આપણે પૂરાં પાડતા નથી અને આપણે જોઈ એ છીએ કે ગામડાંઓમા છોકરાં એક બે વર્ષમા બહુ જ ઓછી કેળવણી પામે છે.

મેં અનેક શાળાઓ જોઈ છે કે તબેલા કરતા વધારે ખરાબ હોય છે. મે એવી શાળાઓ જોઈ છે કે જેમાં અજવાળું ઘણું ઓછુ હોય છે. એવી શાળાઓ જોઈ છે કે જેમા એક શિક્ષક ત્રણ–ચાર વર્ગો ચલાવતો હોય છે ઘણા શિક્ષકો શિક્ષણની સાથે સાથે બીજા ધધાઓ કરે છે.

જો ગ્રામશિક્ષણ સુધરશે નહીં તો ખેતીમા સુધારા શી રીતે

* ગુજરાત યુનિવર્સિટી થયાને લગભગ પંદર વર્ષ થવા આવ્યા છે

થશે, તો ગ્રામપંચાયતો શી રીતે ચાલશે. તો દરેક પુખ્ત વયના મનુષ્યને મતાધિકાર મળે તેનો અર્થ શો રહેશે? મને ખાતરી છે કે હું લખું છું તેની સાથે સૌ કોઈ સંમત થશે, અને ત્યારપછી સૌ કોઈ તદ્દન ઉદાસીન રહીને કાંઈ જ કરશે નહીં. કોઈને કાંઈ પડી જ નથી સરકાર બેભાન સ્થિતિમાં છે, અને પ્રજા ઘેનમાં છે જે થોડા બિચારા જાગૃત છે તે અરણ્યરુદન જેવા પોકાર કર્યે જાય છે. આજે તો તેમનો પોકાર સંભળાતો નથી, આશા રહે છે કે કોઈ દિવસ આમવર્ગ તેને સાંભળશે

# મૂંઝવતા ત્રણ પ્રશ્નોની ચર્ચા

આપણા હિંદ દેશની પ્રજા જગતની પ્રગતિશીલ પ્રજાઓની સાથે સરખામણીમાં ઊંચી કક્ષાએ આવે એવો પ્રયત્ન આપણે સહુ કરી રહ્યા છીએ, અને તેમ કરવા માટે માત્ર દસપંદર નહીં પણ સેંકડો મહત્ત્વના પ્રશ્નો, એક સામટા, ઉકેલ માગી રહ્યા છે અગાધ આત્મશ્રદ્ધા રાખીને આપણે સર્વાંગી પ્રગતિ કરી રહ્યા છીએ.

આ લેખમાં ત્રણ પ્રશ્નોની ટૂંકી ચર્ચા કરીને તે પ્રશ્નોનું મહત્ત્વ બતાવી આપવાનો પ્રયત્ન કરીશ.

## ૧. સુપ્રજનન

સહુથી પહેલો પ્રશ્ન સુપ્રજનનનો છે જો હિંદ દેશમાં શરીરે સુદૃઢ, નિરોગી, બુદ્ધિશાળી અને નૈતિક હિંમતવાળી પ્રજા હશે તો આપણે એક પ્રજા તરીકે જીવી શકીશું જો આપણી પ્રજા કમનાકાત, માંદલી અને ડરકુ હશે તો તે પ્રજા કદી સ્વરાજ્ય કે સુરાજ્ય ભોગવી શકવાની નથી.

આજે ગુજરાતમાં જે ભણેલીગણેલી અને પૈસેટકે સુખી પ્રજા છે તે શરીરે ટૂંકી અને નબળી બની ગઈ છે એવું માનવાને સબળ કારણો છે. આ જાતની નબળાઈ ધીમેધીમે પેઢી દર પેઢી વધતી ગઈ છે અને તેમ થવા માટે ઘણાં કારણો છે.

બાળલગ્ન, વ્યાયામનો અભાવ, અયોગ્ય ખોરાક, વિષયવાસનાની બાબતમાં અસંયમ, આર્થિક મુશ્કેલીઓ, સામાજિક ચિંતાઓ, દૂષિત શિક્ષણ અને પરીક્ષાઓનો ત્રાસ વગેરે અનેક કારણોને લઈને પ્રજા શરીરે નબળી બની ગઈ છે, અને સામાજિક તથા રાજકીય કારણોને લીધે આપણા જીવનમા બીક, વહેમો અને કુરિવાજોએ ઘર ઘાલ્યુ છે

આવા પ્રશ્નોની ચર્ચા માટે પુસ્તકો લખવાં પડે એવુ છે, પણ આપણે સુપ્રજનન, એટલે સારી પ્રજા ઉત્પન્ન કરવાની બાબતમાં એક જ પ્રશ્નનો વિચાર કરીએ કે જુવાન સ્ત્રી પુરુષોએ પોતાના જીવનસાથી (Mate)ની પસંદગી, અથવા વધારે સ્પષ્ટ ભાષા વાપરીએ તો દરેક સ્ત્રી પુરુષે પોતાનાં વરવહુ કેવી રીતે પસંદ કરવા—એ છે આવી પસંદગી કરવા માટે કોઈ નિશ્ચિત ધોરણો છે ખરાં?

થોડા સમય પહેલા વડોદરાના મહારાજાએ એક ઘોડા માટે દસેક લાખ રૂપિયા આપ્યા આજે ઘોડદોડને માટે જેટલા જાણીતા ઘોડા છે તેમની વંશાવળી દરેક ઘોડાનો માલિક જાણે છે

મનુષ્યમા સાધારણ રીતે વંશાવળીઓમાં પુરુષોનાં જ નામ આપ્યાં હોય છે આપણે રવીન્દ્રનાથ ટાગોર કે મોહનદાસ ગાંધીના બાપદાદાના નામ જાણીએ છીએ, પણ તેમની મા કોણ માના મા તથા બાપ કોણ હતા તે જાણતા નથી, પણ ઘોડાઓ અને કૂતરાની બાબતમા ઉપર જણાવ્યા પ્રમાણે દરેક પેઢી કોને પેટ પેદા થઈ તેની માહિતી નોંધી રાખવામાં આવે છે

ત્યારે એનો અર્થ એ થયો કે દોડવાને માટે સારો ઘોડો પેદા કરવો હોય તો કઈ ઘોડીને કયો ઘોડો બતાવવો તેનો ખૂબ વિચાર કરવાનો હોય છે, પણ તેનાથી દસમા ભાગ જેટલી દરકાર મનુષ્યની પ્રજા ઉત્પન્ન કરવામા રાખવામાં આવે છે ખરી?

પહેલો સવાલ એ છે કે જીવનસાથીની પસંદગી કોણ કરે? આજે એવુ મનાય છે કે એ પસંદગીમા બીજા કોઈએ માથુ મારવાનું હોય જ નહીં, અને અને અસ્સી પોતાની મેળે પસંદગી કરી લેશે

આજે તો સામાન્ય માબાપો મોન્ટેસરીના નામે એવુ માનતા થયા છે કે છોકરાઓને જેવી રીતે ભણવુ હોય કે વર્તવુ હોય તેવી રીતે ભણવા અને વર્તવા દેવા એ માબાપોની ફરજ છે; અર્થાત્ મા બાપને માથે લગભગ કાંઈ ફરજ રહેતી નથી આ માન્યતા ભૂલભરેલી છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય; અને માબાપ તેમજ શિક્ષકોએ છોકરાઓ પર બારીક નજર રાખીને તેમને સતત દોરવણી આપવાની હોય છે. તેવી જ રીતે જીવનસાથીની પસદગીમાં પણ માબાપોએ સતત દોરવણી આપવાની હોય છે—હુકમો આપીને નહીં, પણ અમુક સિદ્ધાંતોની ચર્ચાથી

એક દલીલ એવી કરવામા આવે છે કે જો છોકરા પોતાની પસદગીથી પરણશે તો પછી કોઈનો વાક કાઢી શકશે નહીં છોકરા પોતે આ દલીલ વાપરે છે આ દલીલ યથાર્થ હોવા વિશે મને શકા છે અટકાવી શકાય એવી ભૂલ કરવા દેવી અને દુઃખ પડવા દેવુ એવુ માબાપનુ વલણ મને અયોગ્ય લાગે છે, પણ જો માબાપ અને છોકરા વચ્ચે તીવ્ર મતભેદ થાય તો માબાપે નમતુ જ મૂક્વુ એવુ હું ન કહુ હુ માનુ છુ કે પોતાનુ દૃષ્ટિબિંદુ રજૂ કરવુ જ જોઈએ, છેક છેવટ સુધી, માત્ર કડવાશ ખડી કરવાની જરૂર રહેતી નથી

ત્યારે શુ પસદગી માબાપે કરવી? આજના જમાનામાં આ પ્રકારની સત્તા કોઈ પણ આપે એવુ નથી, અને તેથી એક જ માર્ગ ખુલ્લો રહે છે કે માબાપ અને છોકરાઓએ પોતપોતાનાં મન ખુલ્લાં કરીને નિખાલસ ચર્ચા આખા વિષયની કરવાની જરૂર રહે છે

જીવનસાથીની પસદગી માટે કોઈ ધોરણો છે ખરાં?

એક વ્યક્તિએ પોતાના સાથી માટે શુ શુ જોવુ?

(૧) રૂપ (૨) રગ, (૩) કુળ (૪) અભ્યાસ (બૌદ્ધિક વિકાસ અને કમાણીની દૃષ્ટિએ) (૫) આર્થિક સ્થિતિ (૬) માબાપની આર્થિક સ્થિતિ (૭) સાથીનો સ્વભાવ એટલે તેનુ ચારિત્ર્ય—વગેરેમાથી શુ

શું અને કેવું તપાસવું ? આ પ્રશ્નની આખી લાંબી ચર્ચા પણ એક પુસ્તક લખવા જેટલી થઈ જાય; પણ હું એટલું કહેવા ઇચ્છું છું કે જો આ બધાં ધોરણોનો વિચાર કરવામાં ન આવે તો નવાં જીવન સાથીઓ ગભીર ભૂલ કરે છે

માત્ર રૂપ કે રંગથી મોહિત થનાર વ્યક્તિ જેવી ભૂલ કરે છે તેટલી જ ગભીર ભૂલ કેવળ આર્થિક સ્થિતિ અથવા બૌદ્ધિક બળની પસંદગીથી થાય છે, અને તે છતાં આજે આખા સમાજમાં ચારિત્ર્ય બળના કરતાં બુદ્ધિને વધારે મહત્ત્વ આપવામાં આવતું નથી ! બુદ્ધિ એટલે વધારે કમાઈ શકશે એવી (ખરી કે ખોટી) માન્યતા, અને તેવી જ રીતે પરણનારની તેમજ તેના બાપની સારી આર્થિક સ્થિતિને પસંદગી આપવામાં આવે છે

હું વધારેમાં વધાર મહત્ત્વ ચારિત્ર્યને આપું છું હવે આ પ્રકારની પસંદગી કરવાની શક્તિ ૧૬ થી ૨૨ વર્ષના બધાં યુવકો અને યુવતીઓમાં છે એ સ્વીકારવાની હું સાફ ના પાડું છું, અપવાદરૂપ બહુ થોડી વ્યક્તિઓમાં હોય ખરી પણ સામાન્ય રીતે તો આવી પસંદગી મુશ્કેલ છે

વળી યુરોપ અમેરિકામાં જે યુવક–યુવતી પરણવાનો વિચાર કરે છે તે સાથે ફરે છે ગાઢ સંપર્કમાં આવે છે અને સામા પક્ષનાં માબાપ કુટુંબ તથા મિત્રોની સાથે હળીમળી જાય છે આવા સંજોગોમાં સવનન થાય તે ઇષ્ટ છે ગાઢ સંપર્કને લીધે સામા પક્ષના સગાંવહાલાં અને મિત્રોની વાતો પરથી તથા તેમના વર્તન પરથી ઘણું ઘણું જાણવાનું મળે છે

આપણે ત્યાં જ્યાં સુધી લગ્નો એક નાતમાં થતાં હતાં ત્યાં સુધી બન્ને પક્ષો અન્ય પક્ષની ખાસિયતોથી વાકેફ હતા અને જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ હું કૌટુંબિક રેવ અને વંશપરંપરામાં આવેલા ગુણોને વધારે મહત્ત્વ આપતો થયો છું

મનુષ્યની ખરી કસોટી અસામાન્ય, અણધાર્યા સંજોગો વખતે જ જણાઈ આવે છે અને અમુક કઠિન પ્રસંગોમાં સ્ત્રીપુરુષ કેટલી ધીરજ કે હિંમતથી વર્તશે તે એના કુટુંબના ઇતિહાસ પરથી જણાઈ આવે છે તેથી મારી દલીલ એવી છે કે લગ્નને માટે માત્ર જીવનસાથીનું જ ઓળખાણ પૂરતુ નથી પણ તેના વંશજોનો ઇતિહાસ જાણવાની પણ જરૂર થોડી ઘણી રહે છે

બીજી વાત પણ હું ઉમેરુ છુ કે દરેક પરણનારે પોતાના અને પોતાના કુટુંબના આરોગ્ય વિશેનો ઇતિહાસ, મેડિકલ સર્ટિફિકેટ સાથે, રજૂ કરવાની ફરજ (કાયદાથી) રાખવાની જરૂર છે અને સુપ્રજનન માટે અત્યંત જરૂરનુ છે કે જે જે સ્ત્રીપુરુષોમાં શારીરિક કે માનસિક (ગાંડપણ, કમઅક્કલ) નૈતિક (ચોરી) રોગ પુરવાર થયો હોય, જો તે રોગ કે વલણ તેનાં છોકરામા આવશે એવો નિષ્ણાત અભિપ્રાય થાય તો તેવા સ્ત્રીપુરુષોને, તેઓ પ્રજા ઉત્પન્ન ન કરી શકે એવા, શસ્ત્રક્રિયાથી બનાવી દેવા જોઈએ આવાં ફરજિયાત ઓપરેશન માટે ખાસ કાયદો કરવો પડશે.

## ૨. અમે હિંદી હિંદી હિંદી, હિંદ અમારો દેશ

આજે આપણે જોઈ રહ્યા છીએ કે હિંદ દેશને સ્વાતંત્ર્ય મળ્યાને લગભગ એક જ વર્ષ થયુ છે એટલામાં આપણા દેશમાં પ્રાંતીયતાની લાગણી, પ્રાંતિક સ્વાર્થ, પ્રાંતિક હરીફાઈ અને બીજા પ્રાંતો વિશે દ્વેષભાવ અને તિરસ્કારની લાગણી, કેટલી વધી ગઈ છે

પ્રાંતીય યુનિવર્સિટીઓ થશે તેને લીધે આ અનિષ્ટ લાગણીમા વધારો થશે કે ઘટાડો તે વિચારવા લાયક પ્રશ્ન છે આ પ્રકારની લાગણી દરેક પ્રાંતમા છે, અને તે ખાસ કરીને પોતાની પડોશમાં આવેલા પ્રાંતની પ્રજા માટે અમર રોપમ ગણાતા પરપ્રાંતીય લોકો માટે જોવામા આવે છે

મેં શીવક પ્રશ્નનો ઉલ્લેખ કર્યો છે તે બંગાળીઓમાં ગુજરાતી અને મારવાડી વેપારીઓને વિશે જે દ્વેષભાવ છે તેનો નિર્દેશ કર્યો છે. બાકી બંગાળી – બિહારી, તામીલ – આંધ્ર, મહારાષ્ટ્રી – ગુજરાતી, મહારાષ્ટ્રી – કાનડી હરીફાઈ તો બહુ જાણીતી છે.

પણ આપણે સહુ, બત્રીસ કરોડ, હિંદીઓ છીએ એ ભાવના ખીલવ્યા વિના છૂટકો નથી. આપણામાં વધારે પડતું અલગપણું આવશે તો એક મજબૂત હિંદી રાષ્ટ્રને આપણે જાળવી શકીશું નહીં અને આજથી હજાર વર્ષ પહેલાં આપણો દેશ સમૃદ્ધ હતો, સુખી હતો, આપણા દેશમાં ઉત્તમ કળા હતી પણ દેશમાં સંપના અભાવને લીધે આપણે બહારથી આવતાં ઇસ્લામી સૈન્યો સાથે લડવામાં હાર્યા કારણ કે દેશમાં અસંખ્ય સ્વતંત્ર રાજ્યો થઈ ગયા હતા. આજથી જ આપણે આપણા નવા રાષ્ટ્રનો પાયો નબળો કરી નાંખવો છે?

જે પ્રાંતીય અલગપણું આજે જોવામા આવ્યું છે તે હંમેશાં આપણામાં હતું જ એ હકીકત ભૂલવી ન જોઈએ. એ વાત સાચી છે કે આપણે હિમાલયથી કન્યાકુમારી અને સિંધથી આસામ સુધીના પ્રદેશને એક જ માતૃભૂમિ તરીકે સ્વીકાર્યો છે. આપણા રીતરિવાજ ઘણે મોટે અંશે સરખા છે, અને લગભગ સો વર્ષથી આપણે સ્વતંત્ર થવા માટે જે પ્રયત્નો કરી રહ્યા હતા તેમાં આપણે અરસપરસ સાથ આપીને સહકાર કર્યો છે. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ૬૩ વર્ષની અંદર આપણા પ્રાંતીય મતભેદોને પીગળાવી દીધા હતા.

હું ઇંગ્લંડમાં ભણતો હતો ત્યારથી મારા મનમાં એક યોજના ઘોળાયા કરતી હતી. મેં ત્યાં જોયું હતું કે જ્યારે કૉલેજોમાં લાંબી વેકેશન આવતી (લગભગ અઢી મહિનાની) ત્યારે બ્રિટન, ફ્રાન્સ, જર્મની, વગેરે અનેક દેશોના યુવાનોને પોતાના દેશની બહાર રહેવા માટે ગોઠવણ કરી આપવામાં આવતી

ગ્રેટબ્રિટનમાં એકમો કુટુંબો એવા શોધી કાઢવામાં આવતાં કે

જે એકેક પરદેશી યુવાનને પોતાને ઘેર બેઅઢી મહિના સુધી રાખે, અને તેવી જ રીતે બીજા બધા દેશોમાં તેવાં કુટુંબો તૈયાર કરવામાં આવતા

જો આ જાતની વ્યવસ્થા આપણે હિંદદેશમા કરીએ તો ૧૦૦ કે ૨૦૦ યુવાન ગુજરાતીઓ મહારાષ્ટ્ર, તામીલનાડ, પંજાબ, મધ્યહિંદ, સયુક્ત પ્રાત, બંગાળા વગેરે પ્રાંતોમા ત્યાના કોઈ મધ્યમવર્ગના ભણેલા કુટુંબમાં ગાળે, જે તે પ્રાતના રીતરિવાજ, રહેણીકરણી, આદર્શો, તેમની વિશેષ શક્તિ કે નબળાઈ, ખાસિયતો વગેરેનો, અને જો ઇચ્છા હોય તો ભાષાનો પણ, અભ્યાસ કરી શકે અને બદલામાં ૧૦૦–૨૦૦ બીજા પ્રાંતના હિંદીઓ આપણા ગુજરાતી કુટુંબોમા રહે

આપણે આપણા ખોરાકને વધારે પડતુ મહત્ત્વ આપીએ છીએ. એ વાત સાચી છે કે મને ભાત અને મરચાવાળુ રસમ આપવામાં આવે તો મને બે દિવસમા મરડો થાય, પણ આ ખોરાકની તજવીજ તો પહેલેથી ગોઠવી શકાય

મને લાગે છે કે સયુક્ત હિંદ, અવિભક્ત હિંદની ભાવનાને પોષવા માટે આ યોજનાનો અમલ કરવામા શી શી મુશ્કેલીઓ આવે તેની ચર્ચા આપણા ‘નિકો અને માસિકો કરે એવુ હુ ઇચ્છુ છુ મુશ્કેલીઓ તો છે જ

હિંદ દેશમા મોટામાં મોટી મુશ્કેલીની તો એ દલીલ છે કે આપણા બાપદાદાએ કદી આવુ કર્યું નહોતુ આ નવુ છે, અને બધી નવી ચીજથી આપણે ડરીએ છીએ નવુ હોય છે તે સારુ જ હોય છે એવુ તો કોઈ મૂર્ખ પણ ન કહે, પણ હિંદીઓએ નવા પ્રયોગમા નડનારી મુશ્કેલીઓનો સામનો કરવાની આત્મશ્રદ્ધા અને હિંમત આ ઉત્કર્ષ દબાર વર્ષની ગુલામીના દિવસોમા ઠીક પ્રમાણમાં ખોઈ છે

૨ આતરપ્રાંતીય સમ્મેલન જાણુ છુ, પણ આ યોજના આગળના

જ ભાગમાં તેને માટે ધોરણો બતાવ્યાં છે એટલે કોઈ એમ નહીં કહી શકે કે મુશ્કેલીઓ તરફ મે આંખમિંચામણાં કર્યાં છે

ખેર, નવાઈની વાત તો એ છે કે હું આખા જગતમાં આવી રીતે યુવાનોને જુદા જુદા દેશોમાં રહેવાની સગવડો કરી આપવાની એક ફ્રેન્ચ યોજના વાચતો હતો, હિંદીઓ જાપાનમાં રહી શકે, ચીની ઈરાનમાં રહી શકે, અને અમેરિકન બનારસમાં રહી શકે તેવી યોજના વાચતો હતો ત્યારે, મને મારો જૂનો વિચાર યાદ આવ્યો કે આખા જગતની વાત તો બહુ સારી છે પણ આપણા હિંદી યુવાનોને જુદા જુદા પ્રાંતોમાં મોકલી શકીએ તો આજે આપણામાં જે સંકુચિતતા અને ગેરસમજૂતીઓ છે તે નષ્ટ થઈ જાય સાથે સાથે એ હકીકત નોંધું તો વાંધો નહીં હોય કે લગભગ ૪૮ વર્ષ પહેલાં માત્ર એક અઠિનો હું એક ફ્રેન્ચ કુટુંબમાં રહ્યો હતો, (મને તેમની ભાષાનો એક શબ્દ આવડતો નહોતો) તેને પરિણામે જ હું આજે આ ફ્રેન્ચ યોજના (એમની ભાષામાં લખેલી) સમજી શક્યો છું.

### ૩. આપણું સ્નેહ

અને હવે ત્રીજા વિષયની ચર્ચા ઉપાડું છું

યુરોપ કે અમેરિકામાં આપણે જ્યાં જઈએ ત્યાં અમુક પ્રકારનો રાંધેલો ખોરાક મળી શકે છે ત્યાંની હોટેલ કે રેસ્ટોરાંમાં જઈએ તો કયા પ્રકારનો ખોરાક મળશે તેનો આપણને ખ્યાલ હોય છે

કોઈ ખાણાવળ મોંઘું હોય, કોઈ મોંઘું હોય, કોઈ સ્થળે ઉત્તમોત્તમ ખોરાક મળે, સ્વચ્છતા ઉત્તમ હોય, પણ દરેક ખાણાવળમાં ખાવાની વાનગીઓ તો અમુક રીતે જ બનાવવામાં આવે છે

માંસાહારી ખોરાક હોય તો તે અમુક રીતે જ બનાવવામાં આવ્યો હોય અને અનામિષ ખોરાક પણ પુષ્કળ મળે છે, ખાસ ન જો ઈંડાં માટે વાંધો ન હોય તો આપણા દેશમાં તેમ નથી.

વીશીમાંથી ડબ્બામાં આવતો ખોરાક મેં મુંબઈમાં તેમજ અમદાવાદમાં ખાધો છે, અને કિંમતના પ્રમાણમાં જે ચીજો ખાધી તે સારી હતી એમ હું (જરૂર) ન કહું.

આજે આપણું જીવન પણ અધરું થઈ ગયું છે. ઘણા પુરુષો અને બહુ થોડી સ્ત્રીઓ એવી હોય છે કે જે પોતાને ત્યાં દરરોજ રાંધી શકે એમ હોતું નથી. ઘણા પુરુષો એવા હોય છે કે જેમની પત્નીઓ દેશની વસ્તી વધારવાને માટે પરગામ ગઈ હોય છે. આવા પ્રસંગ વખતે સાગ ચોખ્ખો, 'મોજનો' રાંધેલો ખોરાક શી રીતે મેળવવો એ મોટો પ્રશ્ન ખડો થાય છે આ લેખમાં હું—નીચેનું સૂચવું છું.

(૧) પોતાના ઘરમાં છોકરાં ન હોય અગર ઓછાં હોય એવી મધ્યમ વર્ગની સ્ત્રીઓ પોતાના ઘરમાં એક બે ત્રણ ચાર મહેમાનોને રાખી શકે, અને મહેમાનો રહેવા ખાવાનો હરેલો ખર્ચ આપે. આવી વ્યવસ્થા મુંબઈમાં મેં એક સારા કુટુંબની સ્ત્રીને કરતી જાણી છે.

(૨) અથવા, આવી સ્ત્રી પોતાને ત્યાં બે ત્રણ મહેમાનોને માત્ર ખવડાવે. આવી વ્યવસ્થા મુંબઈ, વડોદરા, અમદાવાદમાં બહુ જ ઓછા પ્રમાણમા થતી જાણી છે.

(૩) અથવા, આવી સ્ત્રી બે ત્રણ વ્યક્તિઓને રાંધેલો ખોરાક પહોંચાડે અગર પૂરો પાડે.

આ પ્રકારની વ્યવસ્થાથી મહેમાનોને ચોખ્ખાઈનો વિશ્વાસ રાખી શકાય એવો સારો ખોરાક મળે છે, અને જે સ્ત્રીઓ આવી યોજના કરે તેમને પોતાનું ઘર ચલાવવામાં રસોઈઆની અને થોડી આર્થિક મદદ પણ થાય છે.

આ યોજનાઓ રજૂ કરતી વખતે મારે થોડી વિગતોમાં ઊતરવું પડશે. યુરોપ અમેરિકામાં દરેક વાનગીમાં મીઠું, મરી, રાઈ, મરચાં, સરકો કે સોસ (ટમાટાના રસમાં મેળવેલા મસાલા) ઉપરથી ઉમેરવામાં

આવે છે, ત્યારે હિંદી ગુહિણીઓ તો એવું માને છે કે પૂરતા પ્રમાણમાં મીઠું મસાલો, મરચાં પહેલેથી નાંખવામાં આવ્યાં ન હોય તો સારો સ્વાદ આવી શકે જ નહીં જો લશ્કરી તાલીમ મળી હોય અથવા ઘરબાર છોડીને નિર્વાસિત થવું પડયું હોય તે જ સમજી શકે છે કે આવા જીભના ગુલામો કેવા દયાને પાત્ર છે

આ ઉપરાંત મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે મધ્યમ વર્ગના લોકો જે પ્રકારની રોટલીઓ ખાય છે તે બનાવવામાં પુષ્કળ સમય વીતે છે, એની રોટલીઓમાં મીઠાશ ઓછી હોય છે અને તે સ્ત્રીઓને જાહેર કામ કરવામાં અડચણરૂપ છે બાજરી કે જુવારનો રોટલો કે ઘઉંનો ભાખરો એ યોગ્ય ચીજ છે

આખા યુરોપમાં, ઉત્તર અને દક્ષિણ બન્ને અમેરિકામાં, અને ઓસ્ટ્રેલિયામાં (ન્યૂઝીલેંડનો સમાવેશ થઈ જાય છે) એક પ્રકારની પાઉં રોટી અને એશિયા આફ્રિકાના બધા મુસ્લિમ દેશોમાં મોટી જાડી સુંવાળી રોટી દુકાનોમાં મળે છે, તેની કિંમત પણ ઠરેલી હોય છે આવી રોટીઓના વપરાશને લીધે રાંધવાનો ત્રાસ ઠીક પ્રમાણમાં ઓછો થઈ જાય છે આપણે નરમ કાળમાં રોટલી ખાઈએ છીએ તે રીત પર ગાંધીજીએ પણ ટીકા કરી છે

હિંદુઓએ અને ખાસ કરીને ગુજરાતીઓએ ખોરાકની બાબતમાં ઘણા ઘણા ફેરફાર કરવાની જરૂર છે, પણ આ લેખની અંદર મારી મુખ્ય સૂચના તો એ છે કે જેમના ઘરમાં રસોડું ચાલતું ન હોય તેમને સારો, ચોખ્ખો સાદો અને પૌષ્ટિક તત્ત્વોવાળો ખોરાક આપવા માટે, ધધા તરીકે, સેંકડો સ્ત્રીઓએ રહેવા જમાડવાની કે માત્ર જમાડવાની કે ભાણું મોકલવાની વ્યવસ્થા કરવાની ખૂબ જ જરૂર છે

# આધુનિક સમાજમાં સાધુઓનું સ્થાન

આ પ્રશ્ન નાનોસૂનો કે ઓછા મહત્ત્વનો નથી કારણ કે જે વર્ગ 'સાધુ' કહેવાય છે તેની સખ્યા જૂજ નથી

પણ એ સંખ્યા શી રીતે જણાય?

(૧) જગતના બધા સુધરેલા દેશોની અંદર દર દશ વર્ષે વસ્તીની ગણતરી કરવામાં આવે છે અને એ તપાસની અંદર દરેક પ્રાંત જિલ્લા, તાલુકા તથા ગામડામાં પ્રજાની વધઘટ કેટલી થઈ છે

(૨) પ્રજા ગામડાઓમા કેટલી છે, શહેરોમા કેટલી છે

(૩) એક પ્રાંતના રહેવાસી બીજા પ્રાંતમા કેટલા વસે છે

(૪) તેમનો ધર્મ અને સંપ્રદાય શુ છે

(૫) વયના પ્રમાણમા સખ્યા કેટલી છે

(૬) તેમા સ્ત્રીપુરુષોનુ પ્રમાણ જુદી જુદી વયે કેટલુ હોય છે

(૭) તે પરણ્યાં હોય છે કે કુવારા હોય છે તેનુ પ્રમાણ

(૮) તેમને શિક્ષણ મળ્યુ છે કે નહીં તેનુ જુદી જુદી વયનુ પ્રમાણ

(૯) પ્રજા કયી કયી ભાષાઓ બોલે છે તેનુ દરેક ભાષાદીઠ પ્રમાણ

(૧૦) પ્રજામા ગાંડપણ, અંધાપો, બહેરા–મુગાપણું તથા રક્તપિત્તનાં કેટલાં મનુષ્યો છે તેની સખ્યા

(૧૧) તેમાં જાતિ, વર્ણ તથા રાષ્ટ્રીય ભેદો (ટ્રાઈબ, કાસ્ટ અને નેશનાલિટી) વાળા કેટકેટલાં છે અને

(૧૨) આ બધી પ્રજા શું ધંધો, શું કામ કરે છે—એ બધી માહિતી એકઠી કરમામાં આવે છે.

પચાસ સાઠ વર્ષના અનુભવને લીધે આ બધું કાર્ય ઘણી કાળજી-પૂર્વક કરવામાં આવે છે અને ઘણે મોટે ભાગે વિશ્વાસપાત્ર હકીકતો તેમાંથી મળી શકે છે જ્યાં હકીકતોમાં ભૂલ હોય છે ત્યાં તે સુધારવા માટે પ્રામાણિક પ્રયત્ન થાય છે.

જે લોકો સાધુઓ કહેવાય છે તેમની બેદરકારીને લીધે તેમની સંખ્યા જાણી શકાતી નથી.

હિંદદેશના પ્રજાજનો જુદા જુદા ધંધાઓમાં કેટલા છે તેના વર્ગીકરણના કોષ્ટકમાં જે બારમો વર્ગ છે તે "બિન-ઉત્પાદક" વર્ગ કહેવાય છે એટલે તે વર્ગ કોઈ પણ પ્રકારનું ઉત્પાદન કરતો નથી, અને તે કોઈ જાતના ધંધા, રોજગાર, વેપાર, શિક્ષણ કે કોઈ કામમાં રોકાયલો નથી. તેની સંખ્યા દર ૧૦૦૦૦ ( દશ હજાર ) માણસોએ ૧૦૪ની ગણવામાં આવી છે.

આ વર્ગની અંદર ત્રણ પેટાવર્ગો છે.

(૧) જે લોકો ગાંડાની હસ્પિતાલમાં, જેલોમાં કે અશક્તાશ્રમોમાં રહે છે તે.

(૨) બીજો વર્ગ ભિખારી, રખડુ લોકો અને વેશ્યાઓનો, અને

(૩) ત્રીજો વર્ગીકરણોમાં નહીં ગણાયલો પરચૂરણ પણ બિન-ઉત્પાદક વર્ગ.

આ બિન-ઉત્પાદક વર્ગના બીજા પેટાવર્ગમાં એટલે ભિખારી, રખડુ પ્રજા અને વેશ્યાઓમાં સાધુઓનો સમાવેશ થાય છે, અને તેમની સંખ્યા લગભગ ૧ ટકા જેટલી છે છેલ્લી વસ્તી ગણતરીમાં ( ૧૯૪૧ ) જો આપણે હિંદની વસ્તી ૪૦ કરોડની ગણીએ તો આપણા દેશમાં ( વધારાનું કોષ્ટક નં-૨, ધંધાની ક્રમ ૧૨ ના પેટાવર્ગ બીજા પ્રમાણે ) ૪૦ લાખ ભિખારી, રખડાઉ લોકો અને વેશ્યાઓ થાય છે.

આ સાચી, નકકર હકીકત છે. સાધુઓ જો બિન–ઉત્પાદક હોય તોપણ તેમણે પોતાના પેટાવર્ગ માટે જુદું વર્ગીકરણ કરાવવા માટે સેન્સસ કમિશનર (વસ્તી ગણતરી અમલદાર)ને લખવું જોઈતું હતું, પણ સાધુવર્ગ તરફથી લખે કોણ ?

## પણ સાધુ છે કોણ ?

હવે આપણે એ વિચાર કરવાનો રહ્યો કે સાધુ એટલે કોણ ? પ્રજાએ કોને સાધુ કહેવા ? આ સાધુઓમાં આજસુધી મુસ્લિમ ફકીરો, કલંદરો, અપંગ ભીખ માગનારાઓ, તથા બેકાર જુગારીઓ, ચોરો વગેરેઓનો એટલે ભીખ પર જીવતા મનુષ્યોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

પણ હિંદુ સાધુઓમાં પણ જે ગાનારા "ભરથરી" કહેવાય છે તે માથે ગેરૂઆ ફાળિયું બાંધે છે, અને તેમનાં ગીતો પણ ભજનો અને એવા ધાર્મિક ઉપદેશનાં હોય છે, છતાં આ લોકો અભણ અને બિનકેળવાયેલા હોઈને તેમને ઉપદેશ કરતાં આવડતું નથી તેમજ તેમનામાં સાધુવૃત્તિ પણ હોતી નથી.

આ વર્ગને 'સાધુ'માં દાખલ કરી શકાય નહીં.

ગુજરાતનાં ઘણાં ગામોમાં વાઘરીઓ અને બીજા કેટલાક ઠગારા માણસો રાખ ચોળીને રંગિત ચીંથરા તથા ચીપિયાને ખખડાવતા ખખડાવતા "આહલેક" ની બૂમ મારતા ફરે છે, અને લોટ વગેરે ઉઘરાવી ખાય છે. આ "સાધુઓ" તદન બનાવટી–ઢોંગી હોય છે.

આવા હરામખોરોનો સમાવેશ "સાધુ"માં શી રીતે કરી શકાય ? તે ઉપરાંત દરેક મંદિર મહાદેવમાં એક ગોસાઈનો પૂજારી વર્ગ હોય છે, અભણ અને અસંસ્કૃત–મંદિરનો થોડો ભાગ સાફ રાખે છે–પૂજા કરે છે, (પૂજા તો શું પણ પૂજાનો બાહ્ય ઢોંગ) અને તેમને ગૅરવાનું રળ તથા ચપટી લોટ મેળવવાનો અધિકાર હોય છે. એમના જીવનમાં ધર્મ માટે સ્થાન ક્વચિત જ હોય છે, અને એમને પણ

સાધુ કહી શકાય નહીં. આ ગોસાઈની સંખ્યા ઘણી મોટી હોય છે કારણ કે આ લોકો પરણે છે.

આ બધું જોતાં આપણને એવા નિર્ણય પર આવવું પડે છે કે જેવી રીતે દરેક સુધરેલા દેશોમાં અમુક શિક્ષણ લીધેલા મનુષ્યો જ વૈદકનો ધંધો [ દાક્તર, વૈદ, હકીમ વગેરે ] કરી શકે છે તેવી રીતે અમુક શિક્ષણ પામેલા લોકો જ સાધુ કહેવાય અને તે સિવાયના બીજા બધા રખડુ કે ભિખારી કહેવાય.

જે માણસોએ સરકારે ઠરાવેલી કેળવણી લીધી હોય તેવા સાધુઓનાં નામ રજિસ્ટર થવાં જોઈએ, જેવાં દરેક વૈદનાં થાય છે તેમ, અને તે સિવાયના લોકોને ભિખારીનો કાયદો લાગુ પાડીને કામ કરતા કરી દેવા જોઈએ.

બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું અને જ્યારે ગ્રેટબ્રિટનની આર્થિક સ્થિતિ અત્યંત નબળી પડી ગઈ ત્યારે ત્યાંની સરકારે એક કાયદો કર્યો છે તે પ્રમાણે સરકારને જો એમ લાગે કે હાલના કટોકટીના સમયમાં અમુક ધંધાની ઘણી આવશ્યકતા નથી તો તે ધંધા અટકાવી શકે છે, જેવા કે ઘોડદોડ શરતના દલાલો; અને અમુક ધંધામાં વધારે મનુષ્યોની જરૂર છે માટે (લાયકાત જોઈને) અમુક માણસોને તે ધંધામાં જવાની ફરજ પાડી શકે છે.

આપણા દેશમાં લાખો માણસો ભીખ પર જીવે છે. અમદાવાદ જેવા મોટા શહેરમાં મારી પાસે બ્રાહ્મણના છોકરા ભીખ માંગવા આવે છે અને તેમને કારણ પૂછતાં તે કહે છે કે 'સાહેબ-હું બ્રાહ્મણ છું.' ભીખ માગવી એ બ્રાહ્મણનો જન્મસિદ્ધ હક ગણાય છે!

'નેતિ નેતિ'ના ન્યાયે મેં ઉપર જણાવ્યું છે કે કોણ સાધુ નથી; એટલે હવે સાધુ સંન્યાસીઓએ પોતે, અથવા સરકારે, અથવા સાધુઓ અને સરકારે એકઠા મળીને એક ધોરણ ઠરાવવાનું રહ્યું કે કોણ સાધુ કહેવાય, કોણ સાચા સાધુ છે અને કોણ ઢોંગી ઠગારા છે.

## સાધુની જરૂર શી છે?

જ્યારે આપણા દેશમાં વર્ણવ્યવસ્થા હતી ત્યારે મોટે ભાગે અમુક વર્ણના લોકોને જ ઉત્તમ પ્રકારની કેળવણી મળતી હતી. બીજા વર્ણની વ્યક્તિઓમાં યોગ્ય લાયકાત તથા શક્તિ હોય તો તે પણ કેળવણી પામતા તેના અનેક દૃષ્ટાંતો મોજૂદ છે.

આશ્રમ વ્યવસ્થામાં એવી પ્રથા હતી કે અમુક વયે અને અવસ્થાએ પહોંચ્યા પછી મનુષ્યો ઘરસંસારથી અલગ થઈ જતા, એ વાનપ્રસ્થી કહેવાતા, અને જો તેવી વ્યક્તિઓને તીવ્ર વૈરાગ્ય આવતો, તો અમુક યમ નિયમોનાં પાલન પછી તે લોકો પોતાનું જીવન ઈશ્વર પ્રાપ્તિના ચિંતન મનનમાં ગાળતા અને સંન્યાસી કહેવાતા.

ઘણી વાર એવું બનતું કે આવા મનુષ્યો તટસ્થ અને નિઃસ્પૃહી હોવાને લીધે તેમની સલાહસૂચના લેવામાં આવતી. આ કારણને લઈને સમાજમાં તેમનું સ્થાન સૌથી ઊંચું રહેતું. પાછળથી જ્યારે મોટા મોટા આશ્રમોમાં સેંકડો હજારો સાધુઓને રાખીને તેમને યોગ્ય કેળવણી આપવાની પ્રથા જૈન, બૌદ્ધ અને બીજા કેટલાક ધર્મોમાં આવી ત્યારે આવા આશ્રમોને તથા સાધુઓને દાન આપવું એ સતકર્મ એટલે ધર્મ ગણાવા લાગ્યું.

પ્રજામાં જ્યારે શિથિલતા આવી ત્યારે ઘણા ધર્મો લોપ પામી ગયા, તેમનાં નામો પણ ભૂલાઈ ગયા છે, અને આશ્રમો પણ ખાલી થઈ ગયા છે. ધર્મોમાં શિથિલતા આવી અને તે છતાં પ્રજામાં દાન આપવાની વૃત્તિ તદ્દન ઊખડી ગઈ નથી. આ કારણને લીધે જ હજી બ્રાહ્મણોને તથા સાધુને થોડું ચપટી અન્ન આપવાની ઇચ્છા પ્રજાજનોમાં ખાસ કરીને સ્ત્રીઓમાં ચાલુ રહી છે.

સાધુઓ સામાન્ય રીતે શિક્ષણનું કામ તો કરતા નહોતા, એટલે પ્રજાને (છોકરાંઓને) વાંચતાં લખતાં શીખવવું અને ગણિત વગેરેનું જ્ઞાન આપવું એ સાધુસંન્યાસીઓનું કર્તવ્ય નહોતું.

પ્રજામાં સામાન્ય ભાષામાં ધર્મનો પ્રચાર કરવાનું કામ, કથા, કિર્તનો દ્વારા થતું હતું. તે બ્રાહ્મણો કરતા હતા અને સાધુઓ નહીં. હિંદુધર્મનાં શાસ્ત્રો છે તેનો ઊંડો અભ્યાસ કરનારાઓ શાસ્ત્રીઓ કહેવાતા હતા.

જે થોડા મનુષ્યોને સંસાર પ્રત્યે સાચો અને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય, જે સંસારથી અલગ રહેતા હોય, જે શાસ્ત્રનો અભ્યાસ કરીને કે કર્યા વિના અમુક યમનિયમોનું કડક પાલન કરીને, જ્ઞાન, ભક્તિ કે કર્મયોગની મદદ વડે ઈશ્વરપ્રાપ્તિમાં લીન (મશગૂલ) રહેતા તે સાધુ કહેવાતા. તેમની જરૂરતો અત્યંત થોડી હતી. દિવસમાં એક જ વખત ભિક્ષાન્ન ખાતા, મંદિરોમાં કે કોઈ એકાંત સ્થળે કુટિરમાં સૂઈ રહેતા, અને જે કોઈ તેમની પાસે જાય તેમને ધર્મોપદેશ આપતા. આ ખરા સાધુઓ હતા. આવી કસોટીમાંથી પાસ થઈ શકે એવા સાધુઓની સંખ્યા બહુ મોટી હોઈ શકે જ નહીં.

## આજનો સાધુવર્ગ

આજના સાધુ સામાન્ય માણસોની જેમ, કેટલાક સારા, કેટલાક મામૂલી અને કેટલાક ખરાબ હોય છે. કેટલાક વિદ્વાન હોય છે, કેટલાક ઘણા ચારિત્ર્યશીલ હોય છે. ઘણા ઘણા તદ્દન મામૂલી હોય છે.

મુસ્લીમ ફકીરોને માટે કહેવત છે કે 'મફતનું ખાવું અને મસીદમાં સૂવું' તે ટીકા હિંદુ સાધુને પણ લાગુ પડે છે. મોટા ભાગના સાધુઓ ગામડાના સંસારમાં ઊંડો રસ લે છે, ચાડી ચુગલીઓ કરે છે, નિરાધાર સ્ત્રીની મિલકત પડાવી લેવામાં કે દુઃખી સ્ત્રીને આડે માર્ગે દોરવામાં પણ ભાગ લે છે.

મોટા ભાગના સાધુઓ ચલમમા તમાકુ અને વખતે ગાંજો ફૂંકીને બીજાઓને ગાંજા-ચલમ આપીને એક ચંડાળ-ચોકડી, એક બદમાશીની બિરાદરી ખડી કરે છે. કોઈક વ્યભિચારી પણ હોય છે. ઘણા આળસુ,

કોઈ જાતના ચોક્કસ કામ વિનાના હોય છે ક્વચિત કોઈક જ ઉપદેશ આપી શકે એવા હોય છે

જો પુરાણુ કે રામાયણુ વાચી શકતો હોય તો તે એવી રીતે વાંચે છે કે ભાગ્યે જ કોઈ સમજી શકે જેમની પાસે પૈસા હોય છે તે ફાંકડા થઈને ફરે છે મોટર રાખનારા સાધુઓ જોયા છે મઠોની અંદર મુખ્ય લક્ષણુ અવ્યવસ્થા તથા ગદવાડનુ હોય છે

ટૂકમાં મદિરો સ્વચ્છતા, પવિત્રતા, સદાચાર, ધર્મોપદેશ, શિક્ષણુ, આરોગ્ય, જ્ઞાન કે ઉચ્ચ આદર્શ આપનારા સ્થાન જરાય રહ્યાં નથી સાધુઓ પોતે આ વાત સમજે છે

આ હકીકત લાખો ગામડાંનાં મદિરોના સાધુઓ વિશે છે બીજા કેટલાક સાધુઓ સતત પ્રાવ્રજ્યમાં ગાળે છે એટલે એક ધામમાંથી બીજે, એમ આખા દેશમાં ચારે દિશામા (કે દસે દિશામાં) રખડયાં કરે છે અન્નક્ષેત્રોમા ખાય છે અથવા ભીખ માગે છે

સાધુનો શિષ્ય હોય તો તે ગામમાં જઈને લોકોને ખબર આપે છે કે મદિરમાં અમુક 'મહાત્મા' આવ્યા છે, એમના દર્શને જાઓ આ ત્યાગી નિસ્પૃહી વૈરાગીઓમા એટલી બધી ઈર્ષ્યા તથા તેજોદ્વેષ હોય છે કે કોઈ સાધુ સન્યાસી પોતાના કરતા વધારે વિદ્વાન કે ચારિત્ર્યશીલ સાધુને પોતાના મદિર મઠમા પ્રવચનો કરવા દેતો નથી સાધારણુ રીતે તો ઉતારો પણુ આપતો નથી આટલાં બધાં તેમનાં મન સકુચિત હોય છે સપ્રદાય જુદો હોય તો તેને તો સઘરે જ કોણુ ?

કેટલાક ઉત્તર હિંદના સાધુઓ મોગ જૂથ રચીને ઘોડા, ખચ્ચર, તબુઓ રાવટી, હાથી, છડીદારોની સાથે દેશમા રખડયાં કરે છે અને જે ગામડે ઉતારો રાખે ત્યાંના આગેવાનોને બોલાવીને જોર જુલમથી ધાકધમકીથી ગામનોકો પાસેથી મિષ્ટાન્ન તથા રોકડા રૂપિયા મેળવે છે વડોદરા રાજ્યમા તો આવા સાધુઓને જુલમ કરતા રોકવા માટે પોલીસોને ખાસ હુકમ મળ્યો હતો

આ લોકો રોગી નથી એવું એક સર્ટિફિકેટ અંગ્રેજી ભાષામાં ટાઈપ કરેલુ અને સર્ટિફિકેટ પર મામલતદાર વગેરેના સિક્કા સાથેનુ ગ્રામપ્રજાને બતાવીને કહે છે કે એમને નાણાં ઉઘરાવવાનો પરવાનો મળ્યો છે.

કેટલાક સાધુઓ ઠેર ઠેર મંદિરો સ્થાપે છે કોઈનામાં વિદ્વત્તા હોય છે, કોઈનામાં વાક્ચાતુર્ય હોય છે, કોઈનામાં વ્યવહારુ જ્ઞાન સારું હોય છે, કોઈને હાથે કોઈ પૈસાદાર માણસને જોઈતી વસ્તુ મળી જાય છે તો તે સિદ્ધ પુરુષ ગણાઈ જાય છે આવા માણસો મહામંડળેશ્વર થઈ ને બેસે છે

કોઈ પ્રકારનો અભ્યાસ હોવો જોઈએ, કોઈ પ્રકારની ચારિત્ર્ય-પવિત્રતા હોવી જોઈએ, એવુ કોઈ જાતનુ ધોરણ ઠર્યું નથી " સૂંઠનો ગાંગડો લઈ ને વૈદ્ય થવાય " તેવી જ રીતે વાક્ચાતુર્ય અને વ્યવહાર-કુશળતા હોય તો મહામંડળેશ્વર પણ થઈ શકાય આ કહેવાતા 'સ્વામી' પોતાના ગૃહસ્થી અનુયાયીઓને અનુકૂળ થાય તેવી જ સલાહ આપે છે, એટલે ખરું જોતાં સ્વતંત્ર પણ કડવી સાચી સલાહ આપનાં ડરે છે, કારણ કે તેમને અનુયાયીઓ ખોવાની હિંમત હોતી નથી

દાખલા તરીકે કોઈ પણ હિંદુ કે જૈન સાધુ પોતાના અનુયાયીઓને ધંધા ઉદ્યોગમાં ચાલતા લાંચ, ચોરી, જુઠાઈ, કાળાં બજાર જુગારમાંથી રોકી શકયા છે ? એક લાખ સાધુમાંથી એક પણ ભાગ્યે જ સાચી સલાહ આપનાર નીકળશે જેમણે લોભ મોહનો 'ત્યાગ' કર્યો છે તેમને પોતાના નામની સાથે ૧૦૮ અને 'મહામંડળેશ્વર' લખાવવાની આટલી બધી તમન્ના શી છે તે ઈશ્વર જાણે

## સારા સાધુઓ

જો હુ અત્યંત સારા, સાચા, ચારિત્ર્યવાન, વિચારશીલ, દેશ-ભક્ત, મનુષ્ય જાતિનુ અને જીવ માત્રનુ કલ્યાણ ઇચ્છનાર, એવા સાધુઓને ઓળખતો ન હોત તો સાધુઓને વિશે ચર્ચા કરવામાં મારો

સમય બગાડું નહીં, પણ એવા સાધુઓ સાથે મારે સારો પરિચય છે. વિદ્વતાની હું બહુ કિંમત કરતો નથી.

હું ઘણાય શાસ્ત્રીઓને ઓળખું છું કે જેમના ચારિત્ર્ય વિશે મને માન નથી. આજના યુનિવર્સિટીમા ભણેલા વિદ્વાનો પણ તેવા જ ક્યા હોતા નથી? પણ મને એવા સંન્યાસીઓ મળ્યા છે કે જેમના ચારિત્ર્ય બરફના પાણી જેવા નિર્મળ જણાયા છે. એવા મળ્યા છે કે જે મનુષ્યોને ગમે તેવી નાની મોટી આફતોમા મદદરૂપ થાય છે અને આપણે ભૂલી ન જવુ જોઈએ કે આપણા ઇતિહાસમા અનેક વાર સાધુઓએ પ્રજાને પ્રસંગોચિત પ્રજાધર્મ શીખવ્યો છે

મરાઠાના ઇતિહાસમા સ્વામી રામદાસ સમર્થ પ્રખ્યાત થઈ ગયા છે તેમની પહેલાનુ વાતાવરણ અનેક સાધુસંતોએ પેદા કરીને પ્રજામાં સ્વાતંત્ર્ય તથા સ્વધર્મ પ્રત્યે તીવ્ર લાગણી પેદા કરી હતી

આજના સમયમા પણ મને એવા સંન્યાસીઓ મળ્યા છે કે જેમણે સ્વાતંત્ર્ય (બ્રિટિશ હકૂમત સામે) લડત માટે પ્રજાને ઉત્તેજન આપ્યું હતુ, અને મે તદ્દન સાદા, થોડુ જ ભણેલા, નાનપણથી નાના ગામડાંમાં રહેલા એવા સાધુ જોયા છે કે જેમણે પ્રજાની ઉન્નતિને માટે મૂગુ રચનાત્મક કામ કરવામાં પોતાની શક્તિ ખર્ચી છે

એક ૨૩-૨૪ વર્ષના સાધુએ ગામડાના નાના છોકરાંઓને અપશબ્દો બોલતાં અટકાવ્યા પછી તેમણે તેમને નિયમ પ્રમાણે રમતો રમતાં શીખવ્યું. પછી તેમને ગંદા લુગડા ધોતા કર્યા પછી બાલમંદિર કાઢ્યુ તેને અંગે વાચનાલય અને પુસ્તકાલય કાઢ્યુ

એમણે જોયું કે બાળકોને ચામડીના રોગો, ગડગુમડા, આંખના રોગ, કાનના રોગ વગેરે થાય છે તેને માટે નાના દવાખાનાથી શરૂઆત કરી આજે તે ગામડામા નાનુ સારુ દવાખાનુ જામ્યુ છે કે જ્યાં આસપાસથી લોકો દવા લેવા આવે છે

એમણે એક સહકારી સ્ટોર કાઢ્યો પછી એક સહકારી મંડળી

સ્થાપવામાં મદદ કરી, આની રીતે એકમાં બીજું અને તેમાંથી ત્રીજું એમ જરૂર જણાયે કામ વધાર્યાં કર્યું.

જો સાધુવર્ગ જાગૃત થઈ જાય તો એ વર્ગ શું ન કરી શકે? આજે રામકૃષ્ણ મિશનના સાધુઓ ઠેરઠેર ધર્મપ્રચાર અને સમાજસેવા કરી રહ્યા છે તેમના કામ પર યોગ્ય દેખરેખ નથી તેથી જરા વધારે ખર્ચાળ હોય છે; પણ એ મિશનમા દેખરેખ નિરીક્ષણ માટે જોઈએ તેવી કાર્યક્ષમ ગોઠવણ નથી

આજે આપણા રકતપિત્તીઆની સારવાર મોટે ભાગે યૂરોપીય અને અમેરિકન સાધુઓ (મિશનરીઓ) કરે છે. શા માટે આ કામ હિંદી સાધુઓ ઉપાડી ન લે?

આજે ઓછામાં ઓછા ૧૨૦૦૦ ગોરા મિશનરીઓ આ દેશમા છે અને હજારો તેમના ખ્રિસ્તી અનુયાયી મિશનરીઓ છે જે પછાત પ્રજાઓ કહેવાય છે, આદિવાસીઓ, (ગોંડ, સથાલ ભીલ, કોળી, ઠાકરડા, રાનીપરજ, બારૈયા, વસાવા વગેરે, વગેરે) તેમની સેવા કરવા માટે તેમને શિક્ષણ આપવા માટે, સુસસ્કાર રેડવા માટે, ઉદ્યોગો શીખવવા માટે હજારો સાધુઓની જરૂર છે. આજે જે સાધુઓ આળસુ અગર ચારિત્ર્ય હીન હોઈ ને કાંઈ જ જનોપયોગી કાર્ય કરતા નથી તેમને સમાજે સ્પષ્ટ માર્ગદર્શન કરાવવાની જરૂર છે

### સાધુસંમેલન *

હમણાં થોડા મહિના પહેલાં ગુજરાતમાં એક સાધુસમેલન મળ્યુ થયુ હતું તેનો દોરીસચાર કરનારા સાધુઓ ચારિત્ર્યવાન, સમજુ, ડાહ્યા, સુસસ્કારી, તથા સમયપારખુ હતા

સાધુઓ હાલના નવા યુગને પારખી શક્યા છે એ સમજે છે કે જો સાધુઓ કર્તવ્યશીલ નહીં બને તો સમાજ તેમને ફેંકી દેશે સાધુઓને સારી તાલીમ લેવી જ પડશે

* સાધુ સમેલન સન ૧૯૫૫ મા ભરાયુ હતું

આ સંમેલનમાં સાઠેક સાધુઓ એકઠા થયા હતા. કેટલાક જાણીતા વિદ્વાન સાધુઓની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. તેમાં હિંદુ તેમજ જૈન ધર્મના અનેક સંપ્રદાયના સાધુઓ હતા. તેમણે પ્રગટ કરેલો હેવાલ ખરેખરો વાચવાલાયક છે

તેમણે એક સાધુસઘ સ્થાપ્યો છે તે જનસમાજની સાસ્કૃતિક અને સામાજિક અભિવૃદ્ધિ માટે જ સ્થાપ્યો છે તેમના એક બે ઠરાવો ગુજરાતી વિચારકે અવશ્ય જાણવા જેવા છે.

એક ઠરાવમા મહંતો તથા મઠાધીશોને સલાહ આપી છે કે તેમણે પોતપોતાના સ્થાનોની વ્યવસ્થા સાધુઓ અને ગૃહસ્થોની મિશ્ર સમિતિઓને સોંપી દેવી તેમા પોતે માત્ર એક સભ્ય તરીકે રહી શકે ખરા “ આવકજાવકનો ચોખ્ખો હિસાબ રાખવો. હિસાબ ઓડિટ કરાવવો. ધાર્મિક સ્થાનોમા સ્વચ્છતા સૌંદર્ય તથા અણીશુદ્ધ પવિત્રતા જળવાઈ રહેવી જોઈએ પ્રમાદ તેમજ દુર્વ્યસનને સ્થાન ન હોવું જોઈએ. ખાસ કરીને પવિત્ર જીવનદ્વારા તથા કીર્તન, ભજન, વાર્તાલાપ અને ઉત્સવો દ્વારા યથાર્થ ધર્મનો પ્રચાર થવો જોઈએ ”

બીજા ઠરાવમા જે સૂચના સાધુઓએ પોતે કરી છે તે નોંધપાત્ર છે. “ આ સઘ જનસમાજને આગ્રહ કરે છે કે દેશ, કાળ, પાત્રતા જોઈને જ દાન કરે અદ્યતન સમાજમા સાધુસમાજ પ્રત્યે ઘૃણાત્મક ભાવના સામાન્ય રીતે જોવામા આવે છે તેના મૂળમા વિવેકહીન દાનની પ્રથા જ માત્ર છે એવુ આ સંઘનુ માનવુ છે ”

આ સાધુસઘ એવો સમાજ ઇચ્છે છે કે જેમા સ્પર્શાસ્પર્શના રિવાજને મુદ્દલ સ્થાન ન હોય

આ ઉપર લખેલા ઠરાવો વાચ્યા પછી કયો મનુષ્ય એમ કહેશે કે આજનો આખો નવો સાધુસમાજ રૂઢિચુસ્ત, વ્યસની અને પ્રમાદી રહી ગયો છે ? આજે ધર્મનો પ્રચાર કરવા માટે અમુક સાધુઓ અમેરિકાની અંદર વેદાંતનો પ્રચાર કરે છે યુરોપના બીજા દેશોમા

પણ વસવાટ શરૂ કર્યો છે. આ બધા સાધુઓ ઉચ્ચ કોટીના વખતે નહીં પણ હોય.

આપણે જે જે મનુષ્યોને એલચી અથવા દેશના પ્રતિનિધિ તરીકે દેશ-દેશાંતર મોકલીએ છીએ કે હાઈકમિશનરોને ગોઠવીએ છીએ તે બધા સર્વગુણસંપન્ન હોય છે ખરા ?

એટલે એકંદરે આ લેખમાં હું જણાવવા ઇચ્છું છું કે આપણા જુદા જુદા અનેક જૂથોમાં જાગૃતિ આવી છે.

ભણેલા વર્ગમાં પહેલી આવી, પછી વેપારીઓમાં આવી, પછી ખેડૂતોમાં આવી, પછી આદિવાસીઓમાં આવી, જમીનદારોમાં આવી, તેવી જ રીતે હવે જે વર્ગ સર્વથી મોખરે હોવો જોઈ તો હતો પણ અજ્ઞાન તથા રૂઢિચુસ્તતાને લીધે પાછળ પડી ગયો હતો તે વર્ગમા જાગૃતિ આવી છે. અને જો એ વર્ગ સ્વાર્થ સાધવામાં પડી નહીં જાય (જેવી રીતે હજારો કોંગ્રેસીઓ આજે પડી ગયા છે) તો એ સાધુઓ સાચા ધર્મનો પ્રચાર કરી શકશે અને પ્રજાની ઉન્નતિના માર્ગમાં તથા રચનાત્મક કાર્યોના પ્રદેશમાં સર્વોત્તમ કામ કરી શકશે. એ હકીકત ચોક્કસ છે કે જો સાધુઓ આજનો યુગધર્મ નહીં સમજે તો સમાજ તેમને ભૂખે મારશે.

# જાહેર સ્વચ્છતા અને શિસ્તપાલનની તાલીમ

આપણા આયુર્વેદ શાસ્ત્રમાં (જે ૨૦૦૦ થી વધારે જૂનાં કહેવાય છે તેમાં)—એટલે ચરક અને સુશ્રુત સંહિતાઓમાં, તેમજ બીજા શાસ્ત્રોમાં અંગત તથા જાહેર સ્વચ્છતાને માટે ઘણી ઉત્તમ પ્રકારની માહિતી આપવામાં આવી છે. પણ આપણી હિંદુ પ્રજાને માટે એક મોટો આક્ષેપ કરવામાં આવે છે કે પુરાણાં પુસ્તકોમાં ઊંચામાં ઊંચા આદર્શો હોવા છતાં તે આદર્શોને અમલમાં મૂકતા નથી અથવા તેમ કરવાની આવશ્યકતા ઘણી ઓછી ગણાઈ છે.

આપણા ગુજરાતના એક તત્ત્વચિંતક સંસ્કૃત શાસ્ત્રોના પ્રખર અભ્યાસી જે ધીરગંભીર છે તેમણે એક દિવસ વાતવાતમાં મને કહ્યું કે હિંદુઓને અસ્વચ્છતા વરી છે અને આ વક્તવ્ય વિશે તેમણે લોકોની અને મંદિરોની અસ્વચ્છતાના દૃષ્ટાંતો આપવા માંડયા ત્યારે મને સખત આંચકો લાગ્યો હતો.

આ અનુભવી અને ધર્મપ્રેમી સજ્જનની કડક ટીકા કેટલી સત્ય છે તેની ચર્ચામાં ઉતર્યા વિના હું ઉમેરું છું કે હિંદુ સમાજમાં ધર્મ તેમજ નાતોની જબરી દોરવણી હોવા છતાં એ પ્રજામાં શિસ્તનું પાલન રાજીખુશીથી થતું નથી, કોઈપણ એક વ્યકિતની અસ્વચ્છતા અનેકને,—પોતાનાં કુટુંબીઓને, પાડોશી મિત્રોને, તથા સમાજને થોડા કે વધારે પ્રમાણમાં હાનિકારક નીવડે છે.

આ બાબતમાં વિદ્વતાભર્યો લેખ લખવાને બદલે દરરોજ આપણા જોવામાં જે અસ્વચ્છતા આવે છે, અને બીજા મનુષ્યોને હાનિકર્તા હોય છે તેના થોડા દાખલા આપીશ

મારા ઘરથી થોડે દૂર એક સારો સુદર બાગ છે, અને તેમાં પુષ્કળ સખ્યામા બાંકડા મૂકયા છે તથા લીલાછમ ઘાસના સપાટ લૉન છે આ લૉન પર સેકડો સ્ત્રીપુરુષો બેસે છે અને છોકરાં પણ તેના પર બેસે છે, રમે છે અને આળોટે છે આવજા કરતા સ્ત્રી–પુરુષો એ ઘાસ પર થૂકે કે નાક ખ ખેરે તો તે ગદવાડ બીજાઓનાં શરીર તથા કપડા બગાડયા વિના રહે ખરાં ?

સવારે ત્યા કેટલાક સજ્જનો ફરવા જાય છે, તેમના મોમાં દાતણ હોઈને તેઓ વારવાર થૂકયા કરતા, દાતણના કૂચા ખ ખેરતાં, તથા જીભ પરથી ગદવાડ કાઢીને આખુ દાતણ ઘાસ પર નાખતા મે જોયા છે

આ બધા ગદવાડનો લાભ કે અલાભ સાંજે રમવા ફરવા આવતા લોકોને મળે છે તેવી જ રીતે રવિવારે સાંજે અનેક મનુષ્ય પોતાની સ્ત્રી–છોકરાંઓને સાથે લાવીને આ લૉન પર મોજમજા કરે છે અને સાથે લાવેલા પડીકામાથી દાળ, ચેવડો, કેળાં, શીંગની મગફળી–અને વખતે ચટણી અને અથાણાના ભોજન કરી લે છે તેમનો આનદ જોઈને સૌ કોઈ રાજી થાય પણ આ કુટુબો બધા કાગળના કૂચા, અથાણાનાં તેલ, મગફળીના ફોતરાંના ઢગલા છોડી વેરીને ઘેર જાય છે

આ બધુ જોઈને મે મ્યુનિસિપાલિટીના એક અમલદારને વિનતી કરી કે આવા લૉનના ખૂણાપર આ બધો કચરો રાખવા માટે ટિનના ડબ્બા મુકાવે ધ્યાન દોરે એવા રંગેલા ડબ્બાઓ બાગમાં મૂકાયા થોડા કુટુબોએ એ વાપર્યા એક અઠવાડિયાની અદર બધા ડબ્બા ચોરાઈ ગયા

આ છે નવા યુગના હિંદીઓનું શિસ્તપાલન ! આપણે શરમાવું પડે એવું તેમનું વર્તન હોય છે.

બાગમાં કેટલાંક વિદ્યાર્થીઓ સફેદ પાટલુન અગર ધોતી બગડે નહીં માટે બાંકડા પર બેસવાને બદલે તેના અઢેલવાના ભાગ ઉપર ચઢીને બેસે તેથી તેમના ખરડાયેલા જોડા કે ચંપલ બેસવાની જગ્યા પર મૂકે છે. કોઈ ટોળાને વિનંતી કરી હોય કે કૃપા કરીને બગાડી ન મૂકો. તો તે માની જાય છે.

મારો એવો પણ અનુભવ છે કે એક બાંકડા પર પગ મૂકીને ચઢી બેઠેલા ૨૫–૩૦ વર્ષના નવ જુવાનો જે વખતે જવાબદાર (નાગરિક) હશે તેમને મેં નમ્રતાથી વાત કરી. શહેરીઓ બધા ભણેલા, ઉત્તમ કપડામાં સજ્જ થયેલા હતા. જવાબ આપવાને બદલે તેમણે હકારમાં માથું ધૂણાવ્યું. હું જરા આઘે જઈને બેઠો. મારા દેશના આ બંધુઓ ન ઊઠ્યા તે ન જ ઊઠ્યા.

આ લેખ લખાય છે તેને આગલે દિવસે એક મોટા રસ્તાની બાજુમાં મૂકેલા બાંકડા પર હું બેઠો હતો. જરા મોડી સાંજે આ રસ્તા પર ઠીક સારી અવરજવર શિષ્ટ સ્ત્રી, પુરુષો, છોકરીઓની હોય છે.

રસ્તાની જે બાજુએ મારો બાંકડો હતો તે તરફ એક જાણીતા નિવૃત્ત થયેલા શિક્ષક આવતા હતા. જો અમારી આંખ મળી હોત તો પરસ્પર નમસ્કાર થાત. માસ્તર એકદમ પાકા રસ્તાને ઓળંગીને સામી બાજુએ ગયા, અને ફુટપાથ પર કે તેનાથી ઘાસમાં દૂર ન જતાં કંઉ કહેજે લઘુશંકા માટે મોટા રસ્તા પર જ બેસી ગયા.

મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. જે શિક્ષકે સેંકડો નહીં પણ હજારો વિદ્યાર્થીઓને શિક્ષણ આપ્યું હતું તેમના આ વિચિત્ર વર્તન વિષે શું લખવું ? બિચારી સ્ત્રીઓ અને છોકરીઓ મારી તરફના ફુટપાથ પર ચાલી આવી. પણ આપણી પોળોમાં હજી પણ લોકો આવી રીતે બેસી જતા નથી ? અને આપણો આર્યસમાજ તો તળાવની આસપાસ

બેસવાથી જ ટેવાએલો છે, વરસાદની ઋતુ આવે એટલે આ બધો ગંદવાડ તળાવમાં ધસડાઈ આવે.

થોડાં વર્ષો ઉપર મારે સુરત જીલ્લાના એક ગામડામાં ફરવાનો પ્રસંગ આવેલો સવારના પહોરમાં અમારે જંગલમાં જવું પડતું. પણ સુરત જીલ્લાનાં ગામડાં નાનાં હોય છે અને એક વસાહત (ગામડાં)નો છેડો આવે એટલે બીજું ગામડું શરૂ થાય છે. અને એ જીલ્લામાં થોરિયાની વાડ હોતી નથી.

એક સવારે એક સ્થાનિક નેતા અને હું ખૂબ ખૂબ ચાલ્યા પણ એકાંતમાં બેસી જવાય એવું એક પણ સ્થળ જોયું નહીં. છેવટે પેલા ભાઈ મને કહે કે દાક્તર સાહેબ તમે આ જગ્યાએ બેસી જાઓ અને તમારી આંખ મીંચી દેજો એટલે કોઈ પણ અવરજવર કરતું જણાશે નહીં મેં કહ્યું કે; ભલા માણસ! મારો મળ ઉતરશે જ નહીં તેનું શું ?

મુંબઈ શહેરમાં જે લત્તો ફોર્ટ (કોટ) કહેવાય છે તેમાં આલેશાન મકાનોમાં સરકારી તેમજ મોટી મોટી કંપનીઓની ઑફિસો, મોટા દવાખાનાં, તાજમહાલ હોટેલનાં કરતાં પણ વધારે આધુનિક અને ખર્ચાળ હોટેલોના મકાનો છે.

ઘણાંય મકાનોની કિંમત એક કરોડ રૂપિયાથી વધારે કે ઓછી હશે, પણ ત્યાર પછીથી સમુદ્રને પૂરીને જે નવી વસાહત (બૅક-એ-રેકલેમેશન) વસ્યું છે તેમાં ઘણી ફેશનેબલ દુકાનો અને હોટેલો તથા રહેઠાણો બંધાયાં છે.

એ લત્તાની એક 'હેર-કટિંગ કિલનિક' જેને આપણે હજામની દુકાન કહીએ, તેમાં હું વાળ કપાવવા માટે ગયો. વાહનમાંથી ઊતર્યો એટલે મારી નજર ફુટપાથ પર પડી ત્યાં કોઈ માણસની કે બીજા પ્રાણીની કતલ થઈ હોય તેવા લોહીના ડાઘા જ નહીં પણ રેલા પડયા હતા.

હું તો સ્તબ્ધ થઈ ગયો હોય પણ એટલામાં કોટ પાટલૂન અને

રેડ્ર પહેરેલો એક માણસ આવ્યો અને પાનના રસની પીચકારીઓ માર્યા પછી ગળું ખોંખારીને થૂંકવા લાગ્યો. ક્યાં યુરોપના લત્તાઓને ટક્કર મારે એવાં ઘરો અને એર-કંડીશન્ડ દુકાનો અને કેવો ભયંકર હિંદી માણસોનો ગંદવાડ ? યુરોપના ઘણા દેશોમાં તો આવા 'નાગરિકો' નો પોલીસ કોર્ટમાં દંડ થાય અને જર્મની-રશિયા જેવા દેશોમાં તો તેમનો તાત્કાલિક દંડ કરી શકે છે.

ચીનમાં–હાલના સામ્યવાદી ચીનમાં નહીં પણ ચ્યાંગ કાઈ-શેકના ચીનમાં સેનાપતિ ચીયાંગના પ્રખ્યાત પત્નીએ ગામોમાં તેમજ ગામડાંઓમાં હજારો મંડળો ઊભા કર્યા હતા. તેમનુ કામ ગંદી રૂઢિઓ અને ટેવો નાબૂદ કરવાનું હતું અને તેમને પોલીસનો તાત્કાલિક સહકાર મળતો હતો. આવું કાંઈ આ દેશમાં કરવું જ પડશે.

રાજકોટ શહેરમાં અનેકવાર અનુભવો થયા કે રસ્તા પર ચાલતાં મનુષ્યો અને સાઇકલ પર બેઠેલા માણસો પછવાડેથી આવતી મોટરનો અવાજ સાંભળે એટલે એકદમ ડાબી બાજુએ ખસી જવાને બદલે ઠંડે કલેજે જમણી બાજુએ પણ જાય, અને સાઇકલીસ્ટો તો જમણી બાજુએ ધીમા પડવા કે ઊતરી જવાને બદલે પોતાની સાઇકલ આગળ ધપાવ્યા જ કરે. જો કોઈ સાઇકલીસ્ટ આવી નાદાનિયત આવી ગેર-શિસ્તનું વર્તન મુંબઈમાં તો શું પણ અમદાવાદમાં કરે તો તેને અકસ્માત થયા વિના રહે નહીં ?

આ બધા અનુભવોનું પુરાણ બહુ લાંબું થઈ ગયું છે. આ લેખના આરંભમાં જે પ્રખર દેશપ્રેમી વિદ્વાન મિત્રનો ઉલ્લેખ કર્યો છે તે અને તેમના જેવા નાગરિકો તો એમ જ કહેશે કે આ બધું 'ભેંસ આગળ ભાગવત' જેવું છે.

હું જોર જૂલમથી આશાવાદી રહેવાનો પ્રયાસ કરી રહ્યો છું. અને મને આશા છે કે આ દેશમાં પણ ભવિષ્યમાં એક જબરો વાયરો વાશે અને હિંદી સમાજનાં સ્ત્રી-પુરુષો ગામડામાં તેમજ ગામોમાં–શિસ્ત પાળવાનું શીખશે અને દુષ્ટ રીતરિવાજોને તિલાંજલિ આપી દેશે.

મુંબઈ જેવા શહેરમાં રહેતા ભણેલા પુરુષોની સ્ત્રીઓને ઉપરના માળ પરથી કચરો તેમજ પાણી નીચે નાંખતાં જોવામાં આવે છે.

આપણા હિંદી લોકોને ધીમે સ્વરે વાત કરવાનો વિનય શીખવવાની જરૂર છે. હજારો ઘરમાં રેડિયો વધારે પડતા ( લાઉડ ) જોરથી મૂકવામાં આવે છે. લગ્નપ્રસંગે લાઉડસ્પીકર પર ગીતો જગતને સંભળાવવાનો મોહ હોય છે, લગભગ એક નિયમ તરીકે હિંદીઓ શાંતિ સાચવવામાં માનતા નથી, રાત્રે સંગીત કે ભજન કે નાટકની રેકર્ડ મોડે સુધી વગાડીને પા—અડધા માઈલના પાડોશની ઊંઘ બગાડવામાં તેમને અવિનય કે અનાગરિકતા કે અશિષ્ટ જરાય ખૂંચતા નથી.

જે જાતની સ્વચ્છતા અને જે જાતનું શિસ્ત-પાલન ગાંધીજી પોતાના આશ્રમમાં સાચવી અને સચવાવી શકતા હતા, મેં સાંભળ્યું છે કે તેવું જ કડક શિસ્તપાલન પાંડિચેરીના અરવિંદ આશ્રમમાં સૌ કોઈ સ્વેચ્છાથી પાળે છે. તેવું શિસ્તપાલન અને સ્વચ્છતા આખા હિંદ દેશમાં શા માટે પળાવી શકાય નહીં !

થોડા માણસોને રહેવાની ટેવ હોય છે પણ પોતાના કુટુંબીઓને તથા નોકરોને સ્વચ્છ ટેવો પાડવાની જરૂરત સમજાતી નથી. બીજાઓને સ્વચ્છ રાખવા માટે સતત દેખરેખ રાખીને રોકવાની જરૂર હોય છે. આ શક્તિને અભાવે તેમના ઘરોમાં સ્વચ્છતાનું પાલન શિથિલ હોય છે.

હિંદુઓ ગંદા જ હોવા જોઈએ, ગંદવાડ હિંદુઓને વરેલ છે એવું કથન કોઈને પણ ગમે નહીં એવી ટીકા કરનારને પોતાને તેનાથી ઘણું દુઃખ થાય. પણ સત્ય અભિપ્રાય તો દરેક માણસે પોતે પ્રમાણિક પણે બાંધી લેવાનો છે.

શિસ્તનું પાલન બે રીતે થઈ શકે છે, ખૂબ સારો પ્રચાર કરવાથી અગર જોરતલબીથી. એટલે પોલીસ કે સૈન્યધારી દરેક પ્રજા જેને માટે લાયક છે તે તેને મળે છે.

## માતાજીનો સંદેશો

**૧૯૨૨ની** સાલમાં એક અદ્ભુત અને વિચિત્ર, કદી કલ્પનામાં ન આવી શકે એવો બનાવ દક્ષિણ ગુજરાતમાં બની ગયો.

લાખો માણસો જે જંગલોમાં અથવા જંગલી (રાની) પ્રદેશોમાં પશુવત્ જીવન ગાળતાં હતાં. જે દારૂતાડીના વ્યસનમાં ચકચૂર બની રહેતાં હતાં અને ભણેલા ગણ્યાગાંઠ્યા ગામના લોકો, જમીનદારો કે જમીન-વાળા પીઠાવાળાઓની અસહ્ય ગુલામી મૂંગે મોંએ સહન કરી રહ્યા હતા. તે બધા લગભગ પલકની અંદર બ્રહ્મચર્યવ્રત પાળવા લાગ્યા. તેમણે માંસાહાર છોડી દીધો, લોહીમાં જડ ઘાલીને બેઠેલાં દારૂતાડીના વ્યસન છોડી દીધા, અને 'ઉજળિયાત' લોકો તેમને માત્ર દોઢ આનાની કંગાલ રોજી આપીને આખો દિવસ વેઠ લેતા હતા તેને બદલે તેમણે યોગ્ય રોજીની માગણી કરી.

જમીનદારો, પીઠાવાળા, સરકારી આબકારી ખાતાના અમલદારો, લાંચ ખાનારા અનેક ખાતાના છોટા અમલદારો અને તાડી અને ખજૂરી લેનારાઓએ સૌના માથા પર આભ તૂટી પડ્યું.

આ અદ્ભુત બનાવનો ઇતિહાસ ટૂંકમાં નીચે પ્રમાણે છે.

સુરત અને નવસારી જિલ્લાઓના પૂર્વ ભાગમાં, કીમ, તાપી, પૂર્ણા, તથા અંબિકા નદીઓની ખાણોમાં તથા સહ્યાદ્રિ પર્વતના પશ્ચિમ છેડાના ડુંગરાળ જંગલોમાં લાખો આદિવાસીઓ રહે છે.

ચોધરા, ગામિત, નાયકડા વગેરે આઠેક જુદી જુદી જાતના માણસો તથા ભીલ, દુબળા વગેરે એ પ્રદેશમાં વસે છે. પણ ઉજળિયાત વર્ગના એટલે શહેર, ગામ અને મોટા ગામડાંઓમાં જે થોડું કે વધારે ભણેલો વર્ગ રહે છે તે તેમને 'કાળીપરજ' (કાળીપ્રજા) નામથી ઓળખતા હતા.

એમ કહીએ તો ચાલે કે ઉત્તરમાં અંકલેશ્વર (રાજપીપળા રાજ્યની સાથે, દક્ષિણે વાંસદા અને ધરમપુરથી છેક ડાંગનાં જંગલો સુધી પૂર્વમાં છેક નંદરબાર સુધી અને પશ્ચિમમાં છેક સમુદ્રના કાંઠા સુધી આ લોકો સેંકડો વર્ષોથી વસ્યા છે. જંગલોમાં રહેવાને લીધે આ બધા સાવ અજ્ઞાન રહી ગયા હતા.

જંગલોમાં હરણ, સસલાં અને બીજાં પ્રાણીઓનો શિકાર કરીને, નદીનાળામાંથી માછલાં પકડીને તેઓ જીવનનિર્વાહ કરતા હતા. થોડું અનાજ પણ પકવતા, પણ તેઓ હળથી ખેડવાનું શીખ્યા નહોતા. ખજૂરી, તાડને છેદીને તેના રસમાંથી તાડી તથા દારૂ બનાવી તેનો દારૂ પીવાની તેમને ટેવ હતી.

તીરકામઠાં સિવાયનાં બીજાં શસ્ત્રો તેમની પાસે નહોતાં. નદીના નાળાં તથા કોતરડાંમાં પાણી ભરાઈ રહેતાં. તેમાં મેલેરીઆના અસંખ્ય જંતુઓ પાકતા અને આ આદિવાસીઓ ઝેરી મેલેરીઆથી દર વર્ષે પીડાતા.

જો કોઈ ઉજળિયાત માણસોને બારડોલી કે વ્યારા, કે મહુવા કે સોનગઢમાં વેપારધંધાને કે નોકરીને અંગે રહેવું પડતું તો તેમને ટૂંક સમયમાં 'પાણી' લાગુ પડતાં.

તાપીવેલીની કે કોસંબા ઝંખવાવની કે બીલીમોરા ઉનાઈની રેલવે બંધાઈ ત્યારે અસંખ્ય મજૂરો, કારકુનો અને ઇજનેરો ઝેરી તાવથી પીડાયા અને તેમાંથી ઘણા મરી ગયા. આ આદિવાસીઓ હિંદુધર્મ જાણતા નહોતાં અને તેઓ પ્રાકૃતિક શક્તિઓ, પાણી, પહાડ અને

પથરાઓને વિધિસર દેવ ગણીને તેમની પૂજા કરતા. તેમના ધર્મગુરુઓ ભૂવા હતા.

આવાં જંગલોમાં ઉજળિયાતો વખતોવખત હાટ એટલે બજાર ભરતા. જંગલોની પેદાશ નજીવા કિંમતે ખરીદી લેતા અને કાપડ, અનાજ કીડીઆં, આભલાં, શંખલા, કોડીઓ જેવી ચીજોને વેચતા.

ધીમે ધીમે જંગલો કપાતા ગયા. શહેરી લોકોને બળતણને માટે તેમજ ઘરો બાંધવાને માટે લાકડાં જોઈતા હતા. ખેડૂતોને ખેતી માટે વધારે જમીન જોઈતી હતી. તેથી શહેર અને ગામોની પાસેનાં જંગલો કપાતાં ગયાં.

એટલામાં આ બિચારા કાળીપરજોના પર એક મોટી અણધારી આફત આવી પડી આજ સુધી હિંદી (બ્રિટિશ) સરકાર અને તેના દેખાદેખી વડોદરા, રાજપીપળા, વાસદા, સચીન, ધરમપુર વગેરે રાજ્યોએ ગામગામડાંઓમાં દારૂ વેચવાની દુકાનો કાઢી હતી.

સરકાર તેમને દારૂ આપે અને દુકાનદાર તેને અમુક ભાવે વેચે.

જંગલના પ્રદેશોમા આવી દુકાનો નહોતી. પણ બધા આદિવાસીઓ પોતપોતાને જોઈતા દારૂ તાડી ગાળી લેતા.

એકાએક સરકારે એક નવી તરકીબ કરી અને જે 'મદ્રાસ પદ્ધતિ' કહેવાય છે તે પ્રમાણે દારૂ-તાડી વેચવાના ઇજારા હરરાજીથી વેચવા માડ્યા. જંગલોમા (જ્યાં પહોંચી શકાય ત્યા સુધી) આબકારીનો કાયદો કરીને પ્રજાજનોને દારૂ-તાડી બનાવી લેવાનો પ્રતિબંધ કર્યો અને કાયદો ભંગ કરનારને કેદની શિક્ષા ફરમાવી.

પરિણામ એ આવ્યું કે હવેથી જંગલના ગામડાઓમાં પણ દુકાનો ખૂલી અને કાળીપરજોને તેમાંથી દારૂ-તાડી મેળવવાનાં રહ્યાં.

એ બિચારા લોકો પાસે નાણાં હતા નહીં. એટલે મજૂરી કરે તેના બદલામાં તેમને જૂજ નાણાં અને તાડી મળે એવી ગોઠવણ થઈ. કાળીપરજોને નાણાં વિશેનું ભાન જ નહોતું. તેથી તેઓ કરજમાં ડૂબવા

લાગ્યા. તેમને હિસાબ કરતા આવડે નહીં એટલે જમીનદારો તથા પીઠાવાળાઓએ તેમની જમીન પડાવી લેવા માંડી, અને વખત જતાં આ લોકો પોતે જમીનવાળા હતા ને ગણોતીઆ બની ગયા

બિચારા ભોળા અજ્ઞાન માણસો અત્યંત ગરીબ થઈ ગયા, રાંક બની ગયા અને ગામના લોકોએ તેમને ચૂસી લીધા.

આવા ભયંકર સમયમાં ૧૮૯૦મા વડોદરાના મહારાજાએ મોનગઢ અને વ્યારામાં વસ્તીગૃહવાળી શાળાઓ કાઢી.

ત્રીસ વર્ષની અંદર સારી મોટી સંખ્યામાં આદિવાસીઓ ભણ્યા અને શિક્ષકો બનીને તેમણે પોતાના સમાજમાં સંસારસુધારાનું કામ જોસરીતથી ફેલાવી દીધું સાથે સાથે આદિવાસીઓ પર જમીનદારો કે નાના સરકારી નોકરો જુલમ ન કરે તે માટે પોકાર ઉઠાવ્યો અને કાળીપરજોને ફરજિયાત વેઠ કરવી પડતી હતી તેની સામે પ્રજામત કેળવવા માંડ્યો

પોતાના ખેતરમાં પુષ્કળ કામ હોય, ડાંગરના ધરું રોપવાના હોય તેવે વખતે જો કોઈ જમીનદાર (કે તેનો પરોણો) ઘેર દોઢ આના લેખે પૈસા નાખી જાય તો તે રકમના હિસાબે તે કુટુંબમાથી એક બે ત્રણ માણસોને વેઠ કરવા જવું પડતું અને જો તે ન જાય તો તેમને અમાનુષી માર પડતો નવસારીના સિવિલ સરજન તરીકે મને આ બાબતનો અનુભવ થયો હતો

૧૯૨૧મા ગાંધીજીએ બારડોલી તાલુકાને સામૂહિક સત્યાગ્રહ કરવા માટેની તાલીમ આપવા માંડી. એ તાલુકામાં જબરી જાગૃતિ આવી અને તેની અસર (આડકતરી રીતે) કાળીપરજો પર પણ થઈ, ખાસ કરીને વડોદરા રાજ્યના ભણેલા આદિવાસીઓ પર

આના સંજોગોમા અચાનક, આકાશમાંથી વીજળી પડે એવી ઝડપથી માતાનો વાયરો (સંદેશો) ફૂંકાયો કે કોઈ પણ આદિવાસી સ્ત્રીપુરુષે માંસાહાર કરવો નહીં, દારૂતાડીનો સખત બહિષ્કાર કરવો,

દરેક ગામડાંમાં સ્ત્રી તથા પુરુષોએ અલગ અલગ ઝૂંપડાઓમાં સૂવું, દરરોજ નિયમિત દરેક મનુષ્યે નહાવું અને જો ન્યાયી રોજી મળે તો જ મજૂરી કરવી.

પર્વતોનાં જંગલોમાં જે ઝડપથી દાવાનળ ફેલાઈ જાય છે તેટલી ઝડપથી આ માતાનો વાયરો દક્ષિણ ગુજરાતના ખૂણેખૂણા સુધી પહોંચી ગયો. નવસારી અને સુરત જિલ્લાઓના તથા આસપાસના રાની ( જંગલવાળા ) પ્રદેશોના પાંચ છ લાખ આદિવાસીઓએ માતાજીનો સંદેશો ઝીલી લીધો.

આ બધા પ્રદેશોમાં સખત ધરતીકંપ થયો હોય તેવો ખળભળાટ થઈ ગયો. હજારો દારૂતાડીના દુકાનદારો ને ત્યાં એક પાઈનો પણ વકરો થયો નહીં.

કાળીપરજોએ ખેનરોમા ઓછી રોજીએ જવાની ચોખ્ખી ના પાડી તેથી જમીનદારોની ખેતીને નુકસાન થવા માંડ્યું.

આબકારીના તથા પોલીસના નાના નોકરોને લાંચ મળતી હતી તે બંધ થઈ, દારૂની ખપત ઓછી થઈ તેથી સરકારનો લાખો રૂપિયાનો દારૂ અણખપર્યો પડી રહ્યો અને તેથી મહેસૂલી ખાતાને ટાઢિયો તાવ આવ્યો.

આ બધા આત્મશુદ્ધિના પ્રયાસોનું પરિણામ તો એક જ આવી શકે. જે જે લોકોના તથા સત્તાના સ્વાર્થ બગડતા હતા તે બધા એકઠા થઈ ગયા અને તેમણે દારૂતાડીના બહિષ્કારને તોડવાના ભગીરથ પ્રયત્નો આદર્યા.

ગામડાંઓમા જે લોકો દારૂતાડી પીતા ન હતા તેમને જોર જુલમથી મારી પીટીને દારૂ પીવડાવવા માંડયો. પીઠાવાળા અને પોલીસોએ મગાને કાળીપરજોને જકડી–પકડીને જેવી રીતે બળદોને દિવેલ પીવડાવવામાં આવે છે, તેવી જ રીતે તેમનાં મો ફાડીને આવા " બામણા-ઓ " નાં ગળામાં દારૂતાડી રેડવા લાગ્યા.

બામણ્યાને ગાળો પડે, માર પીટનું તો પૂછવું જ શું ? તેમના ઢોરને પૂરી રાખે અને સ્ત્રીઓને લલચાવીને તેમને તાડી પીવડાવવાના ખૂબ પ્રયત્નો થયા. આવાં ઘણાં ઘણાં દુઃખો બિચારા ગરીબડાં કાળીપરજોને ખમવાં પડયાં.

આ બધું સાંભળી નવસારીના પ્રજાસેવકોએ "કાળીપરજ સંકટ નિવારણ મંડળ" કાઢ્યું અને લોકોના રક્ષણને માટે થોડા સ્વયંસેવકોને ગામડે ગામડે મોકલ્યા

જ્યારે નિર્દોષ કાળીપરજો પર જૂઠા આક્ષેપો મૂકીને તેમને પકડવા માંડયા ત્યારે "વડોદરા મદ્યપાન નિષેધ મંડળે" એક નિવૃત્ત હાઈકોર્ટના ન્યાયાધીશની સાથે બીજા ચાર ગૃહસ્થોનું મંડળ આ રાની પ્રદેશમાં તપાસ કરવા માટે મોકલ્યું.

છેવટની ઘડીએ ન્યાયાધીશ માંદા પડયા અને તેમને બદલે હું સોનગઢ વ્યારા અને મહુવા તાલુકાઓમાં તપાસમંડળની સાથે ફર્યો.

લગભગ ૭ વર્ષ સુધી, એટલે બારડોલી સત્યાગ્રહમાં હું જોડાયો ત્યાં સુધી આ કાળીપરજ મંડળનો હું પ્રમુખ રહ્યો, અને વારંવાર અનેક તાલુકાઓમાં ફર્યો. લોકોની ફરિયાદો સાંભળીને ન્યાય આપવામાં કાળીપરજ સંકટ નિવારક મંડળે સુંદર કામ કર્યું. તેના મુખ્ય સ્વયંસેવક શ્રી. ભાઈશંકર ભટ્ટ હતા. ૧૯૨૮માં સરદાર વલ્લભભાઈએ એમની સેવા અમારી પાસેથી માંગી લીધી

વાંચનારના મનમાં એ પ્રશ્ન જરૂર ઊભો થાય છે કે આ માતાના વાયરાના યોજકો કોણ હતા. આ પ્રશ્નનો ઉત્તર આપવો અઘરો છે. અનુમાન એવું કરવામાં આવ્યું હતું કે જે શિક્ષકોની આંખો ખૂલી ગઈ હતી કે પોતાના આદિવાસી ભાઈબહેનો અજ્ઞાન તથા દારૂ-તાડીના વ્યસનમાં પાયમાલ થઈ રહ્યા છે તેમની પાસેથી જો ઉજળિયાતો બધી જમીન પડાવી લેશે તો લાખો માણસો કેવળ મજૂરો થઈ જશે, તે

ભણેલા શિક્ષકોએ જબરો પ્રચાર કર્યો હશે. પણ આ તો કેવળ અનુમાન છે.

આ બનાવ બની ગયા પછી સાત આઠ વર્ષ સુધી કાળીપરજ મંડળના કાર્યકરો (પગારદાર તેમજ બીનપગારદાર) ગામડે ગામડે લોકોના ગાઢ સંપર્કમાં આવ્યા. તે છતાં તેમને 'માતાના વાયરા'ની સાચી હકીકત મળી નહીં.

તાપી નદીની ખીણોમાં વસતા આ આદિવાસીઓથી અનેકે પાછાં દારૂ-તાડી પીવા માંડયાં. પણ એટલું જ ચોક્કસ છે કે માતાના સંદેશાને કારણે તેમનામાં સ્વમાનના બીજ રોપાયાં. તેઓ કાળીપરજ મટીને રાનીપરજ થયા. તેમની આર્થિક સ્થિતિ સુધરી, એમનામાં શિક્ષણનું પ્રમાણ પણ વધ્યું. તેમને ઘેર હાંલ્લાને બદલે પિત્તળનાં વાસણો આવ્યાં.

આ આદિવાસીઓમાં જે જાતો છે તેમા દુબળા સૌથી પછાત છે. તે મોટે ભાગે જમીનદારને ત્યાં હાળી એટલે જીવનભરના ગુલામ તરીકે રહેતા હતા. આ હાળીનો શેઠ (ધણિયામો) પોતાના ગુલામને બીજા માણસને વેચી શકે. આ સ્થિતિ ઘણી સુધરી છે; તે છતાં શરમ સાથે કબૂલ કરવું પડે છે કે ૧૯૫૭ની સાલમા સ્વરાજ્યના દસ વર્ષ પૂરાં થવા છતાં એ પ્રથા પૂરી નાબૂદ થઈ નથી.

આ અજબની લાગતી ગઈ કાલની દુનિયા ગુજરાતની નવી પેઢીને જાણમાં આવે તે હેતુથી આ જૂની કથા આલેખી છે.

# ‘જગત શ્રદ્ધા પર જીવે છે’

ફ્રાન્સ દેશના જગવિખ્યાત અને સમર્થ નવલકથાકાર એમિલ ઝોલાએ હૃદયને હલાવી મૂકે એવી ત્રણ નવલકથાઓ લખી છે, કે જેમાં આશા, શ્રદ્ધા અને દાનના વિષયોને વણી લીધા છે.

આ ત્રણ પુસ્તકોનાં નામ હોપ (આશા), ફેઇથ (શ્રદ્ધા) અને ચેરિટી (દાન) રાખ્યા છે, અને તેમાં રોમ, લુર્દ અને પારિસ એ ત્રણે સ્થાનોના આમવર્ગની રહેણીકરણી, તેમની માન્યતાઓ, તેમના વહેમભર્યાં વિચારો તથા એકંદર જીવનનો આબેહૂબ ચિતાર આપ્યો છે.

૧૯૦૨ની પાનખર ઋતુના છેવટના ભાગમાં મેં લુર્દની મુલાકાત લીધી હતી એ વખતે ઑક્ટોબર મહિનો હતો ફ્રાન્સ અને સ્પેઇન એ બે દેશોની વચ્ચે પિરિનિઝ નામના લાંબા પર્વતોની હારમાળા છે. તેમાં મોટાં મોટાં વન પણ છે અને તેની ખીણોની અંદર મજબૂત બાંધાવાળા, ટૂંકા કદના, સ્વાતંત્ર્યપ્રિય લોકો રહે છે. ફ્રાન્સ તેમજ સ્પેઇન એ બન્ને તરફ ઢળતો ડુંગરાળ પ્રદેશ બાસ્ક કહેવાય છે અને ત્યાંની પ્રજા પણ એ જ નામે ઓળખાય છે

ફ્રાન્સની દક્ષિણે અને આ પિરિનિઝ પર્વતોની હારમાળાની પાસે એક નાના ડુંગર પર ‘પૉ’ નામનું ગામ છે. તેની ઊંચાઈને લીધે તેમજ આસપાસ હજારો ઝાડો હોવાને લીધે ત્યાંની હવા ઠંડી, શુદ્ધ અને તાજગીવાળી હોય છે, અને તેથી માંદગીમાંથી ઊઠેલાં માણસો

હવાફેર કરવાને માટે આ ગામમા આવે છે આસપાસ ચારે બાજુએ ઊચા–નીચા ડુગરાઓ જોવામાં આવે છે

એ ડુગરાઓ પર અસખ્ય ઝાડોનાં વન જોવા મળે છે પાનખર ઋતુ હોવાને લીધે આ ઝાડોના પાંદડાએ, પાકી જઈ પોતાનો લીલો રગ ખોઈને નારગી બદામી લાલાશ પડતો, પીળાશવાળા અનેક રગો અથવા રતુંબડો રગ ધારણ ર્ક્યો હતો

'પૉ' ડુગરની ટોચ પર હતું ત્રણ બાજુએ ગાઈ લોના માઈલો સુધી ખીણો દેખાતી હતી ખીણોની અદર નાનાનાનાં લીલાછમ ખેતરો દેખાતા હતા એ ખેતરોની એક બાજુએથી 'પૉ' નામની નાની નદી વહી રહી હતી નદીના પટમા નાનામોટા પથ્થરો અને ખડકો જણાતા હતા તેના પરથી નાચતી–કૂદતી અને પાણીની છોળો ઉડાડતી નદી નીચે ઊતરતી હતી

એ નદીના બન્ને કાંઠા પર લીલાંછમ ઝાડોની ઘટા હતી તેની નીચે શીતળ છાયો છવાઈ રહ્યો હતો ખીણનાં ઝાડો હજુ લીલા રહ્યા હતા આ ડુગરાની ઊચાઈ તો ઓછી હતી, તે છતા એ યુરોપમા હોવાને લીધે ઠડી ઠીક સારી હતી

'પૉ'ની ઊચા પર્વત પર ચઢવાને માટે સારો પહોળો રસ્તો હતો અને એક નાની સરખી રેલવે પણ હતી આખે રસ્તે સૃષ્ટિ સૌંદર્યના દશ્યો નજરે પડતા હતા નદીનાં વહેણનુ મીઠુ સગીન કાને પડતુ હતુ

અમે આગગાડીમાં બેસીને ઉપર ચઢ્યાં અને લૂર્દ નામના યાત્રાધામમા જઈ પહોચ્યાં એ યાત્રાધામ જ હતુ એને ભાગ્યે જ ગામડુ કહી શકાય, કારણ કે વર્ષના છ મહિના સુધી આ સ્થળની ઠડીમા કોઈ રહેતુ નહિ પણ ઉનાળામા અને પાનખર ઋતુમાં આ યાત્રાધામમાં હજારો–લાખો મનુષ્યો પોતાના રોગ અને પોતાના દુ ખોના નિવારણ માટે આખા યુરોપખડમાંથી દર વર્ષે અહીં આવે છે સામાન્ય માન્યતા એવી છે કે લોકોએ પગપાળા જ આવવુ જોઈએ

યુરોપના દેશદેશના રોગિષ્ઠ, અપગ, દુખિયારા, ગરીબ, અજ્ઞાન લોકો ધીમે ધીમે, મુકામ કરતાં કરતા, ભારે હાડમારીઓ વેઠીને, ભજનો ગાતાં ગાતાં આ પર્વત પર ચઢે કે સધિવા કે લક્વા કે બીજા કોઈ રોગથી અપગ થયેલા માણસો બગલમાં ઘોડી ટેકવીને પર્વત પર ચઢે છે પગપાળા ચઢવાનો મહિમા છે અસાધ્ય રોગોથી પીડાતા લોકો દાક્તરોથી કટાળીને છેવટે અહીં આવે છે

પહાડની ટોચ પર એને તેના મથાળે એક મોટુ વિશાળ સપાટ મેદાન છે ત્યાં નાની નાની દુકાનો, વીશીઓ તથા ધર્મશાળાઓ છે અહીં પહોંચીને યાત્રીઓ વિસામો લે છે સ્થાન ઘણું સુદર છે આસ પાસની ટેકરીઓ પર ઝાડના ઝૂડ છે, વાતાવરણ શાતિનું છે અને ઠડા પવનની લહરીઓ ત્યાં આવે છે, જાણે કે સ્વર્ગમાં જ આવી પહોચ્યા હોઈએ

આ નિવાસસ્થાનથી થોડા જ વાગ દૂર એક મોટો કુડ છે આ સ્થાન જોઈ ને મને પાવાગઢ પર્વતનુ દૂધિયા તળાવ સાભરી આવ્યુ દૂધિયા તળાવનુ પાણી ઠડુ હોય છે જ્યારે લૂર્દના કુડનુ પાણી સારી રીતે ગરમ, પણ તેમાં નિરાતે નાહી શકાય એવુ હોય છે

આ કુડમા ક્ષારવાળા પાણીનુ ઝરણુ ફૂટે છે અનેક કષ્ટો વેઠયા પછી યાત્રાળુઓને આ કુડના સ્નાનથી કરાર વળે છે અને શ્રમ ભૂલી જવાય છે સ્નાન કર્યા પછી અને કપડાં બદલીને યાત્રાળુઓ થોડે જ ઊંચે આવેલી ગુફા પાસે જાય છે

ગુફા છીછરી છે અને તેની વચ્ચોવચ્ચ કુમારી મેરી અને તેના હાથમા બાળક જીસસની પ્રતિમા છે

યાત્રીઓ બધા ઘૂટણીએ પડીને પોતપોતાની મેળે પ્રાર્થના કરે છે ત્યાં કોઈ પૂજારીઓ કે પડા હોતા નથી જેને જે આવડે અને જેને જેમ ફાવે તેમ સૌ કોઈ પ્રાર્થના કરે છે અને પોતાના દુખ, પોતાના શારીરિક કે માનસિક રોગો મટી જાય તે માટે શ્રદ્ધાથી યાચના કરે છે

જીસસ ક્રાઈસ્ટની માની પ્રતિમાની બન્ને બાજુએ, હજારો લાકડાની ઘોડીઓ, લાકડીઓ અને પટ્ટાઓ ટીંગાડેલાં કે ગોઠવેલાં, ખડકાયલાં કે જમીન પર પડેલાં જોવામાં આવે છે.

અહીં અસંખ્ય યાત્રીઓ પ્રાર્થના કરે છે, ભજનો ગાય છે, ઈશ્વર પાસે યાચના કરે છે, રડે છે અને પોતાના સાધનો, ઘોડીઓ અને લાકડીઓ કુમારી મેરીને ચઢાવીને પોતાના આશ્રયસ્થાનમાં નીચે ઊતરી પડે છે. જેમને રોગ મટી જાય છે અથવા મટવા જેવું જણાય છે તે પર્વત પરથી ઊતરીને પોતાને ગામ ચાલ્યાં જાય છે; જેમને મટતું નથી તે ફરીફરીને કુંડમાં નાહીને ફરી ગુફામાં જાય છે.

આખું વાતાવરણ ચમત્કારની વાતોથી ભરેલું હોય છે. મુડદા બેઠા થયાની વાતો સંભળાય છે; બહેરા સાંભળતા થયા, આંધળા દેખતા થયા, સંધિવા સદંતર મટી ગયો, લકવાવાળા અપંગો ચાલવા માંડે છે, ગાંડપણ મટી જાય છે, એવી એવી વાતો ચોમેર સંભળાય છે. ફેફરાનો રોગ, હિસ્ટીરીઆ અને પેટના રોગથી પીડાતા લોકો સાજામાજા થઈને ઈશ્વરની સ્તુતિ કરતાં પહાડ પરથી નીચે ઊતરી પડે છે.

લોકોના હૃદયમાં આત્મશ્રદ્ધા રેડાય છે. પોચા મનના દુઃખીઓને આત્મસૂચન મળે છે કે અહીં તો રોગ મટી જવા જ જોઈએ. આવી રીતે હજારો-લાખો માણસો દર વર્ષે અતિ શ્રદ્ધાથી લૂર્દ આવે છે. રસ્તામાં થોડા મરી જતા હશે તે સિવાયના બધા નીચે ઊતરી પડે છે.

કોઈને રોગ મટે છે, કોઈને મટતો નથી. રોગ મટતો નથી તેમનાં કમનસીબ, પણ જેમના રોગ મટે છે તેમનો હરખ મનમા માતો નથી. તે સેંકડો માણસોને લૂર્દના ચમત્કારની વાતો કરે છે. દરેક વર્ષે લૂર્દની પ્રતિષ્ઠા વધારે જામતી જાય છે.

કોઈ એવું ન માની લે કે લૂર્દના ચમત્કારની વાતો બધી જૂઠી છે. શ્રદ્ધાની કે દૃઢ સંકલ્પની અસર મન પર અને શરીર પર જરૂર થાય છે જ, તેમાં કંઈ શંકા રાખવા જેવું નથી.

જેનામાં શ્રદ્ધા છે તેવા ડાક્તરનો હાથ ફરવાથી રોગ મટી જાય છે. અનિદ્રાના રોગને દાક્તરો ઘણી વાર માત્ર હાથ પંપાળીને મટાડે છે. અમુક માણસના પંપાળવાથી કૅન્સરનું અતિ તીવ્ર દુઃખ મટી જવું અનેક વાર મેં જોયું છે. જેવી રીતે સાધુ પોતાની ધૂણીમાંથી ચપટી રાખ આપીને રોગ સુધારે છે તેવી રીતે ચપટી સોડા (બાઈ કાર્બ)થી મેં અનેક રોગ મટાડ્યા છે.

સિદ્ધપુર–ઊંઝાની પાસે મીરાંદાતારના પીરનું સ્થાન છે. આપણા દેશમાં એવાં સ્થાનો તો હજારો છે. ત્યાં દર વર્ષે સેંકડો શારીરિક કે માનસિક રોગોથી પીડાતા મનુષ્યો જાય છે. ત્યાં પ્રાર્થના કરતા કે આક્રંદ કરતા કે ધૂણતા લોકો જોવામાં આવે છે.

કેટલાક લોકો દેખાદેખાથી પ્રાર્થના કરે છે કે ધૂણે છે અને તેમના અસાધ્ય રોગો મટી ગયાની વાતો સંભળાય છે.

જે અફરમીઓના રોગ મટતા નથી તેની કોઈ વાતો કરતું નથી. તેવી જ રીતે લૂર્દમા બિચારાં શ્રદ્ધાથી તણાઈ આવેલાં થોડાં લોકો જરૂર તંદુરસ્ત થઈ ગયા હશે, મોટી સંખ્યાના રોગીઓને પરમ નિરાશામાથી અમર આશાના અંકુરો ફૂટ્યા હશે; વખતે તે અંકુરો ત્યાંકારવાં નહિ હોય પણ સુકાઈ ગયાં હશે–તેવાને પણ એક પરમ-સંતોષ થયો હશે કે તેમણે છેવટનો પુરુષાર્થ તો અજમાવી જોયો છે અને હવે ઈશ્વરની ઇચ્છાને આધીન થઈને સુખેદુઃખે જીવન ગાળી કાઢવું એ જ ઇષ્ટ માર્ગ છે.

માનસશાસ્ત્રનું આપણું જ્ઞાન અત્યંત ઓછું છે. આપણે આ બાબતની ચર્ચા, તર્ક અને વિતર્કો કરીએ છીએ; પણ લૂર્દનું મહાત્મ્ય જેવું ને તેવું, લાખો દુઃખિયારાં મનુષ્યોને આકર્ષી રહ્યું છે

# એક અદ્ભુત આશ્ચર્યજનક સંજોગ

આપણા જીવનમાં ક્વચિત ક્વચિત એવા પ્રસંગો બને છે કે જે કેવી રીતે બનતા હશે તેનું કારણ આપણે સમજી શકતા નથી.

ભોળા શ્રદ્ધાળુ લોકો એવા પ્રસગોની પાછળ કોઈ દૈવી અથવા અલૌકિક શક્તિનો હાથ કલ્પે છે, અને વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા મનુષ્યો આવા પ્રસંગોનો આશ્ચર્યજનક સંજોગો (કો-ઇન્સિડંસ) કહીને સંતોષ માની લે છે. સાચી હકીકત તો એ છે કે આવું બનવાનું કારણ આપણે સમજતા નથી.

આવા એક નાના આશ્ચર્યજનક સંજોગનો અનુભવ મને થોડા જ દિવસો પહેલાં થયો હતો અને તે જે રીતે બન્યો તેની વિગતો વાચકવર્ગની સમક્ષ રજૂ કરું છું.

હમણાં હમણાં ગુજરાતમાં આપણે ગુજરાતી તથા અન્ય પ્રખ્યાત અગર માનીતા મહાપુરુષોની જયંતિઓ ઉજવવામાં ઠીક ઉદાર મનના થયા છીએ. અને તેવી જ રીતે વિદ્યમાન સ્ત્રી પુરુષોના અમુક પ્રસંગોની સમયિક જયંતિઓ; પચીસ વર્ષની રૌપ્ય, પચાસ વર્ષની સુવર્ણ કે સાઠ વર્ષની હીરક જયંતિઓ—અથવા તેવા-સ્ત્રી-પુરુષના વનપ્રવેશના ષષ્ઠિપૂર્તિના વગેરે એવા એવા ઉત્સવો ઉજવવાની ધગશ રાખતા થયા છીએ. આ બધો ઉત્સવ આપણામાં કદરદાની અગર કદરબુજ વધી જવાના પરિણામે જ છે કે કેમ તેની ચર્ચા અહીં અપ્રસ્તુત છે.

સમાજના જીવનમાં એ પ્રકારના પરિવર્તનો વારાફરતી આવ્યા કરે છે. શાંતિથી ધીરે ધીરે વહી જતા સમાજમાં જ્યારે કોઈ અનિષ્ટ તત્ત્વ વધી જાય છે ત્યારે તે અનિષ્ટ તત્ત્વને ઉખેડી નાખવાને માટે સમાજની અમુક વ્યક્તિઓ પ્રવૃત્તિશીલ બને છે, સાહસિક બને છે તથા અનેક જાતના દુઃખો સહન કરીને પણ સમાજની બદી દૂર કરવાના અને સમાજને સુમાર્ગે ચઢાવવાના પુરુષાર્થ કરે છે.

આ પ્રવૃત્તિઓને લીધે શાંત સમાજમાં ભારે ખળભળાટ તથા ઊથલપાથલ થઈ જાય છે. આવાં પરિવર્તન સામાજિક હોય રાજકીય હોય કે અન્ય પ્રકારના પણ હોય. આવા વીરકાળમાં કોઈને જયંતિઓ ઉજવવાની કે ઇતિહાસ લખવાની અગર આત્મકથા લખવાની ઇચ્છા થતી નથી, તેમ કરવાની ફુરસદ પણ હોતી નથી.

જો વીરકાળમાં જયંતિઓ ઉજવાતી હશે તો તે કેવળ લોકસમાજને ઉત્સાહિત બનાવવાના પ્રચાર માટે જ હોય છે. આવો જુસ્સાનો સમય પૂરો થાય છે ત્યાર પછી સમાજ, પોતે જે પરિવર્તન કર્યું હોય છે અથવા જે મેળવ્યું હોય છે તેને વાગોળવામાં, પચાવવામાં અથવા સમાજશાહીનો બાંધો સુધારવામાં રોકાઈ જાય છે.

પહેલા અતિ ઉત્સાહના કાળમાં જો કોઈ અનર્થ કે અનિષ્ટ પેસી ગયા હોય તો તેને ટાળવાનો આ બીજો કાળ હવે આવે છે. પહેલાને આપણે વીરકાળ કહ્યો, બીજાને આપણે સ્થિરકાળ અથવા સંગઠનકાળ કહી શકીએ, અને આવા કાળમાં જ્યારે પુરુષાર્થ મંદ પડી ગયો છે, ત્યારે ઉત્સવો અને જયંતિઓ ઉજવાય છે.

જે અદ્‌ભુત અથવા વિચિત્ર સંયોગ વિશે આ લેખમાં ઉલ્લેખ કર્યો છે તે આવી રીતે બન્યો

એક દિવસ એક સ્મારક અથવા પ્રશસ્તિ અંક મારા હાથમાં આવી પડ્યો. આ પુસ્તકમાં જે વ્યક્તિ વિશે લખાણો લખાયા હતા તેમને હું ઓળખતો હતો, ઘણાખરા લેખકો પણ મને પરિચિત હતા.

જે વ્યક્તિના જીવનકાર્ય વિશે લખાયું હતુ તે મને ઠીક યોગ્ય લાગતું હતું. ઘણા રસથી હું એ ટૂંકા લેખો વાંચતો ગયો. કલાકેક પછી મારા જીવને બેચેની થવા માંડી અને જેમ જેમ હું વધુ વાંચતો ગયો તેમ તે બેચેની વધતી ગઈ.

મારી પાસે એક મિત્ર બેઠા હતા તેમને મેં કહ્યુ કે મને આ પુસ્તકના લેખો ગમે છે અને તે છતાં મારા મનમાં ભારે દુઃખ અને અજંપો, થયાં કરે છે. તેમ થવાનું કારણ મને જરાય સમજાતું નથી

અડધા કલાક પછી મેં એ પુસ્તક બંધ કર્યું અને એક નિસાસા સાથે કહ્યુ કે મારા મનમાં ભારે ગ્લાનિ પ્રસરી રહી છે, હું થાકી ગયો છું અને મારું શરીર નરમ પડી ગયુ છે.

આમ થવાના કારણ વિશે અમે થોડી ચર્ચા કરી, મેં મોં પર ઠંડા પાણીની છાલકો મારી અને પછી અમે બહાર ફરવા ચાલ્યા ગયાં. અંદર અંદરથી મારું મન પૂછ્યા કરતું હતું કે પુસ્તક વાચવાથી આવું અણધાર્યું પરિણામ શા માટે આવ્યું ? મને તેનો ઉત્તર ન જ મળ્યો, જમ્યા કર્યા પછી અમે સૂઈ ગયા અને મને આ બાબતનું પૂરું વિસ્મરણ થઈ ગયું

બીજે દિવસે સવારે મારી ટપાલમાં ' ઊર્મિ ' માસિકના થોડા અંકો આવી પહોંચ્યા ચારેક વર્ષથી આ સારું માસિક મારા જોવામાં આવ્યું હોય એવું મને સાભરતું નથી.

એ માસિકના સંપાદકભાઈએ મિત્રભાવે એ અંકો મોકલાવી આપ્યા હતા. આ અણધાર્યા આવેલા અંકોમાંથી એક મેં ઉપાડયો અને જે પાનું ઊઘડ્યું, તેમાં શ્રી. ' ધૂમકેતુ 'ની ' મહાપાપી ' નામની વાર્તાના ત્રીજા પેરા પર મારી નજર પડી.

સાધ્વી મહારાણી અહલ્યાબાઈ નર્મદા નદીની પાસે મોટુ મંદિર બંધાવી રહ્યા છે. પોતે જવાનીમા પતિ ગુમાવ્યો હતો, જુવાન પુત્ર ખોયો હતો. એમની એક પુત્રી પોતાનો પુત્ર ગુમાવ્યો અને પછી પતિ

મરણ પામનાર સતી થઈ ને બળી મરી. તે છતાં સંસારમાં અને રાજ્ય ચલાવવામાં એ સત્કર્મો ધીરજથી કર્યે જતી હતી. એણે પોતાનું જીવન ઈશ્વરને, જનસમાજના હિતાર્થે, અર્પણ કરી દીધું હતું.

ત્રીજા પેરામાં જે વાચ્યું તે નીચે પ્રમાણે હતું:—

'એ વખતે આપસ આપસમાં કોઈ સરદાર મંદિરના અદ્ભુત દેખાવની પ્રશંસા કરી રહ્યો હતો, તો બીજો યાવત્ચંદ્ર દિવાકરૌ રહી જનારી નામનાને વખાણી રહ્યો હતો. સાધ્વી મહારાણી બધી વાતો સાંભળી રહી હતી; પણ એના દિલમાં તો મહાશોકનો સાગર વહી રહ્યો હતો. એના દિલમાં સ્વજનોનો શોક હતો અને પોતાની સાચી વાતને ટાળી નાખનારી આ અતિ પ્રશંસાનો પણ શોક ઊભો થઈ રહ્યો હતો.'

આ શબ્દો વાંચીને મારી આંખનાં પડળ ખૂલી ગયાં. ગઈ કાલે અનુભવેલા વિચિત્ર દુઃખના કારણ પર પ્રકાશના કિરણો પડવા લાગ્યાં હું વાર્તાઓ નહીં વાંચનારો આ વાત પૂરી વાંચી ગયો.

અહલ્યાબાઈ પોતાના સ્વજનોનો શોક, અને લોકની અતિપ્રશંસાનો ભયંકર પાપશોક એ બંનેનો વિચાર કરતાં શાંત ઊભાં રહ્યાં. નર્મદાનાં પાણી પર તેમની નજર ઠરી એમાંથી એમને કંઈક આશ્વાસન મળ્યું. આ નદીને કિનારે અનેક નગરો ઊગ્યાં, ફૂલ્યાં અને આથમ્યાં એમ જ મંદિર આથમી જશે, પોતાનું નામ પણ ભૂલાઈ જશે છેવટે તો ઈશ્વરનો મહિમા ( સત્કર્મનો ) જ ટકી રહેશે.. *

'એટલામાં એમણે એક વિખ્યાત શાસ્ત્રીને પોતાની તરફ આવતાં જોયો, એમના હાથમાં એક પોથી હતી. અહલ્યાબાઈ એને બે હાથ જોડીને નમ્યાં...શાસ્ત્રીએ પોથી ઉઘાડી. તેમાંથી ગીર્વાણ ( સંસ્કૃત ) ભાષામાં લખેલા શ્લોકો બોલવા લાગ્યા. એક તો ગીર્વાણ ભાષા, શાસ્ત્રીના અત્યંત શુદ્ધ સુંદર ઉચ્ચાર, શ્લોકબદ્ધ કાવ્યના મધુર સ્વરો, અને નર્મદાનો કિનારો!

'......પ્રશંસા પૂરી થઈ, તેમાં અહલ્યાબાઈને દેવી તુલ્ય ગણ્યાં હતાં.

'મહારાણી અહલ્યાબાઈ આ બ્રાહ્મણને નવાજી દેશે એવી આનંદભરી આશા ત્યાં પ્રગટી હતી.

'મહારાણી અહલ્યાબાઈએ ફરીથી નમસ્કાર કર્યા અને પછી ધીમે શાંત દૃઢ અવાજે કહ્યું. 'માણસની સ્તુતિ માણસ કરે ત્યારે પાપ ઊભું થાય છે. શાસ્ત્રીજી આ ગ્રંથ મને આપો'.

[મહારાણીએ એ ગ્રંથને નર્મદા નદીમાં ફેંકાવી દીધો.]

'પછી બે હાથ જોડીને શાસ્ત્રીજીને વિનંતિ કરી:

'કોઈ ઈશ્વરી મહિમાનો ગ્રંથ લખીને લાવો, માણસનો મહિમા માણસ ગાય એમાંથી તો છેવટે એક વધુ પાપ દુનિયામાં આવે ।

'માણસનો મહિમા ગાનારો પાપી છે, પણ એ મહિમાને જાણી જોઈને પોતાના જમાનામાં ફેલાવા દેનારો મહાપાપી છે.'

'અહલ્યાબાઈની વાણી સાંભળીને સૌના માથાં નીચે નમી ગયાં.'

........'ઈશ્વર માણસને શોક એટલા માટે આપે છે કે એના દ્વારા એ વધુ સુંદર, વધુ પવિત્ર બને. માણસ જાતને આનંદ કરતાં વધુ મોટી ભેટ શોકની મળી છે.'

# આપણો બદલાતો પહેરવેશ

**આ** લેખને માટે બે મર્યાદાઓ રાખવામાં આવી છે એક સ્થળની અને બીજી કાળની સ્થળમાં માત્ર ગુજરાત એટલે કચ્છ-સૌરાષ્ટ્ર વિનાના ગુજરાતનો જ વિચાર કરવામાં આવ્યો છે અને કાળની મર્યાદા છેલ્લા સાઠેક વર્ષની રાખી છે

સૌરાષ્ટ્રનો ખેડૂત ચોરણો અને કેડિયું પહેરે છે તે ગુજરાતમાં ભાગ્યે જ જોવામાં આવે છે છેલ્લા સાઠ વર્ષમાં ગુજરાતી પહેરવેશમાં જે જબરું પરિવર્તન થયું છે તેનો હું સાક્ષી છું સૌરાષ્ટ્ર વિશે મારું જ્ઞાન ઓછું છે તેથી આ મર્યાદા રાખવી પડી છે

સામાજિક પરિવર્તનનો એક નિયમ છે કે સમાજમાં જે ફેરફારો થાય છે તે પહેલા શહેરોમાં થાય છે કારણ કે શહેરના વાતાવરણમાં નવા નવા વિચારો અને નવી રીતભાતો ઘણી સહેલાઈથી પ્રવેશી શકે છે અને તેવા વિચારોનો અમલ કરવાની સ્વતંત્રતા ગામડાંઓના કરતાં શહેરમાં વધારે હોય છે

નવા શિક્ષણનો પ્રચાર સારી રીતે શહેરોમાં થયો ત્યાર પછી લગભગ ૩૦-૪૦ વર્ષે તેવા શિક્ષણની ભૂખ ગામડાંઓમાં જાગી છે અને સમાજસુધારાનું પણ તેમ જ થયું છે, તેથી જે ફેરફારો મોટા ગામોમાં થઈ રહ્યા છે તે ધીમે ધીમે ગામડાંઓમાં પહોંચી જશે જ

આજે તો જુવાનવર્ગને જાણીને નવાઈ લાગશે અને તેમને રમૂજ

થશે કે આજથી ૮૦ વર્ષ પહેલાં શાળામાં જતા છોકરાઓને પાઘડી પહેરીને શાળામાં જવું પડતું હતું.

મારા જમાનામાં લગભગ બધા જ વિદ્યાર્થીઓ જરાક ઊંચું ધોતિયું, જરા લાંબો કોટ અને મોટે ભાગે ભરેલી (સુનરાઉ કે રેશમી ભરતની) ટોપી પહેરતા. સલવાર (સુરવાલ) જોવામાં આવતી નહીં.

બાંચ (એટલે મિડલ) શાળામાં અમુક છોકરાઓ કંઈક ઊંચી પાટલૂન પહેરવા લાગેલા, પણ તેને કદી ઇસ્ત્રી થતી નહીં.

અને આજે લગભગ બધા કિશોરો ઘૂંટણ સુધીની શૉર્ટ્સ (ચડ્ડી) અને ખમીસ પહેરે છે, અથવા ટૂંકા કોટ.

જૂના જમાનામા કોઈ પણ કિશોર કે યુવક કે મોટી વયના પુરુષો કદી ઉઘાડે માથે ઘરની બહાર જતા નહીં. ઑફિસમા કે દુકાનમાં ઉઘાડ માથે કદી જવાય નહીં, કારણ કે તે અપશુકનિયાળ ગણાતું. શબને ઉપાડનાર અને સાથે ચાલનાર ડાઘુઓ જ ઉઘાડે માથે જતા. અને આજે તો છેક કોર્ટમા અને ઑફિસોમા ટોપી ન પહેરી હોય તો વાંધો આવતો નથી.

છોકરીઓ માત્ર ચણિયો અને ટૂંકી બાયનો કબજો કે બદન પહેરતી, કોઈ ક્વચિત જ સ્લીપર અથવા સપાટ પહેરતી

ગામડાઓમા માત્ર સીમમા જતા સ્ત્રીઓ જ પગરખા પહેરતી, તે સિવાય સ્ત્રીઓ કે છોકરીઓથી 'પગ–રખા' એટલે પગના રક્ષણ માટે કાંઈ પહેરી શકાતુ નહીં. આ હકીકતને લગતું એક કરુણ દૃષ્ટાંત આપું છુ.

ચરોતરમાં વસોનુ સ્ટેશન ગામથી અડધો–પોણો માઈલ દૂર છે ઉનાળાના ગજબ તાપમા રેતી એટલી બધી તપી જતી કે ઉઘાડે પગે ચાલતી સ્ત્રીઓનાં નળિયા પર ફોલ્લા પડે સમાજમેવાના શિરોમણ મોતીભાઈ નરસિંહભાઈએ એવી ફોજ શરૂ કરેલી કે, જે ટોપલો ભરીને પગરખાં સ્ટેશને લઈ જાય, સ્ત્રીઓ તે પહેરે અને ગામને ગોદરે

કાઢી નાખીને પાછાં થોડુંઘણું દાઝતાં ગામમાં ચાલે—આ વર્ણ ન ૧૯૧૬નું.

પહેલાં કોઈ પણ સ્ત્રીથી છત્રી ઓઢાતી નહીં (તાપમાં કે વરસાદમાં) તે રિવાજ તો લગભગ આ સદીની શરૂઆત સુધી પ્રચલિત હતો. હવે આ બધું કેટલું બદલાઈ ગયું છે!

સ્ત્રીઓ સાલ્લો અને કબજો પહેરતી. તે ઉપરાંત શહેરની કેટલીક સ્ત્રીઓ ચણિયા પહેરતી, બધી નહીં, અને વિધવાઓ તો માત્ર લૂગડું એટલે સાલ્લો જ પહેરતી. આજે સાડી સાલ્લાની જોડે ચણિયો અનિવાર્ય બની ગયો છે. ઇંગ્લંડથી મિલનું કાપડ આવવા માંડ્યું ત્યાર પહેલાં કાપડની ઘણી અછત હતી અને તેથી તે ખૂબ કરકસરથી વપરાતું હતું.

હવે આજે કન્યાઓ તથા સ્ત્રીઓના પહેરવેશમાં ઠીક ઠીક ફેરફાર થયો છે. થોડાં જ વર્ષો પહેલાં હું મારી દોહિત્રીની સાથે અમદાવાદ જેવા મોટા શહેરમાં ફરવા નીકળતો ત્યારે તેના સ્કર્ટ અને બ્લાઉઝ જોઈને સ્ત્રીઓ હસતી અને ટીકા કરતી હતી.

આજે માત્ર મોટાં ગામોમાં જ નહીં પણ થોડાં ગામડાંઓમાં પણ સ્કર્ટ અને બ્લાઉઝ પેસી ગયા છે. છોકરીઓ ચોટલાને બન્ને સેર રાખે છે અને તેનો શણગાર કરે છે.

જૂના જમાનામાં બધી સ્ત્રીઓ માથા પર લૂગડું રાખતી હતી, જુવાન છોકરીઓ અને ઘણી સ્ત્રીઓ હવે માથે ઓઢતી નથી. સૌરાષ્ટ્રમાં થોડે અંશે સ્ત્રીઓ લૂગડાને આગળ ખેંચીને મલાજો પાળે છે. ઘણી ગુજરાતી સ્ત્રીઓ હવે લૂગડું દક્ષિણી રીતે પહેરે છે.

અમારા જમાનામાં બધી સ્ત્રીઓ કાંચળી પહેરતી હતી. હવે ગામોમાંથી પણ તે સાફ નીકળી ગઈ છે. જો કે છેલ્લાં ૧૦–૧૨ વર્ષથી તે નવા સ્વરૂપે દાખલ થઈ છે. હવે સ્ત્રીઓ ટૂંકી બાંયનો કબજો પહેરે છે.

સેકડો કે થોડાં હજારો વર્ષો સુધી હિંદુ સ્ત્રીઓએ સાલ્લા અને પુરુષોએ ધોતિયાં વાપરવાથી તેમાં દરજીની જરૂરત પડતી નહિ, આજે દરજી વિના સસારમાં ચાલે નહીં એવુ બની ગયું છે

જૂના કાળમાં–છેક અજતા અને ઇલોરા સુધી અને ત્યાર પછી પણ (૧૦–૧૨ સદી સુધી ઘરમા અને ઘરની બહાર) સ્ત્રી છાતી ખુલ્લી રાખીને ફરતી, અને છેક આજે પણ આદિવાસી સ્ત્રીઓ (બે કરોડની વસ્તી) છાતી ઢાંકતી નથી. આ સદીઓ પછીથી છાતી ઢાંકવાનો રિવાજ દાખલ થયો હતો

પુરુષો પહેલા ઘરમા ટૂકુ પચિયુ અને બહાર જવા માટે ધોતિયું પહેરતા, પણ તે પગની નીચે છૂદાય એટલુ નીચુ નહીં શરીરે એક કુડતુ પહેરતા અથવા શરીરને ઉઘાડુ રાખતા

પોળની બહાર નીકળવુ હોય તો તે કુડતા પર લાબો કોટ અને વધારે જૂના વખતમા કસવાળુ અગરખુ પહેરતા પાઘડી, સાફો, ફેટો કે ફાળિયુ તો આવશ્યક પહેરવુ પડતુ. પોળની અદર પણ થોડે છેટે જવુ હોય તો ધોતિયુ અને માથે પાઘોટુ ગોઠવ્યા વિના બહાર નીકળાય નહીં ઉઘાડે માથે ઘરની બહાર નીકળાય નહીં વખતે શરીર પર ખેસ નાખી લે, જોડા કે દોરીવાળા સઝ પહેરાતા, પણ મોજડીનો પ્રચાર ખૂબ હતો

આપણા ગુજરાતમા ઘણે ભાગે '૧૪–૧૫'મા ચપલ દાખલ થયા તે મને ખ્યાલ છે તેની પહેલા મરાઠી પ્રજાજનો–ખાસ કરીને ગરીબ પુરુષો ખૂબ જાડા ચપલો પહેરતા ખરા, પણ પાતળાં તળિયાંના ચપલો ગુજરાતી સ્ત્રીઓને આશીર્વાદ રૂપ થઈ ગયા ત્યાર પહેલાં જરા સારી સ્થિતિની સ્ત્રીઓ મોજડીના જેવા સ્લીપર અથવા સપાટ પહેરતાં પણ માત્ર ગરીબ જ નહીં પણ ભણેલી મધ્યમવર્ગની સ્ત્રીઓ પોળમા અને રસ્તા પર ઉઘાડે પગે જ ફરતી ચંપલે તેમને બચાવી લીધાં

કાઢી નાખીને પાછા થોડું ઘણું દાઝતાં ગામમાં ચાલે-આ વર્ષ હશે ૧૯૧૬નુ

પહેલા કોઈ પણ સ્ત્રીથી છત્રી ઓઢાતી નહીં (તાપમાં કે વરસાદમા) તે રિવાજ તો લગભગ આ સદીની શરૂઆત સુધી પ્રચલિત હતો હવે આ બધુ કેટલુ બદલાઈ ગયું છે?

સ્ત્રીઓ સાડનો અને કમજો પહેરતી તે ઉપરાંત શહેરની કેટલીક સ્ત્રીઓ ચણિયા પહેરતી, બધી નહીં, અને વિધવાઓ તો માત્ર લૂગડુ એટલે સાડલો જ પહેરતી. આજે સાડી સાલ્લાની જોડે ચણિયો અનિવાર્ય બની ગયો છે ઇગ્લંડથી મિલનું કાપડ આવવા માડ્યું ત્યાર પહેલાં કાપડની ઘણી અછત હતી અને તેથી તે ખૂબ કરકસરથી વપરાતું હતુ

હવે આજે કન્યાઓ તથા સ્ત્રીઓના પહેરવેશમાં ઠીક ઠીક ફેરફાર થયો છે થોડાં જ વર્ષો પહેલા હુ મારી દોહિત્રીની સાથે અમદાવાદ જેવા મોટા શહેરમાં ફરવા નીકળતો ત્યારે તેના સ્કર્ટ અને બ્લાઉઝ જોઈને સ્ત્રીઓ હસતી અને ટીકા કરતી હતી

આજે માત્ર મોટાં ગામોમાં જ નહીં પણ થોડાં ગામડાંઓમાં પણ સ્કર્ટ અને બ્લાઉઝ પેસી ગયા છે છોકરીઓ ચોટલાને બદલે સેર રાખે છે અને તેનો શણગાર કરે છે.

જૂના જમાનામા બધી સ્ત્રીઓ માથા પર લૂગડુ રાખતી હતી, જુવાન છોકરીઓ અને ઘણી સ્ત્રીઓ હવે માથે ઓઢતી નથી સૌરાષ્ટ્રમા થોડે અંશે સ્ત્રીઓ લૂગડાને આગળ ખેચીને મલાજો પાળે છે ઘણી ગુજરાતી સ્ત્રીઓ હવે લૂગડુ દક્ષિણી રીતે પહેરે છે

અમારા જમાનામાં બધી સ્ત્રીઓ કાંચળી પહેરતી હતી હવે ગામોમાથી પણ તે સાફ નીકળી ગઈ છે જો કે છેલ્લાં ૧૦-૧૨ વર્ષથી તે નવા સ્વરૂપે દાખલ થઈ છે હવે સ્ત્રીઓ ટૂકી બાંયનો કબજો પહેરે છે

સેંકડો કે થોડાં હજારો વર્ષો સુધી હિંદુ સ્ત્રીઓએ સાલ્લા અને પુરુષોએ ધોતિયાં વાપરવાથી તેમાં દરજીની જરૂરત પડતી નહિ, આજે દરજી વિ॥ સંસારમાં ચાલે નહીં એવું બની ગયું છે

જૂના કાળમા—છેક અજંતા અને ઇલોરા સુધી અને ત્યાર પછી પણ (૧૦–૧૨ સદી સુધી ઘરમા અને ઘરની બહાર) સ્ત્રી છાતી ખુલ્લી રાખીને ફરતી, અને છેક આજે પણ આદિવાસી સ્ત્રીઓ (બે ક્રોડની વસ્તી) છાતી ઢાંકતી નથી આ સદીઓ પછીથી છાતી ઢાંકવાનો રિવાજ દાખલ થયો હતો

પુરુષો પહેલા ઘરમાં ટૂંકું પંચિયુ અને બહાર જવા માટે ધોતિયુ પહેરતા, પણ તે પગની નીચે છૂંદાય એટલ નીચુ નહીં શરીરે એક કુડતુ પહેરતા અથવા શરીરને ઉઘાડુ રાખતા

પોળની બહાર નીકળવુ હોય તો તે કુડતા પર લાંબો કોટ અને વધારે જૂના વખતમા કસવાળુ અંગરખુ પહેરતા પાઘડી, સાફો, ફેંટો કે ફાળિયુ તો આવશ્યક પહેરવૂ પડતુ પોળની અંદર પણ થોડે છેટે જવુ હોય તો ધોતિયુ અને માથે પાઘોટુ ગોઠવ્યા વિના બહાર નીકળાય નહીં ઉઘાડે માથે ઘરની બહાર નીકળાય નહીં વખતે શરીર પર ખેસ નાખી લે જોડા કે દોરીવાળા સ્લીપર પહેરાતા, પણ મોજડીનો પ્રચાર ખૂબ હતો

આપણા ગુજરાતમા ઘણે ભાગે ૧૪–૧૫'મા ચંપલ દાખલ થયા તે મને ખ્યાલ છે તેની પહેલા મરાઠી પ્રજાજનો—ખાસ કરીને ગરીબ પુરુષો ખૂબ જાડા ચંપલો પહેરતા ખરા પણ પાતળાં તળિયાંના ચંપલો ગુજરાતી સ્ત્રીઓને આશીર્વાદ રૂપ થઈ ગયા ત્યાર પહેલાં જરા સારી સ્થિતિની સ્ત્રીઓ મોજડીના જેવા સ્લીપર અથવા સપાટ પહેરતા પણ માત્ર ગરીબ જ નહીં પણ ભણેલી મધ્યમવર્ગની સ્ત્રીઓ પોળમા અને રસ્તા પર ઉઘાડે પગે જ ફરતી ચંપલે તેમને બચાવી લીધાં

ભિખારી ઉઘાડા પગે ફરતી સ્ત્રીઓને પગના રક્ષણને માટે ચંપલ મળી ગયાં તેના કરતાં ઘણો મોટો ચમત્કાર આપણા દેશની પ્રજાએ જ્યારે અંગ્રેજ સરકારની સામે અસહકારની પ્રવૃત્તિ ઉપાડી લીધી અને ખાદીની ધોળી ટોપી પહેરવા માંડી ત્યારે થઈ ગયો.

જે માણસોએ વર્ષોથી પાઘડી પહેરી હતી તેમણે ટોપી પહેરવા માંડી અને હવે તો મુંબાઈ, અમદાવાદ અને ગામડાંઓમાં પાઘડી લગભગ અદૃશ્ય થઈ ગઈ છે. ખાદીની ધોળી ટોપી એ અસહકારીઓનો ગણવેશ મટીને હવે સર્વસામાન્ય પહેરવેશ એટલે માથાવેશ બની ગયો છે. ૧૯૧૮ સુધી ગામડાઓમાં કોઈ મનુષ્યને તમે પાઘડી કે ફાળિયા વિના જોઈ શકતા નહીં, આજે પાઘડીનાં દર્શન દુર્લભ છે.

પણ તેટલો જ મોટો ચમત્કાર જુવાનોના માથા વેશનો થયો છે. પહેલાં કોઈ પણ વિદ્યાર્થી શાળા કે કૉલેજમા ખુલ્લે માથે જવાનું નહીં, આજે શાળામાં અને કૉલેજોમાં, સભાઓમાં, દુકાનોમાં, નાનીમોટી પાર્ટીઓમાં, લગ્નોમાં અને છેક સરકારી કચેરીઓમાં ખુલ્લે માથે જવામાં વાંધો આવતો નથી. બધા વિદ્યાર્થીઓ ખુલ્લે માથે શાળાકૉલેજમા જાય છે.

ભવિષ્યમા આપણી પ્રજાએ કઈ જાતનો પહેરવેશ વાપરવો જોઈએ તેનો વિચાર કરતા પહેલાં આપણે જાણવું જોઈએ કે મનુષ્ય શા માટે પહેરવેશ પહેરે છે ? મનુષ્ય સિવાયનું બીજું કોઈ પણ પ્રાણી પહેરવેશની વિશેષ સગવડ કરી લેતું નથી.

કપડાં પહેરવાનાં મુખ્ય કારણો બે છે; પહેલું કારણ છે નગ્નતા ઢાંકવાનું. પણ નગ્નતા એટલું શું ? છેક શરૂઆતમાં તો માત્ર પુરુષ તેમ જ સ્ત્રીની જનનેન્દ્રિ ઢાંકવાનો પ્રયાસ કરવામાં આવ્યો હશે..

આપણાં જૂનાં મંદિરોમાં અને અજંતા-ઈલોરા જેવાં ચિત્રોમાં સ્પષ્ટ જોઈ શકાય છે કે પુરુષો તેમ જ સ્ત્રીઓનો મુખ્ય પહેરવેશ તો

કમરના નીચલા ભાગથી શરૂ થતો હતો. સ્ત્રીઓના સ્તન ખુલ્લા જણાય તેમાં જરાય વાંધો આવતો નહીં.

આપણા જૂના સાહિત્યમાં સ્તનનાં તેમ જ ઊંડી નાભિનાં વર્ણનો છે; એટલે કમરના નીચલા ભાગથી તે જઘના નીચલા ભાગને જ ઢાંકવામાં આવતો અને વસ્ત્ર આ કે આભૂષણ ખસી ન જાય તેટલા માટે કમરબંધ વપરાતો.

આજે પણ ભારત દેશના બે સવા બે કરોડ આદિવાસીઓ કે વનવાસીઓ તેમ જ દક્ષિણ હિંદના કેટલાક પ્રદેશોમાં છાતી ખુલ્લી રાખવાથી શિષ્ટ વર્તનનો ભંગ થાય છે એવું મનાતું નથી.

પહેરવેશ વાપરવાનો બીજો હેતુ શરીરનું રક્ષણ કરવાનો છે. શારીરિક કામ તથા કસરત કરીને શરીરને જબરું અને ખડતલ બનાવવામાં જ ડહાપણ છે તે આપણે સમજતા આવ્યા છીએ, પણ તેમ છતાં ટાઢ, તાપ અને વરસાદથી રક્ષણ કરવાનું ઇષ્ટ ગણાયું છે અને કાંટા તથા કાંકરા અને પગીથી કાચ જેવી ચીજોથી પગને નુકસાન ન થાય તેટલા માટે પગરખાં પહેરવાની આવશ્યકતા પણ જણાઈ છે.

યુદ્ધ કે ઝગડાઓની મારામારીમાં માથા પર પ્રહાર થાય તે ઝીલવાને મોટી પાઘડીઓ પહેરવાનો રિવાજ આવ્યો હતો. બાકી તો ટોપી, પાઘડી ફાળિયા જેવી હલકી ચીજો માથે પહેરવામાં આવતી.

ત્રીજો એક હેતુ ઠીક મોડેથી ઉમેરાયો હશે અને તે હતો સુશોભનનો. ચોખલિયા માણસોને જે કહેવું હોય તે કહે પણ હલનચલન તથા પહેરવેશમાં જાતીય આકર્ષણ વધારવાનો હેતુ તદ્દન સ્વાભાવિક, કુદરતી છે. પક્ષીઓમાં પણ તે કુદરતી રીતે હોય છે—પણ આ વિષયની ચર્ચામાં વધારે ઊતરવાની મને ઇચ્છા નથી.

પગના રક્ષણને માટે જુદી જુદી જાતના 'પગ-રખાં' દરેક દેશના લોકોને વાપરવાં પડ્યાં છે કે જેથી કાંટા અને કાંકરા વાગે નહીં

હવે આ બન્ને હેતુઓને પાર પાડવા માટે આપણે ભવિષ્યમાં કઈ જાતનો પહેરવેશ પસંદ કર્યો હોય તો સારું એ બાબતનો જરા વિગતવાર વિચાર કરવાનો છે એવુ કરવામા કેટલેક અંશે કલ્પનાના ઘોડા દોડાવવા જેવુ ન થાય તો નવાઈ નહિ, કારણ કે આજે આપણા સમાજમાં જે આર્થિક સ્થિતિ પ્રવર્તે છે તે છેલ્લા ૩૦ વર્ષમા હતી તેના કરતા જુદી છે અને એકદર વીસ વર્ષના રાષ્ટ્રીય આયોજન પછી ખૂબ ખૂબ બદલાઈ ગયા વિના રહેશે નહી

નીચલા અને ઉપલા મધ્યમ વર્ગના સસારમાં બે મુદ્દાઓ દાખલ થયા વિના રહેવાના નથી એક મુદ્દો એ છે કે આજે મોટે ભાગે પુરુષો કમાય છે અને સ્ત્રી ઘરસસારની વ્યવસ્થા કરે છે ભવિષ્યમાં સ્ત્રીઓને ધણીની કમાણીમાં થોડો ઉમેરો કરવા માટે થોડુ (Part-time) કમાઈ લેવુ પડશે અને બીજુ એ કે આજે ઘરકામમાં મદદ કરવા માટે નોકરો મળે છે તે ઘણા મોઘા થઈ જશે અને તેથી એ બધુ કામ પતિ તથા પત્ની અને છોકરાંઓએ કરી લેવુ પડશે આવી પરિસ્થિતિ અચૂક આવ્યા વિના રહેવાની નથી

નોકરો મોઘા પડશે અને ધોબી તથા લૉન્ડ્રી પણ મોંઘા પડશે દિલ્હી જેવા શહેરમાં આજથી જ નોકરો મેળવવાની મુશ્કેલી સહન કરવી પડે છે

આજે જે લાબા લાંબાં ધોતિયાં અને સાલ્લા પહેરાય છે તે ઘેર ધોવાની મુશ્કેલીને લીધે છોડી દેવા પડવાનાં છે

આજે પુરુષ નાહીને પોતાનુ ધોતિયુ, બદન અને વખતે પહેરણનો ઢગલો કરીને નાવણિયાની બહાર હાથ હલાવતો નીકળી આવે છે તે ભવિષ્યમાં ચાલશે નહીં, એને કપડાં ધોઈ કાઢવાં પડશે તેથી પુરુષને સુરવાલ કે લેંઘો કે પાટલૂન પહેર્યા વિના છૂટકો નથી પોતાની આર્થિક સ્થિતિ લક્ષમાં રાખીને સુરવાલ કે ખમીસ (પહેરણ) ધોબીને

ત્યાં ધોવડાવવાં પડશે. હવે છૂટી ઇસ્ત્રી કરવાની દુકાનો પણ ગામોમાં નીકળી છે.

મુખ્યત્વે, આ કારણને લીધે નવ હાથનું ધોતિયું પહેરવાની પ્રથા અદૃશ્ય થઈ જશે. તેવી જ રીતે સાલ્લાનું પણ થશે તો ખરું. સાલ્લા ધોવાની પીડા સ્ત્રીઓને ક્યારે ખૂંચશે તેની કલ્પના મારે કરવી નથી. છોકરાઓનો પહેરવેશ લગભગ નક્કી થઈ ગયો છે. તે ગણવેશ થયા વિના રહેવાનો નથી અને આપણે અહિંસા તથા શાંતિમય સહઅસ્તિત્વના ગમે તેટલા જપ જપીશું પણ આપણા દેશમાં સર્વવ્યાપી અને ફરજિયાત લશ્કરી તાલીમ આવ્યા વિના રહેશે નહીં, આજે એન. સી સી, ઓકઝીલિયરી ફોર્સ અને ટેરિટોરિયલ સૈન્યો વિકસ્યા કરે છે.

આ બધાં સૈન્યોને માટે લશ્કરી તાલીમ માટે અમુક ગણવેશ પહેરવાનો જ છે. વિજ્ઞાનની લેબોરેટરીઓમાં, કૉલેજમાં, સાઈકલ પર બેસતી વખતે, રસોઈ કરતી વખતે લફરફફર ધોતિમાં, સાલ્લા કે ઓઢણી કામ લાગવાનાં નથી.

ભારત દેશની સ્ત્રી કે છોકરી હવે અબળા થવાનો સાવ ઇન્કાર કરે છે, શણગારવાની ઢીંગલી થવામાં નાનમ તથા અપમાન સમજે છે, એમને પોતાના વિકાસ માટે અભિલાષા છે.

ગામડાંની સ્ત્રીઓને ગાયભેંસ દોહવાનાં, કચરો પૂંજો કરવાનાં, સીમમાં જઈને ચારો કાપવાનાં વગેરે કામો કરવામાં છૂટા સાલ્લા ચોક્ખી રીતે નડતરરૂપ છે.

સુરત જિલ્લાની વધુ સમજુ ગ્રામસ્ત્રીઓ લૂગડાંનો કછોટો મારે છે. જો આમ કરવું વધારે સગવડ પડતું હોય તો પોતાના પહેરવેશમાં સ્ત્રીએ યોગ્ય ફેરફાર કરવા જ પડશે.

ભવિષ્યની છોકરીઓ અને સ્ત્રીઓ પહાડો પર, જંગલો કે વગડામાં પર્યટનો માટે નીકળે ત્યારે યોગ્ય કપડાં પહેરવાની જરૂર રહેશે.

દાકતરી અભિપ્રાય એવો છે કે ભલે ચંપલો ઘરમાં વપરાય (સૌને માટે) પણ ઘરની બહાર ચાલવા ફરવા માટે બધાએ શુઝ કે બૂટ જ પહેરવા જોઈએ, કારણ કે તેનાથી પગને થાક ઓછો લાગે છે અને ગંદવાડ ઓછો થાય છે તથા પગનું રક્ષણ વધારે સારું થાય છે.

અને ઉપરે માથાના રક્ષણ માટે શું કરવું અથવા કાંઈ કરવાની જરૂર છે કે નહીં એ પ્રશ્નની ટૂંકી ચર્ચા આવશ્યક છે.

આજે લગભગ એવું બની ગયું છે કે ખેડૂત (પ્રજાનો સૌથી મોટો ભાગ) માથે ફાળિયું–નાનું કે મોટું–બાંધે છે. આમસ્ત્રીઓ કાંઇ વાપરતી નથી ગામોની સ્ત્રીઓ, છોકરા અને છોકરીઓ કાંઈ શિર-રક્ષણ વાપરતી નથી અને પુરુષો જો કાંઈ વાપરે છે તો તે ટોપીઓ કે જૂના જમાનાની પાઘડી, ફેંટા વાપરે છે.

ગુજરાતમા તાપ પુષ્કળ હોય છે. ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં ત્રણચાર મહિના આકરો તાપ હોય છે. માથા પર ધૂળ–રેતી પડે છે, અને વર્ષાની ઋતુમા માથે પાણી પડે છે.

મારો અભિપ્રાય એવો છે કે સૌ એ–શહેર, ગામ અને ગામડાંની પ્રજાએ, પુરુષો–સ્ત્રીઓ તથા છોકરાં–છોકરીઓએ કોઈ જાતની ઘાસની તાડછાં, ખજૂરી કે નાળિયેરીની કે બીજી કોઈ વસ્તુની હેટ પહેરવી જોઈએ. હેટ એટલે ટોપી કે brim એટલે ચારે બાજુએ ૩–૪ ઈંચ પહોળી પટ્ટી (હેટના જેવી) કે જેને લીધે આંખ–મોં તથા ગરદનને આકરો તાપ લાગે નહીં અને વરસાદથી એ ભાગો ભીંજાય નહીં.

મારે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે આવી ટોપી રૂપિયા એકમાં બનાવી શકાય, વખને વધારે સોંઘી પણ કરાય. અત્યંત વિચાર-પૂર્વક ગાંધીજીએ પણ ખેડૂતો તથા મજૂરોને આવી હેટ પહેરવાની સલાહ આપી હતી.

આ ઉપરાંત બે નાની સૂચનાઓ વિચારકોએ લક્ષમાં લેવા જેવી છે.

આપણી પ્રજા હમેશાં કમરે પટા બાંધતી આવી છે પુરાણા સ્થાપત્યમાં તેમજ અજંતાની ગુફામા તે જણાઈ આવે છે મધ્યકાળમાં પણ કમરે અનેક જાતનાં બધન કે બેટ બાધીને તેમા કટારી જેવાં હથિયારો ખોસવાનો રિવાજ હતો

ભૂમધ્ય સમુદ્રથી બ્રહ્મદેશ સુધીના સખત ઠડી વિનાના દેશોમા આધેડ વયના પુરુષોના પેટ મોટા થઇ જાય છે તેમ થવાના કારણો બે છે એક તો પેટની ચામડીની અદરના ભાગમાં મેદ અથવા ચરબી ભરાઈ જાય છે અને બીજું કારણ એશિઆઈ આરામથી આંતરડાં લબડી પડે છે. તેથી કમરબધ (પહોળો) પહેરવાનો રિવાજ છે અને આજે પણ હુ પહોળા (૪-૫ ઇચ) કમરબધ પહેરવાની ભલામણ કરુ છુ સ્ત્રીઓ પણ સાડીની અદર એવા કમરબધ પહેરે તો લાભ થાય

છેવટે સ્ત્રીઓના વાળ વિશે થોડી ચર્ચા કરવાની જરૂર છે

મારા બચપણના દિવસોમા પુરુષો માત્ર લાંબી ચોટલી રાખતા વર્ષો પછી એ ચોટલીની આસપાસની ધારી વધારવાની ફૅશન આવી હતી ધારીની ચારે બાજુએ અને ખાસ કરીને કપાળ તરફના ભાગને અસ્ત્રાથી સાફ કરી નાખવામા આવતો હતો

ધીમે ધીમે ધારી મોટી થઈ અને ચોટલી ટૂકી થઈ, અને આજે એમ કહીએ તો ચાલે કે હવે બાબરા રાખવાની પ્રથા સર્વ-માન્ય થઈ રહી છે બાબરાંની અદર ચોટલી લાંબી ટૂકી હોય કે ન પણ હોય

સ્ત્રીઓ સેકડો વર્ષોથી લાબા વાળ રાખતી આવી છે અને તે અબોડામા ગોઠવી દેવાતા હતા હવે છોકરીઓએ લાબા વાળ એક કે બે ચેટમા લટકતા રાખવાની ફૅશન અપનાવી છે

આજથી ૧૫-૨૦ વર્ષ પહેલા થોડી (બહુ થોડી) ભણતી અને ભણેલી છોકરીઓએ વાળને ટુકાવવા (બૉબ) કરવાની શરૂઆત કરી હતી એ ફૅશન ઠીક ફેલાતી હોય એવુ જણાતુ નથી લાબા વાળમાં

પુષ્કળ ધૂળ ભરાઈ જાય છે અને N.C.C ના તથા બીજા પ્રસંગોમ વાળ ટૂંકા હોય તો સારું અંબોડાથી સ્ત્રીઓના સૌંદર્યમાં વધારો થાય છે એવુ માનવાને કારણુ નથી

છેલ્લા ૨૦ વર્ષમા અંબોડા પર કેટલાં કાવ્યો લખાયા છે તે હુ જાણુતો નથી મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે લાંબા વાળ રાખવાનો રિવાજ સદંતર નાબૂદ થઈ જાય

કોઈ વાચકને એમ લાગશે કે જે ભવિષ્ય મે ભાખ્યુ છે તે હવાઈ કિલ્લાના જેવુ છે પણુ ગુજરાતમાંથી પાઘડી અદૃશ્ય થઈ છે, સ્કર્ટ–બ્લાઉઝ અમુક વર્ગમાં ફેલાઈ રહ્યા છે આવા આવા પરિવર્તનો લક્ષમાં રાખીશુ તો ભવિષ્યમાં આપણા પહેરવેશમાં આજે બિલકુલ અસંભવિત જણાય છે તેવા ફેરફાર થયા વિના રહેવાના નથી

ખંડ ૪ થો

# અમેરિકન નીગ્રો અને હિંદુ અસ્પૃશ્ય

યુનાઈટેડ નેશન્સ, સર્વ રાષ્ટ્રોના સંઘે, યુનેસ્કો નામની એક સંસ્થા સ્થાપી છે. યુનેસ્કો એટલે સર્વ દેશોના શૈક્ષણિક અને વૈજ્ઞાનિક સહકારનું મંડળ, આખા જગતની અંદર અને ખાસ કરીને બધા પછાત દેશોની અંદર આ મંડળ સુંદર કામ કરી રહ્યું છે. એક બે વર્ષ પહેલાં રાષ્ટ્ર રાષ્ટ્રની વચ્ચે ઘર્ષણનાં કયાં કયાં કારણો છે તેનો અભ્યાસ કરવા માટે અનેક નિષ્ણાતોને જુદા જુદા દેશોમાં તપાસ કરવા માટે મોકલ્યા હતા.

આ યુનેસ્કોનું 'કુરિયર' એટલે સંદેશવાહક એ નામનું એક માસિક મુખપત્ર પારિસમાં છપાય છે. એ માસિકનો ૧૯૫૪નો છઠ્ઠો અંક ખાસ 'અમેરિકન નીગ્રો'ને વિશે માહિતી આપે છે. આ માહિતી દરેક હિંદીએ જાણવા જેવી છે, કારણ કે અત્યાર સુધી અમેરિકાના નીગ્રોનો અત્યંત ક્રૂર બહિષ્કાર, સામાજિક તથા આર્થિક રીતે કરવામાં આવતો હતો, અને લગભગ તેવો જ બહિષ્કાર આપણા દેશમાં અંત્યજો પ્રત્યે પ્રવર્તી રહ્યો હતો.

આપણે તો અસ્પૃશ્યોને એટલા બધા નીચ અને હલકા માન્યા

---

નોંધ: આ લેખ લગભગ ૧૯૫૫-'૫૬ માં લખાયેલ છે તે પછી ઘણા ફેરફારો થઈ ગયા છે.

હતા કે તેઓ અડકી ન શકે એટલું જ નહીં પણ તેમનો પડછાયો પણ ઉચ્ચ વર્ણના લોકો પર પડવો ન જોઈએ. કોઈ અસ્પૃશ્ય ચીથરાને અડકી જાય ને બીજા વર્ણને અભડાવે નહીં તે માટે અસ્પૃશ્યોએ પોતાની પાછળ ઝાંખરાં લટકતાં રાખવાં જોઈએ અને થૂંકવા માટે એક કૂલડી પણ રાખવી જોઈએ.

નીગ્રો રંગે કાળા હતા. ઉત્પત્તિમાં તે નીચી ગણાતી કોમ (રેઈસ)ના હતા, અભણ તથા અજ્ઞાન હતા અને અત્યંત ગરીબ હતા. પણ આજે જે હિંદીઓ અસ્પૃશ્ય ગણાય છે તે તો એક જ કોમના છે, રંગે તેમની પાસે રહેતા હિંદીઓના જેવા જ છે, અને અભણ રહ્યા હતા કારણ કે ઊંચી ગણાતી પ્રજાએ તેમને અભણ રાખ્યા હતા. આપણે જે અન્યાય અને ત્રાસ હિંદી અસ્પૃશ્યોને આપ્યો છે તે અમેરિકાની ગોરી પ્રજાએ નીગ્રોને જે ત્રાસ તથા અન્યાય કર્યો છે તેના કરતાં વિશેષ પાતકી છે.

આ લેખમાં મેં અસ્પૃશ્ય શબ્દ વાપર્યો છે તે ગુજરાતી ભાષામાં અત્યાર સુધી 'અંત્યજ' કહેવાતા હતા તેમને માટે છે. દક્ષિણમાં તે લોકો પંચમ કહેવાતા અથવા અતિશૂદ્ર પણ કહેવાતા.

આ બધા શબ્દો સ્વીકારી લેવા જેવા નથી કારણ કે તે ભયંકર ભ્રમણા પર રચાયા છે. પછી 'હરિજન' શબ્દ આવ્યો. તે ઘણે અંશે, માત્ર ઢાંકપિછોડો કરે છે. તેથી તે પસંદ કર્યો નથી. 'વર્ગીકૃત' એટલે 'શેડ્યુલ્ડ ન્યાત' એ શબ્દપ્રયોગ આપણા રાષ્ટ્રીય બંધારણની દૃષ્ટિએ સાચો છે. વખતે સૌથી યોગ્ય શબ્દ તો એ જ હશે.

આજે એ લોકો હજી અસ્પૃશ્ય ગણાય છે તેથી આપણને ચાબખાની જેમ એ ડંખે તેટલા માટે મેં એ શબ્દ વાપર્યો છે. આ લેખ તો અમેરિકાના નીગ્રો વિશેનો છે પણ એ લોકોને જે અનુભવો થયા છે, અને થયાં કરે છે, તેમાંથી હિંદી વિચારકોને પુષ્કળ જાણવાનું મળશે.

યુનેસ્કોએ સ્પષ્ટ કર્યું છે કે અમેરિકાનાં દક્ષિણનાં રાષ્ટ્રોમાં હજી

નીગ્રોને સામાજિક પ્રવૃત્તિમાંથી અલગ રાખ્યા છે, પણ અન્ય રાષ્ટ્રોમાં નીગ્રોની સ્થિતિ સુધરતી જાય છે.

અમેરિકાની ફેડરેલ વરિષ્ટ કોર્ટમાં હમણાં એક ચુકાદો આવ્યો છે કે નીગ્રોને કેળવણીની બધી સંસ્થાઓમાં દાખલ થવાનો હક છે. એક હકીકત લક્ષમાં રાખવાની છે કે અમેરિકામાં ૪૮ રાષ્ટ્રો છે તે દરેકમાં વરિષ્ટ કોર્ટ હોય છે પણ તે ઉપરાંત ફેડરલ સુપ્રીમ કોર્ટ એટલે આખા દેશની ઊંચામાં ઊંચી કોર્ટ જે ઠરાવો કે ચુકાદા આપે તે સૌ રાષ્ટ્રોને બંધનકર્તા હોય છે.

આ લેખ બરોબર સમજવા માટે એ લક્ષમા રાખવાનું છે કે યુનાઇટેડ સ્ટેટ્સ એટલે અમેરિકાની વસ્તી હાલ ૧૫ કરોડ મનુષ્યોની છે અને તેમાં ૧½ દોઢ કરોડ નીગ્રો છે, એટલે કુલ વસ્તીનો દસમો ભાગ.

હિંદ દેશની વસ્તી ૩૬ કરોડની છે અને તેમા પાા થી ૬ કરોડ અસ્પૃશ્યો અથવા શેડ્યુલ્ડ ન્યાતના છે. શેડ્યુલ્ડ જાતિ અથવા ટ્રાઇબ્સ, જે આદિવાસી અથવા વનવાસી જાતો કહી શકાય તેમની વસ્તી સવાથી દોઢ કરોડની છે તે અસ્પૃશ્ય નથી.

જેવી રીતે યુરોપના જુદા જુદા દેશોમાથી (લગભગ બધા જ યુરોપીય દેશોમાંથી) ગોરા લોકો પોતાનુ નસીબ અજમાવવા માટે ખેતી કે બીજો કોઈ ધંધો કરવા માટે અમેરિકા ગયા અને ત્યાં વસવાટ કર્યો તેવી રીતે આફ્રિકાના નીગ્રો (હબસી) લોકો ત્યા ગયા નહોતા.

અમેરિકામાં પુષ્કળ પડતર જમીન હતી અને તેને ખેડનારા નહોતા. અમેરિકન ઇન્ડિયન જે અમેરિકાના મૂળ વતની તથા માલિક હતા તેમને છેતરીને અને મોટી લાખોની સખ્યામાં કતલ કરીને આ જમીન મેળવવામાં આવેલી.

અમેરિકાના દક્ષિણ રાષ્ટ્રોમા હવા ગરમ તથા ભેજવાળ હોવાને લીધે ત્યાં કપાસ સારો ઊગી શકે છે. મજૂરી કરવા માટે કોઈ માણસો મળતા નહોતા તેથી કેટલાક દુષ્ટ માણસો આફ્રિકાના પશ્ચિમ કિનારા

પર જઈ ને અજ્ઞાન નીગ્રોને જંગલમાંથી કેદ કરીને અમેરિકાનાં દક્ષિણનાં બંદરે લઈ ગયા અને તેમના ખુલ્લા બજારમાં લીલામ કર્યાં.

આવી રીતે વહાણોમાં લાવતી વખતે લગભગ ૫૦ ટકા જેટલા નીગ્રો મરી જતા અર્થાત્ જે નીગ્રો અમેરિકામાં આવ્યા હતા તે પોતાની રાજીખુશીથી નહીં પણ તેમની મરજીની વિરુદ્ધ, બળજબરીથી તેમને કેદ કરી, કોરડાના માર મારીને અથવા તેમને ગોળીથી ઠાર કરવાની ધમકીથી લાવવામાં આવ્યા હતા

જેટલા નીગ્રો આવ્યા તે બધા ગુલામ તરીકે વેચાયા હતા જો તે છટકી જવાનો પ્રયત્ન કરતા તો તેમને પકડવામાં આવતા, ઘાતકી માર મારતા અથવા દાખનો બેસાડવા માટે તેમને મારી નાખવામાં આવતા

આ ગુલામોમાં પુરુષો હતા, સ્ત્રીઓ હતી અને છોકરાં પણ હતાં પુરુષોને ખેતીનું કામ સોંપાતું સ્ત્રીઓ ઘરકામ કરતી જો માલિકને કે તેના છોકરાઓને ઇચ્છા થાય તે નીગ્રો સ્ત્રીઓ સાથે સંભોગ કરતા અને તેમના છોકરા પણ માલિકના ગુલામ બનતા કોઈ નીગ્રોમાં ૧/૨ લોહી નીગ્રોનું હોય કોઈમાં ૧/૪ હોય, કોઈમાં ૧/૮ હોય, કોઈમાં ૧/૧૬ હોય, કોઈમાં ૧/૩૨ મો ભાગ હોય; આવી રીતે દરેક વર્ગના નીગ્રો માટે નામ હોય છે, જેવાં કે ક્વોર્ટુન, ઓક્ટુન વગેરે

આવા વર્ણસંકર નીગ્રો સ્ત્રીપુરુષો વખતે દક્ષિણના અમેરિકન ગોરાઓના કરતાં વધારે ઊજળા પણ હોય, તેમના હોઠ, નાક પણ ગોરાઓનાં જેવા કે વખતે વધારે સુંદર હોય પણ તેમના વાળ પરથી તે ઓળખાઈ જાય છે કારણ કે નીગ્રોના વાળ વાંકડિયા ટૂંકા ગૂંચળાં-વાળા હોય છે આવી રીતે આફ્રિકાથી આવેલા કાળા નીગ્રો અને લંપટ ગોરાઓએ ઉત્પન્ન કરેલા ઊજળા નીગ્રોની સંખ્યા દર વર્ષે વધ્યા જ કરી છે

જ્યાં સુધી નીગ્રો માત્ર ગુલામ હતો ત્યાં સુધી ગોરા અમેરિકન

માટે કોઈ જાતની મુશ્કેલી નહોતી, પણ જેમ જેમ ગુલામ પર અમાનુષી ત્રાસ વધતો ગયો તેમ તેમ સારા દયાળુ અમેરિકનોને આવું દુષ્ટ વર્તન ખૂંચવા લાગ્યું અને છેવટે ૧૮૬૨માં અમેરિકાની કોંગ્રેસે વૉશિંગ્ટન પ્રાંતમાંથી ગુલામીની પ્રથા કાઢી નાખવાનો ઠરાવ કર્યો અને ૧૮૬૩માં પ્રેસિડન્ટ લિંકને બધાં રાષ્ટ્રોમાંથી ગુલામી નાબૂદ કરી.

એ જ વર્ષની અંદર કોંગ્રેસે કાયદો કર્યો કે વાહનોમાં કોઈ પણ વ્યક્તિને અલગ બેસાડાય નહીં. આ ગુલામી નાબૂદ કરવા માટે રાષ્ટ્રનુ જે પવિત્ર બંધારણ છે તેની અંદર ૧૩મો સુધારો કરીને ગુલામીની નાબૂદી પાકા પાયે રદ કરી.

ચૌદમા સુધારાથી બધા પ્રજાજનોને કાયદાથી સરખું રક્ષણ મળશે એવો ફેરફાર ૧૮૬૮મા થયો. નીગ્રોને માટે આ સૌથી મહત્ત્વનો સુધારો કહી શકાય અને તેમને સમાન રક્ષણનો હક મળ્યો છે એમ કહી શકાય.

૧૮૭૦માં એવો કાયદો થયો કે કોઈ પણ વ્યક્તિને તેની જાત (રેઈસ) રંગ કે ભૂતકાળમાં ગુલામી કરેલી હોય એવા કારણસર મતદાનના હકમાથી બાકાત રાખી શકાશે નહીં આ પંદરમો સુધારો છે. વરિષ્ટ કોર્ટે એવો પણ ચુકાદો આપ્યો કે મનુષ્ય ગમે તે જાતિનો હોય તેને ધર્મશાળાઓ, વાહનો, (રસ્તામાં ચાલતાં તેમ જ પાણીમાં ચાલતા), નાટકશાળાઓ અને રમતગમતનાં સ્થાનો વાપરવાનો સમાન હક છે.

ચૌદમા સુધારામા આવા શબ્દો છે:—"કોઈ પણ રાષ્ટ્ર એવો કાયદો નહીં કરી શકે કે જે અમેરિકાના નાગરિકોના હકો અગર રક્ષણને છીનવી લેતો હોય, કોઈ પણ વ્યક્તિની જિંદગી, સ્વાતંત્ર્ય કે મિલકત કાયદાની વિધિ કર્યા સિવાય લઈ નહીં શકાય અને કોઈ પણ નાગરિકને કાયદાના રક્ષણથી બાકાત રાખી શકાશે નહીં."

પણ ધીમે ધીમે સુધારાનો જુસ્સો નરમ પડવા લાગ્યો, અને ૧૮૭૩માં કોર્ટે એક સ્ટેટ (પ્રાંત)ના નાગરિક હકો અને આખા

અમેરિકાના નાગરિક હકો વચ્ચે તફાવત છે એવો એક નિર્ણય આપ્યો, અને ફેડરલ અમેરિકન રાષ્ટ્રના હકો દરેક પ્રાંત ( સ્ટેટ )ની લઘુમતીઓને મળે છે એનો ઇન્કાર થવા લાગ્યો.

પરિણામ એ આવ્યું કે રાષ્ટ્રોએ પોતાના કાયદાઓ કરીને લઘુમતીઓને ( નીગ્રો, કૅથલિક, યહૂદી વગેરેને ) જે સમાન હકો મળેલા હતા તે ખૂંચવી લેવાનું શરૂ થયું.

૧૮૯૬માં કોર્ટે એવું ઠરાવ્યું કે નીગ્રોને વાહનોમાં બેસવા માટેની સમાન સગવડ આપવી જોઈએ પણ તે સગવડ અલગ રાખવામાં વાંધો નથી આ લુઈસિયાના રાષ્ટ્રમાં બન્યું

આ ભયંકર ચુકાદાને લીધે રાષ્ટ્રોએ નીગ્રોને શાળાઓ આપી પણ તે ગોરાઓની શાળામાં જઈ શકે નહીં આ "અલગ પણ સમાન" સગવડોના ચુકાદાથી રાષ્ટ્ર બંધારણના ૧૪મા સુધારાને નકામો બનાવી દીધો [ ભવિષ્યમાં ભારત દેશમાં પણ તેવું ન થાય તે માટે જાગૃત રહેવું પડશે ]

લગભગ પચાસ વર્ષ સુધી સહન કરવા પડેલા આ અન્યાયે નીગ્રો આગેવાનોને ચીમકી આપીને જબરું સંગઠન કરવાની પ્રેરણા આપી.

નીગ્રોએ પોતાની કૉલેજો માંડી, યુનિવર્સિટીઓ સ્થાપી, રહેવાના સારા રહેઠાણો બાંધ્યા, પણ આ બધી પ્રગતિની અંદર પગની અંદર એક લોખંડની ખીલા અડધો ઇંચ પેસી ગઈ હોય અને દરેક પગલે મરવા જેવું દુઃખ આપતી હોય તેના જેવી દુઃખદ પ્રગતિ થઈ "સરખી સગવડ" અસમાનતા કાયમને માટે ઠોકી બેસાડી

"ઇન્સાઇડ યુ એસ એ" ( અમેરિકાના ભીતરમાં ) નામના પુસ્તકમાં જહોન ગ્રંથરે આપેલું દૃષ્ટાંત નજર સામે રાખવા જેવું છે

એક નીગ્રો અધ્યાપક ગોરા અને ગોરા અધ્યાપકોની સાથે હળીમળીને પ્રયોગશાળામાં કલાકો સુધી કામ કરી શકે, પ્રયોગશાળાની બહાર

નીકળ્યા એટલે એ ગોરાઓ એ નીગ્રો અધ્યાપકને ઓળખે છે એવું બતાવે નહીં અને બતાવી શકે પણ નહીં. હોટલમાં જાય તો નીગ્રોને સરસામાન ઉપર ચઢાવવા માટેનું લિફ્ટ હોય છે તે વાપરવું પડે.

જે રેસ્ટોરામાં માત્ર નીગ્રો જ જઈ શકતા હોય ત્યાં જ એને જમવું કે નાસ્તો લેવો પડે. એ સામાન્ય સિનેમાઘરમાં જઈ શકે નહીં, એને સંગીતાલયમાં કોઈ દાખલ કરે નહીં, એને માટે જુદી ગાદી વિનાની મોટરબસ હોય. જ્યાં નીગ્રો વસતા હોય છે ત્યાં વખતે પાણીના નળ, વીજળી અને ગૅસ હોય નહીં, કોઈ ચીજ વેચાતી લેવાની જરૂર પડે તો તે ગોરાઓની દુકાનમાંથી એને કદી મળે નહીં.

નીગ્રો માટે રસ્તામાં જુદા જાજરૂ, જુદી મૂતરડીઓ હોય છે. પાણી પીવાની વ્યવસ્થા અલગ હોય છે. ફૂટપાથ પર ચાલતો હોય તો ગોરાઓને જવા માટે રસ્તો કરી આપવો પડે.

છાપાઓમાં કોઈ પણ નીગ્રોની છબી જોવામાં આવે નહીં, સિવાય કે તે કોઈ ગુનેગારની હોય. એનાં છોકરાને નીગ્રોની અલગ શાળાઓમાં જવું પડે, જુદા રમવું પડે, જુદી યુનિવર્સિટીમાં ભણવું પડે.

નીગ્રોને માસ્તર, દાક્તર એમ કોઈ લખે નહીં, કહે નહીં. દા. દુબ્વા એક પ્રખ્યાત કેળવણીકાર છે, બર્નાર્ડ શૉ કે આઇન્સ્ટાઇન જેટલા પ્રખ્યાત. એને હાર્વર્ડ અને બર્લિનની ડૉક્ટરેટ મળી છે અને તે ઉપરાંત બીજી ત્રણ યુનિવર્સિટીના એ ડૉક્ટર છે.

આટલાંટાના જાહેર પુસ્તકાલયમાં વાચવા માટે એમનાથી દાખલ થઈ શકાયું નહીં. આ હકીકત દક્ષિણનાં રાજ્યોની છે. પુસ્તક ૧૯૪૭માં છપાયું છે, લેખક તદ્દન નિષ્પક્ષ છે, ખાસ નીગ્રોના હકો માટે બોલે કે લખે એવો નથી, અને એનું નામ તો જાણીતું છે.

એટલી વાત સાચી છે કે બીજા વિશ્વયુદ્ધ વખતે નીગ્રોને ખુશ્કી, તરી અને હવાઈ સૈન્યોમાં દાખલ કરવા પડ્યા. સમાન હક મળ્યા છે એવું માનનારા, સ્વતંત્રતાથી મળવાનો પ્રયત્ન કરનારા અનેક જુવાન

નીગ્રોને સંકુચિત મનના ગોરાઓએ ઠાર કર્યા હજારો નીગ્રોને ઠરક જાતના મારખાનાઓમા ઊંચી જગ્યાએ ચઢાવવા પડયા એટલા પૂરતું વાતાવરણ બદલાયું છે

આ 'કાળા કેર ।। જેવુ ચિત્ર' દક્ષિણનાં રાષ્ટ્રોનુ છે પણ ઉત્તર તથા પૂર્વનાં રાષ્ટ્રોમા જ્યા નીગ્રોની વસ્તી ઘણી નથી ત્યાં નીગ્રોને પહેલાંના કરતા વધારે સારા હકો મળ્યા છે અને ઘણે અંશે નીગ્રો તથા તેના રંગની સૂગ ઓછી થઈ છે મારખાનાઓમા હવે 'નીગ્રો જોઈતા નથી' એવાં પાટિયાં ટાંગવામાં નથી આવતા

## આશાનાં કિરણો

આવા નિરાશાના અંધારા વાતાવરણમા એક નવુ જબરુ પ્રકાશમય કિરણ ચમક્યું જણાયુ છે ૧૭મી મે ૧૯૫૪ના દિવસે અમેરિકાની સર્વોચ્ચ કોર્ટે ચુકાદો આપ્યો છે કે જે જે શાળાઓ સરકારી જાહેર ફંડને આશરે ચાલે છે તેમા જાતિભેદ કે રંગભેદના કારણે કોઈ વિદ્યાર્થીને દાખલ થતા અટકાવી શકાશે નહીં

અમેરિકાના સંયુક્ત રાષ્ટ્રમા (યુ એસ એ) ૪૮ પ્રાંતો અને એક કોલંબિયા નામનો પ્રાંત છે જેમા વૉશિંગ્ટન નામનુ પાટનગર છે

૧૭મી મે ૧૯૫૪ના દિવસ સુધી આ રાષ્ટ્રોમાથી ૧૭ રાષ્ટ્રો એવાં હતા કે જેમા નીગ્રોને અલગ શાળાઓમાં ભણાવવાનું ફરજિયાત હતું વધારે હાસ્યરૂપ (અને અજબ) હકીકત તો એ છે કે પાટનગરવાળા કોલંબિયામાં પણ અલગ રાખવાની વ્યવસ્થા ચાલુ હતી

૧૬ રાષ્ટ્રોમાં નીગ્રોને અલગ રાખી ન શકાય એવો કાયદો છે બાકીનાં રાષ્ટ્રોમાં સ્થિતિ અસ્પષ્ટ હતી

સર્વોચ્ચ અદાલતે જે ચુકાદો આપ્યો છે તેની દલીલો ફરી ફરીને ત્રણ વખત સાંભળતાં બે વર્ષ વહી ગયા હતા ચુકાદામાં કહેવાયુ છે કે સારા નાગરિકો ઉત્પન્ન કરવા માટે રાષ્ટ્રે ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવુ આવશ્યક છે તેથી રાષ્ટ્ર પ્રાથમિક કેળવણી મફત આપે છે

આ શિક્ષણ સૌ નાગરિકોને સરખી રીતે જ અપાવુ જોઈએ. ચુકાદામા ન્યાયાધીશો કહે છે :—'હવે અમારે એ બાબતનો નિર્ણય કરવાનો રહે છે કે સરખી જાતની સગવડો આપવા છતા અમુક જાતિના લોકોને અલગ સસ્થાઓમાં કેળવણી મળતી હોય તો તેથી તે વર્ગને અલાભ થાય છે ખરો ?' તેનો ઉત્તર કોર્ટ આપે છે કે 'અમે સર્વાનુ મતે એવુ માનીએ છીએ કે અલાભ થાય છે.' પોતાના અભિપ્રાયના ટેમમા કોર્ટે ગોરાઓ અને નીગ્રોના માનસ પર પડતી છાપની લાગી ચર્ચા કરી છે, અને તેમાં માનસશાસ્ત્રનો આધાર ટાંક્યો છે.

'કુરિયર'ના જૂન ૧૯૫૪ના અકમા આ ચુકાદાના મુખ્ય મુખ્ય મુદ્દાઓ પાન ૨૦ અને ૨૩ ઉપર છપાયા છે જે ભારતના દરેક રાજકીય કાર્યકર, સમાજસુધારક અને ખાસ કરીને અસ્પૃશ્યોના કાર્યકર્તાઓએ અવશ્ય વાચવા જેવા છે

નીગ્રો તરફથી જે વકીલે અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો તે થરગુડ માર્શલ લખે છે કે આ ચુકાદાનુ મહત્ત્વ ઘણું છે પણ કાયદાથી માણસોના પૂર્વગ્રહો અને અસહિષ્ણુતા નાબૂદ કરી શકાતા નથી હજી કઈ કઈ નવા કિસ્સાઓ ખડા થશે પણ એ દીવા જેવુ સ્પષ્ટ થયુ છે કે 'કાયદાની દૃષ્ટિએ સર્વ મનુષ્યો સ્વતત્ર અને સરખા છે' આવી રીતે અમેરિકામાથી રગ કે જાતિભેદ સદતર નાબૂદ કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે

## હિંદમાં અસ્પૃશ્યતાનિવારણ

પૂર્વકાળની અદર જે લોકો 'ચાંડાળ' કહેવાતા હતા તેમની ઉત્પત્તિના ઇતિહાસમાં ઊતરવાનું આ લેખમા શક્ય નથી

ધર્મના પ્રચારકોએ ૨૫૦૦ વર્ષથી ઊચનીચ અને વર્ણભેદનુ નિવારણ કરવાના હજારો પ્રયાસ કર્યા છે

હિંદમાં બૌદ્ધ ધર્મ પાળનારા હિંદીઓની સખ્યા ઘણી ઓછી છે.

આજના જૈન ધર્મીઓ હિંદુ સમાજમાં એવા ઓતપ્રોત થઈ ગયા છે કે માત્ર ધર્મના વિચાર અને ક્રિયાઓ સિવાય તેમનો આચાર હિંદુઓના જેવો છે.

મહારાષ્ટ્રમાં શિવાજી મહારાજના સમયમાં વખતે આપત્તિધર્મ તરીકે અસ્પૃસ્યતાનુ પાલન, ટૂંક સમય માટે ઢીલું પડ્યું હોય, શીખધર્મમાં તે નાશ પામ્યું હતું. આજે તે પાછું ઘૂસ્યું છે કે કેમ તેની મને માહિતી નથી.

સ્વામી દયાનંદે અછૂતોદ્ધારના પ્રશ્નને ઘણુ મહત્ત્વ આપ્યું હતું. સયાજીરાવ ગાયકવાડે સત્તાનો તથા ઉપદેશનો ઉપયોગ કરીને અસ્પૃસ્યતા કાઢવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, અને છેવટે ગાંધીજીએ જે ચિવટાઈથી અસ્પૃસ્યતાનિવારણ માટે પ્રયાસ કર્યો તે ઇતિહાસ તો તાજો છે.

આપણા રાષ્ટ્રીય બંધારણમાં અસ્પૃસ્યતાને માટે સ્થાન નથી, ધારાસભાઓએ અસ્પૃસ્યતાના પાળનારને શિક્ષાઓ ફરમાવી છે, અને તે છતાં હિંદુઓનો પૂર્વગ્રહ, કહેવાતા ધર્મની લાગણી, અને ન્યાતોની કે સમાજની બીક આ ત્રણે કારણોને લઈને અસ્પૃસ્યતા લગભગ જેવી ને તેવી જ છે.

પચાસ અસ્પૃસ્યો પ્રધાનપદાં પામે તેથી શું થઈ ગયું ? સામાજિક વ્યવહારમાં અસ્પૃસ્યો છે તે નીચ અને નીચા ગણાય છે, ઢોરને રોગ લાગુ પડ્યો હોય તો અસ્પૃસ્યો જ તે માટે કારણભૂત ગણાય છે.

જો ભવિષ્યની ધારાસભાઓમાં હાલના ૧૯૨૦–૩૦માં કોંગ્રેસીઓ હતા તે બધા ધીમે ધીમે છૂટા થશે ત્યારે નવા હિંદુ ધારાસભ્યો હાલના અસ્પૃસ્યતાનિવારણના કાયદાઓને નરમ પાડી દેશે કે કેમ તે કહી શકાય નહીં

લિંકનના સમયના અમેરિકનો ગયા એટલે નીગ્રોને મળેલા હકોનુ રક્ષણ કરવા માટે તેમ જ હકો વધારવા માટે મોટી સંસ્થા સ્થાપી છે. તેવી સંસ્થા હિંદ દેશમાં નથી. હિંદના અસ્પૃસ્યતાનિવારકો મોળા છે, તે અલ્પસંતોષી છે કારણ કે મોટે ભાગે તે અસ્પૃસ્યો નથી, અને

અસ્પૃશ્યો છે તે કોંગ્રેસના ટેકેદારો છે. અસ્પૃશ્યતાનિવારણનું ભવિષ્ય ઉજ્જ્વળ દેખાતું નથી.

પચીસેક વર્ષ સુધી (૧૯૨૧થી ૧૯૪૭ સુધી) આપણે અસ્પૃશ્યતાનું નિવારણ કરવા માટે ઠીક સારા પ્રયત્નો કર્યા. આઠ વર્ષથી આપણા હાથમાં રાષ્ટ્રઘડતરનું તંત્ર આવી ગયું છે. આપણે બંધારણથી અસ્પૃશ્યતાનો ભેદ નાબૂદ કર્યો છે, આપણા જાહેર જીવનની અંદર જો કોઈ અસ્પપૃશ્યતાનો અમલ કરે તો તેને કાયદાથી સજા કરાવી શકાય છે, અને અસ્પૃશ્યતાની સદંતર નાબૂદી માટે આપણી સરકારે એક મોટું ખર્ચાળ ખાતું રચ્યું છે. આ ખાતા ઉપર આપણા રાષ્ટ્રપતિ ખુદ પોતે નજર રાખે છે અને તેના સર્વોચ્ચ અધિકારી (કમિશનર) તરીકે આપણા જાણીતા સમાજસેવક શ્રી લક્ષ્મીદાસ શ્રીકાંત છે. છેક છેલ્લો તેમનો વાર્ષિક હેવાલ જણાવે છે કેઃ—

(૧) પ્રાંતિક સરકારોનો સહકાર મોળો છે,

(૨) હિંદી પ્રજામાં ત્રણ પક્ષો છે, એક અત્યંત જૂજ ભાગ અસ્પૃશ્યતાની સામે લડવાને આતુર છે. ઘણો મોટો પક્ષ અસ્પૃશ્યતાનિવારણની બાબતમા ઉદાસીન છે, પણ જૂજ પહેલા પક્ષ સિવાયના સૌ હિંદીઓ રૂઢિ રિવાજની સામે થવાની હિંમત બતાવી શકતા નથી. આવું નિરાશાજનક ચિત્ર તેમણે દોર્યું છે

(૩) અને છેવટે હિંદી અસ્પૃશ્યો પોતે પોતાના હકને માટે લડતાં ગભરાય છે કારણ કે તેમનામાં હિંદુ સમાજના બહિષ્કારની સામે થવાની હિમત નથી. (૧૯૫૪ નો હેવાલ પા. ૧૦૨ કલમ ૮) જો હિંદુ સમાજ આર્થિક બહિષ્કાર કરે તો શું અસ્પૃશ્યોએ ભૂખ્યા રહીને મરી જવું? જો આમ જ હોય તો સરકાર છે શા માટે? હું તો એનો અર્થ એવો કરું છું કે સરકારમાં મક્કમ રીતે નિવારણ કરવાની હિંમત નથી કારણ કે તેમની નજર આવતી ચૂંટણી પર છે. ૪૬૦ પાનાનો રિપોર્ટ અને ૧૭૦ પાનાનું પરિશિષ્ટ વાંચીને મનમાં અસ્પૃશ્યતા–નિવારણ વિશે આનંદ થતો નથી.

# આપણા પારસી ભાઈઓ

**પારસીઓ** આપણા દેશમાં ૧૨૦૦ થી ૧૨૫૦ વર્ષ સુધી રહ્યા છે, ખાસ કરીને દક્ષિણ ગુજરાતની પ્રજાની સાથે આમ હોવા છતાં આપણા જેવા બિનપારસીઓ આ બાહોશ પ્રજાના ધર્મ વિશે, ધર્મ-પુસ્તકો વિશે તેમના રહેણીકરણી તથા રીતરિવાજ અને ધાર્મિક માન્યતાઓ વિશે કેટલું ઓછુ જાણીએ છીએ !

તેર સદી પહેલાં લાખો પારસીઓએ પોતાના ધર્મને વળગી રહીને ઇસ્લામ સ્વીકારવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો હતો તેમાંથી ઘણા લાખો કતલ થઈ ગયા થોડા હજારો ઈરાનીઓ જળમાર્ગે કે ખુશકી માર્ગે હિંદ દેશમાં આવ્યા હશે તેમાંથી જે થોડા માણસો હિંદ દેશના પશ્ચિમ કિનારા પર ઊતર્યા હતા તે અને તેમના ફરઝંદ પારસી કહેવાય છે બીજા કેટલાક જે ઉત્તર હિંદમા ગયા તે હિંદુસમાજમાં સેળભેળ થઈ ગયા હશે સંજાણમાં ઈરાનીઓ ૭૧૬ કે ૭૭૫ સંવતમા ઊતર્યા હશે એવી માન્યતા છે

૧૯૪૭–'૪૮મા ૭૦–૮૦ લાખ હિંદુ નિર્વાસિતો પાકિસ્તાનમાથી હિંદમાં આવ્યા હતા, લગભગ ૧૬ વર્ષ થયા તે છતાં તે આ દેશમાં ગોઠવાઈ ગયા નથી તેઓને વસાવવા માટે હિંદી સરકાર દર વર્ષે કરોડો રૂપિયા ખર્ચે છે ઈરાનના આ સાહસિક અને શૂરવીર લોકો વગર મદદે આપણા દેશમાં પગભેર થઈને આબાદ થઈ ગયા હતા

દરેક હિંદીએ આ પારસીઓના વીતકોનો ઇતિહાસ, તેમના ધર્મ અને નીતિશાસ્ત્ર, તેમના ગુણઅવગુણો વિશે જાણવું જ જોઈએ એ માહિતી આ લેખમા ટૂંકામાં આપી છે

## પારસીઓનો ઇતિહાસ

આજે જે દેશ ઇરાન કહેવાય છે (એ શબ્દ 'આર્ય'માથી ઉત્પન્ન થયો હતો એવી માન્યતા છે) તે પાર્સ અથવા ફાર્સ પણ કહેવાતો હતો અને તે દેશના વતનીઓ પારસી અને યુરોપમા પર્શિયન કહેવાતા હતા

ઇરાનનો ઇતિહાસ ઘણો જૂનો અને લાંબો છે કહેવાય છે કે પેશદાદ વંશના રાજાઓ ઇ સ પૂર્વે ૧૩૦૦–૧૦૦૦ વર્ષ પહેલાના હોય મનુષ્યના ઇતિહાસમા હમેશા ચડતી ને પડતી આવ્યા કરે છે.

એક વખત પાર્સનુ રાજ્ય છેક ગ્રીસથી હિંદ દેશ સુધી પહોંચ્યું હતુ પણ ગ્રીક લડવૈયા એલેક્ઝાંડરે તેમને હરાવ્યા હતા છેલ્લા વંશ સાસાનીયને (ઇ સ ૨૨૬) પણ અરદેશર, શાપુર અને નૌશીરવાન જેવા મહાન રાજાઓ પેદા કર્યા હતા એ વંશના છેલ્લા ૭૫ વર્ષમા રાજાઓ તેમ જ પ્રજા શિથિલ બની ગયા

ઇસ્લામના નવા ધર્મનો પ્રચાર તથા વિજય કરવા માટે આરબોએ ૬૩૩મા હુમલા કરવા માડયા અને ઇ સ ૬૪૧મા તેમણે ઇરાન જીતી લીધુ છેલ્લો ઇરાની રાજા યઝદેઝર્દ તેમા માર્યો ગયો

આરબોએ ઇરાનીઓને મુસ્લિમ બનાવ્યા, જે પોતાના ધર્મને ચુસ્ત રીતે વળગી રહ્યા તેમને કતલ કર્યા, તેમના ધર્મપુસ્તકોની હોળી કરી, તેમના ધર્મસ્થાનો જમીનદોસ્ત કર્યાં, અને આજે ઇરાનમાં ભાગ્યે ૮૦૦ જરથોસ્તી પારસીઓ જીવે છે

આ ઇરાનીઓના પાસેથી જમીન ખૂચવી લીધી છે, કોઈ પણ ઇરાની સારો ધધો કરી શકતો નથી અને તેમની સ્થિતિ દક્ષિણ હિંદના

પંચમ, અસ્પૃશ્ય અથવા આજે જે હરિજન કહેવાય છે તેમના જેવી ગરીબ, દયાજનક, કંગાલ, કચડાયલી પ્રજા જેવી બની ગઈ છે

આ ભાગેલા ઈરાનીઓમાંથી કેટલાક (૧) પગરસ્તે સિંધુપ્રદેશમાં પહોંચીને ઉત્તર હિંદનાં જુદાં જુદાં ગામોમાં વસ્યા હતા અને છેવટે હિંદુમાં ભળી ગયા હશે, (૨) બીજા કેટલાક દરિયામાર્ગે હિંદના પશ્ચિમ દરિયાકાંઠા પર જઈને વસ્યા હશે એવું અનુમાન કરાય છે, પણ એક મોટો ભાગ ઈરાનમાં પહાડી મુલક ખોરાસાનમાં આશરે પચાસ વર્ષ સુધી સતાઈ રહીને પોતાના ધર્મનું પાલન કરતો હતો

કોઈ સારી તક શોધીને આ ત્રીજા વર્ગના ઈરાનીઓ વહાણોમાં બેસીને હિંદ દેશમાં આવ્યા કેટલાં વહાણો ડૂબી ગયાં હશે તે ઇતિહાસ જાણતો નથી થોડાં વહાણો દીવના બેટમાં લાંગર્યાં—ત્યાં આ લોકો ૧૯ વર્ષ રહ્યા ત્યાં એ લોકો ગુજરાત પ્રદેશની ભાષા પણ થોડી શીખ્યા હશે હિંદુ ગુજરાતી પ્રજાના રીતરિવાજો તો જરૂર શીખી ગયા

નાના-બેટ દીવમાં હજારો ઈરાનીઓ પહોંચ્યા હોય એ માનવું અઘરું છે આ ઈરાનીઓને શા માટે દીવ છોડવું પડ્યું તે કોઈ જાણતું નથી, પણ આઠમી સદીના કોઈ અજ્ઞાત વર્ષમાં આ ઈરાનીઓ દમણની દક્ષિણે આજે ગામ સંજાણ છે ત્યાં ઊતર્યા

પારસીઓનો સૌથી પહેલો ઇતિહાસ 'કિસ્સાએ સંજાણ' (સંજાણની કહાણી) લખાયો હતો છેક ૧૫૯૯ની સાલમાં એ પુસ્તકમાં સંજાણ ઊતર્યાનું વર્ષ ૭૭૫ આપ્યું છે

છેક ૧૮૨૬માં ભરૂચના એક દસ્તૂરે વિક્રમ સંવત અને પારસી વાર-તિથિઓની ગણતરી કરીને ઈ સ ૭૧૬મું વર્ષ ગણ્યું છે જે ઈરાનીઓ આવ્યા હતા તેમાં કેટલાં છોકરાં હતાં, કેટલી સ્ત્રીઓ હતી અને એકંદરે ૧૦૦ માણસો હતાં કે ૧૦,૦૦૦ એવી કોઈ પણ જાતની માહિતી મળી શકી હોય એમ જણાતું નથી

એટલું અનુમાન થાય છે કે સ્ત્રી-છોકરાંની સંખ્યા મોટી નહીં

હોય, કારણ કે આ ધર્મચુસ્ત મનુષ્યોને મુસાફરીમાં અનહદ ત્રાસ પડયો હતો. કયાં ખોરાસાન અને કયાં ફારસી અખાતનો બેટ હોર્મઝ ?

સેંકડોહજારો મનુષ્યો આ વિકટ મુસાફરીમાં, પાણી વિના, ખતમ થયાં હશે એટલું કહી શકાય કે આ નિર્વાસિતોની પાસે શસ્ત્રો હતાં, તેમણે થોડાં ધર્મપુસ્તકો આણેલાં અને પવિત્ર આતશબહેરામને સાચવીને લાવ્યા હતા. આ પ્રદેશના હિંદુ રાજાએ આ દુખિયારા મનુષ્યોને આશરો આપ્યો.

ઈરાનીઓ ઊતર્યા ત્યાર પછી ૮૦૦ વર્ષ બાદ લખેલા સંજાણના કિસ્સામાં લખ્યું છે કે રાજાએ એટલી જ શરતો કરેલી કે:

(૧) પારસીઓએ શસ્ત્રો તથા બખ્તર છોડી દઈ ને ખેતી કરવી.

(૨) તેમણે (ખાસ કરીને સ્ત્રીઓએ) હિંદીઓનાં જેવા જ કપડાં પહેરવાં.

(૩) તેમણે ગુજરાત પ્રદેશની ભાષા બોલવી અને—

(૪) લગ્નો સાંજે હિંદુ વિધિ પ્રમાણે કરવાં

સંજાણની પૂર્વમાં આવેલો પ્રદેશ ઉજ્જડ હતો, ત્યા તેમણે નવી જમીન તોડી, આ પ્રદેશમા પાણી બહુ ઊંડા હોતા નથી તેથી ઘણા કૂવાઓ ખોદ્યા, વખતે ટૂંકી નહેરો પણ બાંધી હોય

પારસી લોકો અનાજ તથા ફળભાજી ઉગાડવામા કુશળ હતા, શરીરે મજબૂત હતા, મહેનતુ ઉદ્યમી હતા અને તેમણે ૧૦૦ વર્ષથી કંગાલિયત ભોગવી હતી તેથી ઉત્તમ ખેતી કરીને એ પ્રદેશને લીલોછમ કરી નાંખ્યો હશે. તેની સાથે તેમણે પોતાના ધર્મનુ પાલન કર્યું.

સંજાણમાં પવિત્ર અગ્નિ આતશબહેરામનુ મકાન બાંધ્યું અને નીનિરીનિથી રહેવા લાગ્યા. બનવાજોગ છે કે સમુદ્રકાંઠા પર રહેતી સ્ત્રીઓ સાથે તેમણે લગ્નો કર્યા હશે, ગમે તેમ પણ તેમની વસ્તી આબાદીને લીધે વધ્યા કરી.

તેમની વસ્તી વધી કે પારસીઓની બીજી ટોળીઓ ગુજરાતનાં

બીજાં બન્દરોમાં ઊતરી હોય તેથી, પારસીઓ સુરત, વરિયાવ, ભરૂચ, અંકલેશ્વર, ખભાત વગેરેમાં ફેલાઈ ગયા

એમ કહેવાય છે કે આબાદીને લીધે ખંભાતના પારસીઓની ખુમારી વધી ગઈ હતી અને તેમણે હિંદુઓને ત્યાંથા કાઢી મૂક્યા ૯૪૨થી ૯૯૭ની વચ્ચે ખભાતના પારસીઓની (સ્ત્રી–છોકરાં સાથે) કતલ કરી નાખવામા આવેલા

થાણા જિલ્લામાં કાન્હેરીની ગુફાઓ છે તેમાં પારસીઓએ પોતાનાં નામ કોતર્યાં છે (ઈ સ ૯૯૯) એમના નામ આજના પારસીઓનાં જેવાં નથી ત્યા બીજી ટોળી ઈ સ ૧૦૨૧મા પણ ગઈ હતી ૧૧૪૨ માં પારસીઓ નવસારીમા હતા

આબુની પાસે ચદ્રાવલિ, થાણામાં અને તેની પાસે ઓલમા તેમની વસ્તી ફેલાઈ હતી દહેરાદૂન વગેરેમાં તેમની વસાહત હતી પણ તે ગુજરાનમાથી ગઈ હોય એવુ માની લેવા જેવું નથી. થાણાના ગામડે ગામડે પારસીઓ ફેલાઈ ગયા હતા

એવામાં ૧૪૬૫મા મહમદશાહ બેગડાએ પોતાના સરદાર અલ્પ ખાનને દક્ષિણ ગુજરાનમાં મોકલ્યો

પારસીઓ નિમકહલાલીથી રાણાની વહારે આવ્યા, ખૂનખાર જગ ખેલાયો, હિંદુઓ અને પારસીઓ હાર્યા અને ૬૦૦ વર્ષ સુધી જાહોજલાલી ભોગવ્યા પછી પારસીઓને ઘરબાર તથા જમીન છોડીને પાછા નિર્વાસિત બનીને સુરત તથા તેની આસપાસનાં ગામડાઓમાં વસવું પડયું

ત્યા નવા વન કાપ્યા, નવી જમીન તોડી, તેને કેળવીને ખેતી કરવા માંડી તેમના આતશને ૧૨ વર્ષ સુધી પહાડી જંગલોમાં સતાડી રાખ્યો, પછી ૧૪ વર્ષ વાંસદામા રાખ્યો, અને છેક ૧૪૨૯માં તેને નવસારીમા લાવ્યા, ત્યાંથી સુરત લઈ ગયા (૧૭૪૧માં), ત્યાંથી નવસારી, પછી વલસાડ લઈ જઈને ૨૮–૧૦–૧૭૪૨ના દિવસે આતશને ઉદવાડા લઈ ગયા.

આજે એ મૂળ આતશબહેરામ ઉદવાડાના ભવ્ય મકાનમાં છે. ઉદવાડા સંજાણની પાસે જ છે. ઉપરની બધી હકીકતો ડોસાભાઈ ફરામજી કડાકાના 'પારસીઓના ઇતિહાસ'માંથી લીધી છે.

ચાળીસેક વર્ષ પહેલાં મારે ૨૬–૩ વર્ષ નવસારીના સિવિલ સર્જન તરીકે રહેવું પડેલું ત્યારે ત્યાં મહેરજી રાણાના ઉત્તમ પુસ્તકાલયમાં મેં બીજા ઇતિહાસ પણ વાંચેલા.

એક હકીકતનું મને આછું સ્મરણ છે કે અનેક પારસીઓને સુરત નવસારીની આસપાસના ગામડાંઓમાં રહીને ખેતી કરવી પડતી હતી. આવા માણસોને રાનીપરજ સ્ત્રીઓથી છોકરાંઓ થાય એ સ્વાભાવિક હતું. એવા છોકરાંઓ મોટે ભાગે તો રાનીપરજ રહ્યા હશે, પણ એવા દષ્ટાંત જાણ્યા છે કે જેમાં પારસીઓએ અંજુમન પાસે તેમને પારસી તરીકે સદરેકસ્તી અપાય એવી માંગણી કરેલી (આ વાત કડાકાના ઇતિહાસમાં પણ છે) તેથી અનુમાન કરાય કે ઘણાં છોકરાં પારસી તરીકે ગણાઈ ગયા હશે

તે દિવસોમાં આગગાડી ને સારા રસ્તાની સગવડ તો હતી જ નહિ. આવું મિશ્રણ બન્યું હશે, અને પારસી છોકરાંઓ ગામડાંઓમાં ઉઘાડા પગે, ઉઘાડા માથે અને કસ્તી વિના કોઈ સુધારક પારસીની નજરે પડ્યા હશે તેથી એક મહાન સુધારકે એવું ફરમાન કર્યું કે દરેક પારસીએ ટોપી પહેરવી જ જોઈએ દરેક છોકરીએ માથાબાનું રાખવું જ જોઈએ, દરેકે સદરો–કસ્તી પહેરવાં જ જોઈએ, અને પગરખાં પહેરવાં જ જોઈએ આ સુધારકના નામનું મને વિસ્મરણ થયું છે.

આવી રીતે પારસીઓએ પોતાની નાની જાત (કોમ)ને હિંદુઓની સાથે ભળી જતી અટકાવી છે અને એમ પણ કહેવાય કે તેમણે રહેણીકરણીનું ધોરણ જરા ઊંચું સાચવી રાખ્યું છે. આ સદીના પહેલા ત્રણેક દસકા પૂરા થયા ત્યાં સુધી પારસી સ્ત્રીઓ હમેશા રેશમી ઇજાર અને રેશમી સાડી જ પહેરતી—હવે સખત મોંઘવારીના કારણે એમણે સુનરાઉ સાડી પહેરવા માંડી છે.

## રહેણીકરણી તથા રીતરિવાજ

ઈરાનથી આવેલા પારસીઓ લગભગ ૬૦૦ વર્ષ સુધી સંજાણની આસપાસના ગામડાંઓમાં રહ્યા ત્યારે તેમની રહેણીકરણી તેમના પડોશી હિંદુ ખેડૂતોના જેવી જ હશે. તેમનો પહેરવેશ પણ હિંદુઓના જેવો જ હશે, પુરુષો તેમ જ સ્ત્રીઓએ સેધા અગર ઇજાર ક્યારથી પહેરવા માંડ્યા તે વિશે કંઈ ઉલ્લેખ મળતો નથી.

છોકરાંછોકરીઓ ૭ વર્ષનાં થાય ત્યાં સુધી માત્ર એક લાંબું ઝભ્ભું પહેરતાં—સાત વર્ષે તેમને નવજોત એટલે જનોઈ આપવામાં આવતું ત્યારથી છોકરાંઓને સદરો, કસ્તી, સેધો પહેરવો પડતો. માથે એવડા કપડાની ટોપી અને પગે સ્લીપરના જેવા સપાટ પહેરતા.

છોકરીઓ વાળ લાંબા રાખતી અને અંબોડો વાળતી, કાન તથા નાક વીંધાવીને તેમાં તથા ગળામાં ઘરેણાં પહેરતી—સુરત ગયા પછી નાક વીંધાવાનું છોડી દીધું હશે. બધી સ્ત્રીઓ સફેદ માથાબાનાં બાંધતી અને તે છેક કપાળ સુધીનાં રાખવા પડતાં. બાકી તો કાંચળી અથવા ચોળી પહેરતા.

૧૮મી સદીથી તેમના કપડાંની ફેશન બદલાઈ હશે. પુરુષો ખેતરમાં ન હોય ત્યારે લાંબા અંગરખા (કસવાળા) પહેરતા અને માથે લગભગ ગોળ પાઘડી પહેરતા.

મેં છેક ૧૯૦૪માં બારાના રાની પ્રદેશમાં એક (ગોર) પારસીને ટૂંકો સેધો, અંગરખું અને છાટવાળી લાલ ગોળ પાઘડી પહેરેલો જોયો હતો. એ પાઘડી હવે કપોળ વાણિયા પહેરે છે. તેવી થઈ છે. લગ્ન પ્રસંગે પારસીઓ સેધો, કુડતું, મોગલાઈ જામો, મોગલાઈ જોડા અને કમરે પિછોડી બાંધતા.

પારસીઓ ગાયને પવિત્ર ગણે છે અને તેમની ધાર્મિક ક્રિયાઓમાં ગાયનું મૂતર પવિત્ર ગણાય છે એટલે તેમના ઘરોમાં માટીની જમીન પર છાણથી લીંપવામાં આવતું હશે જ. લોકો જમીન પર બેસીને ઘણું

કરીને પનરાળાં અથવા કેળનાં પાતરાંમાં જમતા હશે. ધાતુના થાળી-વાડકા પણ હશે. જમતા પહેલાં અને જમ્યા પછી ટૂંકી પ્રાર્થના કરવાની તેમને ટેવ હોય છે.

એ લોકો માંસાહારી હતા અને દારૂતાડી પણ ઠીક પ્રમાણમાં વાપરતા હશે આજે એમના ખોરાકમાં વધારે પડતો માંસાહાર છે. એક વિશિષ્ટતા એ છે કે પારસીઓ કાંદા ઘણા વાપરે છે અને હિંગ કદી નહીં.

હિંદુઓએ પારસીઓને કદી પણ નીચલા વર્ગ તરીકે ગણ્યા નહોતા મુસ્લિમો અને યુરોપિયનો મ્લેચ્છ અને હલકા ગણાતા હતા. હિંદુઓ અને પારસીઓ વચ્ચે નોંધપાત્ર ઝગડા થયાના દાખલા નથી, માત્ર ખંભાત અને વરિઆવમાં રાજપૂતો સાથે તેમને અણબનાવ થયેલો તેની નોંધ મળે છે. પારસીઓને તેમના ધર્મપાલનમાં કોઈ પણ જાતની રોકટોક થઈ નહોતી.

પારસીઓમાં ઉપર જણાવ્યા પ્રમાણે છોકરીઓને પણ જનોઈ આપવામાં આવે છે. જેમ હિંદુઓમા શ્રાદ્ધ થાય છે તેમ પારસીઓમાં સ્ત્રીપુરુષ બન્નેનાં શ્રાદ્ધ થાય છે પારસી સ્ત્રીઓ અટકાવ વખતે બહુ સખત અસ્પૃશ્યતા પાળે છે, તેમનાં ઘરોમાં બાજરૂ પાસે એક નાની ઓરડીમાં ગંદાં કપડા વગેરે નાખવાની સગવડ હોય છે. સુવાવડ પછી ૪૦ દિવસ સુધી અસ્પૃશ્યતા પાળવી પડતી હતી

છોકરાં જન્મે ત્યારે જન્મની ઘડી ચોક્કસ નોંધી લેવામાં આવે છે અને જોશીને બોલાવીને તેમના જન્માક્ષર કરાવવામાં આવે છે. છઠ્ઠા દિવસે વિધાતા ( માતા ) લેખ લખે છે તે માટે ખડિયા, શાહી, કાગળ, કંકુ, ચોખા વગેરે બધાંની તૈયારી રાખવામાં આવે છે, તેને ' ટપકો ' કરાવ્યો કહે છે.

પારસી છોકરાંને ૬ વર્ષ ત્રણ મહિના પૂરા થાય પછી કસ્તી મલમલના સદરા પર પહેરવાની હોય છે. અને ૭૨ તાંતણાની બનાવવામાં

આવે છે. કમરે વીંટાળ્યા પછી ગાંઠો બાંધ્યા પછી ફરી આંટા લઈ ને પાછી ગાંઠો બાંધવાની હોય છે

આવી રીતે ત્રણ વખત કમરની આસપાસ અમુક સૂત્રો ભણતાં ( ભનતાં ) ભણતાં કસ્તી વીંટાળવાની હોય છે ઘણું કરીને બધી પ્રાર્થના પઝંદ ભાષામાં હોય છે, અને સામાન્ય સ્ત્રીપુરુષો જે ' ભને ' છે ( ભણે છે ) તેનો પૂરો અર્થ સમજતા નથી.

એમના શાસ્ત્ર પ્રમાણે લગ્ન વખતે છોકરીનુ વય ૧૫ યોગ્ય ગણાયુ છે, પુરુષનુ ૨૦ શરૂઆતમા હિંદીઓની સાથે રહીને છેક બાલવયમાં લગ્ન થતાં હતાં હવે તેનાથી ઊલટું થયું છે અને છોકરા-છોકરીઓ વધારે પડતા મોટા થઈ ને પરણે છે.

લગ્ન માટે કુટુંબનો દસ્તૂર મુરતિયો શોધી કાઢે છે જન્માક્ષર પક્ષના તપાસાય છે અને પછી લગ્ન નક્કી થાય છે. હવે લગ્નો સંપૂર્ણ પારસીવિધિ પ્રમાણે કરવામા આવે છે, બાકી લગ્નો સાંજે જ હિંદુ-વિધિથી કર્યાં પછી દસ્તૂરો અવેસ્તા કે પહેલવી ભાષામા આશીર્વાદ આપતા

હવે તો બધા લગ્નો પારસીઓ રજિસ્ટર કરાવે છે ( સરકારમાં નહીં. ) લગ્ન વિધિની પહેલા દિવસે પુરુષ અને સ્ત્રી કોઈ પણ પ્રકારનું માંસ ખાતા નથી વિધવાઓ પરણી શકે પણ એવાં લગ્નોની સંખ્યા મોટી નથી

પારસીઓમા જે જે વહેમો અને ખોટી માન્યતાઓ હિંદુઓના સંપર્કથી આવી ગઈ હતી તે કાઢવાના પ્રયત્નો થાય છે

પારસીપંચાયત કોઈ પણ હિંદુ જ્ઞાતિના પંચના જેટલી જ સત્તાવાન હતી અને જ્ઞાતિના હુકમનો ભંગ કરનારને શિક્ષા ફરમાવતી

પારસી પંચાયતે ૧૮૧૯માં ઠરાવ્યું કે કોઈ પારસીએ હિંદુ મંદિર કે મસ્જિદમાં ફૂલ, ફળ કે નાળિયેર ધરવા નહીં, દેવને પ્રાર્થના કરવી નહીં, કોઈ દેવને ' માનતા ' માનવી નહીં, હનુમાનને તેલ ચઢાવવુ

નહીં; માદળિયાં; તાવીજ; ધાગા, દોરા પહેરવાં નહીં, કોઈ માતા કે પીરને ભોગ આપવા નહીં.

પારસીઓના મોબેદો ("બ્રાહ્મણ") તથા દસ્તૂરો (વધારે ભણેલા કર્મકાંડીઓ)એ હુકમ કર્યો કે તેમણે નોતરાં વિના કોઈ પણ પ્રસંગે દાન માંગવા માટે જવું નહીં.

પહેલાં સ્ત્રીઓ કુટુંબમાં મૃત્યુના પ્રસંગે જાહેરમાં રડતી અને છાતી કૂટતી તે જંગલી પ્રથા બંધ કરી; સ્ત્રીઓ વારંવાર દિવસો સુધી કાણે જતી હતી તેને માટે અમુક થોડો સમય મુકરર કરી આપ્યો. સારા પ્રસંગોએ ખૂબ મીઠાઈ, સાકર, અનેક જાતનાં ફળ, અથવા આખાં ભાણાં (પાકી રસોઈ) તેમ જ પિત્તળનાં વાસણો, સગાવહાલાં તથા મિત્રોમાં મોકલવાની રૂઢિ પડી ગઈ હતી તે અટકાવી.

લગ્નપ્રસંગે તેમ જ શ્રાદ્ધના પ્રસંગે આવી બક્ષિસો મોકલવાની મનાઈ કરી. કોઈ જ્યાફત આપવાની હોય તો તેમાં ખર્ચની મર્યાદા બાંધી, અને મરઘી (ખર્ચાળ હોવાને લીધે) ખવડાવવાની મના કરી. પારસીઓના ૭ મોટા ઉત્સવો છે તે ગહંબારમાં આખી પારસી જમાતને ખવડાવી શકાય પણ તે વખતે માત્ર ભાતદાળ અને શાક જ આપી શકાતાં.

હવે પારસી પંચાયતના હાથમાં સત્તા રહી નથી કારણ કે પારસીઓની માંગણીથી જ બ્રિટિશ સરકારે લગ્ન, છૂટાછેડા, વારસાહક, દત્તક લેવાના, વગેરે કાયદા કરી આપ્યા છે.

પારસી પંચાયતની પાસે પુષ્કળ મોટું ફંડ છે તેનો ઉપયોગ.

(૧) ગરીબો (પારસી)ને અન્ન, રહેવાના રહેઠાણની મદદ;

(૨) પારસી છોકરાંઓને ધાર્મિક તથા નૈતિક શિક્ષણ આપવાની વ્યવસ્થા,

(૩) છોકરાંઓને મફત ઝંદ પહેલવી શીખવાની સગવડ,

(૪) વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ અને ઉચ્ચ કેળવણી માટે યોગ્ય સગવડો—વગેરે કામો કરવામાં થાય છે.

પારસી પંચાયતની સામાજિક સત્તા ૧૯૩૮માં બંધ પડી.

દરેક વર્ષમાં ૭૦ ગહંબાર જીજવવા, ઉપરાંત પારસીઓ પતેટીના દિવસો પાળે છે, પતેટી શબ્દનો અર્થ પશ્ચાત્તાપ થાય છે. અને વર્ષ દરમ્યાન જે ખોટાં કામો કર્યાં હોય તેને સંભારીને પશ્ચાત્તાપ કર્યા બાદ આત્મસુધારણા કરવા માટે એ પતેટી મુકરર થઈ છે.

ખોરદાદ સાલ એ પયગંબર જરથોષ્ટ્રને આત્મજ્ઞાન અને સાક્ષાત્કાર થયા તેની સંવત્સરીનો દિવસ. કોઈ કહે છે કે જરથોષ્ટ્રનો જન્મ પણ એ તિથિએ જ થયો હતો.

જરથોસ્તી દિવસો એ એમનો મૃત્યુદિન છે.

## જરથોસ્તી ધર્મ અને ધર્મશાસ્ત્રો

એમ કહેવાય છે કે જરથુષ્ટ્ર (જરથોષ્ટ્ર)નો જન્મ મીડિયા દેશમાં થયો હતો અને અફઘાનિસ્તાન હાલમાં છે તેમાં એના ઉત્તર વિભાગમાં જે બેક્ટ્રિયા પ્રદેશ છે તેમાં રહીને એમણે સમાજને ધર્મોપદેશ આપ્યો.

પુરાણા ઈરાનના રાજા ગુસ્તાસ્પે એ ધર્મ સ્વીકાર્યો અને તેથી તેનો પ્રચાર ઘણો વધી ગયો. એમનો સમય ઈ. પૂર્વે ૧૩૦૦ કહેવામાં આવે છે તે પ્રમાણભૂત ન હોય તો પણ એટલું તો સ્પષ્ટ છે કે એ ઘણો પ્રાચીન ધર્મ છે. એવું મનાય છે કે લગભગ ૧૦૦૦ વર્ષ સુધી એ જોરમાં ચાલ્યો અને પછી ૫૦૦ વર્ષ નબળો પડ્યો.

એક રાજા અરદેશર બાબેકે તે ધર્મને પાછો સજીવન કર્યો. બાબેકનો સમય ઈ. સ. ૨૨૬ છે. એણે જૂનાં ધર્મપુસ્તકોને પહેલવી ભાષામાં લખાવ્યાં. જૂની ભાષા અવેસ્તા હતી. એ ભાષામાં ૨૧ જુદા જુદા ગ્રંથો હતા એમ કહેવાય છે. હવે તો તેનો અત્યંત થોડો ભાગ જ મોજૂદ છે.

અવેસ્તામાં દર્શાવેલાં પુસ્તકો હતાં તે દીનકર્દ નામના બચેલા ગ્રંથમાં

આપ્યાં છે. પહેલા એલેક્ઝાંડરના સૈનિકોએ અને પછીથી અરબી સૈનિકોએ પુસ્તકોનો નાશ કર્યો હતો.

જે પુસ્તકો બચ્યાં હતાં તેમાંથી બહુ થોડાં હિંદ દેશમાં આવ્યાં હતા. પછીથી થોડા પારસીઓ ઈરાન જઈ આવ્યા અને ઈરાનમાં બચેલા ૭૦૦–૮૦૦ કંગાલ જરથોસ્તીઓ પાસે પણ થોડાં જ પુસ્તકો મેળવી લાવ્યા. જરથોશતી ધર્મને મઝદયાસ્નાન ધર્મ કહે છે વદીદાદ એ પુસ્તક આખું બચી ગયું છે. તે ઉપરાંત યસન અને વિસ્પરદ પણ છે. હદોખ્ત અને નિરંતારપનો થોડો ભાગ બચ્યો છે (જે ચીજ હું સમજતો નથી તેની વિગતોમાં હું ઊતરતો નથી મને દહેશત રહે છે કે મેં ઉચ્ચારો પણ વખતે ખોટા લખ્યા હશે)

એમ કહેવાય છે યસનનો થોડો ભાગ બહુ પુરાણી અવસ્તા ભાષામાં છે અને ગાથાની ભાષા સંસ્કૃતના જેવી છે.

પારસીઓ ચુસ્ત એકેશ્વરવાદી છે. એ સર્વવ્યાપી, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, નિરાકાર, નિરંજન ઈશ્વરને અહુરમઝદ કહે છે ઈરાનીઓ બીજા દેવોમાં માનતા નથી આતશ એ દેવ નથી પણ પરમેશ્વરની એક શક્તિનું પ્રતીક છે ઈશ્વરમાં બે શક્તિઓ સમાયેલી હોય છે. સ્પેંતો માઈન્યુશ અને અંગ્રો માઈન્યુશ એક કલ્યાણકારી ક્રિયાની શક્તિ અને બીજી નાશાત્મક અથવા અકલ્યાણકારી શેતાન જેવી કોઈ વ્યક્તિ પારસી ધર્મમાં નથી. આ શક્તિઓ ઈશ્વરથી અલગ નથી

પારસીઓનાં મંદિર હોતાં નથી આતશબહેરામ એ માત્ર આતશને સાચવી રાખવાનું સ્થાન છે પારસીઓ તેમાં સુખડ હોમે છે દસ્તૂરો અને મોબેદો પૂજારી નહીં પણ ધાર્મિક ક્રિયાઓ કરાવનારા અને ધર્મ શીખવનારા છે.

પારસી ધર્મની એક અજબ વિશિષ્ટતા વિશે મેં કોઈ પુસ્તકમાં ઉલ્લેખ જોયો નથી. જો મારી ભૂલ ન થતી હોય તો પારસીઓમાં સંપ્રદાયો નથી. મુસ્લિમોમાં કેવળ સુન્ની અને શિયાના સંપ્રદાય નહીં

પણ બીજા અનેક છે. હિંદુઓ અને બૌદ્ધોના પણ છે, ચીની કોંગ-ફુત્સે અને તાઓ ધર્મમાં પણ છે. પારસીઓમાં શહેનશાહી અને કદમી એ બે પક્ષો છે, પણ સંપ્રદાયો નથી. પારસીધર્મના પહેલાં ૧૦૦૦ વર્ષોમાં સંપ્રદાયો હતા કે નહીં તેનો ઇતિહાસ છે નહીં. પારસી બે પક્ષોના મતભેદ માત્ર પંચાંગને વિશે છે

પારસીઓ બહેશ્ત (સ્વર્ગ), અને દુઝખ, (નર્ક)માં માને છે ન્યાય આપવાના છેલ્લા દિવસે આત્મા સજીવન થાય છે, (શરીર સાથે), [કડાકા પારસી ઇતિહાસ ગ્રંથ બીજો, પૃ ૧૨૫], એવું પણ માને છે

પારસીઓ શબને દાટતા નથી કે બાળતા નથી કારણ કે પાણી તથા અગ્નિને અપવિત્ર ગંદી ચીજ અડકાડી શકાય નહીં, તેથી ઊંચી જગ્યાએ ખાસ બાંધેલા દોખમામાં શબને મૂકવામાં આવે છે, અને મૃતદેહને ગીધ જેવા પક્ષીઓ ખાઈ જાય છે.

પારસી નૈતિકશાસ્ત્રનો મુખ્ય સ્તંભ હુમંત, હુખ્ત અને હવરસ્ત એટલે પવિત્ર વિચાર, (ઉચ્ચાર) વાચા અને આચાર છે દુશ્મત, દુઝુખ્ત અને દુઝવરસ્ત ખરાબ વિચાર, વાચા અને આચારને તજવાના છે, મનસ્ની, ગવસ્ની અને કુનસ્નીનો ઉપદેશ વારંવાર કરવામાં આવ્યો છે. (ખરાબ વિચારવું નહીં; બોલવું નહીં; અને કરવું નહીં.)

દરેક ધર્મશાસ્ત્રમાં હોય છે તેમ સદ્‌ગુણોને માટે પુષ્કળ આગ્રહ કરવામાં આવ્યો છે સદાચાર એ સૌથી ઊંચો ગુણ છે તેનાથી જ સુખ અને શાંતિ મળી શકે છે, મન, ચોખ્ખું રાખવું, સત્ય, દાન, મનુષ્યપ્રેમ, ઉદ્યમનું પાલન કરવું, એ દરેકેદરેક મનુષ્ય માટે આવશ્યક છે (વધારે વિગતમાં ઊતરવાની જરૂર નથી; દરેક ધર્મમાં સદાચાર અને દુરાચારની વિસ્તારથી ચર્ચા કરી હોય છે)

મારા મન પર છાપ પડી છે કે પારસીધર્મમાં આચાર પર પુષ્કળ આગ્રહ મૂક્યો છે, અને શૌચ એટલે સફાઈ (શરીરની, મનની, ઘરની અને વાતાવરણની) તેના પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે:

અને પારસીઓમાં સામાન્ય રીતે 'ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ કેવળ પોથીમાંનાં રીંગણાં' જેવી 'રહેતી નથી પણ 'તેનું' પાલન થાય છે.

## અર્વાચીન ઇતિહાસ

હવે ટૂંકામાં આપણે અર્વાચીન ઇતિહાસ તપાસીએ. પારસીઓ સુરત શહેર તરફ ગયા તેથી માત્ર ખેતી કરવાને બદલે તેમની નજર બીજા ધંધાઓ તરફ વળી.

ધીમે ધીમે બધા ધંધામાં 'તેમણે પગપેસારો 'કર્યો, પણ એ નોંધવા જેવું છે કે તેમણે મજૂર, ધોબી, હજામ, જેવા ધંધા કદી કર્યા નથી.

જ્યારે ડચ, ફિરંગી, બ્રિટિશ લોકોએ સુરતમા કોઠીઓ જમાવીને વેપાર કરવા માંડયો ત્યારે પારસીઓ દુભાષિયા કોન્ટ્રેક્ટર, નોકર, બબરચી તરીકે તેમને ત્યાં રહ્યા. હિંદુઓ તો ગલેચ્છને અડકે નહીં અને મુસ્લિમોને ' હરામ ' ખોરાક ખાનાર તરફ તિરસ્કાર હતો.

પારસીઓને ન્યાત, જાત કે અડકવાની છીટ હતી નહીં તેથી તે ફાવી ગયા. પારસીઓ કોન્ટ્રેક્ટર પણ થયા. હિંદુઓ પાસેથી કસબ શીખીને હોશિયાર વહાણ બાંધનાર થયા, અને સુરતમાં અને પછીથી મુંબઈમાં તેમણે વહાણ બાંધવામાં નામના મેળવી.

વાડિયા કુટુંબ લખપતિ બની ગયું. જ્યારે પારસીઓ મુંબઈ ગયા ત્યારે ત્યાં આડતિયા, વીમાએજન્ટો, વહાણોને જોઈતી બધી ચીજો પૂરી પાડનાર ( સ્ટીવેડોર ) વગેરે ધંધામાં પડયા—ધીમે ધીમે તેમણે આખા હિંદદેશમાં જનરલ સ્ટોર કાઢવા માંડયા, રેલવે બાંધવાના કૉન્ટ્રેક્ટ લીધા; ન્યાતની અડચણ નડે નહીં તેથી સિંગાપુર, ચીન, જાપાન સાથે વેપાર શરૂ કર્યો અને તેમાં ઘણા ઘણા પારસીઓ કમાયા.

મુંબઈમાં તેમણે સ્પિનિંગ અને વણવાની મિલો કાઢી. પીટિટ કુટુંબ તેમાં કરોડપતિ થયું. જમશેદજી જીજીભાઈ ચીનના વેપારથી કમાઈ ગયા અને જમશેદજી ટાટાએ મોટા ઉદ્યોગો શરૂ કર્યા.

પારસીઓએ ઉચ્ચ કેળવણી લેવા માંડી. સમાજસુધારામાં પહેલ કરીને પહેલી કન્યાશાળા કાઢી, પહેલું છાપું તેમણે કાઢ્યું–રાજકારણમાં પણ સારો રસ લીધો, દાક્તર, ઇજનેર, વકીલ, બેરિસ્ટર, પ્રોફેસરના ધંધામાં પણ નામના મેળવી, કારણ કે તેમને ન્યાતની રૂઢિઓનો ત્રાસ નહોતો.

એમણે પુષ્કળ મોટાં મોટાં દાન આપીને હૉસ્પિટલો, પુલો, શાળાઓ, ધર્મશાળાઓ, અનાથાશ્રમો વગેરે સ્થાપ્યા. પારસી સખાવતનું લક્ષણ એ હતું કે સર્વ લોકોને માટે કોઈ ન્યાત, જાત, કે ધર્મના ભેદભાવ વિના સર્વ લોકોને લાભ મળતો હતો.

૧૯મી સદીમા પારસીઓએ પ્રગતિમાં પહેલ કરીને પહેલ–કરનારની ખુશનસીબીના મીઠા ફળ ભોગવ્યાં, અને તેથી તેમને ભારતદેશમાં મહત્ત્વનુ સ્થાન મળ્યુ હતું, હવે તો બધી કોમો પ્રગતિશીલ બની છે તેથી તેમનું પુરાણું ગૌરવ રહ્યું નથી. તેમની વસ્તી એક લાખથી વધારે નથી તે છતાં હિંદી સમાજમા, દરેક ક્ષેત્રની અંદર તેમનું વર્ચસ્વ જળવાઈ રહ્યું છે.

## આફ્રિકા વિશે અજ્ઞાન

સો-દોઢસો વરસોથી અંગ્રેજો આપણા દેશમાં સત્તા જમાવીને બેઠા હતા તે છતાં ૫૦–૬૦ વર્ષ પહેલાં બ્રિટિશ આમજનતાને હિંદ દેશ વિશે એવો ખ્યાલ હતો કે આ દેશમાં મોટા ભાગે ગાઢ જંગલો છે, દેશમાં જ્યાં ત્યાં સાપ અને વાઘ હાથીઓ અને મગરો ફર્યા કરે છે

આ જંગલોની બહાર થોડા જંગલી માનવીઓ 'જેન્ટુઓ' (હિંદુઓ) વસે છે તેઓ સીસમના જેવા કાળા, અજ્ઞાન અને ક્રૂર, લંગોટીઓ પહેરીને ઉદ્યમ વિનાના ફર્યા કરે છે જીવતી વિધવાઓને બાળી મૂકે છે અને તીર કામઠાથી શિકાર કરીને જીવનનિર્વાહ કરે છે આવો હતો તેમનો ખ્યાલ હિંદી પ્રજાને માટે વાસ્તવિક હકીકત નદ્દન જુદી હતી

તેવી જ રીતે હજી જગતના કરોડો લોકો એમ માને છે કે આફ્રિકા ખંડમાં કોલસા જેવા કાળા હબસીઓ વસે છે તેઓ લગભગ નાગા ફરે છે, ખેતી કરતા નથી પણ કંદમૂળ, ફળ અને પશુપક્ષીના શિકાર પર જીવે છે

* આ લેખ લગભગ ૧૯૫૭માં લખાયો છે, તે પછી કેન્યા, યુગાન્ડા ને ટાંગાનિકા સ્વતંત્ર થયા છે અને બીજા ફેરફારો થયા છે

વર્ષો પહેલાં આ વાત કેટલેક અંશે સાચી હરી, પણ એમનામાં પણ સમાજ–નિયમન છે અને પોતપોતાના સંસ્કારો પણ છે. પણ મુખ્ય વાત તો એ છે કે કાળા 'હબસીઓ' (નીગ્રો) આફ્રિકાના એક થોડા જ ભાગમાં વસે છે.

આફ્રિકા દેશ છે ઘણો મોટો–વિશાળ. તેના ઉત્તર ભાગમાં મીસર (ઇજિપ્ત), અલઝીરિયા, મોરોક્કો વગેરે દેશો છે તેમાં નીગ્રોના જેવા નહીં પણ એશિયાથી આવેલા હેમેટિક લોકો હજારો વર્ષથી વસે છે. પાંચ હજાર વર્ષ પહેલાં ઇજિપ્તના લોકો નામાંકિત સ્ત્રીપુરુષોનાં મુડદાંઓને સાચવી શકતા હતા તે કળા હજી સુધી કોઈ યુરોપી કે અમેરિકનને વીસમી સદીમાં પણ આવડતી નથી.

હજારો વર્ષો પહેલાં બાંધેલી પિરામિડો આજે મોજૂદ છે. આફ્રિકાના દક્ષિણ તથા પૂર્વ વિભાગમાં જે જાતિઓ રહે છે તે 'હબસી' તો જરૂર નથી જ. એ પ્રજાઓમાં પણ વર્ષો પહેલાં સુસંસ્કારો હતા તેનાં ચિહ્નો દેખાય છે.

આ બધી વાતો થઈ ભૂતકાળની. આજે યુરોપીય કારખાનાંઓમાં, ડોંગોમાં કે રોહડેશીઆમાં, લાખો કારીગરો ઉત્તમ પ્રકારની કારીગરી શીખી ગયા છે, હજારો નહીં પણ લાખો વિદ્યાર્થીઓ શિક્ષણ લઈ રહ્યા છે, અને અનેક આફ્રિકન દેશોમાં ભણેલા આફ્રિકનો રાજકારણમાં, શિક્ષણમાં તેમજ સમાજોપયોગી પ્રવૃત્તિઓમાં સારો ભાગ ભજવી રહ્યા છે.

સામાન્ય રીતે એવું કહી શકાય કે ૧૯મી સદીનો ઉત્તરાર્ધ કાળ, ગોરી પ્રજાઓની જાહોજલાલીનો હતો. ૨૦મી સદીના ઉત્તરાર્ધના અંત પહેલાં, એશિયાના દેશો યુરોપીય પ્રજાઓના હાથમાં સરકી પડવાને બદલે સ્વતંત્ર થઈ ગયા છે. આજથી ૫૦–૧૦૦વર્ષની અંદર આફ્રિકાના પ્રજાજનો સ્વાધીનતા ભોગવતા થઈ જશે એવું અનુમાન કરી શકાય.

આફ્રિકાનું ક્ષેત્રફળ એક કરોડ ચોરસ માઈલ છે અને વસતી

૨૦ કરોડ માણસોની છે. તેનો અર્થ એ થયો કે એ ખંડમાં ડુંગરાળ પ્રદેશ ઘણો છે, અને વસતી ઘણી જ ઓછી છે. ચો. માઈલમાં ૨૦ મનુષ્યો; જ્યારે ગુજરાતમાં વખતે ૩૫૦ હશે.

આ કહેવાતા જંગલી દેશમાં આજે પણ (૧) ઇજિપ્ત (૨) ટ્યુનીસીઆ, (૩) લાઈબેરીઆ, (૪) સુદાન, (૫) ઇથિઓપીઆ (એબિસિનિયા) અને (૬) ગોલ્ડકોસ્ટ એ સ્વતંત્રતા ભોગવે છે, અને નાઈજેરિયા, અલજીરિયા તથા મોરોક્કો ટૂંક સમયમાં સ્વતંત્ર થઈ જશે. બીજો ઘણો પ્રદેશ ડચ (બોઅર), ફ્રેન્ચ, બ્રિટિશ, સ્પેનિશ, બેલ્જિયમ તથા પોર્ટુગીઝ લોકોને તાબે છે.

આફ્રિકાની મૂળ પ્રજાઓ પછાત રહી ગઈ એ વાત સંપૂર્ણ સાચી છે. એમને આધુનિક શિક્ષણ અત્યંત ઓછું મળ્યું છે. અજ્ઞાન હોવાને લીધે ખેતી સારી કરી શકતા નથી અને ફળદ્રુપ જમીન ગોરાઓ પચાવી ગયા છે. મજૂર તરીકે આફ્રિકનો તનતોડ મહેનત ઉઠાવે છે પણ તેનો લાભ તો ગોરાઓ અને બીજા મૂડીદારો ઉઠાવે છે. નવું શિક્ષણ ઝડપથી ફેલાતું જાય છે.

આફ્રિકામાં સાડા ચાર કરોડ માણસો ઇસ્લામનો ધર્મ પાળે છે અને લગભગ બે કરોડ ખ્રિસ્તી ધર્મના અનુયાયી છે. અન્ય ધર્મીઓ પોતાનો ધર્મ પાળે છે અને પોતાના નૈતિક ધર્મ પ્રમાણે તેમનું નૈતિક ધોરણ સારું છે.

## આજનું આફ્રિકા

આજે આખા આફ્રિકામાં નવી જાગૃતિ આવી છે, બધી પ્રજાઓ સ્વતંત્ર થવા ઇચ્છે છે. બધા લોકો પરદેશી ગોરાઓના કે એશિયાઈ મહાજનોના આર્થિક શોષણમાંથી છૂટવા માટે તૈયાર થઈ ગયા છે.

આફ્રિકામાં જે આફ્રિકનોએ કેળવણી લીધી છે, તેમણે હિંદ અને બર્મા, ઇન્ડોનેશિયા અને ઇન્ડો ચીન, તથા ચીનની સ્વતંત્રતાના સંદેશો વાંચીને અજબ પ્રેરણા મેળવી છે.

આફ્રિકનોમાં વિદ્વાન શિક્ષકો છે, પ્રોફેસરો છે, ડાક્તરો છે બારિસ્ટરો છે; યુરોપ અમેરિકામાં શીખી આવેલા ઘણા આફ્રિકને છે તેમણે પોતપોતાના દેશને જાગ્રત કરવાનું શરૂ કરી દીધું છે. તેમનું સંગઠન હજી સુધી જબરું નથી. આગેવાનો સારા છે. કેટલાક તો ઉચ્ચ આદર્શોવાળા સાધુજીવન ગાળનારા સાત્ત્વિક પુરુષો છે.

એક લેખકે સાચી હકીકત લખી છે કે હવે આફ્રિકા પોતાના "ગાંધી"ની રાહ જોઈને તૈયાર થઈ બેઠો છે. જ્યારે એ પૂરો તૈયાર થઈ જશે ત્યારે આફ્રિકન ગાંધી રજૂ થઈ જશે તેમાં જરાય શંકા રાખવા જેવું નથી. ગોલ્ડ કોસ્ટ, અને નાઈજેરિયા આ બે દેશો લગભગ સ્વતંત્ર જેવા છે, ત્યાં ગવર્નરો છે પણ તેમની સત્તા દિન પરદિન ઘટતી જાય છે. બન્ને દેશના મુખ્ય પ્રધાનો બાહોશ અને નિસ્વાર્થી છે, ઘણી સત્તા ત્યાંની ધારાસભાના હાથમાં છે. આટલી હકીકત પરથી કહી શકાય કે આફ્રિકનોનું ભાવિ આશાસ્પદ છે, ઉજ્જ્વલ છે.

## પાંચ જુઠાણાં

જે યુરોપિયન પ્રજાજનો પછાત પડી ગયેલા આફ્રિકાને કાયમને માટે ચૂસવા ઇચ્છે છે તેમણે આફ્રિકન પ્રજા વિશે જુઠાણાં જગતમાં ફેલાવી દીધાં છે. આ જુઠાણાં નીચે પ્રમાણે છે :

(૧) આફ્રિકાના લોકો હલકી અને પછાત જાતિ (એપ્સ)માંથી ઉત્પન્ન થયા છે, તેથી તેમનું મગજ તથા લોહી જ એવું ખરાબ છે કે તેમનો વિકાસ થોડો થયા પછી તે અટકી પડે છે. આમ હોવાને લીધે આફ્રિકાના લોકોમા કદી પણ તીવ્ર બુદ્ધિ તથા સુસંસ્કારો ખીલી શકે એ શક્ય નથી. છેલ્લાં ૨૦ વર્ષની અંદર આ દલીલની પોકળતા જાહેર થઈ ગઈ છે અને ગોરી અથવા નોર્ડિક જાતિ (રેઈસ)ની સર્વોચ્ચતાની વાત કોઈ સ્વીકારતું નથી

(૨) બીજું જુઠાણું એવું ખડું કર્યું છે કે આફ્રિકનો આળસુ

અને વહેમોથી દબાયેલા છે અને તેથી તેમની પ્રગતિ કદી પણ થવાની નથી. આવું જુઠ્ઠાણું આપણા હિંદદેશ માટે કયાં કહેવાતું નહોતું?

(૩) ત્રીજું જુઠ્ઠાણું એ છે કે આફ્રિકનોમા નીતિનુ ભાન જ ખીલ્યું નથી. સાચી વાત તો એ છે કે ઊંડાં જંગલોમા વસતી અજ્ઞાન પ્રજામાં પણ નીતિનું ધોરણ ઘણું ઊંચું છે ખરાબ પરદેશીઓના સમાગમમા આવેલા બહુ થોડાં શહેરોમા વસતા આફ્રિકનોને અનીતિમાન પરદેશીઓનો ચેપ લાગ્યો છે ખરો, પણ તેનો બધો દોષ તો પરદેશીઓને માથે પડે છે

(૪) ચોથું જુઠ્ઠાણુ એ છે કે ગોરાઓને આફ્રિકાની જમીન કે ત્યાંનું ખનિજ કે ધન જોઈતું નથી. એમને તો માત્ર કાળી પ્રજાને સુધારવા માટે જ આવા જંગલી દેશમા રહેવું પડે છે. દોઢસો–બસો વર્ષો સુધી હિંદમા રાજ્ય કરતા બ્રિટિશરો આવુ જ કહેતા હતા.

(૫) છેવટે, ગોરા લોકો એમ કહે છે કે આફ્રિકનોમા સ્વરાજ્ય કરવાની શક્તિ ખીલી નથી અને ખીલી શકવાની નથી તેથી તેમના ઉદ્ધારને માટે યુરોપિયનો ત્યા રાજ્યો ચલાવે છે. આ જુઠ્ઠાણાની પોકળતા વિશે લાંબુ વિવેચન કરવાનો જરૂર જ નથી આ પાચે દલીલો હિંદી પ્રજાએ જુઠ્ઠી પાડી બતાવી છે

## આગેકદમ

બાન્ડુંગમા અનેક એશિયાઈ દેશોના તથા આફ્રિકાના પ્રતિનિધિઓ એકઠા થયા હતા ત્યારથી એક હકીકત સ્પષ્ટ થઈ છે કે હવે યુરોપીય સત્તાઓ પોતાની ઇચ્છા પ્રમાણે એશિયાઈ કે આફ્રિકાની પ્રજાઓનું ઘડતર કરી શકશે નહીં બીજા શબ્દોમા એમ કહેવાય કે હવેથી એશિયા તથા આફ્રિકાનો અભિપ્રાય અવશ્ય સાંભળવો પડશે

યુરોપીય રાષ્ટ્રો પોતપોતાની આર્થિક મુશ્કેલીઓ તથા બીજા પ્રશ્નોના ઉકેલ માટે મુંઝાઈ ગયેલા છે, એટલે તેમને આફ્રિકામાં લાંબા વખત સુધી લડવુ પોસાય તેમ નથી–બ્રિટિશરોએ કુશળતાથી ગોલ્ડ કોસ્ટ અને નાઈજિરિયાને સત્તા સોંપવા માંડી છે. કેનિયા, યુગાન્ડા,

ન્યાસાલેંડ તથા રોડેશિયાને એ જ માર્ગે, વહેલા મોડા ચાલવું જ પડશે. દક્ષિણ આફ્રિકાએ જે અમાનુષી રાજનીતિ અપનાવી છે તેને લીધે આખા જગતનો પ્રજામત લોકશાહીની તરફેણમાં કેળવાતો જાય છે.

આફ્રિકાના લોકનાયકોએ એક ચીજ જોઈ લીધી છે કે છૂટાછવાયા બળવાઓથી તેમનો ઉદ્ધાર નહીં થાય. હિંસાનાં ક્ષેત્રમાં ગોરાઓ વધારે બળવાન છે, પણ અસહકાર તથા સત્યાગ્રહથી જગતનો મત કેળવી શકાય છે અને પોતાનું સંગઠન મજબૂત કરી શકાય છે એ પાઠ ભારતદેશે આફ્રિકનોને શીખવ્યો છે.

દક્ષિણ આફ્રિકામાં જે બોઅર લોકો વસે છે તેમનું નાનું સરખું ઓટોનોમસ ( સ્વ શાસનવાળું ) રાષ્ટ્ર જરૂર બનાવી શકાય. રશિયામાં આવાં અનેક રાષ્ટ્રો છે. દક્ષિણ અને પૂર્વ આફ્રિકામાં જે હિંદીઓ વસે છે તેમને આફ્રિકાના નાગરિક બનીને રહેવામાં કોઈ પ્રકારની અડચણ આવવી ન જોઈએ. ઉત્તર તથા મધ્ય આફ્રિકામાં ફ્રેન્ચ તથા અન્ય નાગરિકો છે તેમને પણ આમ જ કરવું પડશે, તેમને કોઈ વિશેષ હક મળી શકે નહીં.

અમુક રાષ્ટ્રોમાં એવી ધારાસભાઓ રચવામાં આવતી જાય છે કે જેમાં આફ્રિકન સભ્યોની અમુક સંખ્યા હોય અને પરદેશી જમીનદારો તથા કારખાનાંવાળાઓની અમુક હોય. આફ્રિકનોને આજે જાણી જોઈને અલ્પમતિમાં રાખ્યા છે. આ બન્નેનું પ્રમાણ ભવિષ્યમા બદલાયાં કરશે. એક હકીકત લક્ષમાં રાખવા જેવી છે કે આફ્રિકનોમાં ઉચ્ચ શિક્ષણનું પ્રમાણ હજી ઓછું છે. પણ હવે આફ્રિકા જાગૃત થયો છે

આજે જે લોકો આફ્રિકાની પ્રજાઓને ચૂસી રહ્યા છે તે થોડાં વર્ષો સુધી પુષ્કળ ત્રાસ આપશે એવું કલ્પી શકાય. પણ કાળબળ આગળ સૌ કોઈને નમતું આપવું પડે છે અને સંસ્થાનવાદ (કોલોની પદ્ધતિ)ના દિવસો ખતમ થઈ ગયા છે.

# અલબેલી મુંબઈ

મુંબઈ શહેરના સમુદ્રકાંઠા પર બાંધેલા સેંકડો આલિશાન મકાનોમાં એક મકાનના સાતમા મજલાની અગાસીમાં એક બાજઠ પર ગાદીતકિયા જમાવીને હું જ્યારે બેસું છું ત્યારે મારી નજરની સામે કોલાબાથી વાલ્કેશ્વર સુધીનો સુંદર અર્ધગોળાકાર અખાત અને તેની પાછળ જાણે કે સેંકડો માઈલ દૂર, ખૂબ દૂર–જ્યાં આકાશ સમુદ્રમાં ડૂબકી મારે છે ત્યાં સુધી–માત્ર પાણી જ પાણી દેખાયા કરે છે! મુંબઈ અને અદન (એડન)ની વચ્ચે ૧૧૦૦–૧૨૦૦ માઈલનું અંતર હશે ત્યાં બધે ચોમેર, અગાધ પાણી ફેલાઈ રહ્યાં છે.

પણ આ જોતાંની સાથે મને વિચાર આવે છે કે માત્ર પાંત્રીસેક વર્ષ પહેલાં જે જમીન પર આ મકાન બાંધ્યું છે તે જમીન સમુદ્રનું તળિયું હતું અને તેના પર તે વખતે આ આખા મકાનને ડુબાડી દે તેટલું ઊંડું પાણી હતું.

મુંબઈથી વડોદરા થઈને દિલ્હી અને અમદાવાદથી સૌરાષ્ટ્ર તેમ જ અજમેર તરફ થઈને દિલ્હી જતી રેલવે લાઈનો પહેલાં બી. બી. અને સી. આઈ. રેલવે-લાઈન કહેવાતી હતી અને તેનું અંતિમ (ટર્મિનસ) સ્ટેશન ચર્ચગેટ નહીં પણ કોલાબા હતું. આ રેલવે લાઈનના છેવટના ત્રણેક માઈલના પાટા છેક સમુદ્રને કાંઠે આવેલા; અર્થાત્ આ રેલવે લાઈન મુંબઈ બેટની પશ્ચિમની સીમારૂપ બની ગઈ હતી. લાઈનની

પશ્ચિમમાં, લગોલગ, એક ધૂળિયો રસ્તો પાટાની સમાંતરે ચર્ચગેટથી ચોપાટી અને ત્યાંથી વાલકેશ્વર જતો હતો. તે રસ્તા પાસે દરિયાનાં મોજાં સતત અફળાયાં કરતાં હતાં.

છેલ્લા પાંત્રીસેક વર્ષની અંદર મુંબઈ બેટના આ ભાગનો નકશો એટલો બધો બદલાઈ ગયો છે કે આજના નવજુવાનોને તેનો ખ્યાલ પણ ન આવે.

આજે 'બેક-બે'ના અખાતનો કેટલોક ભાગ—મરીનડ્રાઈવના નરીમાન પોઈન્ટથી ચોપાટીના તરવાના હોજ સુધીનો ભાગ—ખડકો તથા માટીથી પૂરી દેવામાં આવ્યો છે અને દરિયામાંથી ઝૂંટવી લીધેલી આ જમીન પર સેંકડો મોટાં મોટાં મકાનો અને દુકાનો બંધાયાં છે. આ ભાગ ચર્ચગેટથી ત્રણ કે ચાર ફર્લાંગ—૧/૩ થી ૧/૨ માઈલ પહોળો અને એઅઢી માઈલ લાંબો—સમુદ્રમાંથી છીનવી લીધો છે, અને તેને 'બેક-બે-રેક્લેમેશન' કહે છે

સામાન્ય રીતે સૌ કોઈ જાણે છે કે ભારત દેશના પશ્ચિમ કાંઠા પર થાણા નામનું જૂનું નાનું બંદર છે. તેની પશ્ચિમે શાષ્ટિ નામનો એક બેટ છે. તે બેટ પર ૬૦ ગામડાંઓ હશે તેના પરથી એ નામ પડ્યું કહેવાય છે. પોર્ટુગીઝોએ તેનો અપભ્રંશ 'સાલ્સેટ'માં કર્યો છે આ બેટની દક્ષિણમા સાત નાના-મોટા ટાપુઓ હતા. આ ટાપુઓ પોર્ટુગી સરકારે બ્રિટિશ સરકારને આપી દીધા—બળાતુ ઘર કૃષ્ણાર્પણ કરે છે તેમ—ત્યા સુધી આ સાત ટાપુઓ છૂટા હતા.

મુંબઈના ટાપુ પર મોટું સુરક્ષિત બંદર અને ગોદીઓ બાંધી શકાશે એ શોધ બ્રિટિશ ઇજનેરોએ કરી અને કોલાબાના બે ટાપુઓ, મુંબઈનો ત્રીજો મોટો ટાપુ, સીવ અને વરલીના બે નાના ટાપુઓ અને મઝગાંવ તથા માહિમના ઠીક મોટા ટાપુઓ—આ સાતં ટાપુઓને જોડી દેવામાં આવ્યા અને એ બેટોની વચ્ચેની ખાડીઓ (જ્યાં ભરતી વખતે સમુદ્ર વહેતો પણ ઓટ વખતે લોકો પગપાળા અવરજવર કરી

સમના) એ પછી પૂરી દેવામા આવી દરિયાને પૂરવાનુ કામ તો હજી ચાલ્યા જ કરે છે અને આ બેટોની ટેકરીઓને તોડીને જમીનદોસ્ત કરવામાં આવે છે

મુંબઈના મહાલક્ષ્મીના વિભાગમાથી વરલી અને વરલીથી માહિમ જવાના માર્ગ પર જ્યા ખાડીઓ હતી તે નીચી જમીન પર મે તોફાની ભરતીને સમયે સમુદ્રના પાણી ભરાઈ જતા જોયા છે. હવે સીવથી થાણાની વચ્ચેની ખાડી પણ રેલવે તથા ઘોડાગાડી અને મોટરાના રસ્તા માટે પૂરી દેવામા આવી છે, એટલે ખરુ જોતા મુંબઈ એક 'બેટ' રહ્યો જ નથી

એક નાનો સરખો બેટ પાસેના પ્રદેશની ભૂમિની સાથે કેવી રીતે જોડાઈ જાય છે તેની આખી પ્રક્રિયા મે જાતે જોઈ છે સાતાક્રૂઝ અને વિલેપારલેની પશ્ચિમે એક નાનો બેટ હતો–દોઢથી બે માઈલ લાબો અને અડધાથી એક માઈલ પહોળો–તે બેટની ઉત્તરે વરસોવાની ખાડી અને દક્ષિણે દાડા–વાદરાની ખાડી હતી પૂર્વમા આ બેટ અને સાતાક્રૂઝ–વિલેપારલે વચ્ચે નીચી જમીન હતી તેના પર મોટી ભરતીના દિવસોએ સમુદ્રના પાણી ભરાઈ ને બેટની આસપાસ ફરી વળતા

૫૦–૫૫ વર્ષ પહેલાંની આ વાત છે પછી બેટની બન્ને તરફની ખાડીઓ રેતીથી પુરાવા લાગી તે છતા છેક ૧૯૧૦–૧૧માં અમે એ બેટ પર ફરવા જતા ત્યારે ધોતિયાનો કચ્છો મારીને ઉઘાડે પગે અમે દરિયામા ઊતરીને સામી બાજુએ ચઢી જતા આ બધુ ઓટ વખતે જ થઈ શકતુ અને ભરતી શરૂ થાય ત્યાર પહેલાં અમારે એ બેટ છોડી દેવો પડતો વખતે વિલેપારલેનો માર્ગ કંઈક વધારે ખરાબ હશે

આ ટાપુ પર માછીમારોનાં બે નાના ગામડાં હતા સાતાક્રૂઝ તરફના ગામડાનુ નામ 'તારા' છે અને બેટને ઉત્તરને છેડે 'જુવેમ' તેના પર તાડછાં અને વાંસની થોડી વળીઓથી બાંધેલા ઝૂંપડાં હતા લોકો માછલી પકડે અને બાઈઓ તેને વેચવા જાય

અખાત્રીજ પછી પુરુષો લીલાં નાળિયેરો વેચવાને રખડ્યા કરે. તે દિવસોમાં ઘણું કરીને આ બેટ પર એક જ બંગલો અને એક બંગલી હતાં. સાંતાક્રૂઝની ખાડી પર હવે એક પુલ (કૉઝ-વે) બંધાયો છે, બીજી તરફ રસ્તો બંધાય છે આખા બેટનું નામ હવે "જુહુ" પણ છે અને તેના પર અનેક નાનાંમોટાં મકાનો તથા હોટેલો બંધાઈ ગયાં છે. આ સ્થળ પર રજાના દિવસોમાં ૪૦–૫૦ હજાર માણસો મોજમજાહ કરે છે અને જુહુ એ બૃહદ મુંબઈ શહેરનું એક 'ફેશનેબલ' ધામ બની ગયું છે.

આવી જ રીતે બસોએક વર્ષ પહેલાં મુંબઈના સાત ટાપુઓને જોડી દેવામાં આવ્યા હતા અને તેના પર આજે ૨૯ લાખ માણસો* વસવાટ કરે છે બ્રિટિશની હકૂમત નીચે જ્યાં એક કિલ્લો (ફોર્ટ-સેંટ-જ્યોર્જ) અને તેની ત્રણ બાજુએ વેપારીઓ અને દુકાનદારો વસ્યા હતા ત્યાં આજે અબજો રૂપિયાને ખર્ચે બંધાયેલાં રહેઠાણનાં મકાનો, અસંખ્ય ઓફિસો, ગોદીઓ અને રેલવેઓ બાંધવામાં આવ્યાં છે.

અને વર્ષો પછી તેવી જ રીતે શાષ્ટી બેટ (સાલ્સેટ)ને મુંબઈ સાથે વિશાળ પહોળા રસ્તાઓ તથા રેલવેથી જોડી દઈને ૩૬ લાખની વસ્તીવાળું બૃહદ મુંબઈ શહેર વસી ગયું છે.

## મુંબઈનું પરિવર્તન

આશરે ૫૦૦–૬૦૦ વર્ષ પહેલાં આ સાત ટાપુઓનું કાંઈ મહત્ત્વ નહોતું, તેની કાંઈ કિંમત નહોતી. ખડકતી પથરાળ ખડબચડી જમીનવાળા ટાપુઓમાં ખેતી કરી શકાય તેવી સપાટ જમીન ઓછી હતી. જ્યાં ત્યાં પાણા અને ખાડા જોવામાં આવતા

કોઈ કોઈ સ્થળે જ્યાં પાણી ભરાઈ રહ્યાં હોય ત્યાં તથા એ ટેકરીઓ પર (જે હવે મલબાર અને કંબાલા હિલ કહેવાય છે ત્યાં),

* આ લેખ ૧૯૫૯ માં છપાયો છે અને વસ્તીનો આંકડો તે વખતનો છે.

ઝાડઝાંખરાં અને વેલાનાં જંગલો અને ઝાડીઓ પથરાયલાં હતાં. આ પ્રદેશનાં આબોહવા એટલાં બધાં ખરાબ હતા કે માણસોને જીવવું અઘરું હતું.

વરસાદની મોસમ (Monsoon)માં લગભગ ૧૦૦થી૧૫૦ ઇંચ જેટલો વરસાદ ધોધમાર વરસતો; આજના કરતાં વધારે આ ટાપુઓ પર વાવાઝોડાંના જેવો ક્રૂર પવન (gale) ફૂંકાયા કરતો અને તેને લીધે ઝૂંપડાંઓમાં માણસોને રક્ષણ મળતું નહીં અને વરસાદથી તરબોળ થઈ જતાં. ખાડાખાબોચિયામાં પાણી ભરાઈ રહેતાં અને તેમાં વનસ્પતિ સડી જતી, તથા અસંખ્ય જીવાત પાકતી. પછી આ ખાબોચિયામાં ડાંસ અને મચ્છરો પાકતા અને માણસોને ઊંઘવુ મુશ્કેલ થઈ જતું.

ભેજ તથા મચ્છરોને લીધે ફેફસાંના રોગો તથા મેલેરિયાનો ઉપદ્રવ ચોમેર ફાટી નીકળતો. પીવાનાં પાણીમાં જંતુઓ પાકવાને કારણે અતિસાર અને મરડા જેવા આંતરડાના રોગો લાગુ પડતા

તેથી આ ટાપુઓમાં માત્ર થોડા કોળી માછીમારોનો વસવાટ હતો. ઠીક ઠીક અંતરે ૧૫-૨૦ માછીમારો સાથે રહેતા. આ વસવાટ (hamlet)ને ભાગ્યે જ નાનું ગામડું કહી શકાય. સમુદ્રમાંથી આઠ મહિના માછલી પકડતા અને ખાતા, કવચિત માછલીઓને કે તેની સુકવેલી ચીરીઓ (ખૂમલા)ને વેચતા પછીથી પોતાની ઝૂંપડીઓ પાસેની જમીનને સપાટ કરીને તેમાં ડાંગર પકવતા હરી તેલ, મરચું કે ગોળ કે મસાલા જેવી ચીજોની દુકાનો ત્યાં નહોતી. ઔષધિઓ તો ગળે જ શાની ! તેથી મોટી વયના માણસો તથા ખાસ કરીને છોકરાં કમોતે મરી જતાં.

માહીમ જેવા બેટ પર ખેતી વધારે થતી હરી અને વખત જતાં ત્યાં મોટી હોડીઓ રહી શકે તેવું બંદર બન્યું હરી તેથી ત્યાં કુદરતી ઊગેલાં તાડ અને ખજૂરીને છેદનારા ભંડારીઓ તથા દારૂતાડી ગાળનારાઓનો વસવાટ થવા લાગ્યો

ભૂતકાળમાં આ સાત ટાપુઓ પર ગુજરાતના રાજપૂતો, મુસ્લિમો તથા દક્ષિણના રાજાઓએ પોતપોતાની હકૂમત જમાવી હતી. પણ આ બેટોમાંથી આવક મળી શકે તેવું હતું નહીં અને હવાપાણી તો ખરાબ જ હતાં. આ સાત ટાપુઓની કિંમત નહિવત્ હતી.

ઘણાં વર્ષ પછી જ્યારે આપણા આખા દેશમાં સર્વત્ર અરાજકતાનું વાતાવરણ ફેલાઈ રહ્યું હતું ત્યારે પોર્ટુગીઝ લોકો, જેમણે ગોવા તરફ પગપેસારો કર્યો હતો તેમણે આ ટાપુઓનો કબજો લીધો અને જમીનને થોડી સપાટ કરીને તેના પર ખેતી તથા ફળાઉ ઝાડો ઉગાડવા માંડ્યાં. એમણે જે કલમી ઝાડો વાવ્યાં હતાં તેમાંથી આલ્ફાન્ઝો અને પરેરા (આફૂસ અને પાયરી)ના આંબા આજે મશહૂર થઈ ગયા છે.

ધીમે ધીમે બીજા લોકો પણ ઉત્તર (ગુજરાત) અને દક્ષિણ (કોંકણ)માંથી આવ્યા કરતા હતા. તે જમાં એક મહત્ત્વની હકીકત નોંધવા જેવી છે કે ફિરંગી સરકારે મુંબઈનો આખો બેટ એક ફિરંગી ખેડૂતને ખેતી કરવા માટે આપેલો તેનું વાર્ષિક ગણોત રૂ. ૧૨૦૦ ઠરાવ્યું હતું!

જ્યારે એક પોર્ટુગીઝ રાજાની છોકરી બ્રિટિશ રાજાના રાજપુત્ર સાથે પરણી ત્યારે આ ટાપુઓ દહેજ તરીકે બીજી અનેક બક્ષિસો સાથે આપી દીધા તે વેળા આ ટાપુઓની કીમત પરખાઈ નહોતી. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અમલદારોએ મુંબઈના ટાપુમાં સારી ગોદીઓ બાંધી શકાશે એવી શોધ કરી. ત્યાં એક સારો કિલ્લો (કોટ) બાંધ્યો, ગોદી બાંધી અને વહાણોની અવરજવર શરૂ કરી. આ વેપારને લીધે આ ઉજ્જડ ટાપુ પર વસ્તી વધવા લાગી અને તેની પાસેના બીજા ટાપુઓમાં પણ વસવાટ વધવા લાગ્યો.

આ ટાપુઓમાંથી છેક દક્ષિણમાં આવેલા ટાપુ પર જે 'કોળી' માછીમારો હતા તે માછલાં પકડવા અને વેચવા ઉપરાંત ખેતી પણ

કરતા હતા તેથી તેનુ નામ 'કોળીભાટ' (ભાટ એટલે જમીનદારી) પડેલુ તે ભવિષ્યનુ કોલાબા થયુ.

બીજો ઘણો નાનો ટાપુ હતો તે કોળીભાટની સાથે ઓટ વખતે જોડાયલો જ રહેતો હતો અંગ્રેજોએ તે ખાડી પૂરી દીધી અને તેને કોલાબામા જ ગણ્યો હતો પણ મુસ્લિમોએ તેનુ નામ 'અલ-અમીન' પાડેલુ–આ શબ્દના ઉચ્ચાર પરથી અગ્રેજો તેને 'ઓલ્ડ વુમન'નો બેટ પણ કહેતા હતા

આ બીજા બેટની અને મુબઈ બેટની વચ્ચેની જમીન વધારે નીચી હતી તેથી તેના પર એક પુલ બાધવો પડયો તે કોલાબા–કૉઝવે–નામથી મોજૂદ છે

ત્રીજો બેટ મુબઈ નો છે આ નામ પરથી મુબાદેવીનુ નામ પડયુ કે મુમાદેવી પરથી 'મુમાઈ' નામ પડયુ હશે, તે કહેવુ અઘરુ છે આ બેટ સૌથી મોટો છે આ ટાપુની ઉત્તર પશ્ચિમે (વાયવ્ય) ઠાકુરદ્વાર થઈને ગીરગાવ આવે છે તેની ઉત્તરે જે બે ટેકરીઓ છે તેમાંની એક મલબાર હિલ અને બીજી કબાલા હિલ છે

આ ટેકરી પર ચઢના પહેલાં જે નાનુ ગામડુ વસ્યુ હતું તે ગીર–ગાંવ કહેવાતુ હતુ ટેકરી પરથી ભારે વરસાદ નીચે ઊતરતો હતો. તેમાં ચાર નાળા (પાણી) દરિયામાં પડતા હતા તેના પરથી ચો–પાટી નામ પડયુ વધારે પૂર્વે દિશામા કાલકાદેવીનુ મદિર હશે તે ભાગ હવે કાલબાદેવી કહેવાય છે

ભોળેશ્વર (ભૂલેશ્વર) થઈને બેટને ઉત્તર પૂર્વ કિનારે જવાતુ હતું તેની ઉત્તરે આવેલા ટાપુ મચ્છગાવ પરથી મઝગામ થયુ, અને ત્યાથી લોકો મુબઈ બેટ પર આવીને પગ ધોતા તે સ્થળ પાયધૂની કહેવાય છે ખેતીની વાડીઓનુ સ્થળ ખેતવાડી બન્યુ જે સ્થળ પર આમલીનાં ઝાડો હતા તે ચિંચ (આમલી) બદર કહેવાયુ વાલ્લવાનુ બદર એપોલો બંદર થયુ

મુંબાઈ બેટની ઉત્તરે બે ટેકરીઓ છે એક ટેકરી પર અસંખ્ય ઝાડો હતા તે કબલ=ઝાડી શબ્દ પરથી કબાલા ટેકરી કહેવાઈ બીજી શા માટે મલબાર ટેકરી કહેવાઈ, તે ખબર નથી તેની ઉત્તરે મહાલક્ષ્મીનું પ્રસિદ્ધ મંદિર છે

કબાલા હિલની તળેટીમાં એક તળાવ હતું તેમાં ગોવાળિયા ઢોરોને પાણી પીવડાવતા તે ગોવાળિયા ટેંક બન્યું કોંગનું મેદાન પૂરું થાય છે તેની ઉત્તરે જે તળાવ પર ધોબીઓના ઘાટ હતા તે ધોબી તળાવ કહેવાયું એ તળાવની પાળ પર એક મોટા પુસ્તકાલયનું મકાન હતું ઘણું કરીને તેને નેટિવ જનરલ લાયબ્રેરી કહેતા તેમાં મોટો હૉલ હતો અને ૫૫-૬૦ વર્ષ પહેલાં એ મુંબઈનો મુખ્ય હૉલ હોઈને તેમાં દાદાભાઈ નવરોજી, સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોઝશાહ મહેતા ગોખલે ને ટિળક, રાનડે અને વાચ્છા, ડૉ. બહાદુરજી તથા દેશભરના અન્ય આગેવાનોને સાંભળવા અમે જતા હતા

રેતી (વાળુક)માંથી બનાવેલા શિવલિંગને વાલકેશ્વરનું નામ મળ્યું તાડના દેવના મંદિર પરથી તારદેવ કહેવાયું એક સ્થળ ઘોડપદેવ છે નાગદેવતાનાં મંદિર દેશભરમાં હોય છે એવા મંદિર પરથી નાગપાડાનો લત્તો થયો ઉત્તર ગુજરાતમાં ગામના મહોલ્લાઓને પાડા-વાડા કહે છે

જે ટેકરી પર બાવળના ઝાડોના ઝૂંડ હતા ત્યાંનું મંદિર બાબુલનાથ મંદિર કહેવાયું જે સ્થળ પર ખળાની ભોંય (=જમીન) હતી તેમાંનું એક બાજુ ભાયખળા બન્યું છે એક બાટ (=જમીન) પર બોરડીનાં ઝાડો ઊગ્યાં હતાં તે બોરબાટ આજે મોજૂદ છે

આઠેક વર્ષ પહેલાં મેં ગોક મુગભાટ ગલી જોઈ હતી અને માની લીધેલું કે એ ગલીમાં કોઈ માણસે મગ (મુગ) અને ભાતનું જમણ કર્યું હશે ખરું જોતાં એ એક મુગા શેઠની જમીન (ભાટ) હતી આ બેટ પર ફણસ ઊગતાં હતાં તે સ્થાન ફણસવાડી કહેવાય

છે. એક કેળવાડી છે, જ્યાં અગ્રી (ભંડારી) લોકો રહેતા હતા તે અગ્રીપાડા કહેવાયું. વડનાં ઝાડોને લીધે વડાલી અને વડાળા નામ પડ્યાં હોવાનો સંભવ છે. અને વડગાંવ પણ છે.

ચોથો ટાપુ મત્સ ગાંવ (મઝગાંવ)નો હતો અને ત્યાં માછલીઓ વેચવાનું મથક હતું. પાયધોણીથી દરિયાની અંદર ઊતરીને ત્યાં ઓટ વખતે જવાતું, તે જગ્યાએ શણના જેવી ભીંડી (ભેંડી) ઘણી ઊગતી તેટલા માટે ત્યાંનું બજાર ભવિષ્યમાં ભીંડી બજાર કહેવાયું.

ત્રીજા બેટના મહાલક્ષ્મી મંદિરની ઉત્તરે અને પૂર્વમાં જે જમીન છે તે ઘણી નીચાણમાં હતી અને ત્યાં મોટી ભરતી વખતે પુષ્કળ પાણી ભરાતાં મેં જોયાં છે. ત્યાં આજે ઘોડદોડનું સ્થળ છે. તેની પણ ઉત્તરે એક નાનો (પાંચમો) બેટ છે તે વડલી–વરલી કહેવાય છે અને તેની ઉત્તરે જૂના વખતથી જાણીતો છઠ્ઠો માહીમ (મહીકાવતી)નો બેટ છે.

જૂના કાળથી ત્યાં નાનું બંદર હતું. આ બેટની દક્ષિણના ભાગમા પ્રભાવતી દેવીનું મંદિર હતું તેથી એ લતો આજે પ્રભાવતી નામે ઓળખાય છે. આ બેટની જમીન બીજા બેટોના કરતાં વધારે ફળદ્રુપ હોઈ ને ત્યાં ઘણી વાડીઓ છે

મઝગાંવની પૂર્વમાં એક નાનો બેટ (સાતમો) શિવનો છે, ત્યાં આ ટાપુઓની 'સીમ' (સીમા) પૂરી થાય છે અને ત્યાંથી છીછરી ખાડી ઓળંગીને હિંદ દેશની (થાણા પાસેની) જમીન પર પગ મૂકાય છે. સીમ પરથી સિંવ નામ પડ્યું હોય શિવનું નાનું મંદિર હતું તે સ્થળ તો શિવડીનું હશે.

આવી રીતે આ સાત ટાપુઓ એકમેકની સાથે જોડાઈ ગયા અને જ્યાં ખાડીનાં પાણી હતાં તેવા મહાલક્ષ્મીનું ઘોડદોડ અને પરેલ (પરળ) સ્થળો આજે પણ નીચાણમાં વસ્યાં છે. આવી રીતે લગભગ

નિર્જન, રોગગ્રસ્ત અને બિહામણા ટાપુઓમાંથી "મુંબઈ અલબેલી" ઊભું થયું છે.

## મુંબઈ અલબેલી

આ લેખ લખવામાં મુંબઈનો ઇતિહાસ આપવાનો આશય નથી. બ્રિટિશરોએ આ બેટને ખીલવ્યો છે.

તાપી નદીનું મુખ પૂરાતું ગયું અને મુંબઈ વધતું ગયું ત્યાં વેપારીઓ આવ્યા એટલે અનેક દુકાનદારો પણ આવ્યા. ગોદીઓમાં અનેક જાતનું સમારકામ કરાવવું પડતું હતું અને મોટાં વહાણો બંધાતાં હતાં તેથી ઘણા હિંદુ અને પારસી કારીગરો ત્યાં આવીને વસ્યા. વેપારીઓ પણ મોટે ભાગે પારસીઓ અને ગુજરાતી હિંદુઓ હતા. અંગ્રેજોની ઑફિસો તથા ગો–ડાઉન (ગોદામ) કિલ્લામાં હતાં. ત્યાં બ્રિટિશ તેમ જ હિંદી સૈનિકો હતા. નાના મોટા અમલદારો રહેતા અને ગવર્નર પણ રહેતો હતો.

કહેવાય છે કે ૧૭મી સદીની અધવચમાં ત્યા આશરે ૬૦,૦૦૦ની વસ્તી થઈ ગઈ હતી. હિંદી દુકાનો અને હિંદી વસ્તી કોટ બહાર રહેતી હતી. આ વિભાગમાં સાંકડા, વાંકાચૂંકા રસ્તાઓ હતા.

વસ્તી ઘણી જ ઘીચ વસી હતી. ત્યાં ધોળે દહાડે લૂંટ થતી અને દર રાત્રે ચોરીઓ થતી. કોઈ વખત તો ભરબજારમાં ખૂન થતાં! પોલીસ હતા નહિ. અનીતિનાં ધામો વધી ગયા હતા તાવ, ઝાડા (અતિસાર) મરડો, પીવાનાં પાણી ગંદાં હોવાને લીધે, અનેક જાતના કૃમીના અને ચામડીના રોગો, વિસ્ફોટક (સિફિલિસ) વગેરે રોગોથી લોકો પીડાતા અને મરી જતા હતા.

કહે છે કે ૧૬૭૭માં ૬૦,૦૦૦માંથી ૧૬૦૦૦ની વસ્તી થઈ ગઈ હતી! માખી ને મચ્છર રોગો ફેલાવતા હતા. કિલ્લાની બહાર જે ખાઈ હોય છે તેમાં ભરાઈ ગયેલા વાસી ગંધાતાં પાણીમાંથી દુર્ગંધ

આવતી અને મચ્છરો પાકતા. પછીથી સ્વચ્છતાને માટે મ્યુનિસિપાલિટી સ્થાપવી પડી અને પોલીસોની વ્યવસ્થા થઈ. અને મુંબઈ શહેરમાં સ્વચ્છતા તથા પ્રજારક્ષણની સારી વ્યવસ્થા વધતી ગઈ.

## ૬૫ વર્ષ પહેલાંની તસ્વીર

૬૦–૬૫ વર્ષ પહેલાં જ્યારે હું હાઈસ્કૂલમાં અને પછી કૉલેજમાં ભણતો હતો ત્યારે અમે ભૂલેશ્વરના સારા ગણાતા માળામાં રહેતા હતા. આગળના મોટા ઓરડામાં ઉજાસ ઠીક આવતો, બીજે અંધકાર રહેતો. જાજરૂનો ગંદવાડ તો કલ્પી શકાય નહીં તેવો હતો નાક ફાડી નાખે એવી ગંધ મારતી, અને ઝીલીયાં (વંદા)નાં લશ્કર જાજરૂમાં ધમાચકડી કરતાં. પક્ષીઓના માળા ચોખ્ખા હોય છે પણ અમારા મનુષ્યના માળા નરક જેવા હતા.

હું જ્યારે મારા દોસ્તોની સાથે કૉલેજની સામેના એક મકાન (બાબાજીની 'ચાલ')માં રહેવા ગયો ત્યારે તે ચાલનું વર્ણન કરતાં મને શરમ આવે છે. અમારા વડીલો અને કૉલેજના સંચાલકોની કલ્પી ન શકાય તેવી બેદરકારી હતી

અમારી ચાલની નીચલા મજલાની દસેક ઓરડીઓમા રહેતી ૧૦–૨૦ ટોકણી વેશ્યાઓ રંગરોગાનના લપેડા લગાવીને ફૂટપાથ પર બેસતી. આ વેશ્યાઓ ઘરાક દીઠ ચાર આના કમાતી. તેની ઉપરના મજલા પર કાંઈક વધારે ચોખ્ખી વેશ્યાઓ રહેતી અને ત્રીજા મજલા પર અમે અઢારેક વિદ્યાર્થીઓ રહેતા હતા. ઓરડીનુ ભાડું માસિક રૂ ૩–૮–૦ હતું અને દરેક ઓરડીમા અમે બે મિત્રો રહેતા. અમારૂં જમવાનું ખર્ચ રૂપિયા ૮–૮–૦ આવતું એટલે દરેકને ખર્ચ રૂ. ૧૦] જેટલો પડતો.

મોટા રસ્તા પર ટ્રામ ચાલતી. શેઠીઆઓની ગાડીઓ વર્ષો સુધી ખેંચીને નિર્બળ થઈ ગયા હોય તેવા ઘોડા ટ્રામને ખેંચતા. ગરીબ માણુસો એક ઝોંગી રેંકડીમાં બેસતા. ગાડીને હાંકનારો બળદની પૂંછડી

આમળીને 'ખી' જેવો અવાજ ગળાના અંદરના ભાગમાંથી કાઢતો તેથી તે વાહન 'ખી' કહેવાતું. વધારે પૈસાદાર માણસો એક કે બે ઘોડાની પાલખીગાડી કે બ્રોહામ કે વિક્ટોરિયા કે ફેટનની ગાડીઓ વાપરતા. કોઈ લહેરી લાલા એક ઘોડાની ડોગકાર્ટને પોતે ચલાવતા.

પ્રાર્થનાસમાજ કે આર્યસમાજનાં મંદિરોના હૉલમાં કે ઉપર કહ્યું છે તે પ્રમાણે નેટિવ જનરલ લાયબ્રેરીના હૉલમાં જાહેર પ્રવચનો તથા ભાષણો-ધર્મ, સમાજસુધારો કે રાજકીય વિષયો પર-સાંભળવાનો અમને લાભ મળતો.

## વર્તમાન મુંબઈ

આજના મુંબઈ શહેરનું વર્ણન કરવા માટે તો એક પુસ્તક લખવું પડે જો મુંબઈ શહેર અલબેલી, (ઑલવેલ) હોય તો તે ધનવાન માણસોને માટે હશે સાત ટાપુઓ પર ૨૯ લાખ, અને વાંદ્રા માહિમની ઉત્તરે વસેલાં બૃહદ્ મુંબઈમાં બીજાં સાત લાખ, એટલે એકંદરે ૩૬ લાખ માણસો ૧૯૫૭માં રહેતા હતા આ અલબેલા શહેરનાં ઘરબાર વિનાના સાત લાખ માણસો આખો દિવસ વાપરેલા ફૂટપાથ પર સૂવે છે!

યુરોપથી આવેલી એક બાઈને યુરોપના યુદ્ધના અનુભવો થયેલા તેને પહેલો વિચાર તો એ આવ્યો કે મુંબઈમાં રાત્રે ગોળીબાર થયો હશે અને રસ્તામાં બધાં મુડદાં પડયાં છે એક ઓરડીમાં બે-ત્રણ કુટુંબો રહેતાં હોય તેવી ઘીચ વસ્તી છે,

આજે મહેમાનને રોટલો આપવો સહેલો છે પણ ઓટલો તો છે જ નહીં ઓરડાઓ, માળા, (ફ્લૅટ) જોઈતા હોય તો અનેક આકાર અને પ્રકારની પાઘડીઓ આપવી પડે છે તેની કિંમત બે-હજાર પણ હોય અને વીસ હજાર પણ હોય જેવી રીતે દારૂબંધીએ કાયદાનો ભંગ અને તિરસ્કાર કરતાનું શીખવ્યું છે તેવી જ રીતે પાઘડીઓ (ગુજરાતી, દક્ષિણી, પારસી, ભાટીઆશાઈ કે કપોળશાઈ કે ઘોળી ટોપીશાઈ) લેવાય છે

એક તરફથી નોકરી મેળવવાની મુશ્કેલી છે તો બીજી તરફથી દુઃખદાયક બેકારી છે.

મિલમજૂરોના પગારમાં વધારો થતો હશે તો મોંઘવારી તેમનું નાક પકડીને ગુંગળાવી નાખે છે. આખા દેશભરમાંથી ખિસ્સાં કાપનારા, શાખેલ ચોરો, ધુતારા, જોષ જોનારા અને બદમાશો અલબેલી મુંબઈમાં ઊતરી પડે છે.

ભંગીઓ અને મહેતરોની સંખ્યા મોટી છે કુટુંબના પાલનનો ખર્ચ તેમને પોસાતો નથી. જ્યારે આ કાર્યકરો હડતાળ પર જાય છે (મને તેનો ઠીક અનુભવ છે) ત્યારે થોડે થોડે અંતરે ખોખાં, સડેલો રસોડાનો કચરો, હજારો બાગોના કચરા, કાગળો વગેરેના ડુંગરો ખડકાય છે અને તેની દુર્ગંધ સાતમે માળે પણ અસહ્ય બની જાય છે. જો હડતાળ પંદર દિવસ લંબાય તો મુંબઈમાં રોગો ફાટી નીકળે, અને હિજરત કરવી પડે.

મુંબઈનાં હવાપાણી એવા છે કે તેને લીધે લોકોની ભૂખ ક્ષીણ થઈ જાય છે. અનેક બુદ્ધિવાન વ્યક્તિઓના સમાગમમાં આવવાને કારણે વખતે જુવાનોની બુદ્ધિ વધારે તેજ અને તીક્ષ્ણ બનતી હશે. પોતાનું કિસ્મત અજમાવવા માટે આખા દેશભરમાંથી બંગાળીઓ, પંજાબીઓ, પૂરબૈયા, મદ્રાસીઓ અહીં આવે છે ગુજરાતીઓ અને મહારાષ્ટ્રીઓ તો હોય જ. અનુમાન કરી શકાય કે અહીં અડધો લાખ આરબો હશે. એક લાખ હરિજનો હશે. ગુજરાત, મારવાડ અને દક્ષિણ હિંદમાંથી ત્રણચાર લાખ મજૂરો, હેલકરીઓ અને નોકરો આવજા કરતા હશે.

મુંબઈમાં હજારો મોટાં ઊંચાં મકાનો છે અને લાખો લોકો ઝૂંપડપટ્ટીઓમાં (Slums) રહે છે. આ શહેરમાં ગરીબોને, અનાથોને, બેકારોને, રોગીઓને તથા દુઃખીઓને મદદ કરનારી અનેક સંસ્થાઓ છે.

શહેરમાં ધંધા-કામ વિનાના ધનવાનોની સંખ્યા ઠીક મોટી છે. તેથી મુંબઈ અલબેલીમાં સ્વદેશી તથા પરદેશી કલાકારો તથા કારીગરોને ઠીક સારું ઉત્તેજન મળે છે અને આવી રીતે ચિત્રકારો, શિલ્પીઓ, સંગીતકારો, વાદ્ય બજાવનારાઓ, નાટ્યકલાકારો, નૃત્યકલાકારો, લોક-કથાકારો, કીર્તનકારો, સ્થાપત્યકારો અને લેખકો, કામેવ કારીગરો, મદારીઓ, ઉદ્યોગપતિઓ તથા દુકાનદારો સૌ અહીં જમા થાય છે.

મુંબઈમાં મોટુ સટ્ટાબજાર છે અને તેના પર હજારો સટ્ટાખોરો, જુગારીઓ અને જોષીઓ જીવે છે સટોડિયા અને જુગારીઓ વખતે તેનાથી મરતા પણ હશે

આવી રંગી, બેરંગી મુંબઈ અલબેલી છે

"સારું સારું રે સુરત શહેર, મુંબઈ અલબેલી!"

# અગડના ખેલો અને સાઠમારી

ગાયકવાડ સરકારના વડોદરા શહેરની અંદર ત્રણચાર પ્રસંગો એવા આવતા કે જ્યારે શહેરના તથા ગામગામડાંઓના, અને વખતે છેક અમદાવાદથી પણ લોકો વડોદરા આવીને એ પ્રસંગોમાં મહાલતા, રમૂજ પામતા અને આનંદ આનંદ ભોગવતા

વડોદરામાં મહારાજાની ચાર સવારીઓ નીકળતી. દશેરાની, મહોરમના તાબુતાની, ગણપતિની અને અષાઢી અગિયારસની. આ છેલ્લી સવારી વિશે લોકમાન્યતા એવી છે કે રાજાના દર્શન આ દિવસે કરવાથી પુણ્ય મળે છે. હજારો લોકો એકઠા થાય, ઠેરઠેર મેકડા દુકાનદારો રમકડાં વેચે, ખાવાના પદાર્થો વેચાય, ગામગામડેથી પ્રજાજનો સારાં સફેદ કપડાં અને રંગબેરંગી ફેંટા પહેરીને પાવા અને બંસરી વગાડતા વગાડતા આવતા હોય, ગ્રામ સ્ત્રીઓ ઊંચા ખુલ્લા સ્વરે ગાતી ગાતી ઝડપથી કૂચકદમ કરતી હોય. એ ઉલ્લાસભર્યું દશ્ય કદી ભૂલી શકાય એવું નથી.

સૌથી મોટી સવારી દશેરાની. મહારાજાના એક-બે હજાર સૈનિકો નવા યુનિફોર્મમાં, નવા ગણવેશમાં, પાયદળ, ઘોડેસવાર અને તોપખાનું, ખરી તોપો અને રૂપાની ગાડીમાં સોનાથી મઢેલી, અને પિત્તળનાં પૈડાવાળી ગાડીમાં નક્કર રૂપાની તોપો, અને મહારાજાના મરાઠા સૈનિકો–દામાજીરાવ અને પિલાજીરાવના સૈનિકોના વંશજો એ સફેદ

કપડાંમાં સજ્જ થયેલા, માથે મરાઠી પાઘડી, અને પછી મહારાજાના અંગત અમલદારો, અને ઘોડા પર બેઠેલા માનકરીઓ અને જ્યાં મશાલવાળા નોકરો સાથે અને છેવટે હાથીઓ પર મોટા અમલદારો, દીવાન અને અંતે ખુદ મહારાજા, ખૂબ શણગારેલા હાથી પર સોનાની અંબાડીમાં, હાથી મોટો પહાડ જેવો, આસપાસ ચમરો ફરતાં હોય આ બધું જોઈને લોકો ધન્ય ધન્ય થઈ જતા.

જ્યારે રાજમહેલમાં ગણપતિ સ્થાપ્યા હોય ત્યારે પણ ત્યાંના ઝગકતા વીજળીના દીવાઓ, મોટા ગણપતિની આસપાસ સેંકડો જાતનાં વિચિત્ર રમકડાં ગોઠવ્યાં હોય, તોરણો બાંધ્યાં હોય તે જોવાને હજારો લોકો આવતા. આ બધા રાજસ્થાની ઠાઠ હવેની પ્રજા નહીં જુએ.

આ ઉપરાંત વર્ષમાં એક વાર અને જો કોઈ નામાંકિત રાજવંશી મહેમાન આવ્યા હોય તો ફરીથી અડગના ખેલ યોજવામાં આવતા હતા. એ ખેલોમાં મુખ્ય આકર્ષણ તો સાઠમારીનું હતું. બે પ્રાણીઓને છંછેડીને એટલે પાછળથી ઘોંચપરોણા કરીને, અથવા ચામડાના પટ્ટાથી મારીને (લાકડી પર જડી લીધેલી પહોળી ચામડાની પટ્ટીને 'સાત' કહે છે તે) 'સાત' મારીને લડાવવાં તે 'સાઠમારી' કહેવાય છે. એક મિત્ર એવું સૂચવે છે કે મૂળ શબ્દ સાંઢ પણ હોય અને તે લડે તે સાંઢમારી કહેવાય છે.

છેક ૧૯૮૬માં અમે વડોદરાના માંડવીથી ચાંપાનેર દરવાજાના રાજમાર્ગ પર આવેલા ઘરમાં રહેતા હતા. એ મોટા રસ્તા પર જ્યારે બે માતેલા સાંઢ એમનો વિચિત્ર ખોખરો અવાજ કરીને ટક્કર લેતા ત્યારે વટેમાર્ગુઓની મગદૂર નહીં કે તે રસ્તેથી પસાર થાય. સહેજે પચાસ બસો માણસો આ સાઠમારી જોવાને એકઠા થઈ જતા અને જ્યારે બે પોળના છોકરાઓ પોતાના માનીતા અને પાળેલા ડાઘિયા તરાઓને લડાવતા ત્યારે પણ સારી ઠઠ જામતી.

વારસીઆના ગોદાનને છેડે લશ્કરી હોસ્પિટાલમાં અમે રહેતાં હતાં

ત્યાં અમે તીતરને લડાવતાં જોયાં હતાં. એના માલિકો કંઈ કંઈ અવાજો કરીને તેમને ઉત્તેજિત કરતા. અને મરઘા કુકડાઓની લડત પણ જાણીતી છે. આ અગડની સાઠમારી ઘણા મોટા પાયા પર યોજવામાં આવતી.

મેં નાનપણમાં ઘણી સાઠમારીઓ જોઈ હશે. મોટપણમાં ઘણી ઓછી, એટલે તેની વિગતો બહુ સાંભરતી નથી પણ જે સાંભરે છે તે અહીં લખી કાઢું છું–કોઈ માણસે આ બાબતમાં લખ્યું છે કે નહીં તે મને ખબર નથી–મેં પોતે એક વખત લેખ માટે સારી નોંધ તૈયાર કરેલી, પણ પછી લેખ લખાયો કે નહીં તે લક્ષમાં નથી.

વડોદરા શહેરના (પૂર્વ) 'પાણી' દરવાજાની પાસે 'અગડ' એ મોટું મેદાન છે, તેની ચારે બાજુએ કિલ્લાના જેવો સંગીન કોટ બાંધ્યો છે.

આજે ક્રિકેટ, ફૂટબોલ, હોકી રમતગમતો, કવાયત વગેરે જોવા માટે ગોળાકાર કે લંબગોળ સ્ટેડિયમ, કે એમ્ફી થિયેટર બાંધવામાં આવે છે તેવું આ અગડ નથી પણ લગભગ ચોરસ કે લંબચોરસ છે.

વળી આમાં સ્ટેડિયમમાં પ્રેક્ષકોને બેસવા માટે આગળની લાઈનથી બીજી લાઈનો ઊંચી હોય એ પ્રમાણે સૌથી જોઈ શકાય એવી સગવડ હોય છે તે પણ અડગમાં નથી. કોટ પહોળો છે. તેના પર ઘણું હારમાં બેસી શકાય, પણ સામાન્ય રીતે તો લોકો જેમ ફાવે તેમ મીરદી કરીને બેસે છે.

આ અગડના નૈઋત્ય (દક્ષિણ–પશ્ચિમ) ખૂણામાં એક મોટી હવેલી છે. તેના બીજા માળ પર મહારાજા અને ઉચ્ચ અમલદારો અને આમંત્રિત સ્ત્રી–પુરુષો બેસે અને તેની ઉપરના માળ પર બીજા અમલદારો, સરદારો, શાહુકારો વગેરે બેસે. વર્ષો સુધી કોટ પર બેસવાની સૌ કોઈને છૂટ હતી. પાછળથી કોન્ટ્રેક્ટરોએ વધારે સગવડ કરી આપી ને જૂજ ફી લેવા માંડી, તે છતાં કેટલોક ભાગ તો ગરીબોને માટે મફત રાખવામાં આવતો.

પણ આ મેદાન એ ખુલ્લું મેદાન નથી. હવેલીની સામેના ભાગમાં એક બહુ પહોળો અને ઊંચો ચોતરો છે, અને તેની વચ્ચે પીપળાનું ઝાડ. તેની દક્ષિણના ભાગમાં પણ બીજા બે ચોતરા છે, પણ તે બેસવા માટે નહિ એ ત્રણે ચોતરાની અંદર માણસથી પેસી શકાય એવા બાકોરાં હોય છે અને હાથીની સાઠમારી વખતે આવતો તેમાં પેસી જાય છે.

અગડના ખેલ કસરતી માણસો શરૂ કરે છે. કેટલાક માણસોએ કમાન નાખી હોય તેમના પેટ પર એકેક માણસ ઊભા રહે. તેમના ખભા ઉપર બીજી હાર ચઢે તેના પર ત્રીજી ચઢે, આસપાસ કોઇને હાથથી કે કોઈ ને પગથી પકડેલા માણસો બાજુમાં કમાન વળેલા હોય અને છેવટે સૌની ઉપર એક છોકરો ચઢી જાય. એવી અનેક જાતની જુદી જુદી આકૃતિઓ આ માણસો કરે. અંગ્રેજીમાં એને એક્રોબેટિક્સ કહે છે. આ ચાલતું હોય એટલામાં પ્રેક્ષકવર્ગ બરાબર ગોઠવાઈ જાય છે.

પછી થાય છે પોપટના ખેલ. તે અનેક જાતના હોય છે. પોપટોને શીખવ્યું હોય તે પ્રમાણે તે પોતાનો ભાગ સારી રીતે ભજવે છે. એક જ ખેલનું વર્ણન કરું છું :—એક પોપટ (અમલદાર) ચીસ પાડીને હુકમ આપે એટલે બે-ત્રણ પોપટો એક નાની તોપ ખેંચી લાવે આ બધું મોટા ટેબલ પર ગોઠવ્યું હોય છે. બીજો હુકમ મળતાં એક પોપટ તોપના મોંમાં કુચો નાખીને તોપનું મ્હોં સાફ કરે. ત્રીજો હુકમ મળે એટલે એક પોપટ આવીને તોપમાં કારતુસ ભરીને તેને બરાબર ઠાંસી દે. ચોથો હુકમ મળે એટલે બધા પોપટો તોપની પાછળ ચાલ્યા જાય. કપ્તાન પોતે એક જામગરી સળગાવીને તોપના કાણામાં મૂકે, અને મૂકતાંની સાથે તોપ ફૂટે. પોપટો ચિચિયારી પાડે, અને ખેલ ખતમ થાય.

પછી કુકડાઓ અને બીજાં પક્ષીઓ જમીન પર ચાંચપગથી લડે. આવી હરીફાઈમાં હારેલો પક્ષ નાસી જાય તો બીજો તેની પાછળ

બહુ દોડે નહિ. પછી ચાર પાંચ જબરાં ઘેટાં, બીજા ઘેટાંઓની જોડે ટક્કર લે. ત્રણ ચાર પગલાં પાછાં હઠે અને બન્ને ધસીને ટક્કર ઝીલે, એમાં પણ હારેલાં ઘેટાં નાસી જવાનાં. તેમના માલિકો તેમને સંભાળી લે. પછી પાડાઓની લડત જામે. પાડા વધારે જોરથી લડે છે. સારો ખોરાક, સારી માલીસ, અને માવજતથી આ પાડાઓની ચામડી કાળી હોવા છતાં પણ તેને આંગળી લગાડીએ તો લોહી વહેશે એવી લાલઘુમ બનેલી હોય છે. આળસુ માણસોને જાડા પાડા કહે છે તે તો નમાલા હોય છે. પાડાની ટક્કર જરા બીક લાગે તેવી હોય છે.

એક ટક્કરમાં મેં જોયું હતું કે એક પાડાનું માથું ફાટી ગયું અને તે તત્કાળ લોહીના કોગળા ઓકીને મરી ગયો. કોઈ કોઈ વખત પાડાઓ શિંગડાં ભેરવે છે. મેં શિંગડું કડાક લઈને ભાગતા જોયું છે, પણ એક પાડો બીજાના પેટમાં શીંગડાં ઘાલે એવું તેના રક્ષકો કદી થવા દેતા નથી.

સાઠમારીમાં હરીફાઈ છે પણ સાથે સાથે ખેલદિલી પણ હોય છે. એમાં કોઈ લોહીલુહાણ થતું નથી. અકસ્માત થાય તે વાત જુદી. પછી ગેંડાને લાવે છે. બે ત્રણ જોડીઓ એકી સાથે ટક્કર લે છે. આ ગેંડાઓને જ્યાં રાખવામાં આવતા હતા તે તરફના (એટલે ગેંડાગેટ જવાના) દરવાજાને " ગેંડી દરવાજો " કહે છે.

પછી વડોદરાના મશહૂર મલ્લો અને નામના મેળવવા માટે પર-પ્રાંતથી (રાજપૂતાના, પંજાબ, મદ્રાસ) આવેલા મલ્લોની કુસ્તીઓ જામે છે. ઘણી જોડ હોય તો એક સામટી જોડીઓ લડે છે, પણ મશહૂર કુસ્તીબાજો હોય તો એક જ કુસ્તી તરફ સૌ જોઈ રહે છે.

આ બધું થઈ રહ્યા પછી અગડના બે દ્વાર છે તે બંધ કરી દેવામાં આવે છે. થોડા કાબેલ અનુભવી માવતો અગડમાં પોતપોતાને સ્થાને ઊભા રહે છે. બીજા કોઈથી અગડમાં કે ચોતરા પર રહેવાતું નથી. એટલામાં એક પાણીદાર ચપળ ચાલાક ઘોડા પર બેસીને એક

જુવાન માણસ આવીને, એ કેટલી ચપળતાથી વાંકોચૂંકો દોડાવી શકે છે, એ એડી મારતો ફરી તે જાણાય નહીં, ચાબૂક અડાડે નહીં, પણ ઘોડો સાપની જેમ વળાંકો લે, આવી રીતે તેની બરાબર પરીક્ષા લીધા પછી એક દરવાજાના તોતીંગ આગળ ખસેડી નાખવામાં આવે છે અને થોડી જ વારમાં કાળા પહાડ જેવો એક હાથી અગડમાં દાખલ થાય છે. અનેક માવતો તેને હવેલીની સામેના ભાગમાં દોરે છે. અમુક શબ્દો વાપરીને, કે લાડના શબ્દો વાપરીને કે ભેંસો જ રહે તો પરોણા ઘોંચીને ઠરાવેલા સ્થાને લાવે છે. આગળા બંધ થઈ જાય છે.

ગુજરાતમાં સાધારણ હાથીઓ જોવામાં આવે છે તેના કરતાં આ હાથીઓ મદની મસ્તીમાં હોય તેવા જ હાથીઓ સાઠમારીઓમાં લાવે છે, અને હાથીહાથી વચ્ચેની સાઠમારીમાં તો તેમને દારૂ પણ પીવડાવવામાં આવે છે.

હાથી હજારો માણસોની મેદની જોઈને સ્થિર ઊભો રહે અથવા ચીડવાઈને આસપાસ ફરતો હોય તેટલામાં પેલો ઘોડેસવાર ચોતરાની પાછળથી નીકળીને છેક હાથીની પાસેથી પસાર થઈ જાય છે. ઘોડાનું અને ઘોડેસવારનું આયુષ્ય લગામ, એડી અને છ ઇંચની ચાબુકના હાથમાં હોય છે. એ હાથીની એટલી બધી પાસે જાય કે ક્ષણભર તો એમજ લાગે કે એ હાથીની સૂંઢમા આવી ગયો છે.

કુસ્તીઓ વખતે અને પશુઓની સાઠમારી વખતે કોઈ કોઈ જાણકારો શાબાશીના પોકારો કાઢે છે, પણ જ્યારે ઘોડેસવાર પકડાઈ જવાની અણી પર હોય છે ત્યારે તો હજારો લોકો ગભરામણની બૂમ મારે છે અને એક ક્ષણ પછી ખુશાલી પોકારે છે.

ઘોડેસવાર નોળિયાની કે સાપની જેમ એક બાજુએ ખસી જાય છે, એ કદી પવન વેગે નાસતો નથી. પાછળથી જઈને હાથીને ચાબુક મારે, સામેથી પસાર થાય, અને આવી રીતે લાંબા વખત સુધી તેને

ચીડવે છે. કોઈ વાર એ હાથીથી થોડા જ દૂર આગળ પોતાનો ઘોડો દોડાવે. હાથી ઘણીજ ઝડપથી દોડી શકે છે એ વાત ઘણા લોકો જાણતા નહીં હોય.

હાથી માણસ કરતાં પણ વધારે ઝડપથી દોડે છે, ઘોડાથી પણ વધારે ઝડપથી દોડે, પણ ઘોડો એકદમ જમણી કે ડાબી બાજુએ વળી જઈ ને ખસી જાય અને હાથી બિચારો આગળ ધસ્યા કરે છે. આ અતિભારે દોડતું શરીર સહેલાઈથી અટકાવી શકાતું નથી. આ ખેલનું ખાસ નામ છે પણ તે શબ્દ હું ભૂલી ગયો છું.

જેમ હજારો પ્રેક્ષકોની નજર આ ગાંડા હાથી અને અજબ ઘોડાની પીઠ અને ઘોડેસવારના શરીર તરફ ચોટેલી હોય છે તેના કરતાં વધારે કાળજીથી માવતો એ ત્રણે પર નજર રાખ્યા કરે છે. એમના હાથમાં લોખંડી કાંટાવાળા લાંબા ચિપિયા હોય છે. આ ચિપિયો પાછળથી સરકી જઈ ને હાથીના પગમાં માર્યો એટલે હાથી આગળ પગલું ભરી શકતો નથી.

જો કોઈ અકસ્માતથી (કદી) ઘોડો કે સવાર પડી જાય તો બીજા માવતોના હાથમાં મોટી ફૂલકરણીઓ હોય છે તે હાથીની સામે ફોડે એટલે હાથી પાછો હટે, અને પડેલા ઘોડા કે માણસને જોઈ શકે નહિ. આવી ચેતવણી તો રખાય છે પણ હજારમાં એક વખત એવું પણ બને કે ઘોડેસવાર કે ઘોડાને ઈજા થાય અથવા તેનું મરણ થવા પામે. મરણ થયેલું સાંભળ્યું નથી.

આ હાથી ને ઘોડેસવારને બહાર કાઢ્યાં પછી એક નવા મોટા જંગી હાથીને અખાડામાં દોરવી લાવવામાં આવે છે. ૮–૧૦ માવતો આજુબાજુ (દૂર) રહીને તેને દોરી લાવીને ઠેઠ દક્ષિણના ચોતરા તરફ લઈ જાય છે અને તેનું મોં દક્ષિણ તરફ જ રખાવે છે. એટલામાં બીજો એટલો જ મોટો, એટલો જ ભયાનક, એટલો જ મદમસ્ત હાથી આવે છે.

બન્નેના સૂમણામાંથી મદ ઝર્યા કરે છે બન્ને દારૂથી પણ ગાંડા બનેલા હોય છે. આ સ્થિતિમાં એ પોતાના હરરોજના માવતને પણ ગણકારતો નથી. બન્ને હાથી અડગમાં પેઠા એટલે આગળા બંધ થઈ જાય છે. પ્રેક્ષકોનાં હૃદય જાણે બંધ થતા હોય એવી બીક લાગે છે. બન્ને હાથી એકેકને જુએ એવી રીતે તેમને ફેરવવામાં આવે છે ૧૬ કે ૨૦ માવતોની ખરી કુશળતાની હવે કસોટી થાય છે. કંઈ ખરાબ અણધાર્યું પરિણામ ન આવે તે માટે તાત્કાલિક પગલાં લેવા માટે તેમને તૈયાર રહેવાનું હોય છે જેવી આ હાથીઓની આંખ મળે છે ત્યારે સૌ કોઈ અડધા ઊભા થઈ જાય છે.

સ્વભાવ પ્રમાણે કોઈ હાથી સામા હાથીની ટક્કર માટે ખડકની જેમ ઊભો રહે છે, કોઈ હાથી સામાને મહાત કરવા માટે ધસારો કરે છે. જો બન્નેને લડવાની ઇચ્છા ન હોય તો માવતો તેમને પજવીને લડાવે છે. આગગાડીના ડબ્બા અથડાય તેમ આ હાથીઓ લડત શરૂ કરે છે બહારના (પણ વહેરેલા) દાંત અને સૂંઢ એ એમનાં શસ્ત્રો છે દોડતી વખતે બન્નેની સૂંઢ ઊંચે હવામાં હોય છે. હાથી વિકરાળ લાગે છે પછી તો મલ્લોની માફક એ અનેક દાવપેચો અજમાવે છે. પણ ખરો પ્રશ્ન તો તેની આત્મશ્રદ્ધા અને અડગતાનો છે. શરીરના બળ કરતાં હાથીમાં પણ જે હાથી ડગ્યો તે હારે છે. વખતે તે નાસે છે વખતે બીજો હાથી તેને જખમ કરવાને તેની પાછળ દોડે છે. આવી વખતે માવતો એમના સાણસા અને ફૂલકરણીઓથી બન્ને હાથીને બચાવી લે છે. ક્વચિત એવું બન્યુ છે કે હાથી જાડા આગળાને તોડીને અગડાની બહાર નીકળી પડે છે, પછી જે થવાનું હોય તે થાય એ દૂર નાસી જાય, અથવા કોઈ અડફેટમાં આવે તેને આકાશમાં ઉછાળે, કોઈ કોઈ ઘોડા કે ગાડીને નુકસાન કરે, કોઈને છૂંદી મારે.

આ લેખ પૂરો કરતાં પહેલાં મને સાભરી આવે છે કે કેટલાક મલ્લો વજ્રમુષ્ઠીથી લડે છે. તેમાં કુસ્તી તો ખરી, પણ બન્ને મલ્લો

એમનાં બે ત્રણ આંગળાંની આસપાસ એક લોઢાના ગઠ્ઠાવાળી વીંટી પહેરે છે. આખી કુસ્તીનો નેમ સામા માણસને હાથનો મુક્કો નહીં પણ પેલા લોખંડી ગઠ્ઠાવાળો મુક્કો મારવાનો પ્રયાસ કરવાનો હોય છે. આ વજ્રમુષ્ટીથી મરણ ન થાય તેવા ઘણા સખત નિયમો અને પ્રતિબંધો હોય છે. આ લડત અકુદરતી છે આવા પ્રતિબંધોથી એ લોકો સારું લડી શકે જ નહીં અને આપણા જમાનામા આવી રમતગમતમાં માથું ફોડી નાખે તે આપણે સહન ન કરીએ

આવી સાઠમારીઓ વડોદરામા થતી મુંબઈ અમદાવાદથી લોકો તે જોવા આવતા. આવા અગડના ખેલો હતા ઉશ્કેરાટ થાય, આનંદ થાય, લોહી નીકળે નહીં, પણ એકંદરે આ ખેલો ઘાતકી છે.

# પ્રકૃતિની વિકૃતિ

**જ્યારે** આપણે અંધારી રાત્રે આકાશમાં ટમટમતા લાખો-અસંખ્ય તારા અને આકાશગંગા જોઈને સૃષ્ટિની અદ્દભુત લીલાનો વિચાર કરીએ છીએ ત્યારે આ કુદરત (ઈશ્વર)ની કરામતથી મુગ્ધ થઈ જવાય છે

તેવી જ રીતે આપણે જ્યારે આ પૃથ્વી પર સરજાયેલાં અસંખ્ય પ્રાણીઓનાં જુદાં જુદાં અંગો જેનાથી એ પ્રાણીઓ ખાય છે, પચાવે છે, શ્વાસ લે છે, પોતાના શરીરમાં એકઠા થતા કચરાનો ત્યાગ કરે છે, જુએ છે, સાંભળે છે અને તેવી જ બીજી અનેક ક્રિયાઓ કરે છે, અને અમુક પ્રકારની ક્રિયાઓ વડે પ્રજનન કરે છે—ત્યારે પણ કુદરતની કરામત જોઈજાણીને આશ્ચર્યચકિત થઈ જવાય છે

આ સૃષ્ટિ કે કુદરતનું સંચાલન અનેક નિયમોને અનુસરીને નિયમિત રીતે ચાલ્યા જ કરે છે એ વાત સાચી, પણ કરોડો મનુષ્યો એ હકીકત જાણતા નથી કે આકાશમાં પણ તારાઓ કે ગ્રહો ક્વચિત અફળાઈ પડે છે અને આપણે 'તારાઓને' ખરતા જોઈએ છીએ

એવી જ રીતે અનેક જાતનાં પ્રાણીઓના ઘડતરમાં કુદરતની ભૂલ થાય છે અને કોઈ કોઈ વાર બે માથાંનાં પશુઓ કે ચારને બદલે વધારે પગનાં પ્રાણીઓ જન્મે છે આવાં પ્રાણીઓને અંગ્રેજી ભાષામાં monster (રાક્ષસ) કહે છે. કોઈ છોકરું જન્મે છે તેનો ઉપયો

હોય, અને ક્વચિત્ છેક તાળવું પણ ફાટેલું હોય છે. કેટલાક છોકરાંઓ બન્ને હાથ અગર પગ વિનાનાં જન્મે છે. દરેક હાથે કે પગે પાંચ પાંચ આંગળીઓને બદલે છ આંગળીઓ હોય છે. આવી અનેક પ્રકારની વિચિત્રતા આપણા જોવામાં આવે છે. અર્થાત્ કુદરતના અદ્ભુત નિયમન તથા સંચાલનમાં કોઈ વાર ક્વચિત્ ભૂલ થઈ જાય છે.

આપણે એ હકીકત જાણીએ છીએ કે અમુક મનુષ્યો (સ્ત્રી કે પુરુષ) જન્મથી જ નપુંસક હોય છે અને કેટલીક વ્યક્તિઓની જનનેન્દ્રિયો ખીલી હોતી નથી. બીજાં કેટલાક મનુષ્યો એવાં હોય છે કે જે પુરુષ છે કે સ્ત્રી તેનો સ્પષ્ટ નિર્ણય કુદરતે કર્યો હોતો નથી અને જન્મે છોકરો, જન્મેલું બાળક મોટું થઈને છોકરી થઈ જાય છે; અગર જન્મે છોકરી, જન્મેલું બાળક વર્ષો પછી પુરુષ તરીકે વિકસે છે. આવા બનાવો અગર કિસ્સાઓને વિષે આ લેખ વિજ્ઞાનની દૃષ્ટિએ લખાયો છે.

હવે આપણે જાતીય વિકૃતિનાં દૃષ્ટાંતો જોઈએ એક અમેરિકન જુવાનિયાની આ સત્ય કથા ઘણી વિચિત્ર અને જાણવા જેવી છે. અમેરિકાના પશ્ચિમ સમુદ્રકાંઠાના જાણીતા પ્રાંત કેલિફોર્નિયાનો એ વતની હતો. એનુ નામ હતું એડવર્ડ પ્રાઈસ રિચર્ડ્સ એનુ વજન ૧૧૮ રતલ હતું, જે ૨૯ વર્ષના અમેરિકન જુવાન માટે જરા ઓછું કહેવાય. છાતીની પહોળાઈ ૩૦ ઈંચ હતી. એ પણ ઓછી કહેવાય થાપાની પહોળાઈ સરેરાશ જુવાનોના કરતાં જરા વધારે હતી દરેક જુવાનની જેમ એ દરરોજ મૂછ દાઢી મૂડતો હતો આ યુગના ઘણા અમેરિકનોની જેમ એના વાળ ખરવા લાગ્યા હતા, અને એને માથે ટાલકી પડવાની શરૂઆત થઈ હતી. એ પોતાના ધધામાં રોકાયેલો રહેતો હતો.

આશરે બે વર્ષ પરેલાં એણે પોતાના શરીરમાં, તેમ જ પોતાના માનસમાં સમજી ન શકાય તેવું પરિવર્તન થતું જોયું—અનેક સ્ત્રીઓ જરા મરકની દેખાય એ તેના જેવો એ બની ગયો. આવી મરદાની

સ્ત્રીઓનાં હાડકાં કાંઈક મોટાં હોય છે, થાપાનો ભાગ બીજી સ્ત્રીઓના કરતાં સાંકડા હોય છે અને તેની ચાલ પણ જરા મરદાની હોય છે તેના જેવા આ જુવાન રિચર્ડ્સ બની ગયો.

ટૂંકમાં, આ એડવર્ડ પ્રાઈસ રિચર્ડ્સ સ્ત્રી જેવો થઈ જતો હતો એની મૂંઝવણ આપણાથી સંપૂર્ણપણે સમજી શકાય તેવી નહોતી કોઈ પણ વ્યક્તિનું આવું પરિવર્તન થતું હશે તેનો એને ખ્યાલ સરખો નહોતો આવાં પરિવર્તનો વિશે સામાન્ય માણસો સાંભળે છે કે વાંચે છે તેના કરતાં વધારે થાય છે પણ લાજ તથા બીકના કારણે આવી હકીકતો છૂપી રાખવામાં આવે છે.

બીજા વિશ્વયુદ્ધમાં જ્યારે અમેરિકાએ ઝંપલાવ્યું ત્યારે યુદ્ધમાં મોકલવા લાયક પુરુષોની વૈદ્યકીય તપાસ કરવામાં આવી એ સૈનિક થવા માટે તદ્દન નાલાયક છે એવું સર્ટિફિકેટ લશ્કરી દાક્તરે એને આપ્યું આવી રીતે એ દાક્તરોની વિગતવાર તપાસમાંથી બચી ગયો. જો આમ ન થયું હોત તો એની વિચિત્ર અને કઢંગી સ્થિતિની જાહેરાત થઈ જાત

આ પ્રસંગ ઊભો થયો અને એના જાતીય અંગોમાં પરિવર્તનો થવા લાગ્યાં ત્યાર પહેલાં, રિચર્ડ્સ લોરેન વિલ્કોક્સ નામની એક યુવતીની સાથે પરણ્યો હતો. આ લગ્નના પ્રસંગે એના શરીર તથા મન પર જે ભારે અસરો થઈ તેના કારણે જ એના આખા શરીરમાં ઝડપી ફેરફારો થયા અને તેની જાતીય ઇન્દ્રિય સંકોચાઈ ને અદશ્ય થઈ ગઈ । આ પરિવર્તન થતું હતું ત્યારે રિચર્ડ્સને ઘણી જ મૂંઝવણ થતી હતી, અને લગભગ ગાંડા જેવો થઈ ગયો હતો. એના સારા નસીબે જે સ્ત્રી (લોરેઈન)ની જોડે એ પરણ્યો હતો તેણે એના તરફ અડગ સહાનુભૂતિ બતાવી અને એને મદદ કરવાનું સતત ચાલુ રાખ્યું.

દાક્તરી તપાસ વખતે એવી હકીકત જણાઈ આવી કે એ જ્યારે પાંચેક વર્ષનો છોકરો હતો ત્યારે એને સ્પાઈન મેનિનજાઈટીસ (કરોડરજ્જુની અંદરના તંતુનો રોગ) લાગુ પડયો હતો. દાક્તરોનું એવું

અનુમાન હવે છે કે વખતે એ માંદગીને લીધે શરીરમાં પુરુષ તથા સ્ત્રીનાં જે જાતીય તત્ત્વો (હોરમોન્સ) દરેક સ્ત્રી પુરુષમાં હોય છે તેનું પ્રમાણ એનામાંથી ઝડપી ગયું અને રિચર્ડસના શરીરના સ્ત્રી હોરમોન્સનું બળ વધી ગયું હશે, અને એના શરીરમાં પરિવર્તનની આછી શરૂઆત થવા લાગી હશે. પછી જ્યારે એને લોરેઈન સાથે પરણીને જે વિચિત્ર અને કડવા અનુભવો થયા હશે ત્યારથી એ પરિવર્તન વધારે ઝડપી બન્યું અને એનાં શારીરિક અંગો સ્ત્રીના જેવાં બનવા લાગ્યા.

ઉપર જણાવ્યું છે તે પ્રમાણે, લોરેઈન વિલ્કોક્સ ને રિચર્ડસ પરસ્પર પ્રેમમાં પડ્યાં હતાં અને જ્યારે લોરેઈનને સમજ પડી કે રિચર્ડસ પોતાને જાતીય સંતોષ આપી શકે એવો પુરુષ નથી ત્યારે તેનો માનસિક આઘાત ખરેખરો ભયંકર હતો. હવે એણે તોફાન કરવું કે ગાળો દેવી કે રડારોળ કરવી કે શું કરવું તેની સમજણ પડી નહીં. પણ છેવટે તેણે નિર્ણય કરી લીધો કે રિચર્ડસ એને છેતરી નથી પણ તેને ખરી સ્થિતિનું બરાબર ભાન જ નહોતું અને ઘણી ઘણી પીડા અને મસલતો તથા ચિંતન પછી લોરેઈને નક્કી કર્યું કે 'પડ્યું પાનું નિભાવી લેવું' એ જ સુખશાંતિનો ઉત્તમ માર્ગ છે એટલે એ બન્નેએ પતિ-પત્ની તરીકે જ રહેવાનું ચાલુ રાખ્યું.

આ હકીકત પ્રસિદ્ધ થઈ ને છપાઈ તેનાં બે વર્ષ પહેલાં એડવર્ડ પ્રાઈસ રિચર્ડસે લોસ-એન્જેલેસની કોર્ટના મેજિસ્ટ્રેટની પાસે લેખિત એકરાર કરીને પોતાનું નામ, પહેરવેશ, તથા પોતે સ્ત્રી છે તેવું જાહેર કરવાની પરવાનગી માગી આ કેસ રજૂ કરવા માટે તેણે અને લોરેઈને સારો વકીલ રોક્યો હતો.

રિચર્ડસની વૈદકીય પરીક્ષા અનેક દાક્તરોએ કર્યા પછી દાક્તરોનું સર્ટિફિકેટ પણ રજૂ કરેલું ન્યાયાધીશે આ બધી હકીકતો કાળજીપૂર્વક સાંભળ્યા પછી એવો ચુકાદો આપ્યો કે રિચર્ડસના શરીરમાં પરિવર્તન થયું છે તે પુરવાર થઈ ગયું છે; પણ આ પરિવર્તન કાયમી

છે એવી ખાતરી કૉરટને થતી નથી તેથી તેને બાર્બરાનું નામ ધારણ કરવાની કે સ્ત્રીનાં કપડાં પહેરવાની કે એનું સ્ટેટસ એટલે પુરુષને બદલે સ્ત્રી તરીકે નોંધાવવાની પરવાનગી આપી નહીં.

અમેરિકામાં કોઈ પણ પુરુષ સ્ત્રીનાં કપડાં પહેરીને જાહેરમાં ફરે તો તેને ગુનાહિત કૃત્ય ગણવામાં આવે છે અને તે માટે સજા ફટકારવામાં આવે છે. રિચર્ડસને હવે પુરુષનાં કપડાં પહેરવાં ગમતાં નહોતાં અને જો સ્ત્રીનાં કપડાં પહેરે તો પોલીસ એને પકડે તેવી બીક હતી. જ્યારે વસ્તી–ગણતરી (સેન્સસ) થાય ત્યારે એણે કઈ જાતિ લખાવવી એ બીજો પ્રશ્ન હતો. આખો કેસ ચાલ્યો તેમાં એની 'પત્ની' લોરેઈન તરફથી એને સંપૂર્ણ મદદ મળી હતી. આ હકીકત છપાઈ ત્યાં સુધી એ બન્ને પતિપત્ની તરીકે રહેતાં હતાં.

[ આ હકીકત 'એશિયાટિક ડાઇજેસ્ટ' નામના માસિકના ૧૯૪૨ના મે મહિનાના અંકમાં પ્રસિદ્ધ થઈ છે. ]

## સ્ત્રીના પુરુષ

હવે આપણે ઉપલા કેસની તદ્દન જુદા પ્રકારના પરિવર્તનની હકીકતો જોઈએ

સ્કૉટલૅન્ડના એક "બૅરન" મોટા જમીનદાર, લૉર્ડ ફોર્બ્સ–સેમ્પીલની બહેન ઍલિઝાબેથ જન્મથી "છોકરી" જન્મી હતી. યુવાવસ્થામાં પ્રવેશી ત્યારે તેનું કદ બેઠું અને કાઠિક ટૂંકું હતું—ભૂખરા (ગ્રે) રંગના વાળ હતા, અને જરા ભૂરાશ પડતી આંખો. છેક નાનપણથી જ એને કસરત તથા મેદાની રમતોનો શોખ હતો. એ ઘોડેસ્વારી કરતી, માછલાં પકડતી અને એને સારી નિશાનબાજીથી શિકાર કરવાનો શોખ હતો. એને છોકરીનાં કપડાં પહેરવાનો સખ્ત અણગમો હતો.

જન્મ વખતે એ છોકરી જેવી હતી પણ એનો વિકાસ છોકરા જેવો જ થયો. કદ જરા ઓછું હતું, હાથ મરદના જેવા હતા, પણ

પમ નાના નાજુક હતા. એને ખાતરી થઈ હતી કે એ સ્ત્રી નથી પણ પુરુષ છે. એની બધી વૃત્તિઓ લાગણીઓ પુરુષના જેવી હતી, પણ એણે લોકલાજના કારણે પુરુષ હોવાનું જાહેર કર્યું નહીં.

માધ્યમિક શિક્ષણ પૂરું કર્યા પછી એણે એબરડીન યુનિવર્સિટીમાં વૈદકીય અભ્યાસ કરીને ડૉક્ટરની પદવીઓ મેળવી અને એ શહેરમાં જ પ્રેક્ટિસ શરૂ કરી, અને તેની સાથે જ એણે પોતાનો પહેરવેશ તથા નામ બદલી નાખ્યાં. હવે એનું નામ ઈવૅન સૅમ્પીલ છે. આ બધો ફેરફાર કરવાનું મુખ્ય કારણ તો એ હતું કે એ એક યુવતી સાથે પ્રેમમાં પડ્યો હતો.

એને પુરુષ ઇન્દ્રિયને બહાર કાઢવા માટે ઑપરેશન કરાવવું પડ્યું નહોતું. પણ એણે પુરુષત્વ વધારવા માટેની હૉરમોનની દવા લીધેલી ખરી. હવે એ સંપૂર્ણપણે પુરુષ થઈ ગયો છે, અને જે હેવાલ મારી પાસે છે તે વખતે એ પોતાના લગ્નના ઉત્સાહમાં હતો. પોતાના મોટા ભાઈ લૉર્ડ સેમ્પીલને છોકરાં નથી એટલે સ્કૉટલૅન્ડના કાયદા પ્રમાણે એના ભાઈના અવસાન પછી એ લૉર્ડ બનશે અને બધી જમીનદારી તથા મહેલ (કૅસલ)નો માલિક બનશે. (મારી પાસે એની છબી છે.) વખતે એને કોર્ટમાં જઈને હુકમ તો મેળવવાનો રહેશે જ.

## ત્રીજો કિસ્સો

જ્યૉર્જ જોર્ગન્સન નામનો એક અમેરિકન જુવાન હતો. એનો બાપ ન્યૂયૉર્કમાં સુથારનો ધંધો કરતો હતો. જ્યૉર્જે માધ્યમિક શિક્ષણ પૂરું કર્યું તે અરસામાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને અમેરિકાએ તેમાં ઝંપલાવ્યું. જ્યૉર્જ પણ લશ્કરમાં જોડાયો અને બે વર્ષ પછી એ છૂટો થઈ ગયો. જ્યારે એ સૈન્યમાં સર્વ કોઈ સૈનિકની જેમ રોજ-બ-રોજનું કામ કરતો હતો ત્યારે એણે જોયું કે એની જાતીય ઇન્દ્રિયોમાં સમજાય નહીં એવા ફેરફાર થયા કરે છે.

યુદ્ધ પૂરું થયું હતું તેથી જ્યોર્જે ન્યૂયોર્કની એક મેડિકલ કોલેજમાં દાક્તરી અભ્યાસ શરૂ કર્યો અને એણે મનુષ્યની (સ્ત્રી પુરુષના) જાતીય ગ્રંથિઓ, અને હોરમોનનો ખાસ અભ્યાસ કર્યો.

એક પ્રસંગે એ કેલિફોર્નિયાની મુસાફરીએ ગયો હતો ત્યાં એક દાક્તરે એને માહિતી આપી કે ડેન્માર્કના પાટનગર કોપનહેગનમાં એક (રસી) "સીરમ" ઇન્સ્ટીટ્યૂટ છે અને તેનો ડોક્ટર હામ્બુર્જર આ વિષયનો કાબેલ નિષ્ણાત ગણાય છે. સારા નસીબે કેલિફોર્નિયામાં જ એને એક સન્નારી મળી જેણે એને ડેન્માર્ક લઈ જવાની તૈયારી બતાવી—જ્યોર્જ ત્યાં ગયો.

એને બે હજાર જેટલાં ઇન્જેકશનો હારમોનનાં આપ્યાં અને એના પર પાંચ છ નાનાં મોટાં ઓપરેશનો થયાં. ડેન્માર્કથી જ એણે પોતાના માબાપને જણાવી દીધું કે એની ચિકિત્સા સફળ નીવડી છે, અને કુદરતે ભૂલ કરીને એને પુરુષ ગણાવ્યો હતો પણ હવે એ સ્ત્રી બની ગયો છે અને પોતાનું નામ બદલીને ક્રિશ્ચિન રાખ્યું છે. વયે એ ૨૬–૨૮ વર્ષની છે અને ગોરી તથા દેખાવડી જણાય છે [ સ્ત્રી તરીકે અને પુરુષ તરીકેની એની છબી મારી પાસે છે. ]

આવા બનાવો ઘણા ઓછા જાણવામાં આવે છે. મારા પોતાના અનુભવોમા મે થોડી સ્ત્રીઓને તપાસી છે કે જેનામાં કોઈ ને કોઈ વિકૃતિ પકડાઈ આવી છે. કોઈને ગર્ભસ્થાન સમૂળગ હોય જ નહીં, અને એક બ્રાહ્મણની રૂપાળી ( ૧૬ વર્ષની ) છોકરીને યોનિની ઉપરનાં બીજા જાતીય અવયવો ( ગર્ભસ્થાન ) હતા જ નહીં. મેં તેને મુંબઈની હોસ્પિટલમાં તપાસ માટે મોકલેલી. અને મારી પરીક્ષા સાચી નીકળી હતી.

થોડા વખત પહેલાં એક સારા કુટુંબની સુંદર દેખાતી બ્રાહ્મણ સ્ત્રી અમને મળવા આવેલી. એ યુરોપમાં રહેતી હતી અને ત્યાં પોતાના પતિ સાથે રહીને સાથે સાથે નોકરી પણ કરતી હતી. ઠીક સારું ભણેલી, ચપરાક અને ચાલાક હતી. જે રીતે એ મારા મકાનના પગથિયાં ચઢી

તે જોઈને, તથા તેની વાતો અને વર્તનથી તરત મને વિચાર આવ્યો કે આ એક સામાન્ય સ્ત્રી નથી. પછી મે તેને વિશે માહિતી કાઢતાં એટલુ જાણવા મળ્યું કે એને કદી ઋતુસ્રાવ થયો નહોતો, અને છોકરાં તો થાય જ શી રીતે? એની વૃત્તિઓ પુરુષોના જેવી જ હતી આ સિવાય વિશેષ માહિતી મળી નહીં

ઉપર લખેલી બધી વિકૃતિઓને માટે એટલી મહત્ત્વની બાબત સમજી લેવાની જરૂર છે કે દરેક મનુષ્યમા મૂળભૂત અગો અને અવયવો લગભગ એક સરખા હોય છે પુરુષોમાં સ્ત્રીઓનાં જેવા અગો વિકાસ ન પામતાં નાના અને ખીલ્યા વિનાના (પુરુષોમા સ્તન અને તેની ડિટડીના જેવા) રહી જાય છે તેવી જ રીતે સ્ત્રીઓમાં પણ પુરુષોના જેવા અગો હોય છે કે જે વિકાસ ન પામતા અવિકસિત રહી જાય છે

સ્ત્રી તેમજ પુરુષ બન્નેનાં જાતીય અગોમાથી અતસ્રાવ ઉત્પન્ન થાય છે પુરુષોના અને સ્ત્રીઓના જનનાંગ વૃષણ અને અંડપિંડ (ઓવરી) એ બન્ને અંગોમા ગર્ભ રહેવા માટે જે પદાર્થ ઉત્પન્ન થાય છે તે ઉપરાત તેમાંથી અતસ્રાવ (હોરમોન) પણ પેદા થાય છે—પુરુષોના અતસ્રાવને એન્ડ્રોજન (androgen) અને સ્ત્રીઓના અતસ્રાવને એસ્ટ્રોજન (estrogen) કહે છે સ્ત્રીપુરુષોના શરીરના વિશેષ (સેકડરી) ચિહ્નો વિકસાવવા માટે આ અતસ્રાવ અત્યંત મહત્ત્વનો ભાગ ભજવે છે (પુરુષને મૂછ, દાઢીના વાળ વગેરે અને સ્ત્રીઓને સ્તન વગેરે માટે) જ્યારે કોઈ રોગ કે માનસિક આઘાતને લીધે અતસ્રાવમા વધઘટ થઈ જાય છે ત્યારે સ્ત્રી પુરુષોના અગોમાં ફેરફાર થઈ જાય છે

## એક વિદ્વાન નિષ્ણાતની નોંધ

ઉપર લખેલા કારણો વિશે મને પોતાને શકા ઉત્પન્ન થવાના કારણે મેં ગુજરાત કોલેજના બાયોલોજી એટલે જીવવિદ્યાના પ્રોફેસર

શ્રી ગિરીન્દ્ર પડયાને (ઓળખાણ વિના) પુછાવ્યું અને એમણે મને જે નોંધ લખી મોકલી છે તે અક્ષરશઃ અહીં રજૂ કરું છું :—

'આવા જણાવેલા કિસ્સાની બાબતમાં વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતાં જણાય છે કે તેમાં જાતિનું પરિવર્તન ખરી રીતે થતું નથી આના કારણમાં એમ જણાવી શકાય કે મનુષ્યમાં લિંગભેદ તો ગર્ભવિકાસના પ્રીજા તબક્કામાં એટલે સ્ત્રીના અંડકોષ (egg-cell) અને શુક્રકોષના (sperm-cell) મિલન વખતે જ નક્કી થઈ જાય છે'

અંડકોષના ફલનમાં જો બે એક્સ (x) લિંગસૂત્રો (2 x-sex-chromosomes) સાથે આવે તો ગર્ભનો વિકાસ સ્ત્રીમાં પરિણમે છે, અને x y લિંગસૂત્રો (x y sex-chromosomes) સાથે આવે તો ગર્ભનો વિકાસ પુરુષમાં પરિણમે છે જો કોઈ પણ કારણ સર ઉપર જણાવેલા લિંગસૂત્રની સંખ્યામાં ફેરફાર થાય તો શરીરની અંદર આવેલી જનનેન્દ્રિયોનું નિર્માણ થવામાં ફેરફાર થઈ શકે, અને ગર્ભમાં કદાચ બન્ને પ્રકારની અંદરની જનનેન્દ્રિયો એટલે કે વૃષણ (testis) અને અંડપિંડ (બીજાશય-ovary) એકી સાથે નિર્માણ થવા પામે છે બન્ને પ્રકારના જનનેન્દ્રિયો ધરાવતી આવી વ્યક્તિને દ્વિલિંગ (hermaphrodite) કહેવામાં આવે છે વળી આવી દ્વિલિંગી વ્યક્તિઓ કાર્યક્ષમ શુક્રકોષો અને અંડકોષોને ઉત્પન્ન કરી શકે છે. પણ આવા પ્રકારનું દ્વિલિંગીપણું મનુષ્યની બાબતમાં ભાગ્યે જોવા મળે છે

'શરૂઆતમાં વર્ણવેલા કિસ્સાઓમાં શરીરની અંદર આવેલી જનનેન્દ્રિયો (એટલે કે વૃષણ અથવા અંડપિંડ) અપૂર્ણ વિકાસ પામેલી છે, જ્યારે બન્ને પ્રકારની—સ્ત્રી અને પુરુષની બાહ્ય જનનેન્દ્રિયો (પુરુષમાં શિશ્ન અને વૃષણકોથળી અને સ્ત્રીમાં યોનિહોઠો અને યોનિમાર્ગ) બન્ને દેખાય છે; અને તે પણ સામાન્ય હોય તેના કરતા કદમાં નાની હોય છે વળી આવા દાખલાઓમાં તેમના દ્વિતીય જાતીય લક્ષણો

( સેકંડરી sexual characters)—જેવાં કે દાઢી, મૂછ, સ્તન, અવાજ વગેરે પણ વચલા વળતાં (ન તો પૂરેપૂરાં પુરુષનાં કે ન તો પૂરેપૂરાં સ્ત્રીનાં) હોય છે.'

'પહેલા કિસ્સામાં રિચર્ડસની શરૂઆતની જિંદગીમાં તેને અલ્પ-વિકસિત પુરુષની બાહ્ય જનનેન્દ્રિયો સ્પષ્ટ રીતે હતી એટલે તેની ગણના પુરુષમાં કરવામાં આવી કદાચ તેના અંડપિંડ (ovary) પણ અસલની જગ્યાએથી સ્થાનભ્રષ્ટ થઈ નીચે ઊતરી આવ્યા હોય તો તેઓ વૃષણ તરીકે ગણાવાનો સંભવ છે.'

આવી જાતનાં લક્ષણો હોવાનું કારણ તેને પાંચ વર્ષની વયે થયેલા સ્પાર્મિનલ મેનિનજાઈટીસને લીધે હોર્મોન્સના પ્રમાણમાં થયેલો ફેરફાર હતો. અમુક ઉંમર પછી તેનામાં જાતીય પરિવર્તન થતું જોવામાં આવ્યું એનું કારણ માત્ર એ છે કે તે વખતે તેના અંડપિંડમાંથી અને શરીરમાં આવેલી બીજી અંતસ્રાવી ગ્રંથિઓમાંથી (ductless glands) 'એસ્ટ્રોજન હોર્મોન્સ' (estrogen hormones)નો સ્રાવ વિશેષ પ્રમાણમાં થવાથી તેનામાં પુરુષનાં બાહ્ય જાતીય લક્ષણો ઢંકાઈ ગયાં અને સ્ત્રીનાં સર્વ જાતીય લક્ષણો વધારે સ્પષ્ટ થવા માંડયાં, જેથી તે પુરુષમાંથી સ્ત્રીના સ્વરૂપમાં ફેરવાતો હોય એમ જણાયું

'બીજો,–પ્રસિઆમેયનો સ્ત્રીમાંથી પુરુષમાં પરિવર્તન પામવાનો બનાવ પહેલાં કરતા વિરુદ્ધનો કિસ્સો છે; જ્યારે ત્રીજો કિસ્સો પહેલા જેવો જ છે, જેનાં કારણો પણ ઉપર જણાવ્યા પ્રમાણે છે'

'અંતમાં, ફરીથી સ્પષ્ટ કરવાની જરૂર છે કે મનુષ્યમાં એક વખત જાતિનું નિર્માણ થવા પછી તેને કોઈ પણ કાળે વિરુદ્ધ જાતિમાં ફેરવી શકાતી નથી, પણ રોગિષ્ઠ સ્થિતિમાં અથવા બીજાં કોઈ પણ જનીની કારણોને (genetic reasons) લીધે માત્ર તેની જાતિનાં બાહ્ય લક્ષણોમાં જે કાંઈ વિરુદ્ધપણું જણાતું હોય તો ફક્ત તેમાં જ (gonadotrophic hormones) સાવનું યોગ્ય પ્રમાણ જાળવ-

વાથી પરિવર્તન થઈ શકે છે. (વળી ઓમા (અને સસ્તનોમાં—mammals) ગર્ભાશયનો વિકાસ એવા વિશિષ્ટ પ્રકારનો છે કે, તેને લીધે પણ જાતીય પરિવર્તન અશક્ય બને છે.'

લેખના આરંભમાં જણાવ્યું છે તે પ્રમાણે, કુદરતની યોજના અને નિયમોમાં ક્વચિત્ કોઈવાર ભૂલ થઈ જાય છે તે હકીકત ઉપરની કિસ્સાઓમા પુરવાર થઈ ગઈ છે. ૪૦૦-૫૦૦ વર્ષ પહેલાં એક ફારસી કવિ ઉમ્મર ખય્યામે માટલાંની એક દુકાનમાં એક બેડોળ માટલાંને કહેતાં સાંભળેલું કે 'શું ઈશ્વરનો હાથ હાલી ગયો હશે!'

આ પ્રશ્નનો ઉત્તર હકારમાં છે.

## વનવાસી માટે શ્રમજીવી કૉલેજ

૯૪ વર્ષના બુઝર્ગ પ્રોફેસર ધોંડો કર્વેને પચાસેક વર્ષ પહેલાં વિચાર આવ્યો કે મહારાષ્ટ્રમાં ઘણી ઘણી વિધવાઓ તદ્દન નિરાધાર, અભણ અને ગરીબ બેકારીમાં જીવન ગાળે છે તેમને શિક્ષણ આપીને કમાણી કરતી, સ્વાશ્રયી તથા જીવનમાં રસ લેતી કરી શકાય ઓછામાં ઓછા ખર્ચે રહી શકાય તેટલા માટે પૂનાથી દસેક માઈલ દૂર હિંગણે બુદ્રુક નામનું ગામડું હતું ત્યાં એમણે ઝૂંપડામાં બે વિધવાઓને રાખીને તેમને શિક્ષણતાલીમ આપવાનુ શરૂ કર્યું.

આ નાનકડા પ્રયાસમાંથી જે સંસ્થા 'ઇન્ડિયન વિમેન્સ યુનિવર્સિટી,' ઠાકરસી હિંદ મહિલા વિદ્યાપીઠ કહેવાય છે તેનો જન્મ થયો, અને આ સંસ્થાની શાળાઓ મહારાષ્ટ્ર, ગુજરાત, મધ્યભારત વગેરે અનેક પ્રદેશોમાં ફેલાઈ રહી છે

કંઈક આવી જ રીતે યુનાઈટેડ સ્ટેટ્સના કેન્ટકી સ્ટેટમાં એક પછાત રહી ગયેલા, પહાડી, જંગલી પ્રદેશમાં થોડા નાના ખેડૂતોએ એક ઓરડાવાળી નાની શાળા બાંધી. આ લોકોએ એક બિનસંપ્રદાયી ખ્રિસ્તી ધર્મપ્રચારક (પાદરી)ને શાળાના શિક્ષક તરીકે રાખ્યા.

આ જમીનદારો અને પાદરી ગુલામગીરીની પ્રથાના સખત વિરોધી હતા, જો કે આસપાસની જમીનોમાં ગુલામોને રાખવામાં

આવતા હતા. અને ગુલામી નાબૂદ કરવી જોઈએ એવો પ્રચાર કરનારને (લાગ મળ્યે) ટીપી નાખતા.

પ્રો. ફર્વે તરફ પણ પૂનાના બ્રાહ્મણો તિરસ્કાર અને ઘૃણાની દૃષ્ટિથી જોતા. ૧૮૫૫ની સાલમાં આ એક ઓરડાવાળી અને એક શિક્ષકવાળી શાળા બેરિયા નામના ગામડામાં શરૂ થઈ. જે પહાડી પ્રદેશમાં માઈલોના માઈલો સુધી એક પણ શાળા નહોતી ત્યાં ગરીબ ખેડૂતોએ તેની સ્થાપના કરી.

થોડાં વર્ષો પછી ગુલામી નાબૂદ કરવાના પ્રશ્નને લીધે આખા દેશમાં આંતરવિગ્રહ (સિવિલ વૉર) લડાઈ થઈ. એ વર્ષોમાં લોકો પાસે નાણાં ખૂટી પડેલાં. લડાઈના કારણે ખેતી તરફ દુર્લક્ષ રહેતું હતું. જે છોકરાં ભણતાં હતાં તેમનાં ગરીબ માબાપ પાસે ફી આપવાનાં નાણાં હતાં નહીં તેથી તેઓ માખણ, ઈંડાં, અનાજ, ઘેર વણેલા ટુવાલ જેવી ચીજો આપીને છોકરાંને ભણાવતા.

ઠેઠ શરૂઆતથી જ છોકરાઓ તથા છોકરીઓને સાથે શિક્ષણ મળતું અને નીગ્રોને પણ છૂટથી રાખવામાં આવતા, પણ પાછળથી કેન્ટકી રાજ્યે કાયદો કર્યો કે ગોરા અને કાળાને સહશિક્ષણ આપવું નહીં, તેથી આ શાળાના વ્યવસ્થાપકોએ તરત જ નીગ્રોને માટે લિંકન ઇન્સ્ટીટ્યુટ નામની શાળા (અને કૉલેજ) પોતાના ખર્ચે કાઢી. માત્ર ૧૪ વર્ષની અંદર આ શાળાને કૉલેજ તરીકે સરકારે માન્ય કરી, જો કે છેક ૧૯૨૦ની સાલ સુધીમાં ત્યાંના વિદ્યાર્થીઓની ઘણી મોટી સંખ્યા પ્રાથમિક અને માધ્યમિક કેળવણી લેતી હતી.

આ સંસ્થાના પ્રમુખ ડૉ. ફ્રેસ્ટ હતા. તેમને એટલી બધી ધગશ હતી કે પોતે અને તેમના પત્ની પહાડોમાં દૂરદૂર આવેલાં ખૂણા-ખાંચરામાં સંતાઈ ગયેલાં ખેતરોમાં પહોંચીને ત્યાંનાં કુટુંબોને સમજાવીને છોકરાઓને શિક્ષણ આપવાનું મહત્ત્વ સમજાવતા કેટલાંક ખેતરોમાં જવા માટે તો ગાડાંના ખાડાખૈયા રસ્તા પણ નહોતા. કેટલેક ઠેકાણે નદીનાળાંના પથરાળ પટ પર ઘોડા ચલાવવા પડતા.

આ ડૉ ફેરાર ઘણો વિદ્વાન હતો અને ગ્રીકસાહિત્યનો નિષ્ણાત ગણાતો હતો, પણ પોતાની સંસ્થામાં તો પ્રાથમિક શિક્ષણ ઉત્તમ પ્રકારનું થાય, શિક્ષકોને માટે તાલીમ વર્ગો સ્થપાય અને છોકરાઓને વોકેશનલ એટલે ધંધાર્થી શિક્ષણ અપાય એવી જ બધી વ્યવસ્થા એમણે રાખી હતી

આ રીતે એક પછાત પ્રદેશમાં આ બેરિયા શાળાએ જ્ઞાન અને ધર્મનો પ્રકાશ ચારે બાજુએ ફેલાવી દીધો જેમ જેમ દેશમાં શિક્ષણ પ્રચાર વધતો ગયો, અને આસપાસ સેંકડો પ્રાથમિક અને અન્ય શાળાઓ સ્થપાતી ગઈ તેમ બેરિયામાં માત્ર કૉલેજ જ રહી છે, પણ છેક શરૂઆતમાં જે શાળા કાઢી હતી તે ચાલુ રાખવામાં આવી છે અને તેમાં ખેતીવાડીનું, દુકાન ચલાવવાનું અને બીજું ધંધાર્થી શિક્ષણ આપવામાં આવે છે

તે ઉપરાંત જે માણસોને કોઈ પણ પ્રકારની તાલીમ જોઈતી હોય, તે વીસ વર્ષની અંદરનો જુવાન હોય કે ૪૫–૫૦ વર્ષનો અભણ ખેડૂત હોય તો તેને માટે ટૂંકા અભ્યાસક્રમ યોજવામાં આવે છે શિક્ષણને માટે કોઈ પણ જિજ્ઞાસુને ના પાડીને નિરાશ કરવામાં આવતો નથી

એક દિવસ આ સ્કૂલમાં એક નવજુવાન ગામડિયો આવી પહોંચ્યો. એને બારાખડી પણ આવડતી નહોતી એણે કહ્યું કે મને બંદૂકથી શિકાર કરતાં આવડે છે, હું ગમે તે ઘોડા પર સવારી કરી શકું છું, હું ઘોડાને નાળ જડી શકું છું, તો પછી આ ચોપડી વાંચવાનું કેમ નહીં આવડે એને તપાસ્યો ત્યારે ખબર પડી કે એની બુદ્ધિ સારી હતી

૭ મહિનામાં એણે પાંચ ગ્રેડ (વર્ગો)નો અભ્યાસ પૂરો કર્યો એક દિવસ એણે શિક્ષકને છાપું બતાવ્યું તેમાં કેટલાક જુવાનોએ ખૂન કરેલું તેનો હેવાલ હતો એણે કહ્યું કે આ બધા મારા સંગાથીઓ મિત્રો છે, અને જો હું અહીં આવ્યો ન હોત તો આ કેસમાં જરૂર સંડોવાઈ ગયો હોત

આજે આ બેરિયા ( Berea ) કૉલેજમાં ૧૫૦૦ વિદ્યાર્થીઓ ત્યાંની હૉસ્ટેલોમાં રહીને અભ્યાસ કરે છે. અહીં રંગભેદ કે લિંગભેદ રાખવામાં આવતા નથી, પણ તાલીમ મેળવવા જેની ખાસ જિજ્ઞાસા અને ઇચ્છા હોય છે તેમને જ આ સંસ્થામાં દાખલ કરવામાં આવે છે પૈસાદાર કે વગદાર માબાપો ફાવી જતા નથી જે વિદ્યાર્થીઓ કેન્ટકી અને તેની પાસેના બીજાં પહાડી સ્ટેટોમાંથી આવે છે તેમને ખાસ પસંદગી મળે છે.

આ સંસ્થાને ફેડરલ, સ્ટેટ કે પ્રાંતીય સરકાર તરફથી એક પાઈ મળતી નથી. એની નાણાભીડ ભારે છે. એની પાસે જે ફંડ છે તેના પર ૪$\frac{1}{2}$ ટકાનું વ્યાજ મેળવી લે છે.

બીજી કૉલેજોમા જે અભ્યાસક્રમો શીખવવામા આવે છે તે બધા આ સંસ્થામા પણ છે, પણ તે ઉપરાંત બીજી કૉલેજોમાં હોતી નથી તેવી અનેક પ્રવૃત્તિઓ અને યોજનાઓ અહીં જોવામા આવે છે.

કૉલેજમા જ ગાયો પાળવામા આવે છે અને અહીં ઉત્પન્ન થતું દૂધ, પનીર ( ચીઝ ) અને માખણ ૩૦ માઈલના પરિઘમાં વેચવાની વ્યવસ્થા છે. અહીંની રોટી અને કેક મશહૂર હોઈ ને દૂરદૂર સુધી વેચાય છે સાવરણીઓ કાપડ, ગરમ કાપડ, અને સારું ફર્નિચર (સુથારી કામ) અહીં બનાવીને વેચાય છે આ બધું કામ વિદ્યાર્થીઓ જ પોતાના ફુરસદના પણ નિશ્ચિત કરેલા સમયમાં કરે છે.

બેરિયામા સારી નાની હૉટેલ છે તેની બધી વ્યવસ્થા છોકરીઓ કરે છે દરેક વ્યક્તિ કમાય છે અને ભણે છે, બહુ જ ગરીબ હોઈ ને જેને ઘેરથી મદદ નથી મળતી તે છ કે બાર મહિના કૉલેજ છોડીને બધો સમય કામ કરીને નાણા બચાવે છે

ઘણા વિદ્યાર્થીઓ વેકેશનોમા કામ કરે છે. આ કૉલેજની આસપાસ નવું ગામ વસ્યુ છે, શાળા કાઢી ત્યારે ત્યા ગામડુ પણ નહોતું

હોટેલમાં લેખિત જાહેરાત કરવામાં આવી હોય છે: 'આ કોલેજમાં શિક્ષણની ફી લેવામાં આવતી નથી અને દરેક વિદ્યાર્થીને કંઈ ને કંઈ કામ કરવું પડે છે. આ હોટેલમાં દરેક જાતનો કારભાર વિદ્યાર્થીઓના હાથમાં છે. કોઈ પણ કાર્યકરને બક્ષિસ આપવી નહીં.'

અત્યારે બેરિયા ગામડાની વસ્તી ૩૩૭૨ માણસોની છે. આગ હોલવવાનું ખાતું વિદ્યાર્થીઓને હસ્તક છે, આ ગામડામાં વીજળીનું કારખાનું, રિપેર કરવાનું બધું કામ, ઘરમાં વીજળીના તાર ગોઠવવા વગેરે બધી વ્યવસ્થા વિદ્યાર્થીઓ કરે છે. શરૂઆતના દિવસોમાં એ ગામડામાં ટાઈફોઈડના કેસ થયા તેથી પાણીનું કારખાનું (વૉટર વર્ક્સ) પણ વિદ્યાર્થીઓએ સ્થાપ્યું અને તેનો વહીવટ પણ તેઓ જ કરે છે. બધા વિદ્યાર્થીઓનો પગાર અને બીજો ખર્ચ કાપ્યા પછી કૉલેજને ૪૫૦૦ ડોલરનો ચોખ્ખો નફો રહ્યો

આ સંસ્થાની શરૂઆત દેવળ અને શાળાથી થઈ હતી અને ધર્માચાર તથા શિષ્ટાચાર પર ઘણો ભાર મૂકવામાં આવે છે.

રવિવારે સાંજે દરેક વિદ્યાર્થીને ચેપલ (મંદિર)માં જવાનું ફરજિયાત છે. રવિવારે સવારે ગામના દેવાલયમાં જાય તો સારું એવું વાતાવરણ હોય છે, ફરજ નથી.

બાઈબલમાં આધુનિક જ્ઞાન તથા વિજ્ઞાનને અનુસરીને ફેરફાર કર્યા છે તે કેટલાંક ધર્મચુસ્ત માબાપોને ગમતા નહીં હોય તે છતાં તે અહીં શિખવાય છે.

વિદ્યાર્થીઓએ અમુક વખતે રાત્રે હોસ્ટેલમાં હાજર થઈ જવું આવશ્યક છે. શનિવારે ૧૧-૩૦ સુધી બહાર રહી શકાય છે કપડાં સારાં જ પહેરવાની પ્રથા છે અને ખર્ચાળ પહેરવેશ તથા અલંકારની મના છે. વિદ્યાર્થીઓ હોસ્ટેલના અમુક ઓરડાઓમાં બીડી ફૂંકી શકે છે પણ કોલેજ કે ગામના રસ્તા પર તેમ કરવાની સખત મના છે.

અધ્યાપકોને બીડી કે પાઈપ ( ચિતમ ) પીવાની મના છે અધ્યાપકો તથા વિદ્યાર્થીઓથી કોઈ પણ સ્થળે દારૂ પી શકાય નહી અને ગામમાં પણ દારૂ વેચાતો મળતો નથી

આમ હોવા છતા કોઈ એમ માની ન લે કે બેરિયા કોલેજમાં બધા ગભીર ડાહ્યા ધુરંધરો વસે છે

કૉલેજમા અનેક નાટ્યમડળો છે ત્યાં લોકનૃત્યોના મડળો છે લોકગીતો તથા મદિરનાં સમૂહગીતોના એક કરતા વધારે મડળો છે. દરેક જાતની મની રમતો રમાયાં કરે છે, અને તેની હરીફાઈ માટે તાલીમ આપવામાં આવે છે,

વિદ્યાર્થીઓની ટોળાઓ જગલો અને નદીનાળાંના મૂળ તરફ સહેલ( પિકનિક ) માટે જાય છે ઘણા વિદ્યાર્થીઓ માઈલોના માઈલો સુધી ચાલવાને નાકળી પડે છે

શિક્ષકો, વિદ્યાર્થીઓ તથા ગ્રામજનો ચિનાઈ માટીના વાસણો બનાવતાં શીખે છે, કાચના વાસણો બનાવે છે, ટેબલો જેવું સુથારી કામ કરતાં શીખી લે છે ઓક્ટોબરમા એક " પર્વત દિન " પાળવામા આવે છે, જ્યારે દરેક વિદ્યાર્થી પહાડો ચઢીને ત્યા મોજમજાહ કરે છે

આવી અનેક પ્રવૃત્તિઓમાં છોકરા છોકરીઓ સાથે ભણે છે અને સાથે રમે છે કૉલેજજીવનનાં ઓળખાણ પરિચયમાથી અનેક વિદ્યાર્થીઓ પરણે છે, શિક્ષકો કહે છે શા માટે ન પરણે ? એક પહાડી વિદ્યાર્થી પહાડી વિદ્યાર્થીનીને પરણે તે યોગ્ય છે

બેરિયામાં માન્યતા એવી છે કે અહીનો વિદ્યાર્થી વધારે સારો અભ્યાસ કરે છે અને તે ઉપરાંત ધધાર્થી કામ પુષ્કળ કરે છે પરીક્ષાઓ સહેલી નથી, વાચવાનુ પુષ્કળ હોય છે, અને આવું સખત જીવન ગાળવાનુ હોવા છતા દર વર્ષે ૩૦૦-૩૫૦ નવા વિદ્યાર્થીઓને દાખલ કરવાના હોય છે તેને માટે ૧૦૦૦ ઉમેદવારો હોય છે શુદ્ધ

ચારિત્ર્ય, ભણવાની શક્તિ અને ગરીબી હોવા છતાં ભણવા માટે તીવ્ર ઇચ્છા આ ત્રણ બાબતોની બારીક તપાસ કર્યા પછી વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે છે.

આ કૉલેજના વખાણ સાંભળીને જાપાન, કોરિયા વગેરેના વિદ્યાર્થીઓ પણ આવે છે જાપાનની પાસે ર્યુક્યુનો બેટ છે ત્યાંનું એક દંપતી આવી જ સંસ્થા પોતાના દેશમાં કાઢવા માટે બેરિયામાં રહી ગયાં હતાં

આફ્રિકાના નાઈજીરિયાના એક સરદારનો છોકરો આદેરીનમ્યુ અહીંના વાતાવરણનો અભ્યાસ કરવા માટે કૉલેજમાં દાખલ થયો હતો કેટલાક છોકરાઓ વૅકેશનોમાં પાસેના ગામડામાં જઈને વર્ગો ચલાવે છે, ગ્રામજનોની અનેક રીતે સેવા કરે છે એક દરે ૬૨ જાતનું જુદા જુદા પ્રકારનું કામ હોય છે તેમાથી એક તેમને ( યોગ્યતા પ્રમાણે ) સોંપાય છે અને તેની કમાણીમાંથી શિક્ષણનો ખર્ચ નીકળી જાય છે બહુ મોટા ભાગના વિદ્યાર્થીઓ મહેનતુ ખેડૂતોના છોકરાં હોઈ ને તેમને વહેલી સવારે ઊઠવાની ટેવ હોય છે અને આ સંસ્થામાં ઘણાં કામો સૂર્યોદયની બહુ પહેલાં કરવાનાં હોય છે

આ સંસ્થાની નાણાકીય સ્થિતિ વિશે લખવામાં બહુ અર્થ નથી, કારણ કે દેશ ધનાઢ્ય છે ડાલરની કિંમત રૂપિયાથી પાંચગણી વધારે છે, છતાં ખરીદશક્તિની સરખામણી કરવી અઘરી છે

એક પૈસાદાર ખેડૂતને આ સંસ્થાના બિરિકટ બહુ ગમી ગયાં તેથી તે સંસ્થાને જોવાને આવ્યો બધું વાતાવરણ એને પસંદ પડ્યું. એના વસિયતનામામાં પોતાની જમીન બેરિયા કૉલેજને આપી દીધી. કૉલેજે તે ૫૦૦૦૦ ડૉલરે વેચી નાખી

એક ગિલમાલિક બેરિયાના મુખ્ય સંચાલક ( અમેરિકામાં તેમને પ્રેસિડન્ટ કહે છે )ના મિત્ર હતા તેમણે ૨૫૦,૦૦૦ ડૉલર આપ્યા

હતા. બીજા એક પ્રસંગે વખતે વચન આ સંસ્થાને મદદ કરીને એકંદરે ૨૫૦,૦૦૦ ડૉલર આપ્યા અને પોતાના છેવટના ભાષણમાં કહ્યું કે: " મેં મારાં બધાં દેવાં આપી દીધાં છે, મારે વીલ કરવાની જરૂર રહી નથી કારણ કે હું નિર્ધન છું "

સંસ્થા પાસે જે મૂડી છે તેના વ્યાજમાંથી અધ્યાપકોના પગાર આપવામાં આવે છે. પગારો અન્ય કૉલેજોના પગાર કરતાં ઓછા હોય છે, પણ એ સૌ સાદાઈથી રહેશે એવી અપેક્ષા રાખવામાં આવે છે, પણ સાથે સાથે તેમને રહેવા માટે જે સગવડ કરી આપવામાં આવે છે તેનું ભાડું ઓછું હોય છે અને જો અધ્યાપકો વિદ્યાર્થીઓને રસોડે જમે તો જમણનો ખર્ચ પણ ઓછો થાય છે. પોતે પોતાનું જીવન આ સંસ્થાને અર્પણ કરી દીધું છે એવી ભાવનાવાળા અધ્યાપકો આ ડૉલરપૂજક અમેરિકામાં પણ મળી રહે છે.

## મારી નોંધપોથીમાંથી...

નવી દિલ્હી, નવેંબર ૧૯૫૨.

એક લોકવાયકા એવી છે કે જ્યારે દિલ્હી શહેરની આસપાસના કિલ્લાની દીવાલો બાંધવા માટે પાયા ખોદવાની લાઈનદોરીઓ બાંધવામાં આવી ત્યારે લાંબી લાઈનમાં દાટેલી એક ખૂંટી—અથવા—બે ખૂંટીની વચ્ચેની દોરી, ઢીલી રહી ગઈ, અને લાઈન થઈ વાંકી. તેટલા પરથી નવા બંધાતા શહેરનુ નામ ઢીલી, ધીલી, 'દીલી' પડ્યું. આ તો લોકવાયકા છે.

આજે પણ દિલ્હીને ઉર્દૂ લિપિમાં માત્ર 'દીલી' લખે છે, જો કે બધા લોકો તેનો ઉચ્ચાર કરે છે 'દિલ્હી' અને અંગ્રેજો તેને કહેતા 'દેહલી,' અને લખતા હતા 'દિલ્હી.' આવી રીતે દિલ્હી શહેર છેક જન્મથી જ નામોશી પામ્યું છે.

આજે જે દિલ્હી કહેવાય છે તે શાહજહાન બાદશાહે બાંધ્યું હતું અને તેથી તેને શાહજહાનાબાદ કહેતા હતા. મુસ્લિમ રાજ્યકર્તાઓએ જે દિલ્હી શહેર બાંધ્યાં તેમાંનુ એ સાતમું શહેર હતું.

ખલજીવંશે (આ વંશનો ઉચ્ચાર 'ખિલજી' નથી) દિલ્હીને પાટનગર બનાવ્યું. તુઘલખ બાદશાહે તુઘલખાબાદ બાંધ્યું. આવી રીતે

મુસ્લિમોએ સ્થાન બદલ્યાં જ કર્યાં હતા, પણ મુસ્લિમોએ ધામા નાખ્યા ત્યાર પહેલાં જ્યાં કુતુબમિનાર છે તેની આસપાસ રાજપૂત રાજાઓનું પાટનગર હતું.

આ જગમશહૂર મિનાર કોણે બાંધ્યો હતો તેને વિશે બે મત છે અમુક ઇતિહાસકારો માને છે કે મિનાર મૂળ બાંધેલો હિંદુ રાજાઓએ, પણ તેને વધારે મજબૂત બનાવીને વધારે ઊંચો કર્યો મુસ્લિમ રાજાઓએ કુતુબમિનારની પાસે જે મસ્જિદ છે તેના થાંભલા હિંદુ મંદિરના છે મંદિરને નવો વેશ આપીને મસ્જિદ બનાવવામાં આવી છે

આ વિષય પર અનેક પુસ્તકો છપાયાં છે પણ આપણે આ તકરારની સાથે નિસ્બત નથી આપણે તો એટલું જાણી લઈએ છીએ કે દિલ્હી પાટનગર હતું, પાટનગર મટીને ગામ થઈ જતું હતું. અકબર બાદશાહે ફતેહપૂર સિક્રીને પાટનગર બનાવ્યું મહમદ ઘોરી તો દૂરદૂર દૌલતાબાદ બાંધીને દક્ષિણ તરફ ચાલ્યો ગયો

બ્રિટિશરોએ દિલ્હીની પ્રતિષ્ઠા તોડી નાંખવા માટે ભારતદેશના એક ખૂણામાં છેક પૂર્વ દિશામાં કલકત્તાને પાટનગર બનાવ્યું. મુસ્લિમ રાજાઓને પૂરતા પ્રમાણમા પાણી મળતુ નહોતુ. જમના નદી પોતાનો પ્રવાહ બદલ્યા કરતી હતી અને હજી પણ બદલ્યા કરે છે. આજે જ્યાં ગાંધીજીની સમાધિ બાંધવામાં આવી છે તે સ્થળે એક વખત જમના નદી વહેતી હતી

આવી રીતે આ દિલ્હી શહેરમાં કંઈને કંઈ વાકું જ પડ્યું છે. પહેલા તો એની દોરી ઢીલી પડી, પછી જે શહેરો બંધાયાં ત્યાં રાજાઓ ઠરીઠામ બેસીને રાજ્ય કરી શક્યા નહિ. બ્રિટિશરોએ પંચમ જ્યોર્જ પાસે જાહેર કરાવ્યુ કે કલકત્તાથી પાટનગર પાછુ દિલ્હી આણવામા આવશે

શાહજહાનાબાદની ઉત્તરે જ્યાં દિલ્હીનુ સિવિલ સ્ટેશન હતું ત્યાં

પાટનગર ખસેડ્યું. બ્રિટિશ શહેનશાહના પ્રતિનિધિ વાઈસરૉય અને ગવર્નર જનરલને માટે નવો મહેલ બાંધ્યો.

બ્રિટિશ સામ્રાજ્ય, જેના સામ્રાજ્ય પર, એટલે જગતમાં ફેલાયલા મુલકો પર, સૂરજ કદી આથમતો નથી, ભૂતકાળમાં આવું વિશાળ સામ્રાજ્ય કદી હતું નહિ, અને ભવિષ્યમાં એવુ કદી થવાતું નથી, તેને શોભે તેવું પાટનગર બાંધવાનો નિર્ણય થયો અને તેનો પ્રથમ પથરો ધામધૂમથી દાટવામાં આવ્યો. બાંધવાનું કામ શરૂ થાય ત્યાર પહેલા એક નવી શોધ થઈ કે જે સ્થળે પાયો નંખાયો છે તે વિસ્તાર નીચાણમાં છે અને ત્યાં મેલેરિયાનો વાવર છે એટલે આ સ્થળ પડતું મૂકાયું, અને ત્યાર પછી હાલમા જ્યાં 'નવી દિલ્હી' બંધાયું છે તે સ્થળ પસંદ થયું.

આ સ્થળ નાના ટેકરાખાડાવાળું, ઝાડજંગલથી ભરપૂર, વરસાદના પાણીથી ભરાયેલ ખાડાખાબોચિયાંમાં ઘાસબરુના વનથી ઘીચોઘીચ ભરેલું, એવું હતું. આ ઝાડજંગલમાં વરુ, શિયાળવાં અને કુક્કર તો હતાં જ પણ કવચિત વાઘ પણ ભરાઈ રહેતા હશે.

આપણા ગુજરાતની છેક ઉત્તર સીમાએ અરવલ્લીના ટેકરાઓ અને પહાડો શરૂ થાય છે તે લંબાતા લંબાતા રાજસ્થાનમાં થઈને ઉત્તર તથા ઈશાન ( ઉત્તર પૂર્વ ) દિશામાં ફેલાઈ રહે છે.

આ અરવલ્લી પહાડનો છેક ઉત્તરનો છેડો દિલ્હીના શાહજહાનાબાદની પાસે પહોંચી જાય છે. આ છેડાને 'રિજ' કહે છે, રિજ એટલે પાળ, અને ૧૮૫૭માં જ્યારે હિંદી પ્રજાએ ( મોટે ભાગે હિંદી લશ્કરે ) બ્રિટિશરો સામે બંડ ઉઠાવ્યું, અંગ્રેજો તેને બળવો કહે છે, તે વખતે આ રિજપર ખૂનખાર જંગ જામેલો.

આ અરવલ્લીનો કેટલોક ભાગ દક્ષિણ પશ્ચિમમાં પણ ફેલાયો છે અને તેમાંની એક ટેકરી પર, નવી દિલ્હીના પાટનગરમાં, બ્રિટિશ વાઈસરૉય માટે મહેલ બંધાયો હતો. આ મહેલની આગળનો ભાગ ખુલ્લો

છે, ત્યા મોટા મોટા ધોરી માર્ગો છે, અને તેની બન્ને બાજુએ મોટા વિશાળ દફતરખાનાં (સેક્રેટરિયેટ) બાંધવામાં આવ્યાં છે

આ નવુ દિલ્હી બાંધવામાં કરોડો રૂપિયા, અઢળક નાણું, ખર્ચાઈ ગયુ છે મોગ મોટા રસ્તાની બન્ને બાજુએ લીલા ઘાસનાં મેદાન માઈલો સુધી સીધાં ચાલ્યાં જાય છે

આ મેદાનોમાં મોગલ (મોઘલ, મુઘલ) બાદશાહોને મનપસંદ હતા તેવા લાંબા હોજ છે હોજ એટલા લાંબા છે કે તેમા આજે હોડકાઓ હંકારી (બોટિંગ કરી) શકાય છે તેની બાજુમા અમલદારોના બંગલા છે. તે પણ મોટા અને વિશાળ ! દરેક બંગલાની આસપાસ ત્રણ એકરની જમીન છે—નવી દિલ્હીના રસ્તાઓની વચ્ચે જ્યા રસ્તાઓ એકઠા થાય છે, ત્રણ, ચાર, પાચ કે ૭ ત્યા મોટા મોટા બાગ છે—જ્યાં ત્યાં વીજળીના દીવાઓ છે

પાણી છૂટથી વપરાય તો જ દિલ્હીના ભયકર તાપમાં ઘાસને લીલુ રાખી શકાય તથા ઝાડ તથા છોડ જીવી શકે, રસ્તા રિપેર માટે, બાગો અને ઘાસવાળા મેદાનને પાણી આપવા માટે, રસ્તાઓમાં વીજળીની હજારો બત્તીઓના ઝળકાટને માટે બિચારી મ્યુનિસિપાલિટીને લખલૂટ ખર્ચ કરવો પડે છે

ટેકરી પરના રાજમહેલમાં આજે આપણા રાષ્ટ્રપતિ રહે છે. આસપાસના બગલાઓમા આપણા હિંદીઓ રહે છે

અગ્રેજોએ પ્રથા પાડેલી તેવી રીતે આપણા હિંદી અમલદારોને રહેવાનુ ફાવતુ નથી આપણી રહેણીકરણી તદ્દન જુદા પ્રકારની છે મે અનેક ઘરોમાં જોયુ અને એક પ્રધાનને ત્યા જમણના પ્રસંગે મને લાગ્યું કે અગ્રેજો જમતા પહેલાં દારૂ પીએ છે તેને બદલે આપણા હિંદીઓ ટામેટાનો કે નારંગીનો રસ પીવા આપે છે પણ આ પીણામાં

પેટને ઉત્તેજિત કરવાની શક્તિ હોતી નથી તેથી તેમાં તીખો (સોસ) મસાલો નાખવામાં આવે છે.

આ જોઈને મને હસવું પણ આવ્યું અને બિચારા હિંદી મિજબાન પર દયા પણ આવી. હિંદી રીતે આવું ઝેરી કે બીજી કોઈ જાતનું પીણું આપવાની જરૂર જ રહેતી નથી. પણ તો પછી મોટા અમલદારો જહોજલાલી તથા દોરદમામ બીજી શી રીતે બતાવે? હું રહ્યો દેશી ગામડીઓ, એટલે મેં તો આવું પીણું પેટમાં નાંખવાની સાફ ના પાડી દીધી.

અમે રહીએ છીએ સુજાનસિંઘ પાર્કમાં. આપણા દેશના લાંબા ઇતિહાસમાં એક સમય એવો આવી ગયો કે જ્યારે શીખ લોકોએ મુસ્લિમ સૈન્યોને હંફાવી થથરાવી નાખ્યા હતા.

એ વખતના શીખો સિંહ જેવા હતા, હવે સિંગ થઈ ગયા છે. રણજીતસિંહે પોતાનું મુબારક નામ સાચું પાડયું. દેશમાં ઠેરઠેર શીખ રાજ્યો સ્થપાયાં. ૧૯૪૭ સુધી પતીઆળા અને એવાં બીજાં અનેક રાજ્યો અસ્તિત્વમાં હતાં.

સુજાનસિંગ તો મકાનો બાંધનાર કોન્ટ્રેકટર હતો. છેલ્લા વિશ્વયુદ્ધમાં એ કમાઈ ગયો. 'સુજાનસિંગ પાર્ક'ની મિલકત આશરે એક કરોડ રૂપિયાની હશે–તેમાં એક આલેશાન હોટેલ છે તેમાં માત્ર રહેવા–બેસવાના ઓરડા તથા જમણને માટે દરરોજના રૂ. ૬૦ લેવામાં આવે છે.

આ મકાનોમાં અનેક ફ્લૅટ છે. વખતે ૨૦૦ થી વધારે હશે. 'ફ્લૅટ'નું ગુજરાતી ભાષાંતર હું 'કબુતરખાનું' કરું છું. આ 'પાર્ક'ના જગતની અંદર હિંદના લગભગ બધા પ્રાંતના માણસો રહે છે.

દિલ્હીની ડિસેંબરની ઠંડીમાં ત્રણ જ મનુષ્યો એવા જોયા કે જે

(સર્વોદયની પહેલાં) ધોતિયું પહેરીને ફરતા હતા ત્રણ નહીં પણ બે, કારણ કે ત્રીજો કે પહેલો તો હુ હતો એક દીવસ સ્નાનમા મને કાકા કાલેલકર મળ્યા, લુગડાંથી એવા વિંટળાયેલા-સૂથણું, લાંબો કોટ, કાનટોપી, ગળપટો હાથેપગે મોજાં કે-મેં એમના નમસ્કાર ઝીલ્યા પણ એ કોણ છે તે જાણ્યું નહીં ! હુ મોટાઈ મારવાનો જરાય પ્રયત્ન કરતો નથી પણ ૭૬ વર્ષની વયે હુ ટૂંકું ધોતિયુ જ પહેરતો, ન મળે હાથપગના મોજાં કે કોઈ જાતની ટોપી, ન મળે ઓવર-કોટ, પણ ગરમ કપડાં છાતીપર હતા કહેવાની વાત તો એ છે કે અહીં ધોતિયા ઓછાં જોવામા આવે છે

મારી સાથે બીજા બે મોટા અમલદાર ભાઈઓ છે તે મદ્રાસી છે બન્ને જાણે ઉશ્કેરાઈને બોલતા હોય એવી રીતે એમની ભાષામા સતત ચર્ચા કરતા હોય છે અમે એકેકને ઓળખતા નથી, પણ અમારા ત્રણેના હૃદયમા ધોતિયાં વિશે મમત્વ અને હમદર્દી છે

હુ નવી દિલ્હીને એક શહેર તરીકે સ્વીકારી શક્યો નથી આ અફઘાન કે મોગલ બાદશાહો જ્યારે યુદ્ધ માટે કે બીજા કોઈ પ્રસંગે શહેર બહાર નીકળતા ત્યારે અસંખ્ય તબુઓનાં શહેરો રચાતાં દરેક અમલદારનુ સ્થાન, દરેક બજારનું સ્થાન મુકરર થઈ ગયું હતુ

મારા મનમાં એવો આભાસ થાય છે કે નવી દિલ્હી, તબુઓનુ શહેર, જગલમા પડ્યુ છે આજે છે અને કાલે નહીં હોય જુવાનીમા હુ ફારસી ભાષા શીખેલો ફારસી કવિઓએ આ સસારને તબુજીવન સાથે સરખાવે છે, આજે તબુ ખોડયા, અને કાલે તબુ ઉપાડીને જિંદગીનો ત્યાગ કરવાનો છે સ્થાયીપણું, સ્થિરપણુ એ બધુ મૂડીવાદી સમાજમાંથી પેદા થયુ છે

દિલ્હી સ્થિર શહેર નથી, આજે છે અને કાલે નહીં હોય આજે

જ્યાં રાજમહેલોમાં મહેફિલો મણાય છે ત્યાં જમીનદોસ્ત મકાનોનાં ખંડિયેર પર શિયાળવાં ચીસો પાડતાં હશે

અમે અમદાવાદથી સુજાનસિંગ પાર્કમાં રહેવા ગયાં રાત્રે ત્રણ-ચાર શિયાળવાંની કારમી ચીસો સાંભળી અને તે છેક અમારા ઘરની પાસે, પછી તો દિવસે શિયાળવાં જોયાં અને સાપવીંછી પણ જોયાં

સવારે ફરવા નીકળ્યો ત્યારે જંગલી (અરે ખુદા! જે પાંજરામાં નથી તેને માટે મારાથી 'જંગલી' શબ્દ વપરાઈ ગયો છે તેનો અર્થ તો એ થયો કે જે પાળેલાં પક્ષી પાંજરામાં છે તે સુધરેલાં કહેવાય) તેતર જોયાં અને સાંભળ્યાં તેતરને સાંભળીને તથા જોઈને મને મારા બચપણના દિવસો સાંભરી આવે છે

મારા પિતા વડોદરાના લશ્કરી દાક્તર હતા ગામના સીમાડા પર સૈનિકોની બરાકો તથા લશ્કરી અમલદારોના બંગલા હતા પછી અડધો માઈલ લાંબું અને તેટલું જ પહોળું એક મેદાન ક્વાયતને માટે હતું અને તેની પેલીપાર એક ઠીક મોટું લશ્કરી દવાખાનું અને તેમાં કામ કરતા નાના મોટા દાક્તરો તથા અન્ય કાર્યકરો માટે મકાનો હતાં તદ્દન એકાંત, લગભગ જંગલમાં રહેતા હોઈએ તેવું વાતાવરણ હતું

ત્યાં મેં તેતર સાંભળેલાં એ વાત મારા મગજમાંથી કદી ભૂંસાઈ જાય તેમ નથી તેતર અને વન વન નહીં તો જંગલ એ વિચાર મારા મનમાં ઠસી ગયો છે દિલ્હીની સૂરત આવી છે એક તરફ આલેશાન મકાનો અને તેની નિકટ પડોશમાં શિયાળવાં, તેતર, સાપ અને વીંછી

મારા એક મિત્રની સાથે સાંજે હું ફરવા ગયો અમે ઇન્ડિયા ગેટ–હિંદી દરવાજાથી જરા આગે એકાંતમાં બેઠા હતા આ ગેટ (ગેઇટ) કહેવાય છે પણ એ શબ્દ ખોટો છે તેને બારણાં નથી ખરું જોતાં

એ આર્ચ એગને કમાન કહેવાય લંડનમાં માર્બલઆર્ચ છે પારિસમાં આર્ક-દ-ત્રિઓફ એટલે વિજયકમાન છે, બર્લિનમાં બ્રાન્ડનબર્ગ ॥ કમાન છે

અમારી સામે મોટો પહોળો રસ્તો હતો પાણીના હોજ, લીલી લૉન, ઘાસવાળા મેદાન, મોટા વૃક્ષો, અને દૂરદૂર મોટા બંગલા આ વિશાળ રસ્તા પર એક સુંદર ઘોડાને જોડેલુ ટમટમ ધીમેધીમે જતુ હતુ, અમે બન્ને આ દશ્ય જોઈ રહ્યા

મે કહ્યુ કે જુઓ ભાઈ! આપણુ ખરુ હિંદુસ્તાન તો આ ટમટમ જેવુ છે ઠેકઠેકાણે ગામડીઆને પીવાનુ પાણી મળતુ નથી બે વખત ખાવાને પૂરો પૌષ્ટિક ખોરાક મળતો નથી, ઘરમાં વસ્તી વધતી જાય છે તે છતાં ઘરનો વિસ્તાર કે ગામડાનો વિસ્તાર કરવા માટે જમીન મળતી નથી પહેરવા માટે કપડાં મોંઘા થઈ ગયાં છે પ્રાથમિક શાળામાં સારા શિક્ષકો મળતા નથી, આરોગ્ય સગવાય તેને માટે સરકાર લગભગ કઈ જ કરતી નથી એક ગામડેથી બીજે ગામડે જવાના રસ્તા છે નહીં

૧૨-૧૪ લાખ માણસની વસ્તીવાળા મહેસાણા પ્રાન્તમા (ગામોને બાદ કરતા) એ ફૂટ જેટલો પાકો સારો રસ્તો થયો નથી, આવી સ્થિતિ અમારાં પાંચ લાખ ગામડાની છે એટલે બધા ગામડાંના છે, અને તેમાં કેન્સરના જેવુ આ શહેર મને અસહ્ય લાગે છે (કેન્સર એટલે એક જીવલેણ દુષ્ટ પ્રકાર)

આ પહોળા રસ્તા પર અમારા રાષ્ટ્રપતિ ૭ ઘોડાની ગાડીમાં બેસીને સવારી કાઢે છે-અમે વર્ષો સુધી મહારાજાઓ તથા બ્રિટિશ વાઈસરાયના ખર્ચાળ ઠાઠમાઠ જીવન વિરો ટીકાઓ કરી અને રાષ્ટ્રીય મહાસભામાં ઠરાવો કર્યા પણ હાલની સરકારે તો અમને લાજથી

મરી જવું પડે એવી વ્યવસ્થા કરી છે-એટલામાં પાછળથી થોડા મોટા અમલદારોની કિંમતી મોટી મોટરકારો આવી. દિલ્હીમાં આવી મોટી, કિંમતી, પરદેશી મોટરો ઠીક મોટી સંખ્યામાં છે. મારા મિત્રે કહ્યું કે ચીનમાં આવી મોટરોની આયાત થતી નથી. મોટા અમલદારો ઘણુા ખરા જીપમાં ફરે છે, અથવા નાની મોટરોમાં, અથવા રિક્ષામાં.



# શબ્દસૂચિ

અ

હ